# ગાથા સીરીઝ : ભાગ બીજો

# અહુનવદ ગાથા, હા ૨૯.

## તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત;

દીનકર્દના સુદ્ગર, વર્શ્ત માન્સર અને બગ નસ્કોમાં
એ ગાથાના હા વિષે આપેલાં બયાનની વીગત ગાથાના
આ હાના શબ્દ અર્થ સાથે કઈ રીતે બંધ બેસે છે
તેની સમજ ક્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર

---

પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ અર્થના તરજુમાને
તેના અસલ થવા ધારેલા અર્થ ઉપર [illegible] તેમાં
ક્નૂમ કેવું ઉપયોગી થઈ પડે છે તેનો ચિતાર.

---

લખનાર :

ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, [illegible]
બી. એ., એલ. એમ. એન્ડ એસ

લકબે "ખુશેચીને ઇલ્મે ક્નૂમ."

---

પ્રગટ કરનાર :

પારસી વેજીટેરીઅન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
૧૨૪, દાદીશેઠ હાઉસ, કોટ, મુંબઇ.



૧૩૦૯ ય. ઝ. - ઈ. સ. ૧૯૪૦ એપ્રીલ

## ખાસ અગત્યની ખબર.

કાહબી ઇલ્મ (જ્ઞાન) મેળવવા માટે ધીરજ સાથ ખંત
એજ મોટું ધન છે!

# શું તમને જરથોશ્તી ધર્મનું ખરૂં નાદર જ્ઞાન મેળવવાની ખરેખરી હોંશ છે?

તો,

કાંય નહી તમો નીચલે ઠેકાણે કાંઇબી ફી વગર નીયમીત
દર સોમવારે (તેહેવાર સીવાય) સાંજે
સ. ટા. ૬ાા થી ૭ાા સુધી ચાલતા ગી૦ જહાંગીર સો. ચીનીવાલાના
તેમજ
બુધવારે સાંજે સ. ટા. ૬ા થી ૭ા સુધી ચાલતા
ગી૦ દીનશાહ શા. મસાનીના

**ઇલ્મે-ક્ષ્નૂમના કલાસમાં હાજરી આપતા!**

વળી જાણીતા એરવદ રૂસ્તમ દીનશાહ દસ્તુર મેહેરજીરાણાના
ગુરૂવારના અવસ્તા કલાસ (સ. ટા. ૬ાા થી ૭ાા)
નો પણ લાભ લેઓ.

કલાસ બાનુઓ તથા ગૃહસ્થો માટે ખુલ્લા છે.

ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ત્રીજે માળે,
૧૨૪, દાદીશેઠ હાઉસ, હોંગકોંગ બેન્કની સાંમે
કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# ગાથા સીરીઝ : ભાગ બીજો

# અહુનવદ ગાથા, હા ૨૯.

## તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત;

દીનકર્દના સૂદ્‌ગર્, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં એ ગાથાના હા વિષે આપેલાં બયાનની વીગત ગાથાના આ હાના શબ્દ અર્થ સાથે કઈ રીતે બંદ બેસે છે તેની સમજ ક્ષ્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર

પહેલવી–ફારસી તરજુમાઓ આજના શબ્દ અર્થના તરજુમાને તેના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઇ જાય છે, તેમાં ક્ષ્નૂમ કેવું ઉપયોગી થઈ પડે છે તેનો ચિતાર.


લખનાર :

ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, ઓફ્થેલ્મીક સરજ્યન,
બી. એ., એલ. એમ. એન્ડ એસ.,

લકબે "ખુશેચીને ઇલ્મે ક્ષ્નૂમ."



પ્રગટ કરનાર :

પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
૧૨૪, દાદીશેઠ હાઉસ, કોટ, મુંબઇ.





૧૩૦૯ ય. ઝ. – ઈ. સ. ૧૯૪૦ એપ્રીલ



આ ચોપડી દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ મુંબઇના કોટમાં નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી "ક્રેશો-ગઈ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી છે, અને પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, હોંગ-કોંગ બેન્કની સામે, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં પ્રગટ કરી છે.



# આ કેતાબ માટે શરૂઆતના બે બોલઃ-

જે ગાથા સીરીઝ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની રોશનીમાં તેની પહેલવી સમજણ સાથે બહાર પાડવાની યોજના ડૉકટર ફરામરોઝ સોરાબજી ચીનીવાલાએ હાથ ધરી છે તેમાંનો અહુનવદ ગાથાનો ફકત એક ૨૮ મો 'હા' ૧૮૦ પાનાના દળદાર પુસ્તક મારફતે ગયે સાલ બહાર પાડવામાં આવ્યું હતું

હવે એજ અહુનવદ ગાથાનો બીજો 'હા' ૨૯ની સમજણ લગભગ ૨૭૦ પાનાં જેટલાં આ પુસ્તક મારફતે બહાર પાડવામાં આવે છે જે ખરેખર આવકારદાયક છે. ગાથાની ભેદી સમજણ ફકત પહેલવી ખાંઓ આપી ગયા છે અને પહેલવી સમજણ પણ એટલી બધી ગુહ્ય છે કે જરથોસ્તી દીનનો આખો નકશો અને દરેકે દરેક તેમાં સમજાવેલી બાબદનો અખંડ ખ્યાલ હોય નહિ ત્યાં સુધી ગાથાની પહેલવી સમજણ પણ આપણને અંધારમાં ગોથાં ખવાડે છે. જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની મદદથી સૃષ્ટિ રચનાનો અને જીંદગીની નેમનો તથા રૂવાનની વૃદ્ધિનો આખો સીલસીલાનો ખ્યાલ મેળવવા પછીજ પહેલવી સાહેબો શું કહેવા માગે છે તેની કંઇ સમજણ પામી શકાય છે. દીનકર્દમાં જે ત્રણ નસ્કો **સુદ્કર, વરશ્ત માન્સર અને બગાંન** નામે જણાવેલા છે તેઓની અંદર ગાથાના દરેક 'હા'ની ચાવી આપવામાં આવેલી છે અને તે ચાવી કેમ લગાડવી તે ક્ષ્નૂમનું અખંડ જ્ઞાન શીખવે છે.

આ સિદ્ધાંત ડૉકટર ચીનીવાલાની અથાગ મહેનતથી લખાયેલી કેતાબ પુરવાર કરી આપે છે. અવસ્તાના અભ્યાસીઓને નમનતાઇથી જણાવવાની જરૂર છે કે આ કેતાબમાંથી અવસ્તાના શબ્દાર્થ તથા પહેલવીના અર્થો જે દરેક છુટા છુટા શબ્દોના સંબંધમાં આપવામાં આવ્યા છે તે બારીકીથી વાંચી જોવા અને પછી તેની સાથે ઇલ્મે ક્ષ્નૂમની રોશની જોડીને ગાથાના દરેક ફકરાની, દરેક લીટીની સીલસીલાબંધ સમજણ આપવામાં આવેલી છે તે ધ્યાનમાં લઇને ઇલ્મે ક્ષ્નૂમના જ્ઞાનની કીંમત આંકી લેવી.

આ કેતાબમાં જે બધી બાબદો સમાયેલી છે તેનું ફકત સાંકળ્યું જેમાં લગભગ ૨૦૦ જેટલી બાબદો છે તે સાંકળ્યું જોઇ જવાથી જરથોસ્તી ધર્મમાં સૃષ્ટિ રચનાનો ખ્યાલ કેટલો બધો બારીકીથી આપવામાં

આવ્યો છે તેની કંઇક માહીતી મેળવી શકાશે. ડૉક્ટર ચીનીવાલાના શબ્દોમાં ગાથાઓમાં શું પ્લાન છે, કુદરતના ભેદોનું કેવું બીતર છે, અને તરીકત, માંથ્ર તથા યસ્ન યાને બાતેન ક્રીયાકામોનાં ભેદો તેમાં કેવી રીતે સમાવવામાં આવ્યા છે તેની તપાસ આ નવીજ જાતની કેતાબોથી થઇ શકશે. જે મીનોગાસની પાંચ તલેસમો છે તે પાંચ તલેસમને લગતા માંથ્રની બંદગી તે પાંચ ગાથા છે. પારસી સ્કોલરોએ અવસ્તાના પહેલવી તરજુમાઓ તરફ અણગમો બતાવ્યો છે તેનું કારણ કુદરતી છે કેમજે દરેક ચીજને સ્થુલ મબ્યબીંદુથી અને દુન્યવી સંસાર વહેવારના 'સ્ટેન્ડ પોઇન્ટ'થી જોવાની આપણને આદત પડી છે. જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ એવી રીતનું સાધન છે કે જે એકલુંજ આ દુન્યા ઉપરાંત બીજી અણદીઠ દુન્યાઓ અને હૈયાતીઓનાં બ્યાન આપીને જરથોસ્તી ધર્મ સમજવામાં મદદ કરે છે. આવી રીતનો મામલો હોવાથી ક્ષ્નૂમની મદદ વીના અવસ્તા અને પહેલવી સમજવા જતાં બહુ ખોટા અર્થો કરવામાં આવ્યા છે. ફકત "ગવ" અને "ગેઉશ" શબ્દ અને એવા બીજા શબ્દોએ અવસ્તાના અભ્યાસીઓને ઘણી ગુલાંટ ખવાડી છે. આ કેતાબ જેમાં ગાથાનો ૨૯ મો 'હા' "ગયેહે" "ગવ" અને "ગેઉશ"ની ખાસ બાબદ સમજાવે છે તેનો અભ્યાસ કરવાથી દરેક વાંચનાર પયગમ્બર સાહેબ ઉપર આફરીન કરશે અને આવા ગુહય અવસ્તાને ખોલવાને માટે પહેલ્વી ચાવીઓ બનાવનારા જે અશો નરો થઇ ગયા છે તેઓ તરફ માનથી જોતા થશે. અને આ પહેલ્વી ચાવીઓ કયાં અને કયે વખતે અને કેવી રીતે અને કેટલા પ્રમાણમાં લગાડવી તે બાબેનો ખાસ ઇલ્મ યાને ઇલ્મે-ક્ષ્નૂમ જે ખુદ ગાથાના ૪૮ મા તથા ૫૩ મા 'હા'માં જણાવેલોજ ક્ષ્નૂમ છે તેને ચાલુ સાચવી રાખનારા આબેદ સાહેબ દેલાન સાલેકો તરફ પોતાના અંતકરણથી માનની નજર કર્યા વીના રહેશે નહિ.

જ્યારેબી કોમમાં જરથોસ્તી ધર્મને લગતી કંઇબી બાબદનો સવાલ ઉભો થાય છે ત્યારે તે સવાલનો ફડચો કરવાને માટે અવસ્તા ભાષાનો ખાલી વ્યાકરણ સાથે તરજુમો શીખેલાઓનો મત માગવામાં આવે છે એજ પ્રમાણે દસ્તુરો કે જેઓનો અવસ્તા અભ્યાસ હોય યા નહિ હોય અને જેઓ ક્રીયાકામની અંગત માહીતી અને તે બાબેનું વિશાળ જ્ઞાન તથા સમજણ નહિ ધરાવતા હોય તેઓની પાસે ક્રીયાકામની નાજુક બાબદો ઉપર મત માગવામાં આવે છે તે વખતે તેઓ જે મત આપે છે તે તેઓના જ્ઞાનના પ્રમાણમાંજ હોય છે અને જરથોસ્તી ધર્મ

અભ્યાસની રૂઢી હાલમાં ક્ષ્નૂમની મારફતે સંપુર્ણ નહિ હોવાને લીધે કોમની હાલત દીવસે દીવસે કઢંગી થતી જાય છે તેવા એયામમાં આ ગાથાની સમજણ જેવી કેતાબો કોમને ભવિષ્યમાં ખરે માર્ગે દોરવવાને માટે કેટલી બધી ઉપયોગી થઇ પડે તેનો ખ્યાલ ધીરજથી વાંચનાર કરી શકશે. આજે કોમની અંદર આવા અભ્યાસને અને આવી કેતાબોને ઉત્તેજન આપવા માટે ખાસ 'એન્ડાઉમેન્ટ ફંડ' નથી. કોમનો પૈસો ધર્મ અભ્યાસને નામે અને ધર્મ કેળવણીને નામે વીચીત્ર દીશાએ ધસડાય છે તેનું કારણ ફકત અંગત માની લીધેલી ઉલટી લાગણી (personal prejudice) છે. જો અંગત લાગણી વગર Dispassionately ડૉકટર ચીનીવાલાની આ કેતાબ જેવી ઇલ્મે-ક્ષ્નૂમની રોશનીમાં લખાયેલી કેતાબોનો અભ્યાસ કરવામાં આવે તો ખચીત અભ્યાસીઓનાં મનની વલણ નેક અને ફાયદાભરેલી દીશાએ ઢલાણ લઇ શકે. ડૉકટર સાહેબ પોતાના દીબાચામાં જે સ્તોત યસ્ન અને નસ્કોની બાબદ સમજાવે છે તેની ઉપર ખાસ ધ્યાન ખેંચવાની જરૂર છે. જે બે પ્રકારની ત્રગડી (trinity) જેને અવસ્તામાં વીસ્પરદમાં 'તીશ્ર' તરીકે ઓળખાવવામાં આવી છે જે પહેલી ત્રગડીમાં નીરૂ+આતરે શયદાન+યવએચ યત્રએતાતેએ સમાય છે અને બીજી ત્રગડીમાં અહુનવદ+સ્તોત+ફ્રવશી સમાય છે જે બેઉ ત્રગડીઓ આપણી સૃષ્ટી-રચનાનો મુળ છે તેનો ભેદ પયગમ્બર સાહેબે સ્તોત યસ્ન તરીકે સમજી લઇને ફ્રષુષો માંથ્રના ૨૧ નસ્કો ઉભાં કર્યાં જે તદન ગુહ્યમાં ગુહ્ય અને ગેબી રચના હતી. આ ૨૧ ફ્રષુષો માંથ્રના નસ્કો ઉપરથી માંથ્ર-સ્પેન્તના ૨૧ નસ્કો થયાં હતાં અને તેને બનાવવાને માટે સ્તોત યસ્તના ફ્રરહગાન ફ્રરહંગના ૨૧ નસ્કો કામે લગાડવામા આવ્યા હતા. આ પ્રમાણે ત્રણ મરતબાના ૨૧ નસ્કોની હકીકત જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવે છે. વળી દરેક મરતબાના ૨૧ નસ્કમાં ગાથીક+દાતીક+હદ-માંથ્રીક એવા ત્રણ નીયમ પોતપોતીકા મરતબામાં રાખવામાં આવેલા છે અને આ દરેક ત્રગડીની અંદર પાછી યથા+અષેમ+યેંધહે હાતાંમની ખાસ ત્રગડી રહેલી હોય છેજ.

આ તદન નવીન બાબદ ઉપરથી જરથોસ્તી દએનનો વિસ્તાર અસલ શું હોવો જોઇએ અને હાલમાં આપણી પાસે કેટલું થોડું ફકત મુઠઠી-ભર જેટલું રહેલું છે એ બેની સરખામણી જ્યારે બરાબર ક્ષ્નૂમના અભ્યાસથી કરવામાં આવે છે ત્યારે આપણી હાલની દીનનાં જ્ઞાનની તંગદસ્ત હાલત જોઇને આપણને રડવું આવે છે. દરેક દીની બાબદનો

નિર્ણય કરતી વખતે અસલ જરથોસ્તી દીનના વિસ્તારનો ખ્યાલ જો ધ્યાનમાં લેવામાં આવે તો હાલમાં દરેક દિશાએથી કોમને ખોટે માર્ગે દોરવીને ખરાબા સાથે અથડાવી નાખવામાં આવે છે તેમ થવાની કદીપણ ધાસ્તી રહે નહિ અને જરા જરામાં અવસ્તા અભ્યાસી તરીકે અને દસ્તુર તરીકે મત આપવા તથા લખાણો કરવા બહાર પડનારાઓ ગંભીરતાથી પોતાની સ્થિતિ સમજીને બાઝ રહેતાં શીખશે.

અનુહવદ ગાથાનાં જે સાત 'હા' છે તેમાંનો ફકત ૨ જો 'હા' આ દળદાર કેતાબ સમજાવે છે. બધા મળીને પાંચ ગાથાઓમાં એકંદર ૧૭ 'હા' છે તો આવી ૧૭ કેતાબો જલદીથી ડૉકટર ચીનીવાલા બાહર પાડે એવું દરેક વાંચનાર ઇચ્છશે. અને એ કેતાબોનાં લખાણ કરવાને માટે ડૉકટર ચીનીવાલાને એવણનો ખુદા તંદુરસ્તી બક્ષશે એવી દુઆ ગુજારશું. કેતાબો પ્રગટ કરવાનું કામ પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી પોતાની નાણાંની કમજોર સ્થિતિ છતાં કરે છે તો તેને લાયક ઉત્તેજન આપવાનું કામ કોમના હાથમાં છે. લગન-નવજોત વખતે આવી કેતાબો ભેટ આપવા માટે અને ધર્મ જ્ઞાનના ઇનામો વખતે આવી કેતાબ તદનજ વાજબી લેખાશે એમ કહેવામાં કાંઇપણ સરાગાત નથી.

આપણે આશા રાખશું કે કોમના દરેક સભાસદ પોતીકા જરથોસ્તી દીનના જ્ઞાનનો આવી રીતનો ફેલાવો કરવામાં ચાલુ હમશરીકી આપવાની પોતાની ફરજ વિચારશે.

લા. ફીરોજ શાપુરજી મસાની

મુંબઇ તા-૧૦ ફેબ્રુઆરી ૧૯૪૦.

# સાંકળયું.



# દિ બા ચો.

## ગાથાના અમુલ્ય રત્નો–તેઓથી થતો આત્મ આનંદ: તેઓની સમજ વીષે.

ગાથાની બંદગીઓ માંથ્રો તેમ સાહિત્યના બજારમાં બેનમુન અને પહેલા નંબરની છે એમ કહેવામાં જરાબી સહરાગાત નથીજ. ગાથાઓનો ખરો રહસ્ય તો વ્યાકરણી તરજુમાઓની ઉપર જયારે શબ્દ અર્થોના ખરા લોઘતીક અર્થો લગાડાય છે અને પછી તેવા અર્થોને ક્ષ્નુમની હકીકતથી ખોલવામાં આવે છે ત્યારેજ માલમ પડે છે ત્યારેજ ખરો આનદ કે, જેને પહેલવીમાં 'હુરવાખમની' કહે છે જે દીલમાંથી ઘણી વીસારી મુકીને 'આઝંઘહુ'=દુખ–દીલની સંકોચીત હાલતને દુર કરીને 'રવંઘહુ'= દીલ કુશાદી ઉભી કરાવી આપે છે–તેવો તે ખરો આનંદ–દીલમાંનાં દુખને વીસરાવનારો–હમેશની ખુશાળીવાલો ઉભો થાય છે. કહે છે કે અવસ્તા મથ્રોની બંદગીઓ ખાસ તેમાં ગાથાઓ 'રક્રેદ'વાળા છે એટલે તે માંથ્રો ખુદમાં અમરદાદ અમશાસ્પંદની ઉશ્તા=પરમ અમર આનંદના દરયાવનો ઝરોહ ઉભો થયલો છે–માટે તે બંદગીઓ ખુદમાંજ આનંદ આનંદ રહેવે જયારે તે બંદગીઓને તે આનંદ ઉભરાવીને ભોગવવાની રીતીએ ભણાય છે ત્યારે તે આનંદ તે ભણનારને પ્રાપ્ત થઇ શકે છે.

ગાથાનો આવો આનંદ કે જે તે ગાથાઓના માંથ્રોની તલેસમાતીક ખુબીમાંથી નીકળે છે તે આનંદમાં રહેલો ખરો તાત્પર્ય જાણવા કોઇબી માગે એતો ખુલ્લું છે. ખાલી વ્યાકરણી તરજુમાઓ કે જેમાં syntax શબ્દોના અર્થોને ગોઠવવાની રીત ખામીવાળી હોય તેમાંથી તે ખુશાળી ભરેલા અર્થ મલતા નથી. પણ ગ્રામરની રૂઢીએ ઉકેલેલા શબ્દોની ગોઠવણીઓ (syntax) જયારે કદીમ તરજુમાઓ પ્રમાણે ગોઠવાય છે અને તે શબ્દ અર્થોના લોઘતોને બરાબર ઉકેલવામાં આવે છે અને તેવી ઉકેલામણુને ક્ષ્નુમની હકીકતી સમજથી સમજાવવામાં આવે છે, ત્યારેજ ખરી ખુશાળીવાળી–અંતઃકરણને શાંત કરતી–દીનદુન્યા ઓકબાનો રાહ બતાવતી મઅની નીકળે છે અને તેમાંથી ગાથા અવસ્તાનો 'રક્રેદ' તરીકે થવાનો દાવો–અમરદાદની ઉશ્તાના દરયાવનો ઝરોહ રાખવાનો દાવો સીધ્ધ થઇ શકે છે. ગાથા પાંચ છે જેઓને અહુનવદ–ઉશ્તવદ–સ્પેન્તોમદ વોહુ–ક્ષથ્ર–વહિશ્તોઇશ્તને નામે ઓળખે છે. આ દરેક

ગાથામાં અમુક નંબરના બાબો છે જેઓને હા તરીકે ઓળખે છે. આ દરેક ચેપ્ટર હામાં અમુક અમુક ફકરાઓમાં છે. દરેક ચેપ્ટર હાને છેડે પહેલા હાનો સપ્પર પહેલો ફકરો આવ્યાજ કરે છે. દરેક હાઓ-માંના ચેપ્ટરોમાંના ફકરાઓમાં દરેક હાઓમાં અને કુલ ગાથાઓમાં એક દીલપઝીર સીલસીલો રહેલો છે જેમાંથી હકીકતો જાહેર થઇ રહે છે. એટલે ટુંકમાં એકે ગાથાઓમાં અમુક theme મન્તા વીષયોની યોજના છે જેની છેલ્લી નેમ છે.

## ગાથાઓની ઉસુલ માટે, ગાથાઓના વિષયોનાા સીલસીલા માટે સ્તોત-યસ્ન. સ્તોત યસ્નનો અર્થ; જગતની ઉસુલ સ્તોત યસ્ન અને પેગામ્બરે ઉભા કીધેલા સ્તોત યસ્ન વીગેરેની સમજ.

ત્યારે ગાથાનો theme-વિષયની યોજના શું છે તે યોજના એક મોટા ફરહંગાને ફરહંગમાંથી ઉકેલાઇ છે. ફરહંગાને ફરહંગ છે તેની અમુક શાખો છે દરેક શાખામાં જ્ઞાન છે. આ ફરહંગાને ફરહંગને **સ્તોત યસ્ન** કહે છે, તે સ્તોત યસ્નમાં ઘણી શાખાઓ છે જે બધાની સમજ માટે જે જ્ઞાન છે તેને ક્નૂમ કહે છે. ક્નૂમ ત્યારે તે જ્ઞાન છે કે જે સ્તોત યસ્નનો ભેદ ખોલે છે એટલે નસ્કોનો દીનનો ભેદ ખોલે છે. સ્તોત યસ્નના ફરહંગાને ફરહંગમાં બધી જાતજાતની આર્ટ અને સાયન્સીસ કળા વીકળા જે ઝરવાને અકરનેના સાત દોરોમાં આ દુન્યા ઉપર, તેમ નીસ્તીની જગતમાં કે જેમાં આપણી દુન્યા જેવી અગણીત દુન્યા છે તેઓ ઉપર, તેમ હસ્તીમાં થશે તેનો ગુહ્ય ચીતાર હતો. આપણને તો આજે જડ઼ાને લગતી કળા વીકળાનું ભાન હોય. પણ કળા વીકળાને કયે છેડે લઇ જઇ શકાય તેનું ભાન આપણને કેવળેજ હોય-ના, તે તો myth દંતકથા જેવું હવાઇ લાગે. પણ તેમ નથી. આપણી હાલની સમજ શકિત સંકોચીત છે તે નોંધવું. સ્તોત યસ્નની ફરહંગને ફરહંગાના ત્યારે ૨૧ નસ્કો હતા. આ બધી કળા વીકળાનો ઘણો મીનો ગુહ્ય ભાગ માંથ્રોનો હતો તલેસમાતીક હતો. પણ બીજો સમજમાં ઉતરે તેવો હતો. તલેસમાતીક ગતીનો કળા વીકળાનો ભાગ માનવની સમજમાં આવી શકે પેલા સમજમાં ઉતરે તેવા ભાગની માફક સમજાઇ શકાય માટે માનવની અકકલના સંકોચીત દોરને ખોલવાની કુંચી માટેનો અને કુંચીને લગાડવાની શકિત માટેનો એક નસ્ક હતો, જેને વાસ્તારૅમ નસ્ક કહેતા હતા. આ વાસ્તારૅમ નસ્કમાં ત્યારે માનવની ઝહેનને બઓદીક ગતી ઉપર લઇ જવાની એટલે યઝતી ગતીની અકકલ તરફ પુગાડવાની સમજો અને તદબીરો હતી. સ્તોત યસ્નના બીજા નસ્કોમાં

શું હશે તે જાણુવાની કોઇને લાલચ થાય—પણુ જે કંઇ માનવની ગમે તેવી ઝહેનમાં આવી શકે નહિ તેને ત્યારે લખી કેમજ શકાય. પણુ એટલુંજ કહી શકાય કે દુન્યામાં કોઇભી ચીજ તદ્દનજ ફુઝુલ નથી. તે ફુઝુલ જે ખરેખર ફુઝુલ છે તેના મધ્યમાં સત્યનું બીન્દુ મંદ પડેલુંજ છે. ફ્રશો-ગર્દ વખતે તે સત્યનું બીંદુ તે ફુઝુલને સત્યતામાં ઉગાડશે. ત્યારે બધા આજે ગણુાતાં હવાઇ બયાનોમાં સત્ય કેઠે અને કેઠેજ છે. જેઓ કંઇ સમજની જબાનમાં નહિ લખાય તેને સમજની જબાનમાં લખવા માટેની યુક્તિ હતી. આ સમજ ખુદ એવી હોય કે જે ભોગવટામાં આવેલી નહી હોય જેમકે ત્રણુ પગનો ગધેડો. ગધેડો ચાર પગનો ભોગવટામાં આવેલો હોય—પણુ ત્રણુ પગ તો હોય નહી. આવી રીતે લખાણો થાય તે જબાનના હોય ખરા, પણુ ભોગવટો જે થઇ રહે છે તેવા તે લખાણો નહી હોવે તેને માનવામાં આંચકી આવે. આવાં લખાણોને metaphoric અલંકારીક તરીકે બહુ બહુ તો ગણી કાઢે—કોઇ તેઓને speculation ગપ તરીકે લઇને જોય—તેને myth હવાઇ બાબદ ગણે. પણુ આવી જાતના અલંકારોનો ભેદ સમજવાની બીજી રીત હોય. આવી સમજ ઉપરથી તે અલંકાર ખરોજ છે—ના, કુદરતમાં ત્રણુ પગનું કેહપ છે જેને આ રીતે લેવાનું છે—એવી બધી સમજ આવે. આમ ત્યારે સ્તોત યસ્નમાં આવાં બધાં ગુહયમાં ગુહય બયાનો હતાં. આ જ્ઞાન જેને ક્ષ્નૂમ કહે છે તે જેને ખબર હોય તે શખ્સ દુન્યાના પરદા ઉપરની હકીકતને પામી શકે તે સમજાય તેવું છે. આવો તે ફ્રરહંગાને ફ્રરહંગ સ્તોત યસ્નનો હતો. આ અજાયબ જેવા ફ્રરહંગને જરથુશ્ત્રે પોતાની આસ્ને વીરથી એટલે પોતામાંની યઝતોની અકલ બઓદીક ગતીથી કુદરતના સ્તોત યસ્ન ઉપરથી ઉભો કીધો હતો. સ્તોત યસ્ન ત્યારે કુદરતમાં બગ તરીકે છે કે જે કુલ સૃષ્ટીની ઉસુલ છે—બધા દાત કાયદાઓનું ઉસુલ છે, કે જેની ઉપરથીજ અશો જરથુશ્ત્ર સાહેબે ઉપર કહેલો ફ્રરહંગાન ફ્રરહંગ સ્તોત યસ્ન ઉભો કીધો હતો. આમ ત્યારે **સ્તોત યસ્ન** નામ કુદરતના તે ઉસુલનું છે—તેમ ઉપર કહેલા ફ્રરહંગાને ફ્રરહંગનું છે—તેમ એક યશ્ત તરીકેની સ્તોત યસ્ન યસ્તબી હતી. વળી જેમ યજશ્ને હોમની યસ્ન છે તેમ યસ્ન તરીકેની સ્તોત યસ્નબી હતી. આપણુને અહિંયાં ફ્રરહંગાને ફ્રરહંગ સ્તોત યસ્ન જે કુદરતના સ્તોત યસ્ન ઉપરથી છે તેનું કામ છે. આ ફ્રરહંગાને ફ્રરહંગ સ્તોત યસ્નથી બધી યસ્નો થઇ છે તેમ તે નામની યશ્ત અને યસ્નબી થયલી હતી. ત્યારે કુદરતની તે સ્તોત યસ્ન શું છે તે માટેનું ક્ષ્નુમીક જ્ઞાન શું છે? તે 'અહૂ' જે સમજની પેલી મેરનો છે તેણે પોતે એક નહી સમજ પડે તેવો

ફેરાવો નામે ખાઓ અફ્રજયમ્ન ઉભો કીધો છે અને તે ખાઓની વચમાં પોતે સંકોચીત થઇને રહયા છે. તે ખાઓમાં ડબલ ત્રગડીઓ છે જેઓને અવસ્તામાં તીશ્ર તરીકે ઓળખે છે. 'તિશરો પઓઉર્વો યઝમઇદે'=તે ઉસુલ સપ્પર પહેલી ત્રગડી સાથે એકતાન થઇએ છીએ. પઓઉરવ શબ્દ સુચવે છે કે આ પઓઉર્વ તીશ્ર ઉપરથી જે કંઇ બંદગીઓ પછીથી થઇ હોય તેની વાત અહિંયાં નથી. પછી આગળ કહે છે કે 'તિશ્રૂ હુમઉર્વ પઓઉર્વ યઝમઇદે'=બચાવનાર સપ્પર પહેલી ત્રગડીઓ સાથે એકતાન થઇએ છીએ (વીસ્પદ ક. ૧૩). આ કુદરતી ત્રીશો ઉપરથી જે બંદગીઓ થઇ છે તેઓને તિશ્રૂનામ હુમઉર્વ પઓઉર્વ તે અસલ સપ્પર પહેલી બચાવનાર તીશ્રો ત્રગડીને લગતી ત્રણુની જોડીની બંદગીઓ તરીકે ઓળખે છે.

અહિંયાં ત્યારે તીશ્ર ઉસુલ મીનો ત્રગડી છે કે જેના ત્રણુ મોટા બગો છે, જેઓને લગતી બંદગીઓની ત્રગડી હતી તે વાત જુદી છે. ત્યારે ત્રણુ યઝતો બગો તરીકે તીશ્ર છે તે અને તેઓને લગતી બંદગીઓ છે તે બે જુદી ચીજો છે. ઉપર કહેલા ખાઓ અફ્રજયમ્નમાં આ ડબલ તીશ્ર હતી. પહેલી ત્રગડી નીરૂ ખદાત-આતરે શેદાન-યવએચ યવેતાએતેની છે-બીજી ત્રગડી અહુનવઇર્ય-પઓઉર્વ ફ્રવષિ અને સ્તોત યસ્નની છે. આ બેઉ ત્રગડીઓ સંબંધમાં છે-એવી રીતે કે તેઓના રજેરજમાં એક બીજાનો પેવંદ છે. આવી સ્તોત યસ્નમાંથી જગત રચાયું છે-આ સ્તોત યસ્ન ઉપરથી પેગામ્બરે સ્તોત યસ્નનો ઇલ્મ શબ્દોના ભેદોમાં ઉભો કીધો છે. ત્યારે સવાલ ઉભો થાય છે કે આ ડબલ તિશ્રનો આખો ભેદ શું હશે? આ આખો ભેદ શું હશે તેને માટે પેગામ્બરે ૨૧ નસ્કો કીધા હતા.

## નસ્કોની વીગત, સ્તોત યસ્ન અને નસ્કોનો સંબંધ: શાહેન શાહત વખતનાં ઇલ્મ જેને ફ્નુમ કહે છે તેનો પ્રભાવ.

કુદરતના આખા ભેદ માટેના પેગામ્બરે ઉભા કીધેલા આ ૨૧ નસ્કોને ફ્રશુશો-માંથ્રના નસ્કો કહે છે. પણુ તેઓ તો ગોયા યઝતોની જબાન છે જે પેગામ્બર સાહેબના મહાન ચેલાઓમાંનાબી કોઇક સમજી શકે, જે ત્યારે તો એક જાતની myth જેવું આપણુને લાગે. પણુ તેવું હકીકતન હતું અને છે. આ ૨૧ નસ્કોમાં ત્યારે અહૂના વસ્ત્ર તરીકે રહેલી બગ તરીકેની તે ડબલ તીશ્રનો અખંડ ભેદ હતો; એટલે કુલ સૃષ્ટી અને તે સૃષ્ટીની ઉસુલ અને તે ઉસુલના ઉસુલનો ભેદ હતો. પણુ આ અખંડને માનવથી સમજાતી જબાન-ભલેને તે ઉખ્યાણુા રૂપની અને

માનવનાં અનુભવથી જુદી હોય પણ સમજાતી જબાનમાં હોય તેવી જબાનમાં લખવા પેગામ્બર સાહેબે ઉપર કહેલી **સ્તોત યસ્ન**ની ફ્રરહંગાને ફ્રરહંગ ઉભી કીધી હતી. આ ફ્રરહંગનામી ૨૧ નસ્કો હતા, જેમાં છેલ્લે **વાસ્તારેમ** નસ્ક હતો જેમાં ૩૩ બાબો હતા. છેલ્લા બાબમાં આમરની રૂઢીઓ તેની ગુહયતામાં હતી. બીજાઓમાં શબ્દ રચના સ્તોતોની ગુહય વીદયા હતી—આવા **વાસ્તારેમ** નસ્કની માહેતી બઓદાંગની અકકલ યઝતી અકકલ ઉભી થવે આવતી હતી. પેગામ્બર સાહેબે પોતાના ચેલાઓને આખો સ્તોત યસ્નનો ઇલ્મ શીખવ્યો હતો. પણ તેઓમાંના ખાસ ચેલાઓને અધીકાર આપ્યો હતો જેઓ પાસે તે ઉસુલ ૨૧ ફ્રશુશો-માંથ્રના નસ્કો ઉપરથી આ **સ્તોત યસ્ન** પ્રમાણે પછી ૨૧ નસ્કો કરાવ્યા હતા જેઓ માનવથી સમજાતી પણ allegorical દંત કથારૂપ જબાનમાં હતા. આવા ૨૧ નસ્કોને **માંથ્ર-સ્પેન્તના નસ્કો** કહે છે. ત્યારે સ્તોત યસ્નના નસ્કોની ઉકેલામણને જોરે ફ્રશુશો-માંથ્રના ૨૧ નસ્કો ઉપરથી માંથ્ર-સ્પેન્તના ૨૧ નસ્કો થયા હતા જે જબાનની ભાષામાં હતા. ત્યારે ફ્રશુશો-માંથ્રના ૨૧ નસ્કો તો ખાસ હતા, જેઓ માનવને લગતી ગોબીમાં હતા નહી. સ્તોત યસ્નનો ફ્રરહંગાને ફ્રરહંગ ત્યારે દરેક જમાનમાં ચાલી શકે તેવી કળા વીકળાને રચીને ઉભી કરવાના ઇલ્મ અમલ માટે—દુન્યાનો વહેવાર જમાન પ્રમાણે જડ યા સુક્ષ્મ રીતે રાદી રીતે ચાલી શકે તે માટેના જડ યા સુક્ષ્મ ઇલ્મોના અમલો થવા માટે—જડ જમાનમાં જડ કળા વીકળા રાદી રીતે થાય—સુક્ષ્મ જમાનમાં સુક્ષ્મ કળા વીકળા જેવી કે **સરવે કેશમર-જામે જમ-જામે જરથુશ્ત્ર**—ગુહય યસ્ન વીગેરે થાય તે બધાનો ઇલ્મ અમલો પુરો પાડવા માટે હતો. આવા બધા ઇલ્મોને **ક્નૂમ** કહે છે આબેદો-સાલેકો-રાએનીદારોને તે સ્તોત યસ્નના એટલે **ક્નૂમ**ના લાહેર માહેર થવાનું હતું કે જે વગર તેઓ પોતાની તેમ દુન્યાની વૃદ્ધી કરી શકેજ નહિ. આ સ્તોત યસ્ન માટેના નસ્કો જે ૨૧ છે તે દરેક નસ્કમાં શું શુ કેવી કેવી કયા ભુવનોની તેહપીકો આવે છે તે બધાનું વાસ્તવીક topical index રહે છે. અને તેવી તે વીગતોને તે તે ભુવનો ઉપરથી મેળવીને જગતનાં લોકો આગળ સાક્ષાત આશકારા કઇ રીતે કરવી તે માટેની મોટી **નીરંગે વર** જેવી અદભુત ક્રીયાઓની સમજ ઇલ્મ અમલની તેહપીક હતી. આવી રીતે અસલમાં ક્નુમ એટલે જ્ઞાનનો પ્રભાવ હતો. આમ ત્યારે ફ્રશુશો માંથ્ર અને સ્તોત યસ્નની વીગત છે. આ સ્તોત યસ્નના તેમ ફ્રશુશો-માંથ્ર અને માંથ્ર સ્પેન્તના અને તેઓમાંથી થતા બીજા રાએનીદારોના ૨૧ નસ્કોના નામો તો યથા ઉપરથીજ થયલા છે.

## અહૂ આસપાસની સ્થાવરૂપની મુળ ડબલ તિશ્રના બગો–તે બગોની સમજ માટે નસ્કોની મુળ ત્રગડી; જમાનાના રાએનીદાર સાહેબોના નસ્કો: તેઓની ત્રગડી એમ તિશ્ર ત્રગડીના ભેદો તેમાં ગાથાઓની જગા.

આ સ્તોત યસ્નના **વાસ્તાર્ઁમ્** નસ્ક **ઉપરથી** માંથ્રોની મજમુન ઉભી કરવાનો ભેદ જાણી શકાય છે. આવી સ્તોત યસ્નના લાહેર માહેર જરથુસ્ત્રોતેમોએ હવે પછીના જમાનાઓ માટે પેગામ્બરની રહેબરી હેઠળ પેલા ૨૧ ફ્શુશો–માંથ્રના નસ્કો ઉપરથી માનવની સમજાતી જબાનમાં **અવસ્તામાં તેમ પહેલવીમાં માંથ્ર–સ્પેન્તના નસ્કો** કરાવ્યા હતા. આ ૨૧ માંથ્ર સ્પેન્તના નસ્કોમાં ત્યારે સાતે સાત ઝરવાને અકરનેના ખ્દમના ભેદો હતા. આવા નસ્કો દરેક જમાનમાં ચાલે નહિ. પણ જે ખાસ જમાનો ચાલતો હોય તેને બરનું તે ૨૧ નસ્કોમાંથી કાઢીને પછી મોટા રાએનીદારો પોતાના જમાના માટે પેગામ્બરે બનાવેલી–અહુરમજદના તખ્તરૂપ થયલી મીનો ગાસની કુદરત નામે વીસ્પેરદની દોરવણીથી ખાસ ૨૧ નસ્કો ઉભા કરતા હતા. આ ઉભા કીધેલા નસ્કો ત્યારે પેલા સાત ઝરવાને અકરનેને લગતા માંથ્ર–સ્પેન્તના ૨૧ નસ્કોમાંનો તે રાએનીદાર સાહેબના જમાનાને લગતો નાનો ભાગ હતો. આમ ત્યારે ફ્શુશો માંથ્રના ૨૧ નસ્કો અને માંથ્ર-સ્પેન્તના ૨૧ નસ્કો અને સ્તોત યસ્નની ફ્રરહંગાને ફ્રરહંગના ૨૧ નસ્કો એક યવએચ યવેતાએતેના સાત ઝરવાને અકરનેના ભેદોને પોતામાં સમાવે છે. આ મુળ ત્રગડી છે કે જે ઉપર કહેલી અહુની આસપાસના ખાઓ અફ્રજયમ્નની ડબલ **તિશ્રના બગોની** વીગતોને પોતામાં સમાવે છે. નસ્કોની આ ત્રગડીમાંના દરેકમાં ત્રગડી છે જે ગાથીક–દાતીક–હદ માંથ્રીક તરીકે છે. ગાથીક-દાતીક–હદ માંથ્રીકમાંના દરેકમાંબી ત્રગડી છે. આ બધામાં અષેમ–યથા અને યેંઘહે હાતાંમ મુળ જગા રોકે છે. ૨૧ નસ્કોની આવી ત્રગડી એટલે ૨૧ નસ્કોનો ત્રણુ તરેહનો આવો જુમ્લો પેગામ્બર સાહેબના જમાન પછીથી અવિથ્રિષ્વમાં એટલે જડ હયાતીની જગતને લગતા બુલન્દ કશવાળા ભાગ ગરોદેમાનમાં ૯૯૯૯૯ ફ્રવષિની પાસબાની હેઠળજ છે જેઓને કોઇબી પુગી શકેજ નહિ–જેનો કોઇબી નાશ કરી શકેજ નહી. પણુ પેગામ્બર પછીના અનેક જમાનાઓમાં એક એક સઓષ્યન્ત–રાએનીદાર આવીને તે તે જમાનને લગતા ૨૧ નસ્કો ઉપર કહ્યું છે તેમ કાઢતા હતા, જે ત્યારે જાહેરમાં રહેતા હતા. રાએનીદાર સાહેબ પોતાના જમાના માટે ૨૧ નસ્કો ઉભા કરતા હતા તેઓનીબી બે તરેહો હતી: એક તરેહ તલેસમાતીક માંથ્ર–સ્પેન્તની

રચના સાથની એટલે આશીરવાદીક ગતી સાથની હતી. બીજી તરેહ સાહીત્યરૂપની સરળ ભાશાની હતી. પહેલી તલેસમાતીક માંથ્ર સ્પેન્તની રચનાવાલી એટલે આશીરવાદીક ગતી રાખતી તરેહના ૨૧ નસ્કોનાબી ત્રણ મુળ ભાગો હતા, જેઓનેબી ગાથીક–દાતીક–હદ માંથ્રીક ભાગો કહેતા હતા, જેઓને યજશ્નેમાં –**માંથ્રહે સ્પેન્તહે અષોનો વેરેજ્યઘંહહે, દાતહે વીદએવહે, દાતહે જરથુશ્ત્રીશ, દરેઘયાઓ ઉપયનયાઓ** તરીકે યાદ કીધા છે. આજે આપણી પાસે ખોરદેહ અવસ્તા–મોટી અવસ્તા વીગેરે કંઇક છે તે બધું તો હદ માંથ્રીક ભાગના નસ્કોને લગતો કંઇક જુજ–જાજ ભાગ છે–કે જેને મોઢે રાખવામાં આવતો હતો માટે બચી ગયો છે. બીજા તરેહના સાહિત્ય રૂપના સરળ ભાશાનાબી ૨૧ નસ્કો હતા જે તાવીલ રૂપના હતા જેમાં સ્તોત યસ્નનું ક્ષનુમીક જ્ઞાન રહેવું હતું. આજે દીનકર્દમાં જે નસ્કો છે તે આવી તાવીલનો કંઇક નાનો ભાગ છે. છેલ્લા રાએનીદાર સાહેબ આદરબાદ સાહેબની રાએનીદારીનાં બે તરેહના નસ્કોનો જુજ–જાઝ ભાગ આજે આવી રીતે રહયો છે; અને પહેલવી સાહીત્ય નીકીઝ રૂપનું છે.

રાએનીદાર સાહેબો **'સ્તોત યસ્ન'** પ્રમાણેજ અસલ સાત કાળના નસ્કોમાંથી પોતાના જમાનને લગતા નવા નસ્કો ઉપર કહેલી બે તરેહના કાઢતા હતા. ત્યારે સ્તોત યસ્નમાં ક્ષનૂમનું બહોળું જ્ઞાન દરયાવરૂપનું હતું જેમાં ત્યારે દરેકે દરેક જમાનાઓ માટેના પ્રભાવો દરશાવવા માટેની બધી જાત જાતની theme મુળ મુદ્દાઓ અને તે બધાની બારીકે બારીક સમજો હતી. ત્યારે ગાથાઓ માટે ખાસ theme અમુક મુદ્દાઓનાં ખાસ બયાનો છે જે ખુદ આજના ગાથાઓમાંથી દેખાઇ આવે છે જેને આજે જાહેર થયલા જુજ–જાજ ક્ષનૂમની મદેદ નજરથી જોઇ શકાય છે. આજે દીનકર્દમાં ગાથાની જે તાવીલો સુદકર–વર્સ્ત માન્સર–બગ નસ્કોમાં આપી છે તે તાવીલ રૂપના સાહીત્યના નસ્કોની ક્ષનુમીક વીગત છે. આ નસ્કોમાં ત્યારે ગાથાઓનો ભેદ રહેલો છે. આજના ગાથા ઉપર કહયું છે તેમ **હદ–માંથ્રીક** તોરના છે જેઓમાં **ગાસાનીકીહ** એટલે ગાથીક નસ્કનો ભેદ એટલે સૃષ્ટી રચનાના બનાવોમાંના મુળ બનાવો માટેના મુળ મુદ્દાઓના મિથ્રો પુર્ણ વીચારો theme શું હોય તેમ તેઓમાં માંથ્રીક ભેદ શું હોય તેમ તેઓમાં યસ્નરૂપનો હદ–માંથ્રીક ભેદ શું હોય તે બધું જે તાવીલના ૨૧ નસ્કોમાંના ક્ષનુમમા એટલે પુર્ણ જ્ઞાનમાં હતું તેનો કંઇક ભેદ આજે દીનકર્દમાં સમાયલો છે. **ત્યારે દીનકર્દના આ નસ્કો ગાથાઓની ઉંડી વીગત માટે અમુલ્ય છે. પણ તેઓની ઉકેલ ક્ષનૂમના જ્ઞાન વગર અશકય છે.** વળી ગાથાના શબ્દોનો લોઘતીક ભેદ ખરો મઅની તેમ

ગાથાના તેવા લોઘતીક મઅનીના શબ્દોની રચના syntax ને કઇ રીતે લેવી તેનો ઉકેલ યજશ્નેના ૭૨ હાનું જે પહેલવી થયલું છે જેને વીદવાન સ્કોલર સ્પીગલે જાહેર કીધેલું છે તેઓમાં ગાથા માટે જે તરજુમો આપેલો છે તે પહેલવી તરજુમામાંથી થઇ શકે છે.

આવી રીતના પહેલવી તરજુમાઓ ઉપરથી આજની આમરની રૂઢીનો તરજુમો ઉભો થઇ શકે છે—આમરની રૂઢીએ અર્થો કરીને તે અર્થોના શબ્દોને પહેલવી સાહેબોના તરજુમામાં સુચવેલા syntax શબ્દોની ગોઠવણી પ્રમાણે ગોઠવીને પછી તાત્પર્ય નીકળી શકે છે. આજના જાહેર થયલા ક્ષ્નૂમનાં જ્ઞાનથી પછી તે નીકળેલા તાત્પર્યના ઉંડા ભેદો રહસ્ય તરીકે દીનકર્દના ત્રણ નસ્કોની તાવીલ ત્રણ રીતની ઉભી થયલી છે તે ખુલ્લી દેખાય છે જે બધું આ લખાણોમાંથી જોઇ શકાશે. આવી રીતે જ્યારે ગાથાનો ઉંડો ભેદ જે દીનકર્દના ત્રણ નસ્કોમાં છે તે જાહેર થાય છે ત્યારેજ ઉપર કહેલી રફૂનંઘાહુ=ખુશાળી ઉભી થાય છે. ગાથાઓમાં ત્યારે આવો સીલસીલો ઉંડા ભેદોની વીગત છે તે જોઇએ. પહેલા ૨૮ મા હાની ઉડતી તપાસ લઇએ તે હામાંના લોઘતો અને તેઓની ક્ષ્નુમીક વીગતને જોઇને પછી ૨૯-૩૦ ઉપર જઇએ. **ગાથાઓમાં શું પ્લાન છે**—કુદરતના ભેદોનું કેવું ભીતર છે—**યસ્ન-તરીકતના-માંથ્રના**-ક્રીયાઓના ભેદો તેમાં સમાયા છે તે બધાંની કંઇક ઉડતી તપાસ લઇએ.

અહિંયાં એક ખાસ નોંધ લેવાની જરૂર છે. ઉપર કહી ગયા છીએ કે છેલ્લા રાએનીદાર સાહેબ આદરબાદ મારેસ્પંદ કે જેવણુની દસ્તુરી આજે પઢાય છે તેવણે આ ચાલુ જમાનાને લગતા ૨૧ નસ્કો તલેસમાતીક ગતીના માંથ્ર-સ્પેન્તવાલા એટલે આશીશોનો ઝરોહ રાખનાર એટલે રફૈદ્રાવાળા ઉભા કીધા હતા જેઓના ગાથીક-દાતીક-હદ માંથ્રીક ભાગ હતા. પછી કહયું કે આજે સીરફ હદ-માંથ્રીક ભાગનો નાનો હીસ્સો આપણી પાસે છે. પણ આ હદ-માંથ્રીક નાના ભાગમાંથી આ જમાના ક્ષ્નૂમથી આગાહ સ્તોત યસ્નની કંઇક માહેતી રાખનાર દીન-દસ્તુરો દુરઅંદેશાથી કાયદા પુર્વક રીતે ગાથીક અને દાતીક ભાગોને શોધી કાઢીને જાહેર કીધા છે. જાણવું કે **હદ-માંથ્ર યસ્નમાં ગાથીક અને દાતીક બેઉના ભેદો વણાયલા રહે છે.** જેની વણાટનું જ્ઞાન સ્તોત યસ્નમાં આવે છે. આમ ત્યારે હદ-માંથ્ર ભાગમાં ગાથીક તેમ દાતીક ભાગ આવે છે. ગાથીક ભાગનું ભણતર એકલા એક માણસની ફરજ્યાત માટે છે જેને **ગાસાનીક્રીહ** તરીકે પહેલવીમાં ઓળખે છે. દાતીક ભાગનું ભણ

દુજ–પરહેઝ માટે હોય. આજે ત્યારે ખોરદેહ અવસ્તા અને યશ્તોની મજમુન છે તે ગાથીક ભાગ જેવી છે. આજે બધી દુજ–પરહેઝની નીરંગો છે ઇસમો વીગેરે છે તે દાતીક ભાગ તરીકેની છે. આજે બધી કીયાઓ હુશમુરદી કે પાવ મહેલની છે તે બધી હદ–માંથ્ર યસ્નરૂપની છે. આતશબહેરામો દખ્માઓને ઉભા કરવા–તેઓમાં કામ કરવું–બોય દેવી વીગેરે નવજોત વીગેરે બધું ઉપયનના ભેદનું તલેસમાતીક માંથ્ર–સ્પે તના આશીશોને લઇને સામાને આપવાનું છે તે બધુંજ યસ્નરૂપનું હદ–માંથીક તોરનું છે.

આવી હદ–માંથીક તોરની યસ્નોમાં યજશ્નેની કીયા એક છે. આ યજશ્નેની કીયામાં ૭૨ હાઓ છે. પણ આવી યસ્નમાંથી દીનદસ્તુરોએ ગાથીક તોરના ભણુતર માટે ફરવરદેગાનના દીવસોની ફરજીઆત માટે ગાથાઓને નોખા કીધેલા છે અને તેઓને ફરવરદેગાનના પ્રસંગે બેહદીનોએ ખોરદેહ અવસ્તા તેમ યશ્તોની માફક ભણુવા તેની નસીહતરૂપ ફરમાન આપેલું છે. આવી રીતે ત્યારે આજે ગાથાઓના ભણુતરને નોખા કીધેલા છે તે નોંધવું. આવી રીતના ફરવરદેગાનના વખત માટેની ફરજીઆતના ભણુતરના પાંચ ગાથાઓની શરૂઆત યજશ્નેના ૭૨ હાઓમાંના ૨૮ માં હાથી શરૂ થાય છે.

## અહુનવદ શબ્દ અને ગાથા શબ્દની સમજ; ગાથા બંદગીઓની કુદરતમાંની ખીશ્કારીઓ; અહુનવદ ગાથા પહેલો કાંય–તેમાં જગતના બંધારણ માટેની ગેઉશોનું–હસ્તી તેમ નીસ્તીની જગતોની શરૂઆતનું અને અશો જરથુશ્ત્રની પેગામ્બરીનું બ્યાન કાંય–તેમાં જરથુશ્ત્રી દીનની ગાસનો અશવનોનો ભેદ કાંય?

યજશ્નેના ૨૮ માં હાથી અહુનવદ ગાથા શરૂ થાય છે. આ ગાથાના સાત હાઓ–બાબો છે. દરેક હામાં અમુક સંખ્યાના ફકરાઓ આવે છે. પણ ૨૮ માં હાનો પહેલો ફકરો જે 'અહયા યાસા' તરીકે ઓળખાય છે તે અહુનવદ ગાથાના દરેક હાઓના છેડા ઉપર આવ્યાજ કરે છે. ગાથાઓના હાની શરૂઆતમાં યાનીમ મનોનો ફકરો આવે છે જે ગાથાઓની મહાન ખીશ્કારીઓનો દીબાચો છે. અહુનવદ શબ્દમાં અહુન અને વદ બે આકારો છે. અહુન શબ્દ અહુનવઇર્યમાંના 'અહુન'ના જેવો છે. અહુનવઇર્યમાં સૃષ્ટી રચનાની મુનાદી સાતે સાત કાળમાં જે જે થશે તેના ભેદ છે તેમ તે બધું થઇ રહો એવી દુઆ છે. 'અહુન'માં

અહૂ જે સાહેબ છે તેનો મન્તા અને તેનો ઉબ્દ શબ્દ અને તેની ય
મારેનો ભેદ રહયો છે. આ શબ્દ તલેસમાતીક છે જેમાં થઇ રહો–થશેજ
દાદાર જે અહૂ છે તેનુંજ થશે એમ અર્થ છે. વઇર્ય શબ્દમાં મર
હોકમનો અર્થ છે. ત્યારે દાદારનો પ્લાન જે 'અહુન' શબ્દમાં છે
જેમાં સૃષ્ટી સાતે સાત કાળમાં થશે અને પાર પડશે તેનો ભેદ રહયો
તે 'અહુન'ના ભેદનું જારી થવા માટેનું બયાન જે અહુનવઇતી ગાથા
છે તે બતાવવા આ 'અહુન' શબ્દની ઉપર 'વઇતી'નો પ્રત્યય આપે
છે જે એક નારીરૂપના વિશેશણનો છે સૃષ્ટીની 'માદર' રૂપના હોકમમાં
જે કંઇ બચ્ચાંરૂપનું થાય તે બતાવવા આવો 'વઇતી'નો આકાર બ
વેલો છે. વળી 'વઇતી' શબ્દ આવો વિશેશણનો રૂપાન્તર બતાવ
ઉપરાંત એમાં શબ્દ અર્થનો ભેદબી પડેલો છે. 'વઇતી' શબ્દ 'વ
જાણવા આગાહ થવા સાથેબી સંબંધ રાખે છે. જે કાંઇ દાદારનો હોક
છે–અહુનના ભેદમાં છે તેને જાણવા માટેની મહાન ચીજ જે ખુદ તલે
માતીક છે–અહૂના વિશેશણરૂપની અહૂની કેફીઅત કહેનારી છે, તે અહુ
વઇતી છે એમ આ વઇતી પ્રત્યય અર્થ બતાવી શકે છે. વળી વ
શબ્દને બદલે 'વદ' લઇએ તો તેના અનેક અર્થમાં એક અર્થ વહેવા
જારી થવાનો છે. 'અહુન'ના ભેદની વીગત જે જારી થઇ છે
વિગતનું બયાન બતાવનાર આ ગાથા છે એમ અર્થ થાય.

'અહુન વઇતી' ગાથામાં ત્યારે જગત રચનાનો ભેદ, જગતનાં થવા
ભોગવટાઓનો ભેદ અને તેની ભલી આકેબતનાં બયાનો છે કે જે અહુ
વઇર્યના હોકમથી થયા છે–અહુનવઇર્યના હોકમ 'અહુન'નું તે બર
છે તે પરીણામ છે માટે અહુનવઇર્યનો તે એક બીજો આકાર
અહુનની તલેસમોમાંની નીસ્તી ગેતીની તલેસમ તેમાં ખુલેલી છે. અહુ
વઇર્યની છંદ રચના જેવી જાહેર રચનાથી તે છેક અહુનવઇર્યના અહુ
ના તલેસમાતીક ભેદોનું નીરાકરણ–અહુનવદ ગાથામાં છે. આમ ત્ય
અહુનવઇર્યની છંદ રચના જેવી છંદ રચના અહુનવદ ગાથામાં છે, તે
અહુનવઇર્યના અહુનના હોકમનું જારી થવાનો અમુક ભેદ અહુનવઇ
ગાથામાં બતાવેલો છે. એવો વ્યાકરણી તેમ તલેસમાતીક ઉંડા ભેદો બ
વતો લોધતીક શબ્દ અહુનવઇતી–અહુનવદ છે. અહુનવઇર્યના કલામ
છે તેવી છંદ રચના (metre) અહુનવદ ગાથામાં છે માટે અહુનવઇર્ય
કલામના 'અહુન' શબ્દના વિશેશણ બતાવતા આકાર તરીકે અહુનવઇ
શબ્દ થયો જેને પહેલવીમાં અહુનવત્ અને પાઝંદમાં અહુનવદ કહે
એમ કહેવું વ્યાકરણના મધ્યબિંદુથી તેના પ્રમાણમાં ખરૂં છે. પણ એ

જાહેર વ્યાકરણના આકારમાંજ ઉપર કહેલા લોધનીક અર્થો તેને માટે છે તેની નીશાની પડેલી છે. '**વહીતી**' પ્રત્યય જે નારી જાતી રૂપના વિશેશણનું છે તે નારી જાતીનો પ્રત્યય કાંય ત્યાં વપરાયો? વળી આ ગાથાને **અષઓનીશ** કહયો એટલુંજ નહી પણ તેના અને તેના અનેક '**હા**' ભાગોના કેહર્પો છે એમ કહયું-વળી તેને યઝન જેવી તેમાજ અપાઇ-આ બધું કાંઇ અમસ્થુ નથી-એક કવીના મનની તુરંગો નથી. '**અહુન**' શબ્દની મુળ તલેસમ, તે મુળ તલેસમમાંની પેટા તલેસમો અને તેની અનેક પેટા તલેસમોમાંની નીરતી-ગેતીને લગતી તલેસમ અને તેનું થવું વીગેરે ગુહય બાબદોનો ભેદ આ શબ્દમાં છે તે નોંધવું.

ટુંકમાં ત્યારે એમ લેવું કે અહુનવદ યા અહુનવઇતીમાં તેના જાહેર તેમ બાતેન ભેદી અર્થોમાં અહૂની મુનાદી જે અહુનવઇર્ય છે તે પ્રમાણે સૃષ્ટીને ચલાવવાનો ભેદ અને તે ભેદ માટેનું ગુહય તેમ દેખીતી છંદ રચનાનું બયાન છે. સૃષ્ટીમાં હસ્તી અને નીસ્તી બે પ્રકારો છે. તે બેઉની શરૂઆત ગાથાના આ હામાં કઇ રીતે છે તે જોઇએ.

## પહેલે હસ્તીની શરૂઆત અને તેમાં રૂવાનેની પાંચ વર્ણોના ભેદો છે તેની શરૂઆત જોઇએ:-

હસ્તીની સૃષ્ટીમાં સાત આસમાનો છે જેઓ ઝરવાને અકરનેની ગનીના કેહર્પવાળા છે. પણ નીસ્તીનો ફેરાવો કેહર્પ ઝરેહ-વોઉરૂ કષની અંદર છે. ઝરેહ વોઉરૂ કષ ગીનો કરકો આતશથી ઘેરાયલો છે. મીનો કરકો હસ્તીના આસમાનોથી ઘેરાયલો છે. ઝરેહ વોઉરૂ કષની બહાર નીસ્તી હોઇ શકે નહી. અહુનવઇર્યના હોકમ મુજબ હસ્તીનું જગત થઇ રહયા પછીથીજ નીસ્તીનું જગત થઇને હસ્તીનું કામ જે અધુરૂ પડેલું છે તેને પુરૂ કરવા જાય છે. હસ્તીનું જગત સાત આસમાનોનું બનેલું છે-સાત આસમાન બધાંને ઘેરે છે. આ સાતમા આસમાનને ઘેરતું અનગ્ર રઓચનું અસ્મ છે જેમાં અહુરાનું રહેઠાણ છે. અહિંયાં આ સાતમા આસમાનમાં હસ્તીની કુદરત છે. અહિંયાંથી **આવાં યઝત** બઓદ તરીકે રહી અને **તીર યઝત** રૂવાન તરીકે રહીને હસ્તીની રચનાના આસમાનોને ચલાવવાનું શરૂ કરે છે. તે **આવાં યઝત** હસ્તીના સાત આસમાનોમાં ૧૦૦૧ સ્તોતના નાળાંઓને પાંથરી દે છે જેથી તે આસમાનો **ગામ રાન્યો સ્કેરેતી** તરીકેના થઇ રહે છે એટલે ગરદુને ગરદાન કરવા માટે ફરવાના ભેદમાં ખીસ્કારી કરી રહે છે. **તીર યઝત** રૂવાનો જેઓને સુધારવાના છે તેઓને આંઠમાં અસ્મ ઉપરથી ત્યાં સાતમાં અસ્મ ઉપર ઉતારી રહે છે. એમ કરી રહીને પછી તે સાતમાં આસમાન ઉપર બધા ઉતરવાના રૂવાનો માટેનો મસાવતી તોશો તેઓ ઉભો કરે છે. બધા રૂવાનો

જેઓ સુધરવા ઉતરવાના છે તેઓને તેઓ જોઇતો તોશો તે બધાના બઓખ્ત મારફતે અપાવશે. આમ રૂવાનો તોશો લઇને પોતપોતાનું આસ્માન ક્યું છે તે જાણીને તે તે આસ્માનો ઉપર ઉતરે છે. સાત આસ્માનો પાંચ વર્ણને લગતા છે. છઠ્ઠું-ચોથું-પહેલું આસ્માન બરજીસી વર્ણ માટે છે. બીજાં ચાર આસ્માનો બીજી ચાર વર્ણો માટે છે. કેટલાકો ઉપર કહેલા સાતમાં આસ્માન ઉપર રહે છે, જ્યારે બીજાઓ પોતપોતાને લગતાં આસ્માનો ઉપર ઉતરી રહે છે. ત્યારે આ સાતમું આસ્માન હસ્તીની સૃષ્ટીની શરૂઆતનું છે. આ આસ્માન ત્યારે હસ્તીની કુદરતમાંનાં **આવાં અને તીરના** ઓરડરને ચલાવે છે. આ સાત આસ્માનોમાંના મધ્યને અષ્ન કહે છે. આ અષ્નમાં વર્ણનો ભેદ છે. આ અષ્નની વર્ણમાંની અસરમાં જે રૂવાનો ઉતરશે તેઓનાં તનોમંદ શરીરમાં ઓરડર-ડીસીપ્લીનનો નાદ ઉત્તમ રહેશે. ત્યારે અહૂના હોકમ અહુનવઇર્યનું ઢુનદહેશ્ન થવા માટેનું શરૂ થવું-હસ્તીની સૃષ્ટીનું ચાલવું-અહૂના પ્લાનનું 'વદ'=જારી થવું અહિંયાંથી સાતમા અસ્મથી થયું.

## હવે નીસ્તીની જગત થાય છે તે જોઇએ.

વળી હસ્તીને પુરી કરી રહીને રૂવાનોને ત્યાં હસ્તીમાં એટલે ઉપર કહેલાં આસ્માનોમાં **દસેમેને** તોરે સુધારીને પછી રૂવાનોનો દસમો ભાગ જે હસ્તીનાં તે તે અસ્મોમાં સુધારી શકાતો નથી તેઓને સુધારવા દાદારે પોતાના આશ્ર પુથ્ર અહુરમજદના આતરે મીનો કરકોનો પાયો ઉભો કરીને તેમાંથી ઝરેહ વોઉરૂ કષનો વયુરૂપ દરયાવ કાઢીને તેઓમાં કુદરતને જમાવીને ચલાવી. આ કુદરતમાં યઝતો અનુયાયી તરીકે છે. પણ તેઓની સરદારી ગેઉશો નામના યઝતોને અપાઇ છે. આ યઝતો ઉપર કહેલી ઝરેહ વોઉરૂ કષ અને મીનો કરકોમાંની કુદરતમાંથી નીસ્તીના જગતને કાઢીને અહૂના હોકમનું 'વદ' જારી થવું શરૂ કરશે. જેમ હસ્તીની રચનાની શરૂઆતમાં **આવાં યઝત** બઓદ તરીકે અને **તીર યઝત** રૂવાન તરીકે કામ કરે છે તેમ નીસ્તી ગેતીની જગતની શરૂઆત ગેઉશ તષન બઓદ તરીકે અને ગેઉશ ઉરવા ઉરવાન તરીકે કરી રહે છે. ત્યારે અહૂના હોકમનું જારી થવું હસ્તીમાં સાતમા સનીના આસ્માનમાંની હસ્તીની કુદરતમાંથી તે સાતમા આસ્માન ઉપરના બઓદબહ તરીકેના આવાં યઝતથી અને ઉરવાન 'તરીકેના તીર યઝતથી થયું અને નીસ્તીમાં મીનો કરકો અને ઝરેહોમાંની કુદરતમાંથી નીસ્તી માટે મુકરર થયલા બઓદ તરીકના ગેઉશ તષનથી અને ઉરવાન તરીકેના ગેઉશ ઉરવાનથી થયું. હસ્તીનાં સાત આસ્માનોમાંના દરેકમાં જેમ બે ભાગો છે તેમ નીસ્તીની જગતમાંની

દુન્યાઓમાં એટલા માટે ગેતીમાંખી બે મુળ ભાગો છે. જેમ હસ્તીનાં દરેક આસ્માનોના મધ્યના ભાગને **હુવયઓન** એટલે દાદારને મળવાનું ઠામ કહે છે અને એતરાફને **હમીશત ગેહાન** એટલે તે આસ્માનો ઉપર ઉતરતા રૂવાનોને **દસેમે** પ્રમાણે ચલાવનારો ભાગ કહે છે એટલે રૂવાનોને સુક્ષ્મ રીતે ભોગવટો ભોગવાવનારો ભાગ કહે છે, તેમ નીસ્તીમાંની દુન્યાઓમાં અને તેથી આપણી દુન્યામાંના મધ્યના ભાગને **અવિશ્રિબ્વ** કહે છે જેને **ગવોઇ** કહે છે જે સુક્ષ્મ અને ઉપરની **હુવયઓન**ના સંબંધમાં રહે છે, અને એતરાફને ગેતી દુજો-દેમાન કહે છે જેમાં તનોમંદ હાલતમાં આવેલા રૂવાનોની દએવીક ગતી ભોગવટાઓ ભોગવી રહે છે. આમ ગેઊશોની ગવોઇમાંથી જડ જગત થયું. આ સાતમા સનીના આસ્માન ઉપરના હમીશ્ત ગેહાનમાંથી જે રૂવાનો સુધર્યા તેઓ તે આસ્માનની **હુવયઓન** ઉત્તમ દાદારના ઘરમાં દાખલ થયાં જેઓને દખુલ ગવ-ચિથ્રના પરમાર્થે પુગેલા રૂવાનો કહે છે-આ રૂવાનોનો એક હઝારમો ભાગ જે નહી સુધર્યો તે ભાગ તે સાતમા આસ્માનની અબ્નમાંની વર્ણને લગતો કહેવાઇને નીસ્તી ગેતીમાં ઉતર્યો. આ ઉતરતા રૂવાનો ત્યારે સનીની જીરમના-અબ્નની વર્ણના કહેવાયા. આવા રૂવાનો તેમ બીજી જીરમોના રૂવાનો જેઓને ખારેજ થતા ઉતરી રહેતા ઉતરતા રૂવાનો કહે છે તેઓને માટે દાદારે ઉપર કહયું છે તેમ મીનો કરકોની કુદરત અને ઝરેહ વોઉરૂ કષનો વયુનો દરયાવ કરીને તે વયુરૂપના ઝરેહમાં તે મીનો કરકોની કુદરતને ઉતારી વયુ રૂપની કરીને તેની તે કુદરતનો ઇલાકો ગેઊશ તષન અને ગેઊશ ઉરવાને સોંપીને નીસ્તીનું જગત શરૂ કીધું-ત્યારે અહૂના હોકમનું **વદ** જારી થવું નીસ્તી માટે ગેઊશોએ કીધું ત્યારે નીસ્તી-ગેતી માટે અહૂના હોકમની જારી કરવાનું જે ગેઊશો કરી રહે છે તે ત્યારે ઉપર કહેલા ખારેજ થતા રૂવાનો જેઓ સાત આસ્માનોની સાત અબ્નની પાંચ વર્ણોને લગતા છે તેઓને માટે છે. ત્યારે અહુનવદ શબ્દમાં **વદ** જારી થવાનો ભેદ-રચના દેખાડે છે તે જોયો. હવે **ગાથા** શબ્દનો ભેદ જોઇએ.

## ગાથા શબ્દનો અર્થ અને ગાથાઓની બંદગીઓનાં તે તે નામો થવાનો ભેદ.

આ બધાં પાંચ વર્ણોના રૂવાનોને દોરવવા તેઓની વર્ણ એટલે જીરમો માટેની દીનો ઉભી કરવા દાદારે ગાથા નામની યઝતી શકિતઓને નેમી. આ ગાથાઓ જેઓ પાંચ છે તેઓમાં **જરથુસ્ત્ર** ગાથા **ખુદ અહુરાની સાથનો હોઇ તે ચાર** ગાથાનો **સરદાર છે.** આ જરથુસ્ત્ર ગાથાને લગતુ રૂવાન ગેતીની ઉપર જરથુસ્ત્ર **અસ્તો**=પેગામ્બર તરીકે ઉતરે છે જેવણુ

ત્યારે પાંચે પાંચ વર્ણોની દીનોને થવાનો બંદોબસ્ત કરી રહે છે. ત્યારે ગેતીનું થવું ગેઉશોથી છે—ગેતીનું થવું પાંચ વર્ણોના રૂવાનો માટે છે—વર્ણોને દોરવનાર પાંચ ગાથાઓ છે જેઓનો સરદાર જરથુસ્ત્ર ગાથા છે. જરથુસ્ત્ર ગાથાના રતુ સરદાર તરીકે અશો જરથુસ્ત્ર છે. બધાં પાંચે પાંચ ગાથીક યઝતી શકિતઓનું કામ ત્યારે જરથુસ્ત્ર ગાથા અશો જરથુસ્ત્રને સોંપે છે. અશો જરથુસ્ત્રને ત્યારે પાંચે પાંચ ગાથીક શકિતઓની પાંચ વર્ણોને ચલાવવાની છે. એટલા માટે તે પાંચ વર્ણોની ઉન્નતી થવા તેવણુ પાંચ મુળ તલેસમો પોતાની મીનો ગાસમાં એવી ઉભી કરે છે કે તે તલેસમોમાં તે તે વર્ણના ગાથાનો સીધો સંબંધ હોય. આવી મીનો ગાસની પાંચ તલેસમને લગતા માંથ્રોની બંદગી તે પાંચ ગાથાની બંદગી છે. **એમ ગાથાઓની બંદગીઓનાં નામો થવાનો ભેદ છે.**

ત્યારે પહેલી ગાથાની બંદગી અહુનવદ છે. ઉપર જોયું કે હસ્તીનાં આસ્માનો પહેલાં થયાં જેઓમાં પાંચ વર્ણોના રૂવાનો ઉતર્યો પણ તેઓનો અમુક ભાગ ત્યાં સુધર્યો નહિ માટે તેઓને માટે નીસ્તીનું જગત તેના અગણીત ગેગાઓ સહીત થયું. એમ હસ્તીને સંપુર્ણ કરવા નીસ્તી થઇ. ઉપર જોયું કે હસ્તીની શરૂઆત એટલે દાદારના હોકમનું જારી થવું સનીનાં આસ્માનથી થયું જે માંહેલી કાસરયતને પુરી કરવા નીસ્તીના જગતનું અને ગેતીનું ઉગવું થયું. દાદારના હોકમને જારી થવા માટે અહુનવદ નામનો ભેદી અર્થ જોયો. અહુનવદમાં ત્યારે હસ્તી તેમ નીસ્તી તેમ ગેતીની જગતની શરૂઆત અને તે માંહેલા રૂવાનોની ઉન્નતીનો ભેદ આવ્યો. અહુનવદ ગાથામાં ત્યારે હસ્તીની શરૂઆતના સનીનાં આસ્માનોની વર્ણનાં રૂવાનો માટેની તલેસમાતીક ગતીનો સ્તઓતીક† ભેદ રહેલો છે. આ સનીનું આસ્માન હસ્તીની શરૂઆતનું છે. તેની અંદરની અબ્ન ઉપર સનીની વર્ણના ગાથા મુકરર થયા છે માટે શરૂઆતમાં સનીના જીરમની વર્ણ માટેની સ્તઓતીક રચના મુકાઇ. એમ અહુનવદ ગાથા એટલે રચનાની શરૂઆત માટેના હોકમના જારી થવાના ભેદનો ગાથા સપ્પર પહેલો થયો. વળી નીસ્તી

† નોંધવું કે ગાથાઓના માંથ્રોની રચના સ્તોત યસ્નના ગુહ્ય કાયદાઓ ઉપર રચાઇ છે. ગાથાઓની ઉપયોગીતા તે ગાથાઓના સ્તોતોની રચના અને તે સ્તોતોની ખીશ્કારી ઉપર રહેલી છે. આ સ્તોતો અને તેઓની ખીશ્કારી રૂવાનોના પાંચ વર્ણોને ટેકવવા માટેની છે. એમ ગાથામાંથી સીરફ તેનો જાહેર તેમ બાતેન અર્થ જોવાતો નથી પણ ગાથાઓમાં સ્તોતીક રચના અને તેઓની તે તે જીરમોના રૂવાનોને માટેની ગુહ્ય ખીશ્કારીનો ભેદ જોવાનો છે. એમ ગાથાઓની ગુહ્યતા છે તેની નોંધ લેવી.

ગેતીનું શરૂ થવું ગેઉશોથી છે અને તેઓની જગતનો રાહબર જરથુશ્ત્ર છે, માટે અહુનવદ ગાથામાં ગેતીની રચનાની હકીકત, ગેઉશોનું બયાન અને જરથુશ્ત્રની પેગામ્બરીનું બ્યાન અને જરથુશ્ત્રે કીધેલા ઝઓથ્રનો ભેદ બધુ આવે. એમ ત્યારે અહૂના સૃષ્ટી રચનાના હોકમનું જારી થવું અહુનવદ શબ્દમાં છે. હસ્તીની જીરમની શરૂઆત તેમ નીસ્તી ગેતીની શરૂઆત ત્યારે અહુનવદમાં આવે. એમ અહુનવદ ગાથામાં ગેઉશ ઉરવા-તષનનું-ગેતીની બનાવટનું અને અશો જરથુશ્ત્રનું તેવણની દીનના પેશ-રવાનોનું બ્યાન છે, તેમ હસ્તીની શરૂઆત વખતે સનીનું આસ્માન થયલું કે જેના રૂવાનોએ છુટાં થઇને નીસ્તીની વર્ણની શરૂઆત કીધેલી માટે અહુનવદ ગાથામાં સનીની જીરમના લોકોના વર્ણની તલેસમ થવાનો ભેદ છે. ત્યારે આ અહુનવદ ગાથામાં ગેઉશ માટે એટલે જગતના થવા માટે-જરથુશ્ત્ર માટે-દીનની બુઝરગી નામે ગાસ માટે વીગેરે વીગેરે બ્યાન ૨૮ મા હાના ફકરાઓમાં આવે છે તે જોતા જઇએ.

## જરથુશ્ત્રની ગેતીના એકલા એક દાદારના મોકલેલા-યઝતની જાતના થયલા દાતોબર પેગામ્બર થવાની મુનાદી અમશાસ્પંદો ગેતી આગળ કરી દીનને ગેતી આગળ જાહેર કરે છે.

ગેતીની શરૂઆત એક દરેઘો ખદાતમાં થઇને જગરેલથી પુરી થયા કરે છે કે જે પછીથી નવો દરેઘો ખદાત થઇને ગેતીને પાછી સજીવન કરી ગેતીને તે દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષ લગી ચલાવીને પછી જગરેલથી ખતમ કરે છે.-એમ દરેઘો ખદાતના દોરાનમાં ગેતી ચાલ્યા કરે છે. અહિંયાં ત્યારે નવા દરેઘો ખદાતમાં ગેતી ચાલે છે અને તેને ચલાવનાર **જરથુશ્ત્ર અસ્તો** તરીકે છે તેની મુનાદી છે. ગેતીનું થવું-ગેતીને માટેનો સરદાર અને તેના શીક્ષણોની મુનાદી છે, દાદારની પસંદગી જરથુશ્ત્ર ઉપર ઉતરે છે જરથુશ્ત્રને દાદાર **'યાન'** બક્ષેશ પાત્રનો મેસેજ આપે છે. દાદાર પોતાના મન-બોલ-કર્મમાં જે કંઇ છે તે પ્રમાણેનો **યાન** જરથુશ્ત્રને આપીને મોકલે છે. દાદારનો આ **'યાન'** બક્ષેશપાત્રનો મેસેજ છેલ્લે ભલી નેમ **ફ્રશો-ગર્દ**ની લાવશે માટે તે મેસેજને દીનની તે શુભ નેમ બતાવતા **યાન**ને એકવચનમાં દરશાવેલી છે. આ **યાન** જે દાદારના મન-બોલ-કર્મમાં છે તે જરથુશ્ત્રમાં ઉતરે માટે જરથુશ્ત્રને અમશાસ્પંદો સાથે થયલું ઉસુલ કેહપ, યઝતોની અકકલ અને ગવ-ચિથ્રનું તલેસમાતીક તન મલ્યાં છે કે જેઓમાંજ દાદારનો મન-બોલ-કર્મનો **યાન** બક્ષેશપાત્રનો મેસેજ જેને **યાનીમ મનો-યાનીમ વચો-યાનીમ**

**ષ્યઓથ્નેમ** કહે છે તે ઉતરી શકે છે. આવો જરથુસ્ત્ર **અએવો** exceptional છે. આવો જરથુસ્ત્ર જેને દાદારે પેગામ્બર તરીકે મોકલેલો છે–જેને દાદારે **યાન** પોતાની દીન આપી છે–જે યઝતોની જાતનો માનવ અવતાર છે તેને માનવોએ કબુલવો એમ **અમશાસ્પંદો** ગેતીનાં લોકોને કહીને ગેતીનાં લોકો આગળ જરથુસ્ત્રના મન–બોલ–કર્મોની ગતી જે દીન છે તે દીનને ધરે છે. ત્યારે **યાનીમ મનો–વચો ષ્યઓથ્નેમ અષઓનો જરથુશ્ત્રહે**=અશો જરથુસ્ત્રના મન–બોલ–કર્મ દાદારની વસીઅત મુજબના છે, તે વસીઅતની બક્ષેશ પામેલા છે, એટલે અશો જરથુસ્ત્રના મન–બોલ–કર્મ ખુદ દાદારનાં મન–બોલ અને કર્મજ છે–એ શબ્દોમાં એવા તે જરથુસ્ત્રની યઝતી જાત અને જરથુસ્ત્રની પેગામ્બર તરીકે નેમણુકની ગવાહી છે. પછી **ફ્રેરા અમેષા સ્પેન્તા ગાથાઓ ગેઉર્વાઇન**=ગાથાઓ કે જેઓ દાદારે જરથુસ્ત્રને આપેલી **યાન**નું પરીણામ છે તેઓને અમશાસ્પંદો ગેતી આગળ ધરે છે. દાદારે જરથુસ્ત્રને આપેલી દીનને અમશાસ્પંદો ગેતીમાં પાંથરે છે.

અહિંયાં ત્યારે જરથુસ્ત્રની નેમણુક પેગામ્બર તરીકેની દાદારથી થઇ છે તેની મુનાદી અમશાસ્પંદો કરે છે એમ કહયું છે. જેઓ પેગામ્બરને મામુલી માનવ ગણતા હોય તેઓ આ ફકરાનો અર્થ સમજ્યા નહી હોય યા તેને અતીશયુકિતવાળો માટે ખોટો ધાર્યો હોય, અને એમ ગાથા ઉપર શક લઇ ગયા હોય. આ ફકરો ત્યારે મુળ દીબાચો છે જેમાં જરથુસ્ત્રની દાતોબરી તરીકેની–ગેતીને કાયદા આપનાર તરીકેની મુનાદી અમશાસ્પંદોએ કીધી છે.

### જરથુશ્ત્રની દાતોબરી જગતને માટે છે–દીન જગતના ચેરાઘ-ગેઉશ ઉરવાનનાં કામને ટેકવવા માટે છે એટલે દીન તે ચેરાઘના તેલ તરીકેની છે જેમાં માંથ્રોની બંદગી–તરીકતોના ભેદ છે જે બહુમનની પુર આનંદવાળી ખ્રતુ એટલે કુદરતની અમર બક્ષેશ મેળવી શકે છે તેનો ચીતાર.

**હવે** જરથુસ્ત્ર ગેતીની કુદરતના ગેઉશ ઉરવા માટે–જગતના મુળને મદદ કરવા માટે–તે જગતના મુળ ગેઉશની ખુશાળી માટે ઉતરે છે–માટે હવે જગતના તારણની વાત કે જેથી ગેઉશની ખુશાળી થાય તે બતાવે છે. ત્યારે પહેલા ફકરામાં **ક્ષ્નેવિષા ગેઉશાચા ઉરવાનેમ**=ગેઉશ ઉરવા જે જગતનું મુળ છે કુદરતને ચલાવનાર છે તેની ખુશાળી થવા માટે દીનનો ભેદ કઇ રીતે જાહેર થશે તે બતાવે છે. અહિંયાં ચાર ચીજો બતાવી છે (૧) '**રેફેદ્રહયા સ્પેન્તહયા નેમંઘહા**' (૨) **અષા વિસ્પેંગ્ ષ્ય-**

ઓશ્ના (૩) વંધહુઉશ ખ્રતૂમ્ પઓઉરવીમ મનંઘહો (૪) યાસા ઉસ્તાન-ઝસ્તા. આ ચાર ચીજોથી ગેઉશ ઉરવાની ખુશાળી થાય છે એટલે જગતની સીદ્દી થાય છે એમ કહયું છે. 'નેમંઘહા'=યસ્ત ન્યાયશ્ન-યસ્નો વીગેરે દીની ચીજોને 'રેફ્દ્રહયા'વાળી એટલે અમરદાદની ઉસ્તાનો ઝરોહ રાખનાર કહી છે કે જેથી જગતનું કલ્યાણ થઇ શકે. બીજી ચીજ તે અશોઇની તરીકતો છે કે જેથી જગતનું કલ્યાણ થઇ શકે છે. ત્રીજી ચીજ તે બહમનના જેવી ગોરપંદી તેવીષી-પરમાર્થની અકકલ જે સ્પેપર પહેલી એટલે યઝતોના જેવી છે તેની ઉપર કહેલી તરીકતોથી ખીલવણી કે જેથી જગતનું કલ્યાણ થાય અને ચોથી ચીજ 'ઉસ્તાન-ઝસ્તો' કુદરતની પાસેથી લીધેલી બક્ષેશ તરીકતોનો નતીજો જે ઉંચા કીધેલા હાથથી લીધો તે અને તેજ હાથથી જગતને આપીને જગતનું કલ્યાણ કરવું-એમ જગતનું કલ્યાણ પેગામ્બરની દાતોબરીથી દીનથી કઇ રીતે થાય છે-થયા કરે છે તે બતાવે છે.

આ ફકરો પેગામ્બરની દાતોબરી જગતને માટે ગેઉશ ઉરવાની ખુશાળી માટે છે-પેગામ્બરની દીનથી ગેઉશ ઉરવાની ખુશાળી છે-દીનની ચાર ચીજો જે ઉપર કહી છે તેથી જગતની-જગતની કુદરતના ચેરાધની ખુશાળી છે, માટે આ ફકરો આ અહુનવદ ગાથાના બધાજ હાઓને છેડે આવ્યાજ કરે છે. ત્યારે આ હા 'અહુનવદ ગાથા'નો ભેદ બતાવે છે; અહુનવદ ગાથાની ખેશ્કારીની કુચી-નેમ બતાવે છે.

## પેગામ્બરની દીનની વહેવારૂ બાજુ ગેઉશ ઉરવાની ખુશાળી માટેજ એટલે જગતનાં કલ્યાણ માટેજ છે તેનો ચિતાર.

હવે પછીના બીજા ફકરામાં ઉપર કહેલા ફકરાના ચાર મુળ સિદ્ધાન્તોને બજાવીને ગેઉશની ખુશાળીનો નતીજો આવે છે તે બતાવે છે. એમાં ચાર ભેદો છે (૧) પઇરી-જસાઇ=આસપાસથી એટલે દાદારને મલી ગયલી મારફતો જેવા કે આતશ-આવાં-માહા ખુર-મહેર વીગેરે મારફતે દાદારને પુગવું (૨) વોહુ મનંઘહા-અષાત્ હચા=તરીકતો પાળી અષ મેળવીને અષવાળા થઇને દીલમાં બહમન વસાવવો-પરમાર્થી થવું (૩) આયપ્તા=આ અને પેલી દુન્યા માટેના-પોતાનાને બીજાઓને આપવા-અપાવવાના ફાયદાઓ-એમાં જગત ઉપરનો ભાર ઓછો કરવાની વાત છે માટે ગેઉશની ખુશાળી અને જગતનાં કલ્યાણનીજ વાત છે. એક અશવન પોતાને લગતી જગતને તારવીજ રહે છે જેમાં જગતનું કલ્યાણુજ છે (૪) 'સ્પેન્તો દઇદીત ખાથ્રે' રામીનીદારને-ખરો ભકત કે જે ઉપર

કહેલા દીનના સીધ્ધાન્તોથી થાય છે તેને ખુશાળીજ છે તેને તરીકતોનું પાલન-બજાવણી જેને અન્ય ઠેકાણે હવરસ્ત ધ્યઓથ્ન તરીકે ઓળખે છે તે બજાવણી ખાથ્રે તુરી ગતીમાં રહેલી બક્ષેશો મેળવી અપાવશે –ઉપર કહેલી રીતે મળશે જે બધું તે નર ગેતીને-ગેઉશ ઉરવાને આપી દેશે-એમ ખુશાળી થશે; અહિંયાં જરથુસ્ત્રી દીનના અમલનો પ્રભાવ દેખાડેલો છે કે જે અમલ જગતનાં કલ્યાણ માટે છે એટલે ગેઉશ ઉરવાની ખુશાળી માટે છે. અહિંયાં જરથુસ્ત્રી દએનની વહેવારૂ બાજુ બતાવી છે કે જેમાં રાદ છે એટલે ગેઉશની ખુશાળીજ છે.

## ગેઉશની અને તેટલા માટે જગતની ખુશાળી અને કલ્યાણ થવા માટેનું જરથુશ્ત્રનું મીશન પુરૂ કરવા માટે જવેંગ-ઝઓથ્ર, રેફ્રેદ્રહુયાની બંદગી, કે જેથી અષ-બહુમન અને મજદાની ઉફ્રયાણી વણાત જગતમાં થતી આવે.

હવે ઉપર કહેલો ફ્રાયદો કે જેથી જગત ઉપરથી પાપોનો ભાર ઓછો થઇ રહે છે અને જગત ધીમે ધીમે ફ્રશો-ગર્દ તરફ મુકિતએ જઇ રહે છે જેથી જગતના રજેરજમાં સત્યસંગ જલદીથી આવશેજ તે ફ્રાયદાઓ કાયમના ગેતી ઉપર થયાજ કરે માટે ઝઓથ્ર આલાતો ઉભા કરે છે એટલે ફ્રાયદો અપાવવાની શકિતની જીવતી કેરદાર જીવતો ફેરસ્તો ગેતીમાં ઉભો કરે છે-એમ તે આયપ્તા ફ્રાયદાના વરસાદને વરસાવ્યા કરતા રહીને ગેઉશની ખુશાળી કરી રહે છે તેનો ચીતાર છે. આ ફકરામાં (૧) અષા ઉફ્રયાની મનસ્ચા વોહુ અપઓઉરવીમ મજદામચા અહુરેંમ (૨) ક્ષથ્ર અધજ્ઞ્ઓન્વન્ત, વરેંદત્ આરમઇતિ (૩) આમોઇ રેફ્રેદ્રાઇ જવેંગ જસ્તા=આવા ત્રણ ભેદો છે. અષોઇને એટલે અષ વહિસ્તને-ભલા પરમાર્થી મનવાળા બહમનને અને તે સઉનો પેદા કરનાર દાદારને જો જગતની રજેરજમાં આણીને વણી શકાય તો ખરેજ ગેઉશની ખુશાળી ખુશાળીજ છે, કેમકે તેજ ફ્રશો-ગર્દ છે. આમ થવા માટે અડગ પુગી વળે તેવો રાદી અધીકાર અને આરમઇતીની બુન્દક મનસ્ની ખાકસારી પહેલે થવી જોઇએ. અડગ અધીકાર જે રાદનો છે તે પાપો જવે આવે કે જેથી આરમઇતીની તમીઝ બરદાર ખાકસારી આવે. આવું થવા માટે દાદારનું મંદીર જગતમાં થાએ કે જયાંથી તેવી આણ બહાર પડીને ઉપલી નેમો બર આવે, માટે 'જવેંગ'=મુરાદ બક્ષનારી-મદદે આવવાની સંસ્થા આલાતો કરીને તે 'જવેંગ'=આલાતો તરફ 'રેફ્રેદ્રાઇ' હમેશની ખુશાળીનો ઝરોહ રાખનાર 'નેમંઘહા' જે ઉપર કહી છે તે

બંદગીઓને જોરે આવવું. 'રહેફ્રાઇ'ની બંદગીઓ માંથો ભણીને 'જવેંગ' =આલાતો તરફ આતશબહેરામ તરફ જવે ઉપર કહેલી ક્ષથ્ર-આરમઇતી મળે કે જેથી રજેરજમાં અષ-બહમન અને દાદારનો વસવાટ થાય. અહિંયાં Imperative આજ્ઞાર્થ આકાર વાપરેલો છે જે બતાવે છે કે જરથુસ્ત્રની દાતોબરીથી આવું થતું આવશેજ-ગેતીનો ઉદ્ધાર થશેજ.

**ગેઉશની ખુશાળી થવાનો વધુ પ્રયાસ: રૂવાનને લગતા દએવ માટે તનોમંદ હાલત થઇ જેને ગવે ટેકવી છે. ગવ તેમ રૂવાન તનોમંદ હાલતમાં વણાયલા દએવ માટે દુજો-હેમાનમાં રહી ગેઉશ ઉપર ભાર કરે છે, પણ તરીકતથી તનોમંદ હાલત રૂવાન જેવી થઈ ગરોથ્માનમાં જશે.**

હવે ગેઉશ ઉરવાનું ગેતી ચલાવવાનું મીશન ઉરવાનને ગરોથમાની કરવા માટેનું છે. આ મીશનને બજા લાવવામાં ગેઉશને મદદ કરવે ગેઉશની ખુશાળી જગતનું કલ્યાણ થાય છે. ગેઉશાનું મીશન શું છે? ઉરવાન સાથના દ્રવાઓની તનોમંદ હાલતને લીધે જગતથી દુજનું રહેઠાણ થઇ ગરોદેમાનથી દુર ગયું-ગેઉશ ઉપર ભારરૂપનું થયું-પાપોથી અત્યંત ભાર કરી રહે છે. દુજના રહેઠાણની જગતમાં જગતની તનોમંદ હાલતમાં જગતની વસ્તીઓની તનોમંદ હાલતોમાં વોહુમનનો પરમાર્થ અને તે પરમાર્થ સાથની આરમઇતી બુન્દક મનશ્ની ખાકસારીને બદલે સ્વાર્થ અને તે સાથની તરોમઇતી તુંદી રહી છે, જે ગવ ઉપર ભાર કરીને ગરોથ્માનથી દુર થયા કરે છે. જરથુસ્ત્ર ગેતીની અંદરથી તનોમંદ હાલતમાંથી દુજને દુર કાઢી તરોમઇતીની તુંદી દુર કરી સ્વાર્થને વીસારી મેલીને **અદબ**-પરમાર્થ અને ભલું મન ઉભા કરવાનું મીશન લઇને આવેલા છે-આમ થવાને માટે તરીકતો તેવણે આપી કે જેના પાલનથી **અષી**=કુદરતના આશીશો મળવે તનોમંદ હયાતી ગરોદેમાની થશે. તરીકતથી **અષી** આશીશો મળવે **અએષે અષહુયા** અશોઇનો નાદ, અશોઇનો ઇશ્ક-સત્યસંગ મળે છે જેથી ગરોથમાની થવાય છે. ત્યારે ગેઉશની ખુશાળી રૂવાનના ગરોથમાની થવાથી છે કે જેને માટે **તરીકત-અને** તેથી ઉતરતા આશીશો માટે તરીકતના પ્રચારનું શીક્ષણ થઇ રહેવું જોઇએ.

અહિંયાં ત્યારે મુળ ચાર બાબદો છે: (૧) **ઉરવાનેમ મેન ગઇરે દદે**=રૂવાન ગરોથમાની કરવું-ગરોથમાની થાય એમ કરવાનું (૨) **વોહુ હુથ્રા મનંઘહા**=બહમનને મનમાં વસાવવાનાં (૩) **અષીમ્ચા શ્યઓથનનામ્ અહુરહ્યા**=તરીકતોથી આવતા દાદારના આશીશો લેવાના

(૪) **યથત્ ઇસાઇ તવાચા અથત્ ષ્યાઇ અઓષે અષહુયા**=તરીકતો કેમે કરી પાળી **અષી** આશીશો મેળવી **યઝતી ઇશ્ક**માં રહેવાનો ઠરાવ-દુન્યાની સ્વાર્થી લેહથી, તનોમંદ જગતના પાપોથી દુર જઇને ગેઉશ ઉપરનો ભાર ઓછો કરવાનો મજબુત ઠરાવ. તે માટે તરીકતની ઉજવણીનો પ્રચાર અને ગેઉશનો ભાર ઓછો કરવાની દુઆ.

## ગેઉશની ખુશાળી થવાનો જગતનો ભાર ઓછો કરવા માટેની મીનો ગાસની બરકકતથી માંથ્રોનો પ્રચાર.

હવે પછીના પાંચમાં ફકરામાં ગેઉશનો ભાર ઓછો કરવા જગતનું કલ્યાણ કરવા પેગામ્બરનું મીશન સચેત રીતે બજા લાવવા મીનો ઝલકાતનું મીનો મકાન નામે **પાવ મહેલ** ગેતીની ઉપર થયો છે જે પાવ મહેલ પોતે **ગાસ** નુરાની ઝલકાતનો દાદારના રહેઠાણવાળો-નુરી કેહર્પવાળો જે અદ્રષ્ય મહાલ ઉપર મીનોઇ હાલતમાં છે તેથી ટકયા કરે છે તેનો ગુહ્ય ચિતાર છે. આ ગાસ આખરે પોતાનું કામ કરી ગેઉશને મદદ કરશેજ, જરથુસ્ત્રનું મીશન જે ફ્રશો-ગર્દ કરવાનું છે તે બજા લાવશેજ, એમ ત્યાંથી ખાતરદારી ભરેલી દુઆ થયા કરે છે. તે ગાસના સાહેબો યઓઝદાથ્રેગરો માંથ્રોના પાઠો શીખવી અમલ કરાવીને ખરફ્સ્ત્ર એટલે ગુંચવાયલી એટલે પોતાનુંજ જોનારી સ્વાર્થી ગતીને પરમાર્થી કરશેજ.

આ ફકરામાં ચાર મુળ મુદ્દાઓ છે (૧) **થ્વા દેરેસાની મનસ્ચા વોહુ**=બહમન મારફતે એટલે પરમાર્થ કરીને તુને ગેતીમાં જોઉ-તારૂ રાજ ગેતીમાં જોઉ (૨) **વઓદેમ્નો ગાતુમ્ચા અહુરાઇ સેવીશ્તાઇ સેરઓષેમ મજદાઇ**=ને 'ગાતુ' જે નુરાની જલ્વો રાખનાર અદ્રષ્ય કેહર્પ મહાલ '**સરોશ**'ની તાબેદારીના સિદ્ધાન્ત ઉપર ચાલતો-અહુરમજદની મરજી બજા લાવનારો ગેતીમાં ચલીત થાય ગેતીમાં પોતાનો નાયબ ઉભો કરે, જેના ભેદ જેના રાઝથી જાણકાર થઇ જેના રાઝ ભેદને મળી દુન્યાના બીજાને તેનો લાહવો અપાવું એટલે પાવ મહેલોની બરકકત ગેતી ઉપર ઉતરે તેની દુઆ છે. (૩) આ બરકકતથી શું ફાયદો થાય-સત્યસંગ પ્રાપ્ત થાય **અના માંથ્રા હિજ્વા**=માંથ્રોના પાઠો શીખવાય-માંથ્ર ભણાય-માંથ્રોથી બધા આગાહ થાય (૪) **મજિશ્તેમ્ વાઉરોઇમઇદી ખરફ્સ્ત્રા**= દુન્યાનાં સ્વાર્થી લોકોને તે મોટી નેમ જે ફ્રશો-ગર્દની છે તે તરફ જવાનું ઇમાન અપાવીએ. અહિંયાં ત્યારે પેગામ્બર સાહેબે જગતમાં નેકી પાંથરવાના પ્રયાસ માટે જે મોટી યોજના પાવ મહેલ કીધી છે તે યોજના કયા મુળ ભેદ ઉપર રચાઈ છે-મીનો ગાસ કે જેને **વીસ્પેરતુ** ટેકવે છે તે

ઉપર રચાઇ છે તેનો ચીતાર છે. આ મીનો ગાસના **વીસ્પેરતુથીજ** પસંદ પડેલો વહેવાર ગેતીમાં ચાલશે તો ફ્રશો-ગર્દ જલદી **થશેજ** માટે Imperative આજ્ઞાર્થ પધ્ધતીના ક્રીયાપદો એવે ઠેકાણે વપરાય છે.

## મીનોગાસની વીસ્પેરતુની દોરવણીથી થતા જીવતા તેમ ગુજરેલાના ફાયદાઓ: તેથી ઓછો થતો ગેતીનો ભાર-ગેઉશની ખુશાળી, તરીકત-યસ્નની ખુબીનો ઉંડો ચિતાર.

હવે પછીના છઠ્ઠા ફકરામાં આવી મીનો ગાસની પધ્ધતીએ જે બધી સંસ્થાઓ ચાલશે તેઓમાં **વીસ્પેરતુની** મદદ હોવે ત્યાંથી નેક મુરાદો ફળીભુદ થશેજ, માટે અહિંયાં કહે છે કે અએ દાદાર **'ગઇદી'**=ખરેખર તું આવશેજ તું **આવવોજ** જોઇએ, કેમકે મેં ગાસની વીસ્પેરતુની દોરવણી હેઠળની તરીકતો મારફતે **'વોહુમનંઘહુ'** બહમનને મારા અંતકરણમાં ઉભો કીધો છે એટલે સ્વાર્થ રહીતનો થયો છું જેથી તું મને **દરેગાયુ**= લાંબી જીંદગી આપશેજ કે જેમાં હું મારૂ કર્તવ્ય કરી મારેથી બને તેટલો ભાર ઓછો કરી બીજાને તેમ કરવા સુચવું. જગતનો ભાર ઓછો થવા જીવતા તેમ ગુજરેલાને બેઉની બુરાઇઓને ઓછી કરવાની કાળજી કરૂં. આમ અહિંયાં મીનો ગાસમાંની વીસ્પેરતુની દોરવણીથી ચાલતી સંસ્થાઓમાંથીજ મુરાદ દુઆ ફળીભુદ થશે-દુઆ જીવતાના તેમ ગુજરેલાના તારણ અર્થેની થઇ રહેશે તેનો ચીનાર છે. એમ અહિંયાં **માંથ્ર-યસ્ન**નો ઉંડો ભેદ જગતના ભારને ઓછો કરવા માટે છે તેનો ચિતાર છે. અહિંયાં **થશેજ મળશેજ** એમ આજ્ઞાર્થ પધ્ધતીના ક્રીયાપદો વપરાયા છે જેઓ મીનો ગાસની **વીસ્પેરતુની મદદની** ખાત્રીપુર્વક ફતેહ બતાવે છે. અદ્રષ્ય ભુવન ઉપરના મીનો ગાસની વીસ્પેરતુની શકિત સાથે જોડાયલા ગેતી ઉપરના પાવ મહેલ અને આલાતો તે મીનો ગાસમાંથી ઉતરતી **વીસ્પેરતુની** એક શકિતને જોરે થઇ રહે છે-તે બધામાંથી **અર્ષ** ઉખ્દ= સચ્ચાઇનો નાદ નીકલી રહે છે-માટે પાવ મહેલ આલાતોને **અર્ષ** ઉખ્દ કહે છે. આવા પાવ મહેલો અને આલાતો જેઓ ઉપર કહેલા **વીસ્પેરતુની** શકિતથી થાય છે તેઓમાંથી જગત ઉપર આશીશો ઉતરી રહે છે. આશીશોને નીચે જોશથી ઉતરવાનો પરવાનો,-દસ્તુરી **અઓજંઘહુ**ની શકિત ધરાવનાર **અઓજંઘહુવત**ના નરો નામે ગુસ્તાપ જામાસ્પ અસ્મો ખન્વંત પશુતન ફ્રશોસ્તર વીગેરેને મળી છે. એમ તે વીસ્પેરતુના હમકાર થવાની ખુશાળી તેઓને મળી છે. એમ છે માટે કહે છે કે **અર્ષ ઉખ્દ થવે** તે **અઓજંઘહુવત્** મોટા નરોની ખુશાળી થાય છે. આવા પાવ મહેલની

મીનો જીવતી રચનાને જોરે તરીકતોને ફતેહ મળે છે. ત્યારે ત્રણ મુળ મુદ્દાઓ છે. તરીકતોથી ગાસની કુદરત નામે અષ અને બહમનનો પેવંદ થઇ શકે છે જેઓ લાંબી જીંદગી અપાવે છે; ગાસમાંના વીસ્પેરતુના હમકાર અઓજંઘહુવત્ મોટા નરો રહે છે જેઓ વીસ્પેરતુની માફક દાદારનો હોકમ બજા લાવે છે એટલે તેઓને દસ્તુરી મળી છે. જરથુસ્ત્રે તેઓને તેવા બનાવ્યા માટે જરથુસ્ત્રના હોકમસરના તેઓ છે-જરથુસ્ત્રના હોકમસર ચાલીને ખુશાળી પામે છે એટલે જગત માટે પરમાર્થ કરી રહે છે એટલે પાવ મહેલમાંથી આશીશો ઉતારવામાં રોકાઇ રહે છે જેથી તેઓને ખુશાળી થાય છે એટલે જરથુસ્ત્ર દાદારની ખુશાળી કરાવે છે એટલે પાવ મહેલનું કામ બજા લાવે છે; બુરી કેરદાર જે જીવતાની તેમ ગુજરેલાની રહે છે તેઓને તોડાવીને તેમાંથી ભલી ખેરદ ઉભી કરાવીને તે ખેરદ મારફતે દાદારની સજા જઝા જે તેઓ ઉપર પડે તે માટે દાદારની શુક્ર ગુજારી કરાવી રહે છે. આમ તરીકતની ફતેહ વોહુ ગઇદી મનંઘહુ=બહગનના આવવામાં એટલે પરમાર્થી થઇને સ્વાર્થ જવામાં અને દરેગાયુ=લાંબી જીંદગી મેળવવામાં અહિંયાં બતાવી છે. આવી તરીકતોની ફતેહ તે અર્ષ ઉખ્દથી એટલે મીનો ગાસના સંબંધના પાવ મહેલ અલાતોથી થઇ રહે છે એટલે અષ અને બહમનનો વસવાટ જે જગતમાં થયો છે તેથી થાય છે માટે તેની તે ગાસમાંના અઓજંઘહુવત્ની ખુશાળી થઇ રહે છે જેને એરેખ્વાઇશ્ તુ ઉખ્દાઇશ્ મજ્દાઈ જરથુ-શ્ત્રાઇ અઓજંઘહુવત્ રેફ્નોના શબ્દોમાં વર્ણવેલી છે આ 'અર્ષ ઉખ્દ'ની મકદુર જીવતા તેમ ગુજરેલાની બુરી કેરદાર તોડીને તેઓમાં આસ્ને ખેરદ ઉગાડીને કુદરતની શીક્ષા ઉપર બેગુમાની ઉભી કરાવવા માટેની છે માટે ત્યાં દઇબિશ્વતો દ્રુએષાઓ તઉર્વયામા=બુરાઇને તોડીશુંજ એમ ખાત્રીપુર્વકનો માંથ્ર અપાયો છે. આ બધું ત્યારે ગાસને લીધે છે એમ જણાવેલું છે.

## સાતમા ફકરામાં ગાસની બલીહારી ગેતીમાંના પાવ મહેલ તરીકેની શાહ ગુશતાસ્પથી જામે છે અને આથ્રવની શરૂ થઇ ક્રીયાઓ થઇ રહે છે; પાવ મહેલના આશીશો ક્રીયાથી મળે છે તેના ભેદને વીષે.

હવે પછીના સાતમા ફકરામાં ઉપર કહેલા વીસ્પેરતુ વસેલા મીનો ગાસની શક્તિ જે પાવ મહેલમાં છે તેઓનો સરદાર દોરવનાર ગેતી ઉપરનો સપ્પર પહેલો દસ્તુરાન દસ્તુર તેમ જગતપાળ રામશાહ ગુસ્તાસ્પ છે

અને દાદાર અહુરમજદ અને જરથુશ્ત્ર પછી તેવણુની દસ્તુરી ચાલતા દરેઘો ખદાતના અઇયામના દરેક જમાનામાં ચાલીને પાવ મહેલનો આશીરવાદીક કારોબાર ચાલી રહેશે તેનો ભેદ કહયો છે. પેગામ્બરને અદ્રષ્ય ભુવન ઉપરની મીનો ગાસમાંથી ગેતીમાં તેવી ગાસ એટલે પાવ મહેલ બાંધવામાં મદદ કરનાર રામશાહ તરીકે ગુસ્તાસ્પ હતા અને લોકોને તેમાં સામેલ થવા માટે શીખવનાર ફરશોશ્તર હતા, જે બેઉને તેટલા માટે આવા ઉભા થયલા અને તેમાંથી દરેક જમાનમાં ચાલી આવતા ઉભા થતા પાવ મહેલોના આશીશોનો અમુક ભાગ મળશેજ, માટે હવે તે બેઉ સાહેબો-નરોની યાદ આ અને પછીના આઠમા ફકરાઓમાં થઇ રહે છે.

પહેલે કહે છે કે **અષા**=અષોઇને જોરે **તાંમ્ અષીમ**=તે આશીશો **દાઇદી** તું આપશેજ. અહિંયાં **'ગાસ'** જે બંધાઇ છે તેના જલ્વાને જે કોઇ પુગે તેને ગાસમાંના આશીશો જેઓને **ઉપયન** તેમ **સ્તુક્રિતી** તરીકે ઓળખે છે તેઓ મળશેજ. અહિંયાં ત્યારે ગાસની અગત્યતા બતાવે છે. માટેજ અહિંયાં **દાઇદી** આજ્ઞાર્થ ક્રીયાપદ વાપરેલો છે એટલે હવે હકની વાત છે જે કોઇ ગાસને લગતા પાવ મહેલને જોરે અષને ઉભી કરશે તેને આશીશ મળ-શેજ. આવી ગાસમાં **'કએ ગુશ્તાસ્પ'**ની નેમણુક થઇ છે-તેને તે ગાસનો જલ્વો ગેતીમાં સપ્પર પહેલો ચલાવનાર તરીકે ગણેલો છે એટલે દીન-દસ્તુર તેમ દહયુપત તરીકે ગણેલો છે. તેને **ઇષેમ**=સત્તા આપેલી છે, તે મુબેદાન મુબેદ થયલો છે અને તેની આણુથીજ હવે બીજાઓ દસ્તુરીપદ મેળવી શકશે-માટે કહે છે કે તે દસ્તુરી જે ગુસ્તાશ્પને મલી છે તેની સત્તા મારફતે મારા ચેલાઓનેબી તેવી દસ્તુરી મળો. ગાસની આવી બલી-હારી જે પાવ મહેલમાં છે જેની ઉપર કય ગુસ્તાસ્પની દસ્તુરી મુકરર થઇ છે તેથી શું થશે તેની શું ઉપયોગીતા છે? કહે છે કે **મઝદા**=અએ દાદાર **દાઓરતૂ ક્ષયાચા**=તેવી સનદ-દસ્તુરીપદ મારાઓને-હું આથ્રવન ઉસ્તાદના ચેલાઓને **વીશ્તાસ્પાઇ**=ગુસ્તાસ્પની **'ઇષેમ'**=દીન-દસ્તુર વડા દસ્તુર તરીકેની સત્તાથી મળો, કે જેથી **વે માંથ્રા**=તારા માંથ્રોને તે માંહેલા આશીશોને જે **રાદાઓ**=રાદી છે-સત્યતાવાલા છે-સત્ય પાંથરનાર છે-ભલા સત્યસંગવાળા છે, તેવા તારા માંથ્રોને **સ્રેવીમા**=હમો બીજાને સંભળાવીને આશીશો ઉતારીએ. એટલે કહે છે કે પાવ મહેલની યશ્ન કરવાનો અધીકાર મળવે હમો જીવતાં તેમ ગુઝસ્તે માટે યશ્ન કરીને તે જીવતાં તેમ ગુઝસ્તેને આશીશો પુગાડીએ. અહિંયાં ક્રીયાઓની ઉપયોગીતા બતાવી છે. અહિંયાં **સ્રેવીમા** ક્રીયાપદ આશીરવાદીક છે. માંથ્રોથી આશીશો મળે છે તેની અહિંયાં ગવાહી છે. આમ **'ગાસ'**ની ખુબી અને

તેની બાંધણી ગેતીમાં પાવ મહેલ તરીકે કરાવવામાં મદદ આપનાર દહયુપત ગુસ્તાસ્પ છે તેનો સંબંધ દેખાડેલો છે તે જોયો. આથ્રવનોની યઓઝદાથ્રેગરી મેળવવાની સનદ છે અને તે સનદનો મુળ પરીક્ષક ગુસ્તાસ્પ અને તેવણુના જાએનશીનો છે તેની નોંધ છે. આવા સનદ મેળવેલાઓ ક્રીયાકામ કરી જીવતાં તેમ ગુજરેલાંને આશીશો જે પાવ મહેલમાં છે તે આપી શકે છે. અહિંયાં ત્યારે પાવ મહેલ અને દીન-દસ્તુરી વીગેરેના યસ્નના મોટા ભેદો પડેલા છે.

## ગેઉશ ઉરવા કે જેણી ગવની કુદરતનું મુળ રૂવાન છે તેની ખુશાળી જરથુશ્ત્રથી થઈ રહે છે એમ અમશાસ્પંદોએ જાહેર કીધેલું-તે ખુશાળી ગાસથી છે અને તેને ઉભા કરવા માટે મદદ આપનાર ગુશ્તાસ્પ અને ફ્રશોશ્તર છે તેના સીલસીલાની સમજ.

ત્યારે ગેઉશ ઉરવાની ખુશાળી માટે મીનોમાં જે ગાસ ઉભી થઇ છે તેને શાહ ગુશ્તાસ્પની મદદથી પેગામ્બરે ગેતીમાં આણીને પાવ મહેલો બાંધ્યા અને યસ્નોનો ક્રમ શરૂ કીધો કે જેથી ગેઉશ ઉરવાની ખુશાળી વધતીજ રહી છે. ગેઉશની ખુશાળી કેવી રીતે થતી આવે છે તેનો સીલસીલો આવી રીતે આ હામાં દોરેલો છે. અદ્રષ્ય ભુવનની ઉપર જ્યારે ધનામીને તુરેબ્રાદ વક્ષ બંધાવ્યો, જેથી ગેતીમાં ૨૯ મા હા પ્રમાણે પુશ્કળ બુરાઇઓ થઇ, ત્યારે તેની સાથે દાદારે જરથુશ્ત્રનું કેહર્પ જે અમશાસ્પંદોનું હમકાર છે તે કેહર્પ પાસે આ ગાસ બંધાવી, કે જેથી ગેતીમાં તુરેબ્રાદ વક્ષની બુરાઇ તુટતી ચાલી અને ગેઉશની ખુશાળી થતી આવી છે. આ ગાસને ગેતીમાં પાવ મહેલ તરીકે બાંધવા શાહ ગુશ્તાસ્પે મદદ આપી માટે તેવણુને દીન-દસ્તુર તેમ શહેનશાહ રામશાહ કહયા છે. હવે આવી ગાસને પાવ મહેલ તરીકે ગેતીમાં બાંધવામાં અને લોકોને તે તરફ દોરવવામાં ફ્રશોસ્તરે મોટી મદદ પેગામ્બરને આપી હતી માટે હવે તેવણુને મોટો અધીકાર શાહ ગુશતાસ્પ પછી મળે છે તેની નોંધ આવે છે. એમ ત્યારે ગેઉશની ખુશાળી થવાના પાવ મહેલોના આ સાધનોની અને તેઓને ઉભા કરવામાં મદદ આપનારા શાહ ગુશ્તાસ્પ અને ફ્રશોસ્તરની યાદ અહિંયાં ૭-૮ ફકરામાં થઇ છે.

માટે અહિંયાં આઠમા ફકરામાં કહે છે કે **વહિશ્તા**=ઉત્તમતાથી એટલે યસ્નની તરીકતોની ગતીથી એટલે પાવ મહેલની બરકતથી મળી શકતા એએ **વહિશ્તેમ**=ઉત્તમમાં ઉત્તમ સાહેબ અહુરા તમો અષા

વહિશ્તા હુજઑરૅમ=અષની સાથેજ મળેલા છે એટલે પુણ્ય અશોઇ વાળા હોઇ અશોઇથીજ મળી શકે અને અષોઇને મેળવવાનું કામ હવે પાવ મહેલ છે માટે પાવ મહેલમાં મળી શકે છે. તમોએ હવે પેગામ્બર પછીના બીજા તરીકે ફ્રશોસ્તરને પેગામ્બરની વસીઅતથી નેમેલા છે-કેમકે કહે છે કે યાસા=હું જરથુસ્ત્ર દુઆ કરૂં છું કે નરોઇ ફ્રષઓશત્રાઇ= નર ગતીનો એટલે દીનને ચલાવવામાં હઠે નહી તેવા ફ્રશોસ્તરને વાઉનુશ= ચહવાયલો થાય મઇબ્યા=મારે લગતા બીજાઓની તેવણ પછી તારેથી ચહવાયલા થાય. તે બધાઓને ફ્રશોસ્તરને અને તેવણ પછીના બીજા બધા મારા ચેલાઓને વીસ્પાઇ યવે હમેશગી લગી વંઘહેઉશ મનં-ઘહો=ભલા મનવાળાઓ એટલે અમર શકિતઓની 'ઇત'=તે મહા ગતી અમર ગતી રાઓંઘહુંઘહોઇ=તું મેળવી આપશે. અહિંયાં આ પાવ મહેલના અધીકારીઓ દીન-દસ્તુર અને દહયુપત શાહ ગુસ્તાસ્પ પછી ફ્રશોસ્તર અને બીજાઓ છે તેઓની નોંધ છે. આવી નોંધ ગાથા સીરીઝ ભાગ ૧ માં દીનકર્દના નસ્કના આ ૨૮ મા હા માટેના વરશ્ત માન્સર નસ્ક ચોથા-પાંચમા ફકરાઓમાં પાને ૧૪-૧૫ ઉપર આપેલી છે.

**ગેઉશ ઉરવાની ખુશાળી જે જગતનો ભાર ઓછો કરવા માટેની છે, જેને માટે ગાસ બંધાઇને ગેતીમાં પાવ મહેલ થયા-તેમાં કામ કરનારા અધીકારીઓ થયા તેઓની ભવ્ય ફરજ જેને ખઓત્વોદથીનો સામાન તૈયાર કરવાની ફરજ કહે છે- જૅવિશ્ત્યાઓંઘહુ = સગાઓની સગાઇ દોરવવાના સવંઘહુ=ફાયદા મેળવવાનો ઇષો-ક્ષથ્ર= અધીકાર પરવાનગી દસ્તુરી કહે છે-તેવી આથ્રવનીને બજા લાવવા માટેની ગંભીર ફરજનો પેમાન, દસ્તુરી કરવાનો પેમાન.**

હવે પછીના નવમા ફકરામાં જરથુસ્ત્રના નેમેલા આ બધા ઉપર કહેલા જાએનશીનો અને તેઓથી નેમાયલા દીન-દસ્તુરોનો સીલસીલો જેઓ પાવ મહેલની આરાસ્તગી કરી ઝઓથ્ર આલાતો કરી ગેતીની ઉપર આશીશો ઉતારી ગેઉશ ઉરવાનો ભાર ઓછો કરશે અને એમ દાદારે જરથુસ્ત્રને જે યાન આપીને મોકલીને આ બધું કરાવ્યું છે તેને ચલાવશે તેઓના તેમ કરવાના પેમાનની નોંધ છે. દીન-દસ્તુરો કાયદાસર ચાલી પાવ મહેલના આશીશો ઉતારી ગેઉશને ખુશાળ કરી દાદારની ખુશાળી કરશેજ તેમાં પાછળ હઠશેજ નહી તેની ખાત્રીની નોંધ આ

નવમા ફકરામાં છે જ્યાં કહે છે કે **અનાઈશ=**આ બધી '**યાનાઇશ**'= કરમ બક્ષેશો જે **યાન** છે એટલે પેગામ્બરને અહુરમજદ તરફથી મળેલી બક્ષેશો છે—જેઓ **ગાસ** મારફતે ઉતરી શકે છે તે બક્ષેશો જીવતાં-ગુજરેલાં અને તમામ જગત માટે છે તેઓની વ્યવસ્થા કરવાના જે અધીકાર દીન-દસ્તુર તરીકે હમુને મળેલો છે તેની વ્યવસ્થા કરવામાં પાછળ હઠીશુંજ નહી-તેમ નહી કરીને **નોઈત્ અહુરમજ્દ જરનએમા**=તું અહુરમજદ અને અષને રંજુર કરી શકીશું નહીજ અને તેં ઉપર કહેલી કરમબક્ષેશો જરથુસ્ત્રને આપીને ગાસ મારફતે હમારી ઉપર ઉતારી હમુને અષોઇ અને બહમન જેવા પરમાર્થી મનના કીધા છે, તેવા હમારામાં રહેલા અષ અને વોહુમનના પેવંદને એટલે અષ અને બહમનને રનજુર કરીશું નહી. **નોઇત્ અષેમચા મનસ્ચા હુયત્ વહિશ્તેમ**=અષને તેમ ભલાઇમાં ઉત્તમમાં ઉત્તમ રીતે કામ કરતા મનને રનજુર કરીશું નહી. એમ સત્યથી ઉલટું-ખુપે રવાનની શકિતને ધક્કો લગાડે તેવું હમો કરીશુંજ નહિ. હમો હમારી ઉપરની ફરજમાં કણીબી પાછા હઠીશુંજ નહિ. હમારી ફરજ શું છે? હમારી ફરજ જીવતાં તેમ ગુજરેલાંઓની ક્ષફનને-અંધકારને એટલે હવસી ગતીઓની પકડને-દ્રુજ કે જેથી તે હવસો થાય છે તે દ્રુજની પકડને-દ્રુજની હકીકતે થતી જડ તનની જાતજાતની બુરાઇઓને તોડી તેઓની પકડમાંથી તેઓને આઝાદ કરીને, તેઓ પાસે પતેતો કરાવી એટલે તેઓને દાદાર તરફ પાછા મોકલવાને માટે તેઓ પાસે ચોક્કસ એકરાર કરાવીને તેવા ગુનાહો ફરીથી થશેજ નહી તેનો મકમ ઠરાવ કરાવીને, જે કંઇ ગુનાહ થયો છે તે કીધેલાની શીક્ષા જે કંઈ ઇનસાફને ધોરણે નકકી થાય તે શીક્ષાને ખુશીથી '**અજ્ અનાઇ ખુરૂસંદ્ હોમ**'નાં સીદ્ધાન્તો પ્રમાણે ખમવાની શુક્ર ગુજારી કરાવીને તેઓને હવસોની ચુંગાલમાંથી આઝાદ કરી-કરાવી તેઓના અંશોને તેઓ મારફતે આઝાદ કરાવવામાં મદદ કરીને-ખએત્વોદથીનો સામાન ઉભો કરાવવાની છે. આ મહાન ફરજમાં પાછળ હઠીશુંજ નહી. જીવતા તેમ ગુજરેલાઓની ક્રીયાક્રામની બજાવણી દીન-દસ્તુરના કાનુન મુજબજ કરી રહીશું તેનો પેમાન આપીએ છીએ-જે પેમાનને તોડીને દાદારને હમારી અષ અને બહમનની જાતને રનજુર કરી ખોટા નીવડીશુંજ નહિ. માટે કહે છે કે **યોઇ=**જેઓએ એટલે ખુદ હમો પોતે તેમ હમારા જજમાનોએ **વે**=તારા '**દસેમે સ્તુતાંમ**'=માંથ્રની અવસ્તેઇક કાયદાસરની બંદગીઓની '**દસેમે**' કાયદેસરની બજાવણીમાં અમલમાં **યોઇથેમા**=મથન કીધું છે. હમારા દસેમેના અંશોને આઝાદ કરવા હમોએ અમલ કીધા છે એમ હમો **દસેમ સ્તઓ**

તર=કાયદાસરના જોતી થયા છીએ, કે જેથી **ગુર્જેમ**=તમો **જેવીશત્યા-ઓાંઘહો** એટલે તમો બધા હમારા સગાઓને તમો કે જેઓને છોડવવા હમો **દસેમે સ્તઓાતર** થયા છીએ તેવા તમોને એટલે તમો રૂવાનના અંશો જેઓ હમારી તરફ ખેંચાયલાઓ છે તેઓને **સવંઘહાંમ**=રૂવાન માટેના ફાયદાઓથી ભરેલો **ઇષો-ક્ષથ્ર**=ઇચ્છવાજોગ અધીકાર મળે; એટલે કહે છે કે હમારા અંશો, કે જેઓ હેઠલી દુન્યામાં જાનવર-નબાતાત જમાદાતની દુન્યામાં દુજના આશેબ ખમતા રહેલા છે, જેઓ હમારી તરફ આકર્ષાયલા છે, જેઓ ખુદ હમારા સગા છે-હમારા **દસેમે**ના અંશોના છે તેઓને દુજ રહીતના કરી એમ **સ્રવંઘહાંમ**=મીનોઇ ફાયદો અપાવીને પછી હમુને મલવાનો પરવાનો જેને **ઇષો-ક્ષથ્ર** કહે છે તે મેળવી અપાવીએ-એટલે ખએત્વોદથીનો સામાન ઉભો કરાવી અપાવીએ. આવું ખએત્વોદથીનું કામ ઉભુ થવે પાપો નસ્ત થઇ સવાબ ઉભો થાય છે જેથી ગેઉશ ઉપરનો ભાર ઓછો થાય છે. આવાં કામને માટેજ દાદારે જરથુસ્ત્રને **યાન** આપી છે. અદ્રષ્ય ભુવનની મીનો ગાસમાં દાદારનું **હવયઓન** થયલું છે જ્યાં આગળ દાદારનું તખ્ત છે. અહિંયાંથીજ દાદારે જરથુસ્ત્રને **યાન** આપી છે. મીનો ગાસમાંના યાનની બક્ષેશ જે જરથુસ્ત્રને થયલી છે તેનો સીલસીલો કંઇક મરતબેબી ગેતીમાં જારી રહેવા માટેજ તે મીનો ગાસમાંથી ગેતી ઉપર પાત્ર મહેલ થયલા છે. એમ **'યાન'** કંઇક મરતબે હર જમાનમાં તે અદ્રષ્ય ભુવન ઉપરની મીનો ગાસમાંથી ગેતીમાંના પાવ મહેલમાં ઉતર્યાજ કરે છે. એમ જરથુસ્ત્રે **'યાન'**ના સીલસીલાને મીનો ગાસમાંથી ગેતીમાંના પાત્ર મહેલમાં ઉતાર્યો છે કે જે યાનને જોરે થયલા માંથ્રોથી **સ્રવંઘહ**=ફાયદો ખુદને તેમ બીજાઓને પુગાડી શકાય. પણ આવો ફાયદો પુગાડવા માટે લાયકાતવાળા થઇ સત્તા અધીકાર મેળવવા પડે છે. આ અધીકારને **યઓાજદાથ્રી** અને તેની સાથે જોડાયલા બરસ્તુમ અને દસ્તુરી અને ખુપે-રવાનની હાલત તરીકે ઓળખે છે. ત્યારે અહિંયાં આ ફકરામાં કહે છે કે હમોને તેવી સત્તા મલી છે-યઓાઝદાથ્રેગરી મળી છે, જેથી હમો જરથુસ્ત્રનું તે કામ કરી શકીએ છીએ એટલે **જેવીશત્યો**ને કહેતાં રૂવાનના અંશોને **ઇષો-ક્ષથ્ર** અપાવી શકીએ છીએ, તેઓને જડતાના આઝાબમાંથી છોડવીને તેઓને લગતા માનવના રૂવાનોમાં **પસ** કરાવી શકીએ છીએ-ઉમેરાવી શકીએ છીએ.

એવા તે *પરમાર્થનાં કામમાં હમો કમી પાછા હઠીશુંજ નહી—અને એમ તું દાદારને અપને બહમનને એટલે દાદાર અને તેની કુદરતને ખોટા નીવડીને રનજુર કરીશુંજ નહી. એમ ગેઉશ ઉરવાની નોકરી કરી તેનો ભાર ઓછો કરવામાં જગતનાં કલ્યાણ કરવામાં પાછળ હઠીશુંજ નહી.

## ગેઉશને મદદ કરવા માટેનો છેલ્લો ફેઝ; તન પસીન, ખએત્વોદથીનો ફેઝ; આ બધું ઉભુ થવા માટેના માંથ્રો—યસ્નો, જેઓની પ્રબળતાની કારગર થવાની ગતી ગાસમાંના પાવ મહેલથી છે તે ઉપર; માંથ—યસ્ન વગર મુકિત નહિ તેનો ચીતાર.

ત્યારે ઉપર ખુદને પોતાને તેમ બીજા **જેવીશ્ત્યાઓંઘહો** = પોતાનાઓ—સગાઓને તેરવવાની ગંભીર ફરજ પાવ મહેલમાંના ગુશ્તારપ અને ફરશોશ્તર અને પેગામ્બરના બીજા હાવીશ્તોના સીલસીલાના અધીકારીઓ દીન—દસ્તુરો ઉપર છે જેને માટે તેઓએ પેમાન આપેલો છે તે જોયો. કહે-

---

* પાવ મહેલ અને તે માંહે થતી કીયાઓ આજે જેમ કેટલાકો ખોટી રીતે ટીકા કરે છે તેમ પાપોની માફી માટે નથી. પણ કીયાઓ તો કુદરતની તેવી કીયાઓની મદદગારરૂપ છે. જેમ અનાજને ઉગાડનાર કુદરતનીજ કીયા છે પણ અનાજને જમીનમાં રોપનાર માનવની કીયા તે માટે અવશ્યની છે, તેમ માનવના તન મનની બદીની ખેતીબી કુદરત માનવના રૂવાન વગર કરી શકે નહી. જે પ્રજાઓએ આ હાલની જમાનામાંના પોતાના ધર્મમાંથી કીયાને ઉડારી દીધી હોય છે તેઓના રૂવાનોનેબી તેવી કીયા કરવા વગરનો છુટકોજ રહેતો નથી. ગેતીમાં તેઓએ તેવી કીયા કાઢી નાખી તેથી તેઓ કંઇ ફારેઘ થતા નથી કેમકે ગેતીની ઘણી નજદીકના અદ્રષ્ય ભુવન ઉપર તેજ પ્રજાઓના અનુયાયીઓને તેવી કીયા કરવાની સામગ્રી ઉભી કરવી પડે છે એમ જગતમાંની તેઓની ભુલનો લાખગણો કર આપવો પડે છે. કીયાઓ કંઇ પાપોને માફ કરી શકતી નથી, પણ રૂવાન કે જે શરીરમાં બંદમાં છે એટલે શુદ્ધ બુદ્ધ વગરનું થઇને મુકાયું છે કે જેથી શરીરમાં મનનું રાજ થવે પાપો થાય છે તે રૂવાન જે નેક પાકજ છે અને નેકી માટેજ ઉશ્તવાર છે તે રૂવાનને ગુજર્યા પછી તે બંદમાંથી મુકત કરવાનું છે, કે જેથી પોતાની અસલ રચ શુદ્ધ બુદ્ધ મેળવી પોતાના તન-મને જે પાપો કીધા છે તેઓની ખેતી કરવા કુદરતને મદદ કરે. એમ કીયાઓ રૂવાનના બંદ દરોશને તોડવા રૂવાનને પોતાનાં તનની ખેતી કરવા ઉશ્તવારી આપવા અને રૂવાનને પોતાને લગતા અંશો જે હેઠલી દુન્યાની ત્રણે મખલુકાતોમાં પરાગંદે છે તેઓને સંઘરવા થઈ છે. ગેતી ઉપરની કીયાઓમાંની **ય્યઝદમાં** એવી શકિત રહી છે માટેજ ય્યઝદને બરબાદ નહી કરવાની તાકીદ આપી છે માટેજ દરૂન વીગેરે પારકાઓથી ખવાતા નથી.

વાની અગત્ય નથી કે જેઓ આશ્રવનીની સામે હોય અથવા આશવન થઈ આશ્રવનીના પાયા ખોદે મુએદી જાહ્વે નહી તેઓ જરથુસ્ત્ર ગેઉશ ઉરવા અને દાદારની સામેના દીન દુશમન હોય. ઉપર કહેલા કાયદાસરના ભલા અધીકારીઓ પાવ મહેલોના સ્તંભો–કુદરતની સફેદ બાજુના લડવૈયાઓ તેઓ બધાઓ **જેવીશ્ત્યોને** સગાઓને **સ્રવંઘહ્નુંમ**=મીનો રૂવાનીક ફાયદો મેળવવાનો **ઇષો–ક્ષથ્ર**=મીનો પરવાનગી અપાવે છે તેથી શું થાય છે–શું શુભ નતીજો આવે છે એટલે તે નતીજો કે જેને ખએત્વોદથનો સામાન તૈયાર થયલો કહેલો છે તે નતીજો શું છે તે નીચેના ફકરામાં બતાવે છે. નીચેના દસમા ફકરામાં કહે છે કે તેઓ પછી ક્ષફ્ન રહીતના થવે **વંઘહ્નેઉશ્ચા હાથેંગ સનંઘહ્ના એરેથ્વેંગ**=બહમનની–બહમન વસેલી–સ્વાર્થ છોડીને પરમાર્થે પુગેલી રાદી ગતીની પુર્ણ અગત્યતાવાલી હદ+ઇનસાફના કાનુનેજ ચાલનારી અસત્ય નહી કરનારી **હાથેંગ**=પેદાએશ તરીકે **વોઇસ્તા**=તેં ગણેલા છે. એટલે તે બધા માનવો તેમ તેઓના જેવીશ્ત્યો અંશો બધા પરમાર્થી થઇ રહે છે. એવાઓની આખરની નેમ જે તન પસીનના થઇને ખએત્વોદથે પુગવાની છે તે આખર નેમ જેને અહિંયાં **કામેમ**=ભલી નેમ કહી છે તે પુરી પાડવામાં આવશે. કહે છે કે **મજદા અહુરા અઓઇબ્યો પૈરેના આપનાઇશ કામેમ**=બએ દાદાર તેઓની આખરની નેમ તું પુર્ણ રીતે પુરી પાડશેજ. અહિંયાં **પૈરેના**=પુરી પાડશેજ તે આજ્ઞાર્થ પરસ્મૈપદમાં છે જે હકની વાત રજુ કરે છે એટલે દાદાર પુરી પાડવા બંધાયલાજ છે એમ અધીકાર બતાવે છે. આવી **કામેમ**=આખરની મુરાદને **આપનાઇશ**=પુર્ણતામાં **પૈરેના**=પુરી પાડવા માટેના જે સાધનો છે તેઓને **સ્રવાઓ**=માંથ્રો યસ્નો કહી છે. આ **સ્રવાઓની** સેફત શું છે કે જેથી તેઓ આ બધાઓની **કામેમ**=છેલ્લી મુરાદને **આપનાઇશ**=પુર્ણતાથી પુરી પાડશે. કહે છે કે આ માંથ્રો–યસ્નો **ખરઇથ્યા વઇન્ત્યા** છે. **ખરઇથ્યા** એટલે રૂવાનનો ખોરાક મેળવી અપાવનારા છે એટલે પેલા **જેવિશ્ત્યોના** અંશો જેઓ **હાથેંગ એરેથ્વેંગ**=સત્યવાલી પેદાશ છે તેઓને તેના ખોરાકમાં લાવીને તેઓના રૂવાનને તે ખાનાર અશવનના રૂવાનમાં મેળવી એમ તે ખાનાર અષવનના રૂવાનની રયમાં તે **ખરઇથ્યામાં** (ખાવામાં) આવેલા અંશોની રય ઉમેરીને તે રૂવાનને ચલકાતવાળું તુરી ગતીનું એજમતી કરાવે તેવા છે. એમ તે માંથ્રો **ખરઇથ્યાના** તુરી ગતીનો ખોરાક મેળવી અપાવનારા છે–ખએત્વોદથ કરાવનાર છે એટલે પોતાનાને–સગાને ખએત્વવાળા એટલે દુજ રહીતના **એરેથેંગ**=સચ્ચાઇવાલા કરી કરાવીને તેઓને પોતાનાની તેવી દુજ રહીતની જાતમાં **દથ**=ઉમેરનારા છે. તેઓ વળી

વઇન્ત્યાના ભેદના છે એટલે જે સગાઓ ખરઇથ્યા તરીકે નહી થતા હોય—તુરના ખોરાક તરીકે નહી થતા હોય, તેઓને તે રૂવાનના વસ્ત્ર તરીકેના કરાવનારા તે રૂવાનની દોસ્તીમાં ઇશ્કમાં રખાવનારા—રૂવાનના અંગની ઉપર તેઓનું અંગ વસ્ત્ર તરીકે રખાવી રૂવાનની સાથેજ રખાવે તેવા છે. એટલે રૂવાનના શ્યાવ તરીકેના થઇને આખરે રૂવાનમાં ગુંઠાએ તેમ કરાવનારા છે. આમ તે રૂવાનમાં તેના અંશો જવે—તેના વસ્ત્રરૂપના થવે તે રૂવાન હવે રયોમંદ થશે—હુકેહપંતું તન પસીનનું થશે. આવા તે રૂવાનને તે **અવાઓ** તે યસ્ન માંથ્રો વે **ક્ષ્મઇબ્યા અસૂના**=તમો બેઉ અષ અને બહમન માટે નેમાયલી—તમો બેઉ બહમન અષની—અસૂનાની અપાર કભીગી ખાલી થઇ શકેજ નહિ તેવી ગતી જેને ફ્રવષિની ગતી કહે છે તેવી ગતીએ પુગાડશે—એમ તેઓ ખએત્વોદથે—પુરી ફ્રવષિની હાલતે પુગીને અષ અને બહમનને મળશે એમ **વએદા**=જાણ્યું છે: અહિંયાં ત્યારે તે રૂવાન પછીની છેલ્લી મુરાદને તન પસીનની અને ખએત્વોદથની મુરાદને પુગશે કે જેથી ફ્રવષિની હાલતે પુગાય છે તે વીગત બતાવી છે. એમ થવે ગેઉશ ઉપર ભાર ઓછો થશે. એમ જરથુસ્ત્રને જે **યાન** મલી છે તે પાવ મહેલ મારફતે ફ્રશો—ગર્દ થવાનું કામ કરી રહેશે તેનો આવો સુંદર ચીતાર છે જેમાં યસ્ન—માંથ્ર—શ્યાવ વીગેરેની ઉપયોગીતા છે એમ બતાવેલું છે. આવું ગુહ્ય બયાન દએનના માંથ્ર અને યસ્ન માટે અને આથ્રવનોની આથ્રવની માટે છે એમ જણાવેલું છે કેમકે તેઓથીજ ગેઉશનો ભાર ઓછો થઇને ફ્રશો—ગર્દ થશે એમ બતાવેલું છે. જરથુસ્ત્રને **યાન** દાદારે આપી તેનો ભેદ બતાવવા માટે ત્યાં **એકવચન**નો આકાર આપે છે જે આવી છેલ્લી નેમ બજાવવા માટેનો છે તેનો આવો ચીતાર છે. આ ફકરામાં **ખરઇથ્યા** શબ્દમાંના ખાવાનો અને ચલકાટનો ભેદી અર્થ શું છે અને **વઇનત્યા** શબ્દમાં ઇશ્કમાં બંધાઇ જવાનો ઇશ્કથી જીતાઇ જવાનો માટે શ્યાવ તરીકે તેના અંગ ઉપર રહેલાનો અર્થ શું છે અને '**અસુના**'ની અપાર ગતી જે કભી ખાલી થાયજ નહી તેવી ફ્રવષિની અથાક ગતીનો ભેદ રાખે છે તે બધાની સમજ હવે પડશે.

**ગેઉશાને હમેશા લગીની પુર્ણ રીતની કામયાબ મદદ કરવા ગાસમાં દાદારનું તખ્ત છે ત્યાં આગળ અસુનાના ભેદ પુગ્યા પછીથી -ખરફ્થ્યા વઇનત્યાના ભેદ પુગ્યા પછી તેના ખાદમ તરીકે ઉભી રહીને-બુન દહેશ્નની વીગત જાણીને ક્રશા-ગઈને બજાવી-ગેઉશાની ખુશાળી પુર્ણ કરવાનો ચીતાર.**

હવે છેલ્લે આવાં માંથ્રો-યસ્નોની બરકકત જે **યાન** રૂપની છે, જે ગાસમાંથી **સ્પવંઘહુ**=ફાયદો આપે છે તેઓની સ્તુતી ગાય છે-તેઓને હવે આવા આઝાદેગાનો ગેતીમાં ચલાવીને ગેઉશનો ભાર ઓછો કરાવશે તેને માટેની દુઆ કરે છે. ગેઉશનો ભાર ઓછો કરાવવાનું કામ તેઓ હમેશ કર્યા કરે તેની સુભ દુઆ તેઓ કરી રહે છે. પોતે જે હાલત મેળવી છે તેવી હાલત રહે તે માટેની દુઆ કરી બીજાને તેવી હાલતે પુગાડવાની ઇન્તેજારી બતાવી છે. પહેલા માંથ્રોની યસ્નની પ્રસંશા કરે છે કે ચે= ખરેખર આ **માંથ્રો**થીજ અષ અને બહમનને પુગી શકાય છે-માંથ્ર વગર મુકિતજ નથી એમ કહે છે. માટે હવે પોતે નિશ્ચય કરે છે, સોગંદનામુ જાહેર કરે છે કે **યવએચ યવેતાઇતે**=હમેશ લગી **આઇશ્ અષેમ્ નિપાઓંઘહે મનસ્ચા વોહુ**=આ માંથ્રોથી મલતી અષને વોહુમનને ટેકવી રાખીશજ. પછી દાદારની સાથે વધુ નજદીક આવવાની દુઆ કરે છે કે જેથી કબીબી તે પાછો ગબડેજ નહી અને ગેઉશના ભારને ઓછો કરવામાં પાછો હટેજ નહિ અને મીનો ગાસ કે જેમાં અહુરમજદનું તખ્ત છે જ્યાં આગળથી દાદારે અશો જરથુસ્ત્રને યાન આપી છે ત્યાં આગળના દાદારના તખ્તને પુગીને તેવણના ખીદમતગાર તરીકે પાબંદ રહીને જગતને દાદારથી થયલી સૃષ્ટીના નેમને સમજવા માટે ઉસ્તવાર ઉભોજ રહે. માટે કહે છે કે **મજ્દા અહુરા ક્રામા શીષા થ્વહ્મી વઓચ ઘહે**=અએ દાદાર તારા મોહડાથી તું મને તારે માટેનું શીખબ્યાજ કર-એટલે મને તારી પાસે રાખીને તારા સત્યસંગમાં રાખ્યાજ કર કે જેથી હું કબીબી પાછો પડું નહિ. **મઇન્યેઉશ્ હ્યા થ્વા એઅઆઓંઘહા**=મીનોઇનું હસ્તીની દુન્યાનું **'પરા'** અને **'તરો'**ના અને **આઓંઘહુઇર્ય**ના કાળમાં જે બધું થઇ રહેલું છે-જગત રચના જે થઇ છે તેનું-જે જગત **અહ્-માત્**=તારામાંથી નીકળી દુર થઇ-**હ્ચ**=તારી તરફ્જ જશે તેવી તે જગતની ભેદી વીગતો જાણવા અને બીજાઓને જણાવવા માટે ખુદ તારાં મોહડાથી એટલે યઝતો જેઓ તારાં મોઢાં જેવા છે તમુને મળેલા છે તેઓથી શીખબ્યાજ કર. **યાઇશ્** કે જેથી-તારા યઝતના શીખવવાથી-તેઓના આશીશોથી-**'ગાસાનીક્ઇહ્'**=દીન પ્રમાણેની વર્તણુકો જે કુદરતના

આશીશોથી ભરપુર છે તેથી આ અંઘહુશ પઓઉરૂષો બવત—આ જગત અપ્પર પહેલા થયું—કઇ રીતે શા માટે થયું ? દ્રવાઓનો ભેદ રૂવાનમાં જાહેર થયો માટે તે દ્રવાઓને નુરમંદ કરવા દ્રવાઓને ભલાઇમાં વણીને જગત કીધું જેમાં દ્રવાઓની ખામી વણાઇ વણાઇને સુધરતી આવી છે, અને જે ખામીઓ નહી સુધરી તેઓને હાડમંદ જગતમાં આણી છે એમ ગેતી કીધી છે કે જેમાં તે ખામીઓ પકવા લાગી છે મજબુત થવા લાગી છે એમ તેઓને મજબુત કરીને તેઓનાજ વીખમાં તેઓને ખતમ કરવાની હીકમત થઇ છે. આવી થયલી અને થતી ખામીઓનો ભાર તે જડ જગ· તના કર્તા ગેઉશો ખમી રહે છે એમ ગેઉશને તેનો ભાર ખમવા કીધી અને ગેઉશનો ભાર ઓછો કરવા માંથ્રો થયા ગાસ થઇ—તે બધાની ગુહય સમજ મને તારા યઝતેથી—તારે મોહડેથી મલ્યાજ કરે એટલે હું ઉંડા મનનમાં ફ્રશો—ગર્દ થવાના નાદમાંજ રહું.

આમ ત્યારે આપણે અહુનવઇતી ગાથાના અગીઆર સ્લોકોમાં સૃષ્ટીની રચના અને તેની ભલી આકેબત થવા માટેના પ્રયાસોનો ટુંક સાર જોયો. આ ૨૮ મા હામાંના દરેક ફકરાઓની સીલસીલાબંધ સમજ જોઇ. જગત રચનાનું પ્રકરણ કઇ રીતે શરૂ થયું—જરથુશ્ત્ર તેમાં ઉતરી જગતને કઇ રીતે પાર પાડશે ફ્રશો—ગર્દ કરશે તેમાં તરીકત તેમ માંથ્ર—વસ્નનો કેવો મોટો ભાવ છે તેનો સુંદર ચિતાર જોયો. જે કાંઇ દાદારના વિચારમાં—બોલમાં અને કર્મમાં હોય—જે બધું જરથુશ્ત્રને યાન તરીકે મળે તેમાં શું ઉંડાણુ હશે તેનો ભાસ હવે કંઇક આવશે. ત્યારે પહેલા યાનીમ મનોના ફકરામાં જગતની નવરચના માટે જરથુશ્ત્ર ઉતરે છે જેવણુ ખુદમાં સાતેસાત અમશાપંદોની અને પાંચ ગાથાઓની વસીઅત રાખે છે જે વસીઅતમાંના ગાથા નામની વસીઅતને સાત અમશાસ્પંદો જગતની આગળ ધરે છે તે ચિતાર જોયો. આ ચિતારમાં જરથુશ્ત્રની જાત યઝતી છે તેનો ભેદ છે તે જોયો. પછી જગત જે નીસ્તીનું છે તેની કુદરતના રૂવાન અને બઓદ તરીકે ગેઉશ ઉરવા ગેઉશ તષન છે કે જેઓ નીસ્તીના જગતને—ગેતીને ઉભા કરીને ચલાવી રહે છે તેઓને મદદ કરી તેઓની તે જગતને પાર પાડવાની છે તે બધાનો ઉંડો ચીતાર જોયો. ત્યારે આ ગાથાના બધા સાતેસાત હાઓની આખરીએ અહુયા યાસાનો ફકરો કે જેમાં ગેઉશોને તેઓના મહાન કામમાં મદદ આપવાનું પેમાન છે તે આવ્યા કરે છે તેનો ભેદ હવે સમજ પડશે. આ હા ખુદ જગત—રચનાની શરૂઆત અને છેડો બતાવે છે કે જેમા જરથુશ્ત્ર દાદારના અસ્તો દાતોબર તરીકે ઉતરીને જે કંઇ કરે છે તેથી તે ગેઉશોની આખરી મતલબ પાર પડશે—

તે બધું બતાવેલું છે માટે ગેઉશની ખુશાગી કરાવવાનો મક્કમ ઠરાવનો ફકરો દરેક હાને છેડે આવ્યાજ કરે છે. આ અહુનવદ્યતી ગાથામાં નીસ્તીની જગત થવા માટેનો ભેદ ખોલેલો છે અને તેટલા માટે ગેઉશ ઉરવા ગેઉશ તષન જે નીસ્તીની જગતની કુદરતના મુળ ચેરાષોના તેલરૂપ છે તેઓથી શરૂઆત થયલી ચીતારેલી છે. પણ ખુદ આ નીસ્તી જે રૂવાનો માટે થઇ તેઓ તો હસ્તીમાંથી આવશે માટે આ અહુનવદ્યતીમાં હસ્તીની રચનાની જગતનો ચિતાર ગુહ્ય રીતનો છે એટલે હસ્તીમાંના આસ્માનોને લગતા પાંચ વર્ણોના રૂવાનોની અમુક વર્ણને ટેકવવાની મુળ મદદ આપનાર સ્તઓતીક રચનાનો ભેદ તેમાં છે. આવી સ્તઓતીક રચનાના ભેદની ઉકેલામણમાં રૂવાનોની આમદ નીચે ઉતરવું એક જગા રોકે છે. હસ્તીના આસ્માનોની અંદર નહી સુધરતા રૂવાનોને પાંચ વર્ણમાં અમુક રીતે ગોઠવેલા છે તેવા તે બધી રૂવાનોની પાંચ વર્ણોમાંની એક અનીની વર્ણના રૂવાનોને તેઓની તનોમંદ હાલતમાં દોરવનાર અમુક ગાથીક યઝત છે. તે ગાથીક યઝતની તે પોતાને લગતી વર્ણને દોરવવાની અમુક વસીઅત છે જે અશો જરથુશ્ત્રને મલી છે અને તે પ્રમાણે જરથુશ્ત્રને બીજી ચાર વર્ણોના રૂવાનો માટેના ગાથા યઝતની વસીઅત તેઓને લગતી તે તે વર્ણોને દોરવવા માટે મળેલી છે. જરથુશ્ત્રે તે અનીના વર્ણની દીનને—તેમ બીજી ચાર વર્ણોની દીનોને તેઓને બર વખતે ઉગાડવા માટેનો સરસામાન કીધો છે—જે બધું મીનો ગાસના ઉભા થવામાં સમાય છે—આ બધો ભેદ અહુનવદ ગાથામાં તે ગાથાના માંથ્રોની સ્તઓતીક રચનાની તલેસમોમાં રહેલો છે. આખા અહુનવદ ગાથામાં નવા ચાલતા દરેઘો ખદાતના પહેલા ૪,૦૦૦ વર્ષમાં છુટા રહેલા અઝી દેહાકે માનવોની મનશ્નીને બગાડીને—ઘનામીનની મદદથી પોતાના સાહેબ અહીરીમનને માટે તુરેબ્રાહ વક્ષ કે જેને ગાથામાં અએષમ તરીકે ઓળખેલો છે તેને ઉભો કરીને શરૂઆતની દુન્યામાં કેહેર વરસાવ્યો તેનું બ્યાન અને તે કેહેરની સામે અહુરમજદે સાત અમશાસ્પંદોની સાથે જાહેર થયલા જરથુશ્ત્રના કેહપ મારફતે ઉપઇરી—દખ્યુ ઉપર મીનો ગાસ ઉભી કરાવી છે તે મીનો ગાસમાંથી, જરથુશ્ત્રના તે કેહપને રાખતા અશો જરથુશ્ત્રે ગેતીમાં તેવી ગાસ ઉભી કરીને પછી જગતમાં ભલી વ્યવસ્થા કીધી—તે બધાનો ભેદ રહ્યો છે. જગતને ગેઉશોનું ફરઝંદ કહ્યું છે. બાપને ફરઝંદ સારૂ જેવી કાળજી હોય તેમ ગેઉશોને જગત માટે કાળજી છે એમ બતાવ્યું છે. જગતનું સુખ કે દુખ તે ગેઉશોના સુખ અને દુખ તરીકે ચીતારેલા છે. જગતની છેલ્લી શુભ નેમ ફ્રશો—ગર્દ તરીકે ઓળખાય છે કે જેને માટે ગેઉશોની ખીશ્કારી બતાવી

છે. ગેઊશોને બળી રહેતા જગતના ચેરાઘ માટેના તેલરૂપની બતાવી છે જેણીઓ તે દીવાને બળતો રાખી દુરેશ્વાદ વક્ષના ક્ષફનના અંધકારમાંથી તે જગતને ફ્રશો-ગદ તરફ લઇ જઇ રહે છે. ગેઊશોના આવા ચેરાઘને સમો રાખનાર, તે ચેરાઘ ફ્રશો-ગદ લગી પુગી રહે બળતો રહે તેવી બંદોબસ્તી કરનાર તરીકે જરથુસ્ત્રને લીધેલા છે. ત્યારે ૨૮ મા હામાં જગતની વૃદ્ધિ અશો જરથુસ્ત્ર મીનો ગાસની મદદથી કરી રહે છે એમ ગેઊશની ખુશાળી થઇ રહે છે તેનો ચીતાર આપેલો છે કે જેમાં પાવ મહેલો યસ્નો વીગેરેના ગુહય બ્યાનો પડેલા છે. ગેઊશોની ખુશાળી આવી રીતે થઇ તેની અગાઉ ગેઊશોની ધમી હતી. ધનામીને શેતાન અને અઝીની મદદથી લોકોની બુરી કરણીમાંથી કાળી કુદરતનો કોટ અએષમ-દુરેશ્વાદ વક્ષ બાંધેલો હતો જેમાંથી જગત ઉપરનો અધમ પાપોનો વરસાદ પડતો હતો-જેને અટકાવવા ગેઊશો મનન કરી રહયા હતા તેનું વર્ણન પછીના ૨૯ મા હામાં છે જે નીચે જોઇએ.

### હવે હા ૨૯ ના ભેદો શરૂ કરીશું.

### ગેઊશ ઉરવા ગેરેઝદાનો ભેદ એટલે ગેઊશ ઉરવાનનું મનન; શા માટે? બીજા ફકરામાં જણાવેલા દ્રેગવોદેબીશ અએષમ એટલે બુરા લોકોની બદ મનશ્નીમાંથી ઉગેલા એશમ દેવ જેને દુરેશ્વાદ વક્ષ કહે છે તેનાથી જગત ઉપર પડતા કહેરનો અટકાવ કરનાર ઠેઠવેલા અગાઊથી નકકી કીધેલા સરદાર જરથુશ્ત્રની માંગણીનો ચીતાર.

ઉપર કહેલા જગતના ચેરાઘને બળતો રાખવામાં ગેઊશોને કેવી મોટી મુજાહેમત પડે છે-અહીંએ ઉભી કીધેલી દુરેશ્વાદ વક્ષમાંથી એટલે દ્રેગવો-દેબીશ બુરા દરવંદો આશમોઘોથી ઉભા થયલા અએષેમ બુરા ગુબારો અને તેઓમાં ઉભી થયલી બુરી અએષમની શકિતની બુરી મનશ્નીથી એટલે કાળી કુદરતના વંટોળયામાંથી અધમ પાપોની બુરાઇનો પવન તે ચેરાઘને બુજાવવાની ધમકી આપી રહે છે, માટે તેણીઓ દાદારની પાસેથી સરદાર કે જે ઉતરવાનો છે તેને ઉતારવાની દુઆ ગુઝારી કરી રહે છે તેનો ચીતાર આપેલો છે. આવી દુઆ ગુઝારીને-તે દુઆ ગુઝારી માટેના મનનને ગેઊશ ઉરવા ગેરેઝદા તરીકે ઓલખાવેલું છે. કહે છે કે 'કહુમાઈ મા થ્વરોજદુમ'=કોણુને માટે મને તમોએ ઘડી એટલે ઉદયોગ કરીને સત્ય કમાવવા મને કીધી છે; દુરેશ્વાદ વક્ષ જે દ્રેગવોદેબીશ બુરા દર-વંદો આશમોઘોના અએષમ બુરી ઇચ્છાના ગુબારો ઘવાથી થયો છે અને

તેમાંથી બુરાઇ જે થઇ રહે છે તેને ખેડીને તેમાંથી સત્ય ઉભુ થવાજ મને આ મારી મારેથી થતી આ હા-નાના ભેદની જગતને કીધું છે એ વીષે હમો બીગુમાનજ છીએ. ભલેને આજે હમારી પીઠ ઉપર આ જગત ઉપર **અએષેમો-હજસ્ચ-રેમો-આહુણુયા દૅરશ્તા તેવ્રીશ્ચાનો** બુરો અધમ ભાર હોય-પણ તે બધું ઇનસાફથીજ છે-તારી હીકમત જે ફ્રશો-ગદૅ લાવવાની છે તે ફ્રશો-ગદૅને ઇનસાફથી હદ મારીને લાવવા માટેજ આ બધું છે માટે હમો તે બધાને ખમી રહીએ છીએ. કેમકે તમો તે નર કે જેને તું મોકલશે તેના વગર આ બધાને સમારી શકવાના નથી;- **નોઇત મોઇ વાસ્તા ખ્શ્મત અન્યો** તારા તરફના મોકલેલા વગરનો બીજો કોઇબી મારી ઉપરની ભલી ખેતી કરનાર થશે નહિ-માટે હમો દુઆ કરીએ છીએ કે **મોઇ સાંસ્તા વોહૂ વાસ્તરયા**=તે ભલા ખેડુતને જાહેર કરો કે હમો તેને એરતેકબાલ કરવા આગળ વધીએ. આમ પહેલા ફકરાનો ભેદ છે.

અશો જરથુશ્ત્રને
ગેતીના સરદાર તરીકે
ગેતીઆં તેમ નીસ્તીમાં ઉત-
રવાનો રાજ; સરદાર તરીકે ઉતરીને
ગેતીનો સમારકામ કરવા તેવણને અપા-
યલા અહુરાના માંથ-સ્પેન્તનો અધીકાર કે
જેથી તેવણે જન્મ અગાઉથીજ મીનો ગાસને ઉભી
કીધેલી તે ઉપર; જેમ તે ઝમાનમાં એટલે દરેઘો ખદાતની
શરૂઆતના પહેલા ૪,૦૦૦ વર્ષમાં કે જયારે અઝી છુટો
હુતો-દમાવંદ ઉપર બંધાયલો નહિ કે જયારે અઝીએ લોકોને
દરવંદ અને આશમોઘ કીધેલા તેવા લોકોની અધમ ગતી કે
જેને બીજા ફકરામાં દ્રેગવોદબીશ કહી છે તેમાંથી અએષમને એટલે
બુરી ઇચ્છારૂપ શકિત કે જેને તુરેબ્રાદ વક્ષ કહે છે તેને કળી
કુદરતે ઉભો કીધેલો, માટે તે દ્રેગવોદબીશ અએષમની સામે
તેને વાદાયોઈત પાછા હઠાવવા માટે કુદરતના સાહેબ સ્પે-
નામીન અહુરમજદ અમશાસ્પંદોની સાથે કદીમ-
યાતથી જાહેર થયલા જરથુશ્ત્રના કેહર્પને અહુ-
રાના માંથ-સ્પેન્તનો અધીકાર અપાવીને તેની
રૂયે મીનો ગાસને તે સ્પેનામીનની કુદરતના
વીસ્તારમાં ઉપર્ઈરી-દખ્યુમાં ઉભી કરાવી-તે
બધાની શરૂઆતનો ભેદ ગેઉશોના મન-
નમાં છે, જે મનન ગેઉશ તષન તરીકે
ઉપર જઇ તે બધી તૈયારી જોઇને
અશો જરથુશ્ત્રને ગેતી ઉપર
ઉતરવા એશતકબાલ-કરવાના
મીથ્રો કરી રહે છે તેનો
ભેદી ખ્યાલ.

આ રીતે મનન કરનાર ગેઉશ ઉરવાની મનન કરી રહેલી બઓદીક ગતીનાં અર્ધાંગને અહિંયાં ગેઉશ તષન તરીકે ઓળખે છે. ઉપર જોયું કે ગેઉશોનાં તેલમાંથીજ જગતનો ચેરાઘ બળી રહે છે એટલે ગેઉશ તષન પોતે જગતને દાદારની હીદાયતથી તષ્ત કરી રહે છે. તેણી

ભલાઇને વધારે છે—બુરાઇનો ભાર ખમી રહે છે. બુરાઇનો ભાર વધે છે માટે તેને ઓછું કરવા ભલાઇની માંગણી કરે છે. જરથુસ્ત્ર તે વાસ્તર ખેડુત છે કે જે ભલાઇ ઉભી કરવાનો ઉદયોગ કરી રહે છે. અહિંયાં ગેઉશ તષન અષને એટલે દાદારની બ્યવસ્થીક શકિતને પુછે છે કે **કથા તોઇ ગવોઇ રતુશ**=કેવા પ્રકારનો તે સરદાર હોય કે જે **ગવની** **કુદરત** અને તેથી થતી જગતનો સરદાર થાય એટલે બુરાઇને ઓછી કરીને ભલાઇને જોર આપે. પછી અષની શકિત જે તેણીમાં છે તે સચેત થઇને તેણીને ભાન કરાવે છે એટલે ગોષા અષ તેણીને કહે છે કેઃ—**હીમ દાતા ખ્શ્યન્તો હુદા વાસ્ત્રા ગઓદાઓ થ્વખ્ષો: ગઓદાઓ**=ભલા કાયદા કે જેથી ગવ જીંદગી વધે તેવું કરનાર **થ્વખ્ષો** સરદાર કુળ મુખ્તાર તે **હશે કે** જે સરદાર તેણીને એટલે જગતને માટે **હુદા** એટલે સદા ચાલે તેવા—ચાલતા ૮૧,૦૦૦ વર્ષ લગી રહે તેવા **વાસ્ત્રા દાતા**=નીયમો—કાયદાઓ—ભલી ખેતી ભલો બચાવ કરી આપનારી મીનોઇની સાથનો સંબંધ રાખ-નારી સંસ્થાઓ કરી આપે કે જેથી **દ્રેગવોદેબીશ**=દરવંદો આશ્મોઘોમાંથી થયલા **અએષેમ**=બુરી ઇચ્છાવાલો એશમ દેવને એટલે તુરેબ્રાદ વક્ષને **વાદાયોઇત**=પાછળ હઠાવે એમ **વાસ્ત્રા**=ભલી મીનોઇ સંસ્થાઓ ઉભી કરીને જગતને તેની બરકતથી સદા ચલાવ્યા કરે. ત્યારે દ્રેગવોદેબીશ અએષમ શબ્દ તુરેબ્રાદ વક્ષની બુરાઇનો ભેદ બતાવે છે કે જેને જરથુસ્ત્ર **વાદાયોઇત** પાછળ હઠાવે છે. અહિંયાં ત્યારે અશો જરથુસ્ત્ર **મીનો ગાસ** બાંધી રહે છે કે જેની મદદથી તેવણ જગતની ઉપરનો તુરેબ્રાદ વક્ષના જોર જુલ્મને તોડશે તેનો ભેદ ખુલે છે. આવી ચલવલોને તે **ગેઉશ તષન** જોઇને આવી રીતે જેમ આ બીજા ફકરામાં છે તેમ જાહેર કરે છે. પછી આ મીનો ગાસ કે જેને ઉપર થઇ રહેલી ગેઉશ તષન જોઇ રહે છે તેની સેફતને માટે કહે છે કે. **કેમ હોઇ ઉશતા—અહુરૅમ:** કોણને એટલે આવા જરથુસ્ત્રને કે જે આવી ગાસને દાદારના નાયબ અષની સાથે રહી બાંધી રહયા છે તેને ઉશ્તા અનંત સુખનો લાવનાર સાહેબ તરીકે ખરેજ ઠેડવેલો છે—જગતની ઉપરનું દુખ હવે તે ખરેજ દુર કરશે. માટે કહે છે કે યે **દ્રેગવોદેબીશ**=દરવંદી આશમોઘી કરનાર—અતી પાપોના ઉભાવનાર **અએષેમેમ** બુરા **એષમને**=લોકોની મતીને બુરી કરનાર તે દેવને તે અઝીને તે અઝીએ બાંધેલા તે તુરેબ્રાદ વક્ષના કીલ્લાને **વાદાયોઇત**=ખરેજ મારી હઠાવશે—પાછળ પાડશે. આમ ગેઉશોના મનનનો ભેદ છે. જગતની બુરા-ઇઓ અને તેની સામેના ઇલાજ કરવાનો ભેદ આપેલો છે.

## ગેઉશાનાં મનન તરીકેના ગેઉશ તષનનો શુભ જવાબ એટલે અષને પુછેલા જવાબનો પ્રતીઉત્તર; જરથુશ્ત્ર તે કોણ કેવો હોય અને હાલના તેવણુના પેશ-રવોથી તે ઘણોજ ઉંચ કાંય હોય? જરથુશ્ત્રની અગાઉના તેવણુના પેશરવો તરીકેના પઓઇર્યો-ત્કએષો, તેઓની લાયકાત.

જ્યારે ગેઉશ તષન અશો જરથુસ્ત્રને સરદાર તરીકેના ઉતરવાનો ભેદ સમજે છે ત્યારે તેણીના મનનનો જવાબ તેણીને મળે છે. ગેઉશનું ભાન એટલે રયોમંદ ગતી અષ=વ્યવસ્થાના ભેદને પુગીને પછી જાહેર કરે છે એટલે અષ તેણીને જે જવાબ આપે છે તે જવાબને જાહેર કરે છે કે ગવોઇ=જગતના જીવ-જાનને અદ્વએષો=દુખ રહીતના કરનાર તરીકે સરેજા=બલીશ્ત સરદાર અધીકાર સાથનો નથી. અહિંયાં કહે છે કે મીનોઇ સામગ્રી જેવી કે અશો જરથુસ્ત્ર મીનો ગાસમાંથી ઉભી કરે છે તેવી સામગ્રી સાથનો કોઇ સરદાર નહી હોવે જગતમાં તેઓ શાંતી પાંથરી શકતા નથી. તેઓ તેટલા માટે નીર્થક જેવા થઇ પડે છે માટે કહે છે કે અવએષમ=તેઓ જેઓ પઓઇર્યો-ત્કએષો છે-જગતની બુરાઇ સામે લડીને ગેઉશોનો બચાવ કરી રહે છે, તેઓમાંનો કોઇબી આવી ઉપર કહેલી મીનો ગાસની સામગ્રીના બળ વગર નોઇત વીદુયે યા ષવઇતે આદ્રેંગ એરેષ્યાઓંઘહો: યા=તેવા અધીકારની ગેરહાજરીમાં 'આદ્રેંગ'=ભલાઇ ઉપર ચાલનારાઓને આબરૂદારોને 'એરેષ્યાઓંઘહો'=સત્યવાનોને આગળ વધારી શકે-દુરેબાદ વક્ષના જુલ્મમાંથી બચાવી શકે, કેમકે તેઓ મીનો ગાસની સામગ્રી વગર ગેતીમાં એવી સંસ્થા કરી શકતા નથી કે જે સંસ્થાને જોરે હમો યઝતો-અષ વહિશ્તના ખાદેમો તે સંસ્થામાં આવીને તેઓને તે કામમાં મદદ કરી શકીએ એટલે તેઓ એવો પાવ મહેલ બાંધીને ઝઓથ્ર આલાતો કરી શકતા નથી, કે જેથી દુરેબાદ વક્ષનો દોર નાશ પામતો થાય અને ઉપર કહેલા ભલાઓની વૃદ્ધિ થાય. માટે કહે છે કે હાતાંમ્=તે ભલા હયાતી ભોગવનાર નરો તે પઓઇર્યો-ત્કએષોમાંનો હુવો=કોઇબી પોતે એવો અઓજિશ્તો=જોરાવર કુદરતની અઓજની શકિતવાળો નથી કે યહ્‌માઇ=જેઓએ પોતાને માટે એટલે પોતે જવેંગ જિમા કેરેદુષા: જવેંગ=સુરાદી મિથ્રો બજા લાવનાર આલાતો કેરેદુષા=ઉભા કીધેલા હોય, કે જે આલાતોમાં હમો યઝતોને જિમા=પુગી આવી વસીને જગતની બુરાઇને તોડી શકીએ. અહિંયાં જગતમાં તે વખતે કામ કરતા પઓઇર્યો-ત્કએષો જેઓ

જરથુશ્ત્રના પેશરવો છે, તેઓના નીશફળતાનું કારણ બતાવેલું છે, કે તેઓએ **મીનો ગાસ** એવી બાંધી નથી કે જેથી ગેતીમાં પાવ મહેલો-આલાતો થઇને આબાદી થાય. એ કામ તો અશો જરથુસ્ત્રનુંજ છે કે જે કામને એટલે ગાસને બાંધવાનાં કામને તેવણુ એટલે જરથુસ્ત્રનું અમશા-સ્પંદોની સાથે ઉજુ થયલું અમર યઝતી કેહપ જરથુસ્ત્રના ગેતીમાં જન્મ અગાઉથી કરી રહયા છે. એમ ત્યારે ગેઉશનાં મનનની વીગત છે. ગેઉ-શોનાં મનનમાં ગેઉશ તષન આવે છે તેમ ઉપર કહેલા **પઓઇર્યો-**ત્કએષોનાં મનનબી આવે છે કેમકે તે બધાઓબી આ ગેઉશોનાજ હમકાર છે. જયારે ગેઉશોના અને તેઓનાં મનનનો આવો જવાબ મળે છે ત્યારે પછીથી તેઓ તે દાદારના શુક્રાના કરે છે અને કહે છે કે જે બધું થાય છે-પાપો થાય છે-પુન્ય થશે-જરથુશ્ત્ર ઉતરશે તે બધુંજ તે સાહે-બની જાણમાં છે, જે બધું ઇનસાફથીજ બુરાઇની હદ લાવવાની છે માટે હવેનો ચોથો ફકરો તે સેપાસદારી બતાવે છે.

**મઝદા ઉપરની ગેઉશોની અને પઓઇર્યો-ત્કએષોની ફેદાગીરી; તેનુંજ ધારવું થાય હમો તેના બંદા છીએ જેમ તે ચલાવે તેમજ હમો ચાલીશું, આવી શુક્રગુજારીનો ચિતાર.**

હવે પછીથી ગેઉશોના મનનથી થતી થયલી શાંતીના નતીજાથી તેઓ એટલે ગેઉશો તેમ જરથુશ્ત્રના પેશરવો તે સાહેબની શુક્રગુજારી કરે છે તેનો ભેદ આપેલો છે. કહે છે કે જગત ઉપર અધમ પાપ છે-અઝી લોકોની મનશ્ની ફોડી નાંખીને કાળી કુદરતનું જોર **તુરેબ્રાદ વક્ષની** ફીલ્લેબંદીથી વધારી દે છે અને પઓઇર્યો-ત્કએષો લાચાર થઇ પાછા હઠે છે તે બધુંજ કંઇ અલલટપ્પે નથી-તે બધું તે સાહેબના હિસાબ વ શુમારથીજ છે-તેના ઇનસાફથીજ છે-તેની જાણમાંજ છે, માટે કહે છે કે **મઝદાઓ સખારે મઇરિશ્તો**=મઝદા દરેકે દરેકનો જાણકાર દરેકને ગણ-ત્રીમાં લેનાર છે-દેવો માનવોથી જે કંઇબી થશે તે બધુંજ તેની જાણમાં તેના ઇનસાફના કાણુમાંજ છે. **'હવો વિચિરો અહુરો'**=તે પોતે ખોદાય છે એટલે તે બધાનો ભોગવાવનાર છે; **'વીચિરો'**=ઇનસાફથી દરેકને ચાલવા દઇ હદને લાવવા માટે તે તૈયાર ઉભેલો છે-જે કંઇ થાય છે તે તેની કરમ બક્ષેશજ છે, માટે તારીજ મરજી થાય **'અથાને અંઘહુત'**=હમારે માટે તે કંઇબી થાય **'યથા હવો વસત'**=કે જે તેં થવા ધાર્યું હોય.

## ગેઉશોના મઝદા ઉપરના અડગ વિશ્વાસથી ગેઉશોને થતું સાત કાળનું ભાન—માનવની માફક ગેઉશો યઝતોબી જગતના દોરંગીપણાના ભેદ તે સાહેબના પેવંદ વગર જાણી શકે નહી—ગેઉશોનો વિશ્વાસ તે જ્ઞાન લાવી આપે છે માટે માનવેબી અડગ વિશ્વાસ રાખવો કે પછીથીજ ભાન-જ્ઞાન આવે તેનો ચીતાર.

અહિંયાં ગેઉશ ઉરવા કે જેવણુના બઓદીક ભાગ તરીકે ગેઉશ તષન છે તેવણુની ઉપર એટલે જગતમાં જે કંઇ તુરેબાદ વક્ષની અવધી થઇ રહે છે તે અવધીનાં ચલનને ચાલવા દેવાની મકદુર હસ્તીનાં આસમાનોના દવ્વારથીજ આવે છે. જે કંઇ માનવો બુરૂ કરે કે ભલું કરે **તે પ્રમાણે હસ્તીનાં તે સાત આસ્માનોની ઘંટી દળી આપે છે.**

હસ્તીનાં તે સાત આસ્માનોની ઘંટીને ચલાવનારને અહિંયાં '**ગેઉશ્ચા અજ્યાઓ**' કહી છે. ગેઉશ ઉરવાની ઉપર ત્યારે જે કંઇ તુરેબાદ વક્ષનો સેતમ પડે છે તેને ચાલવા દેવા આ '**ગાવે-અઝ**'ની મદદ આપે છે. પણ તે ગેઉશ ઉરવા તે ગાવે-અઝ સાથે રીસાતી નથી. પણ તે બેઉ ગવો તે સાહેબની સેતાયશ્ન કરે છે અને કહે છે કે '**દવઇદી ફ્રેરેસાબ્યો**'=આ બધા સવાલો જે પુછાયા છે કે જેમાં શક આવી જાય છે કે કાંય '**ગાવે-અઝ**'=બુરાઇને ચાલવા દેવામાં મદદ આપતી હશે,—આવા બધા સવાલોનો એટલે જગતના દોરંગીપણાના ભેદનો '**હુયત**'=જે કંઇ ભલો ફેસલો મલ્યો છે તેથી હમો બેઉ ગાવો **ઉશ્તાનાઇશ જશ્તાનાઇશ**=શુકગુજારીના હાથો ઉંચા કરી **ફ્રિનેમ્ના**=તારી સેતાયશ્ન કરીએ છીએ અને જે કંઇ થઇ રહે તે વીષે તારી ઉપર જરાબી ગુમાન લાવતાજ નથી. '**ગાવે-અઝ**'=થોડુંકને માટે સાત આસ્માનોની ઘંટીમાંથી તુરેબાદ વક્ષને પોખવાનો સામાન આપે તે તેમ ગેઉશોને ખમવું પડે તે બધાને વીષે જે ભાન તેં આપ્યું છે તે ઉપર હમો બોગુમાન છીએ, કેમકે બધુંજ કર અને જોના સિદ્ધાન્ત ઉપર છે, માટે આ સિદ્ધાન્ત હમો જગતને જાહેર કરીએ છીએ કે માઝીના કેશાશોથી ગમે તેવો દોરંગી પ્રભાવ જગતમાં જામે છતાંબી સત્યને આળ આવતીજ નથી. '**નોઇત્ અૅરૅજૅજયોઇ ફ્જયાઇત્તિશ્ર**'=સત્ય પ્રમાણે ચાલનારને નાશ જેવું કંઇજ નથી. ભલેને થોડુકને માટે માઝીના તેના ગુનાહને લીધે માર પડે પણ તે ક્ષણભંગુર છે પછીથી તો આકેબત ભલીજ છે. '**નોઇત્ ફ્શુયન્તે દ્રેગબસ્ પઇરી**'=બીનોખ રીતના ખેડુતને-રૂવાનને માટે જીંદગી ગુજારનારને જગતની માયાનું

બંધન બાંધી શકતું નથી, જગતનો ભુલાવો તેને ભમાવી શકતો નથી—ભલેને લોકો તેને હસે પણ તેથી તે કંઇ શરમાતો છેતરાતો નથી—પણ તે તો સરળ રસ્તે જવાનોજ. આવી રીતે જગતના મામલાનો ચિતાર આપેલો છે. જગત ઉપરની અધમ બુરાઇઓ લોકોની પોતાની બુરી કરણીને લીધેજ છે. બુરી કરણીને પોખનાર તેજ હસ્તીનાં સાત આસ્માનોની ગાવે-અઝ છે અને તેનો જવાબ આ ગેતી ઉપર એટલે ગેઉશોની ઉપરજ છે. 'તુરેબ્રાદ વક્ષ'ના પહાડને કાળી કુદરત ઉભી કરીને ગેઉશોની જગતને એમ ભલેને દાબે પણ આખરે તો તે સાહેબ મહેરબાન મદદે આવશેજ—જરથુસ્ત્રને ઉતારશેજ. મીનો ગાસ જે તેવણે બાંધી છે તે હવે બંધાઇ રહી; ગેઉશોના મનનની શુક્ર ગુજારીએ તેવણને તેમાં મદદ કીધી, ભલી દુઆ મુસ્તજાબ થવાનો હવે વખત ઉગ્યો—હવે દાદાર મુનાદી કરે છે કે જરથુસ્ત્ર ઉતરશે માટે તમો તેને એસ્તકબાલ કરવા તઇયાર રહો. હવે પઓઇર્યો—ત્કએષો જેઓ તુરેબ્રાદ વક્ષથી માર ખાઇ નીરાશ થયલા છે તેઓને હીમ્મત મળે છે અને તેઓ તે બુરાઇ સામે છેલ્લો બચાવ કરી રહે છે અને મુનાદી પાંથરે છે કે જરથુસ્ત્ર ચંદ વખતમાં ઉતરશે.

**જરથુસ્ત્રના કેહર્પની થવાની યોજના અગાઉથીજ એટલે સૃષ્ટી રચનાની અગાઉથી થયલા અહુનવઇર્યથીજ થયલી છે. હવે બરવકત ઉગ્યો છે માટે તે કેહર્પ માનવ અવતારમાં ઉતરશે, કે જેવણ વગર તુરેબ્રાદ વક્ષને કોઇબી અટકાવી શકેજ નહી. ગેઉશોના મનન અને શુક્ર ગુજારીનો ભલો નતીજો.**

અહિંયાં કહે છે કે તે સાહેબ 'વકુશ' છે એટલે બુરાઇ અને ભલાઇ બેઉને વણીને એક કરીને પોતાના અંગ ઉપરના શ્યાવ તરીકે તેને લેશે. માટે તે સાહેબ 'વ્યાનયા' છે, સાતે સાત કાળમાં જે જે બનશે તેનો જાણકાર અને ચલાવનાર થઇને એમ તે ભલા બુરાને વણનાર તરીકેનો થઇ રહે છે. એવો તે સાહેબ હમેશાં જે કંઇ કહે તે સત્યજ હોય, તેનું ફરમાન કબી ફરેજ નહી. તેમાં સત્ય ઇનસાફજ હોય, તેમાં દવેશ કે ગેરઇનસાફ કે કોઇ તરફનો ધીકકાર હોયજ નહિ. એવો તે સાહેબ મુનાદી કરે છે કે 'નોઇત અએવા અહૂ વિસ્તો'=કોઇબી અહૂ કુલ મુખ્તાર થવા લાયકનો અએવા=અપુર્વ રીતનો આજે જરથુસ્ત્ર વગરનો નથી; 'નએદા રતુશ અષાતચિત હચા'=કોઇબી એવો સરદાર નથી કે જે અષની વ્યવસ્થા પ્રમાણે ચાલી જગતમાં અષ પાંથરે; તુરેબ્રાદ વક્ષને તોડીને તેની બુરાઇ પછી પોતાની મીનો ગાસમાં વણાતી કરી શકે તેની

સંસ્થાઓ ઉભી કરી શકે-જરથુશ્ત્ર વગરનો બીજો કોઇબી તેવો આજે નથી. 'શ્વોરેશ્તા તતષા'=તે સાહેબે અહુનવઇર્યમાં જરથુશ્ત્રની ભાવીને તેવીજ જગતના થવા અગાઉથીજ ઘડી રાખી છે માટે 'અત્ ઈી ફ્રુષુયન્તએચા વાસ્તરયાઇચા'=ખરેખર તું જરથુશ્ત્ર 'ફ્રુષુયન્ત' ભલો ઉદયોગ કરાવીને પાર પાડનાર બુરાઇ ભલાઇમાં વણાય તેવો કારસાજી કરાવનાર 'વાસ્તર' મીનો ખેડુત છે. એમ અગાઉથીજ ભાવીએ તુને ઘડયો છે.

**સુધી-રચનાની શરૂઆતના પરાના કાળમાં અહુનવઇર્ય પ્રમાણે યોજાયલી જરથુશ્ત્રના કેહર્પની નેમણુક કુલ જગતના તારણહાર તરીકે-કુલ જગતના બંદોબસ્ત કરનાર તરીકે-ગેઉશોના હમકાર તરીકે; જગતના તારણ અર્થે-ગેઉશોના સાચ્ચા હમકાર થવા અર્થે માંથ્ર-સ્પેન્તના આશીશોને જગતમાંના ચાલુ દરેઘો ખદાતમાં ઉતારવાને તેવણુને અપાયલો અધીકાર. માંથ્ર-સ્પેન્તને દીનની સંસ્થાઓમાં સિધ્ધાન્તોમાં માંથ્રોમાં યસ્નોમાં પાવ મહેલ આલાતોમાં એવણે ઉતારેલા; માંથ્ર-સ્પેન્તનો અહુરાનો અધીકાર તેવણુને તેટલા માટે મલેલો કે જેથીજ ગેતોની નવરચના તેઓ કરી શકયા, કે જેમાં તે માંથ્ર-સ્પેન્તની ગેરહાજરીને લીધે તેવણુના પેશરવો નાકામ્યાબ થયલા.**

જરથુશ્ત્રને 'તતષા'=અગાઉથી દાદારે જગતના 'અસ્તો' તરીકે દાતોબર તરીકે થવા નેમેલો છે તેનો ભેદ જાણ્યા પછી હવે માંથ્ર-સ્પેન્ત શું છે-તેનો અધીકાર અહુરાને છે તેથી શું થઇ શકે અને જે માંથ્ર-સ્પેન્તનો અધીકાર જગત માટે જરથુશ્ત્રને મળે છે કે જેથી તેવણુ 'ફ્રનેવિષા ગેઉશ ઉરવાન'=ગેઉશ ઉરવાનની ખુશાળી કરી શકે છે તેનો ભેદી પરદો ખુલે છે. માંથ્ર પોતે 'આજૂતોઇશ' છે એટલે મુરાદ બર લાવી આપનાર, સેતાયશ્ન કરવા માટે લાયક, જગતમાં નેઆમત અને કરમબક્ષેશ અપાવનાર-જગતની વૃદ્ધિ કરાવનાર આશીશો તરીકે છે. પરા કાળનું ઉગવું-ના, તે અહુના અસુન્ય દરયાવમાંથી સુન્ય હુદાઓંધહોનું જાગૃત થઇ-ભાત હોશેબામ શરૂ થઇ કાળોનું શરૂ થવું માંથ્ર-સ્પેન્તના આશીશોથીજ હતું. આશીશો વગર જગત ચાલી શકેજ નહિ. માટે કહે છે કે 'અહુરા અષા હજઓષો'=અહુરાએ પોતે અષની સાથે સહકાર

કરીને એટલે અષ-વ્યવસ્થા અને ઇનિસાફના અચળ નીયમ પ્રમાણે 'માંથ્રો'ને બનાવ્યા. અહુરાએ માંથ્રોના આશીશોથી જેઓ ખુદને માંથ્ર-સ્પેન્ત કહે છે તેથીજ જગતને રચ્યું. જગતની અંદર શું અશવનો કે જેઓને ઉરૂષ-એઇબ્યો કહે છે તેઓ, કે શું ગુનાહગારો કે જેઓને મરેતએઇબ્યો કહે છે તેઓ બેઉને માંથ્રો વગર ચાલેજ નહિ. ગુનાહગારો જીવે છે, તંદરેસ્તી ભોગવે છે, જગત ઉપર ચાલે છે, તેબી માંથ્ર-સ્પેન્તના આશીશોથીજ છે, તેમ 'ઉરૂષએઇબ્યો'=મોટા અશવન ભકતો દાદારના પથ તરીકત ઉપર ચાલી રહે છે તે ખુદની ખુદીથી નહી પણ આ માંથ્ર-સ્પેન્તના આશીશોથીજ તેમ કરી રહે છે. પુછે છે કે આ 'માંથ્ર-સ્પેન્ત' શું કરે છે? જગતને રચે છે, જગતના લોકોનો ભોગવટો કરાવી સજા જઝા અપાવીને 'મેરેતએઇબ્યો'=ગુનાહગાર હાલતમાંથી 'ઉરૂષએઇબ્યો'= અશવનોની મુકિતની હાલતે લઇ જાય છે. આ માંથ્ર-સ્પેન્તની આવી આશીશરૂપ કરમબક્ષેશ આપવાની ગતીને અહિંયાં 'ગવોઇ ફ્વીદ' તરીકેની ચીતારેલી છે. માંથ્ર-સ્પેન્ત ત્યારે દાદારનો મહાન બળીશ્ત અધીકાર છે-દાદારનું ઝઓથ્ર છે-તે એક ઝઓથ્રમાંથી દાદારે ૩૩ અહુ અને ૩૩ રતુના ઝઓથ્ર બનાવ્યા, કે જેઓમાં અશો જરથુશ્ત્રનું કેહપંબી તેજ વખતથી થઇ ગયલું હતું. હવે કે જયારે ચાલતા દરેઘો ખદાતના શરૂઆતના ૪,૦૦૦ વર્ષોમાં અહિ જગતનો ફનાફાટયો કરવા બેઠો છે કે જયારે ગેઉશોની ઉપર તે અહિનાં કીધેલા તુરેથ્રાદ વક્ષમાંથી જબર માર પડે છે ત્યારે જરથુશ્ત્રને નીચે ઉતારે છે, કે જેવણને એજ માંથ્ર-સ્પેન્તનો અધીકાર મળેલો છે કે જેથી તેવણ અહિના તુરેથ્રાદ વક્ષને મારીને જગતમાં બંદોબસ્તી કરે છે. આ 'માંથ્ર-સ્પેન્ત'માંથી અશો જરથુશ્ત્ર તે દાદારના 'અષ'ની સાથે હઝઓશ થઇને મીનો ગાસ કીધેલી. આ ગાસમાંના માંથ્રોથી હવે જરથુશ્ત્ર આ ગેતીમાં 'ગાસ' પાવ મહેલ કરી આલાતો કરી નસ્કો કરી જાતજાતની દીની દુન્યવી સંસ્થા કરે છે, કે જે બધામાંજ આ 'માંથ્ર-સ્પેન્ત'ના આશીશોને તેવણે દરેકના મરતબા મુજબ ઉતારેલા છે. દીનના નસ્કોમાં દાદારના હેમમાં-અંતકરણમાં જે છે તે બધું તેવણે નકસ કીધું કે જે નકસબંદીમાં એવણે 'માંથ્ર-સ્પેન્ત' વાપરેલો છે. ત્યારે દીની માંથ્રોમાં, દાતોમાં, ઉપયનમાં બધામાં તેવણે તે 'માંથ્ર-સ્પેન્ત'ના આશીશો વણેલા છે કે જે બધાનાં કાર્યસાધકપણાથી તે બધાની બજાવણીથી યસ્નોથી યઝતો આકર્ષાઇને આવી પુગીને જગતને સત્સંગ આપી રહે છે. યઝતો જગતમાં આકર્ષાઇને જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જાય માટે તેવણે માંથ્ર-સ્પેન્તને દીની સંસ્થાઓમાં

માંથ્ર-ચરનમાં વર્ણ્યો છે. માટેજ અહિંયાં કહે છે કે 'કસ્તે વોહુ મનંઘહા યેઇ દાયાત્ એએઆવા મર્ંતએઇબ્યો'=બહમનની નસીહતમાંથી એટલે દાદારનું અંતકરણ કે જેમાં કુલ જ્ઞાન છે કે જેને બહમન કહે છે તેથી આગાહ થઇ-દાદારથી આગાહ થઇને (દાદારના) મોઢાં મારફતે એટલે યઝતો મારફતે 'ઇ'=તે બધા માંથ્રો-દીની સંસ્થાઓ કે જેઓમાં માંથ્ર-સ્પેન્ત છે તે બધું જગતને આપે તેવો કોણ છે-એકલો તે જરથુશ્ત્ર છે. એમ અહિંયાં જરથુસ્ત્ર 'માંથ્ર-સ્પેન્ત'થી ગેઉશોનો હમકાર થઇ જગતની ઉપરના તુરેબાદ વક્ષના ભારને પાપોને હઠાવી-જેને બીજા ફકરામાં 'દ્રેગવોદેબીશ્ અએષેમ' કહયો છે તેને પાછો હઠાવી જગતની નવરચના કરનાર તરીકે ચીતારેલો છે.

**અશો જરથુશ્ત્રનો ગેતીના તખ્તા ઉપરનો સપ્પર પહેલો દેખાવ; તેવણની કહેવાતી નીષ્ફળતા-તેવણને કહેવાતો નહિ મળેલો અધીકાર નામે ઇષો-ક્ષથ્ર; ઇષો-ક્ષથ્ર મેળવી અપાવવાની ગેઉશોની દાદાર પાસેની અરજ; આ બધામાં શો અર્થ છે? ઇષો-ક્ષથ્ર કહેતાં દાદારના અધીકારની ફરમાન બરદારી કરવામાં-દસ્તુરી ચલાવવામાં આવતી ખલલ એટલે ગેતીની ઉપર તેવણ મીનો ગાસના સંબંધનો પાવ મહેલ બાંધવામાં રોકાયલા જેમાં દેવોની ખલલ થતી-જેથી ગેતી ઉપર તેવણની આણ નહિ વરતેલી તેના ભેદભરમો.**

જરથુશ્ત્ર જ્યારે ગેતીમાં સપ્પર પહેલા જાહેર થયલા ત્યારે તેવણની સામે ઘણી નડતલો ઉભી થઇ હતી. દેવો જાદુગરો જડવાદીઓ તેવણની સામે ફાવતા હતા અને ખુદ શાહ ગુસ્તાસ્પબી તેવણને માનતા હતા નહી. જરથુશ્ત્રે ગેતીની ઉપર નવો પાવ મહેલ બાંધીને ગેતીની ઉપર સત્યસંગના આશીશો પાંથરેલા નહી, માટે જડતાની મનશ્નીનું ખંડન થયલું નહી, માટેજ જડતાના જોલીઓનું જોર તેવણની સામે થયલું જેથી તેવણ પાછા હઠેલા હતા.

હા ૨૯ ફકરા નવમાં આ નીષ્ફળતાનો ચીતાર આપેલો છે, જ્યાં કહે છે કે ગેઉશ ઉરવા 'રઓશ્તા'=ગેઉશે ફરયાદ કીધી કે જરથુશ્ત્ર

કંઇ કરી શકતા નથી. તેવણુની હાજરી સત્યસંગ પાંથરી શકતી નથી કેમકે તેવણુની પાસે 'ઇષો-ક્ષથ્ર'નું હથીઆર નથી. 'ઇષો-ક્ષથ્ર' એટલે ઇચ્છવા લાયક સત્તા કે જે યઝતો પાસે હોય તે, કે જેથી યઝતો દાદારનું ફરમાન-દસ્તુરી ગેતીમાં ચલાવી શકે છે તે. આવી સત્તાથી તેવણુ ગેતીમાં યઝતનો પ્રભાવ જમાવે તો એવણુને ઇષો-ક્ષથ્ર મળેલી કહેવાય. જેમ કુદરતમાં યઝતનો પ્રભાવ ગાતૂ થયલી છે તેવી ગાતૂ ગેતીમાં તેવણે સપ્પર પહેલા બનાવેલી નહી. ગેઉશ ઉરવા તેટલા માટે દુઆ કરે છે કે જરથુસ્ત્ર ગેતીમાં જલ્દીથી ગાતૂ પાવ મહેલ બાંધીને જગત ઉપર મીનોઇ આશીશો માંથ્ર-સ્પેન્તને ઉતારે કે જેથી જગતને બરેલા હાથનો ટેકો મળે ઇષો-ક્ષથ્રના મળવામાં ત્યારે આવો ઉંડો ભેદ છે. એવણુની દાતોબરી-પેગામ્બરીના દાવા માટેની બુરહાનો જે પાવ મહેલ તરીકેની હતી તે જ્યારે જાહેરમાં આવી, ત્યાર પછીથીજ એવણુનું કામ સરળ થયું હતું. ગેતીમાં ગાતૂને-યઝતી જગ્યાને જાહેર કરવાના બયાનમાં બહોળો અર્થ છે. ૨૧ નસ્કો અને બીજી ગુહ્ય ચીજો એટલે ૨૧ નસ્કો માંહેલા ગુહ્ય ભેદોની બનાવણીઓ કે જેથી ગેતીમાં સત્યસંગ જાગી રહે એટલે નસ્કોમાંની બધી મીથ્રની એટલે સમજ આપવા માટેની અને માંથ્રની મંત્રોની એટલે આશીશોનો ખોરાક આપવાની અને યસ્નની એટલે પાવ મહેલો બાંધી મીનોઇ કામ જારી કરવાની ચીજોને ગેતીમાં ચલાવવાનો ભેદ ઇષો-ક્ષથ્ર શબ્દમાં છે. જેવી રીતે ગેતીમાં કાઇબી પ્રચાર ચલાવવો હોય તો તેને માટે પહેલે સંસ્થાઓ બાંધીને નવા શીક્ષકો માહીતગારો ઉભા કરવા પડે છે, તેમ દીની બાબદના પ્રચારમાંબી સંસ્થાઓ બાંધીને નવા ચેલાઓ ઉભા કરીને તેઓની પાસે દીનના કારોબારને ચલાવવો પડે છે. આવાં કામમાં પેગામ્બરને ઘણી નડતરો નડેલી હતી જે દેવોની વાદ તેવણુ સાથે જોડાયલી ઘણી દંત કથાઓમાં આજેબી મોજુદ છે, જે બધાનું બયાન પહેલી નીર્કીઝમાં આપેલું છે.

## પેગામ્બરને મળેલી ઇષો-ક્ષથ્ર ગેતીમાં ચાલુ થયલી દીન માટે ભલી દુઆ.

છેલ્લે ૨૯-૧૦ ના ફકરામાં જરથુસ્ત્રને અને તેવણુના ચેલાઓને તેઓના કામમાં ફતેહ ઇચ્છેલી છે. હવે ગેતીમાં પાવ મહેલો થઇ રહીને આશીશો ઉતરીને લોકોમાં સત્યસંગ જાગી રહે છે. આ કામમાં જરથુ-શ્ત્રના હાવીશ્તો ઘણો શ્રમ ખેંચી રહે છે જેઓને ફતેહ મળે એમ ચાહેલું છે. અહિંયાં અષવહિશ્ત, દાત અને ક્ષથ્ર ત્રણુના ભેદોને વાદ કીધેલા

છે. દુન્યામાં અષ બંદોબસ્ત જાળવવા દાત કાયદા જોઇએ અને કાયદા ચલાવવા ક્ષથ્ર અધીકાર જોઇએ. એ બધું જો ઇનસાફથી ચાલે તોજ ગેતીમાં શાંતી રામેશ્ની જામે. માટે છેલ્લી લીટીમાં કહે છે કે અએ મઝદા તુંને તેવી રામશ્નીનો રાખનાર મેં ગણેલો છે. એટલે જેમ મઝદાએ જગત રચીને જગતને મુકિત તરફ જતું કરીને રામેશ્ના સપ્પર પહેલી મેળવેલી છે તેવીજ રામશ્ની હવે આ દાદી ક્ષથ્રથી સચ્ચાઇવાલા અધી-કારથી દસ્તુરીથી જગતમાં જરથુસ્ત્ર અને તેવણના ચેલા જમાવશે અને તેથી તેઓને અને જગતને એટલે હું ગેઉશને તારા જેવું અનંત સુખ મળશે એમાં કંઇ શકજ નથી. એમ પોતાની ખુશાળી અશો જરથુસ્ત્રથી થઇ રહે છે તેની મુનાદી જાહેર થાય છે. છેલ્લા અગીઆરમાં ફકરામાં ત્યારે એવો ભેદ છે. ગેઉશની જે મુરાદ હતી તે હવે ફળે છે ફળતી જાય જાય છે અને ફળતી જશે તેનો ભેદ આ છેલ્લા ફકરામાં છે. તેણી કહે છે કે પેગામ્બર સાહેબની હીકમતથી અષ-વહુમન-ક્ષથ્ર આવતા જાય છે અને આવતા રહેશેજ અને તેઓને અએ મઝદા! તું મદદ કરીજ રહેશેજ. ખોટી સીરફ વરજેશી કરવાની છે કેમકે પાત મહેલ એટલે આપવાનું યઝીી દામ થયલું છે—આશીશો મેળવવાની સામગ્રી તઇયાર આશીશો છે સીરફ તે બધાને લઇને કામ કરવાનું રહયું છે. આનું કામ અએ મઝદા તમો જલદીથી કરાવો અને કરાવશેજ. એમ છેલ્લે ગેઉશની શાંતીનો ચીતાર આપેલો છે.



# સુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | ફેરફાર. |
|---|---|---|
| શરૂઆતના બે બોલનું પાનું ૩ જું | ૧૭ મી | અહુનવદને બદલે વાંચો અહુનવર |
| દીબાચાનું પાનું ૨ જું | ૨ ૭ | ફકરાઓમાં છે ને બદલે વાંચો "ફકરાઓ છે." |
| નરકનું પાનું ૨૧ મું | ૨૪ મી | પારેગ્રાફનું નંબર ૭ મુકવું |
| ,, ૧૦૩ મું | ૯ મી | કોઇબી ખુદને" પોતે ને બદલે વાંચો કોઇબી ખુદને" પોતે |
| ,, ૧૨૯ મું | ૨૧ મી | શુમાર કરનારો છે તેને બદલે વાંચો શુમાર કરનારો મઝદા છે |
| ,, ૧૫૬ મું | ૨૮ મી | અહ્‌વાને બદલે વાંચો આહુવ |
| ,, ૨૩૧ મું | ૨૧ મી | ગતી મેળવી-ને બદલે વાંચો ગતી મારફતે મેળવી |

હવે ગાથા હા ૨૯ ના અગ્યાર ફકરાઓની સમજ શરૂ થાય છે. પહેલે દીનકર્દનાં ૨૧ નસ્કોમાંનાં ત્રણ નસ્કોમાં આપેલી વીગત આપી છે. પછી આજની રૂઢીએ સમજાતા શબ્દ અર્થની સમજ આપી છે. પછી મીલ્સના પોથામાં આપેલી પહેલવી સમજ આપી છે.

પછી શબ્દ અર્થો અને તાવીલ એટલે અંદરનો ભેદ આપેલો છે, જેમાં આ બધી જાતજાતની રૂઢીઓની ઉકેલ એકજ પાયા ઉપર એકજ ભેદની છે તેનો ઉકેલ ક્નુમ કઇ રીતે તાવીલથી ખોલે છે તે બતાવેલું છે.

## ગાથાનો હા ૨૯ કે જેમાં અગીઆર ફકરાઓ આવે છે તે બધા માટેની, દીનકર્દમાં આપેલા નસ્કોમાંના ત્રણ નસ્કો નામે સુદકર, વરશ્ત માન્સર અને બગાંન નસ્કમાં આપેલી તફસીલવાર સમજ–તાવીલ.

---

### સુદકર નસ્ક (ક્ષ્મઇબ્યા):



### ગાથાના હા ૨૯ના અગીઆર ફકરાઓ માટે

૧. પાંચમી 'ક્ષ્મઇબ્યા'ની પરગરદ (જાતજાતની બેપરવાહીઓ એટલે એકમેક તરફની ફરજો ચુકવી, હમખેશી અને એખલાકના સિદ્ધાંતોને તલાંજલી આપવી, હેવાન જેવી હાલતે પુગવું એવી બાબદો) જેને 'ફ્રૂ-મુશતન્'=બેપરવાહી કહે છે તે માટે છે. કહે છે કે બાપ અને દીકરો, દીકરો અને બાપ, ભાઇ અને ભાઇ, દોસ્ત અને દોસ્ત, ધણી અને ધણીઆણી, ધણીઆણી અને ધણી એકમેક તરફ બેપરવાહ થઇ રહે છે (એકમેક તરફના માનસાઇ તરીકાની ફરજો ચુકીને હેવાન જેવાં થઇ રહે છે), 'બએન્ ઝીમાન્ અંદાઝીસ્ત્'=જે ચાલી રહેલા જમાનનો અંદાઝો–તાસીર, જે 'પવન્ સીરીહ વ ખન્જ'=સીરીહ અતી ઠંડુ પડવું–બુબક જેવા થઇ રહેવું અને 'ખન્જ'=હદની બહારની મજાહ મેળવવી તે બેઉની વચમાં રમી રહે છે તેને લીધે છે તે બાબદ માટે છે. પણ ગાથાનો મીનો તો ગાથાઓને અંતકરણથી યાદ કરનારાઓ તરફ, ગાથાઓને ભણનારા–યાદ કરનારાઓ તરફ બેપરવાહ નથી (એવા ભેદો વીષે છે).

૨. ગાથાના મીનોની ફરયાદ, બેરપત અને દસ્તોબર જેઓ 'ઉઝ-દહી' પેલી ગેહાન તરફ પસાર કરી ગયા છે તેઓ માટે છે, કેમકે તેઓનાં પોતાનાં 'કેહપોર' એટલે તેઓએ કીધેલી નેકીના ગુબારો (અને તે ગુબારોમાંથી ઉતરી રહેવા જેવા ભલા આશીશો) તેઓના દેશની ઉપર ઉતરી શકતા નથી–જેને લીધે (આશીશો નહિ ઉતરતા હોવાને લીધે) તે દેશની અંદર સખતાઇઓ–આફતો–આશમોગો–દીનને તરછોડનારાઓનો જન્મ (થઇ રહે છે એવા ભેદો વીષે છે).

૩. ગાથાના મીનોની સર્વોત્તમ સત્તાનું જોર (કેવું છે તે ઉપર) અને રાદી ગતી સલતા રૂવાનને 'દુશઅહૂ'=બુરી દુન્યાના બંદ-માંથી, તનના અને આ ગેતીના આકર્ષણના બંદમાંથી છોડવી શકે છે

તે ઉપર છે. અષોઇનું પહેલું સર્વોત્તમ પગથ્યું આઝાદી=હવસ રહિતની હાલત છે.

---

**વશ્શ્ત માન્સર નસ્ક (સ્પઇખ્યા):**

**ગાથાના હા ૨૯ ના અગીઆર ફકરાઓ માટે.**

---

૧. છઠ્ઠી પરગર્દ 'સ્પઇખ્યા'ની 'ગરઝીશ્ને ગોશોરૂન્'=ગેઉશ ઉરવાનો બાંગે બુલંદ આવાઝ, મકકમ ઠરાવ અને તે પ્રમાણે ચાલવાનો એકરાર, જે તેણીએ 'ઓલ્ પેહાબુનતન્'=પેદાએશ તરફ, નીસ્તીની રચના (નાં તારણ માટેની ફરજ અદા લાવવા) તરફ 'કબદ્ અખ્દગીહ્ વ અનાગીહ્ ઝયશ મઇનોગીહા ખદીતુન્ત': ઘણી અખ્દગીહ=બુરાઇઓ દુજના જાતજાતના ચેપો, હલાકીઓ જે તે પેદાયશમાંથી થશે, જે બધું મીનો ચશ્મથી તેણીએ જોયું હતું, તે બધાંને મુક્તિ લાયકના કરવા તરફ (આવી બુરી જગતની આવી બુરી ગતીને સદ ગતી તરફ લઇ જવા) 'બએન્ અમેશાસ્પંદાન્ હનજમન્ ઓલ્ અઉહરૂમજદા'=અમશાસ્પંદોની મીજલસમાં અહુરમજદ આગળ કરવાની 'નીવગીહ્'=દુઆ ગુઝારી હતી, બજા લાવવાનું માંગી લીધું હતું, બજા લાવવા માટેનું જોર–હિમ્મત માંગ્યાં હતાં. 'અઇઘશ પવન્ તનુ–અઓમંદીહ્ મદમ્ પેહમતુનેદ્' એટલે ઉપરનું મીનો ચશ્મથી જોયલું બધું તનોમંદ હાલતમાં થવાની ગેતીમાં જડ રીતે ઉભું થશે. જેમકે 'પવન્ ઝદન્'=જે બધું મારામારીમાં, 'વ ચેકતલૂનતન્'=કાપાકાપીમાં, 'રીશીનીદન્,'= ઝખમી કરવામાં, 'દુજીદન'=ચોરીઓ કરવામાં, 'આઝુરૂદન્'=દુખ દેવામાં, આવી ઉભું રહેશે, તેમ વળી 'અવારૂન્ કુનિશ્ન્'=બુરી કરણી, અને 'કામગ્ સરીતર્'=નીચ ઇચ્છાઓને 'યહુબુનતન્'=આપી દેવામાં, તાબે થવામાં 'પવન્ પારગ્ ઓલ્ ઓલા–ઈ–દુશ–પાદખ્શાઇ મર્'= કે જેથી બુરી સત્તાને–બુરાઓના દોરને–બુરી સાંપની ખસલતની પાદશાહીને ગોયા લાલચ મળે છે–ઉત્તેજન મળે છે, તેવી લાલચ આપવામાં ઉભો રહેશે, એટલે બુરી ઝોહાકી સત્તાના ફેલાઇ જવામાં ઉભો રહેશે. 'વ પદશ કેરૂદારીહ્'=આવી લાલચ પામેલી બુરી સત્તાના નતીજાથી એટલે આવી બધી બુરી વર્ત્તણુકોથી 'વદ્ખેશીહ્'=સામાનું લુટીને પોતાનું કરવાની માલેકી, 'દુશનિગીશાહી'=બદ નજર નેમ, 'ઝુર્ ગોકાહીય'=જુઠી સાક્ષી (ની બદીઓ ઉભી થશે. વળી આવી બુરી સત્તાના જામવાથી) અઇશમોન્–ઇ––રતહમગ્'=ઝુલ્મગાર ગુસ્સાબાઝ સેતમ-

ગાર (ઉભા થઇને) 'પવન્ આજ વ અરેશક્'=લોભ અને અદેખાઇની એઓ (ના દેવરૂપ થઇને) (ગરીઓને, ખોદાપરસ્ત લાચારોને એટલે ગવની ગતી રાખનારાઓને, ગેઉશ ઉરવાની પનાહમાં જવા માંગતાઓને)= 'ગરેમોગ ગોગિસ્તાન્'=ગરમ તબેલામાંથી (એટલે મુકિત મેળવવાની ઉત્સાહ આપનાર ઉમેદે-બેહીની આશા આપનારા એતેકાદ ઉપરથી) 'વરૂદક્ કરૂદન'=ઉલટી લઇ જવાની, રાહ ભુલી દેવાની (બદ બુરી સલાહો રાખનારા ઝુલ્મગાર આસ્મોઘો ઉભા થશે), 'જક્ ઇ તૂબાન્ તૂખ્શાગ્ પશુશ-હુઅઉર્વો સરૂદારીહ્'=(ચાલાક અને કુવ્વતમંદ ઉદયોગી 'પશુશ્હરૂન્'=કુતરાની ચોકી (પસુને બચાવનાર-તરીકત ઉપર ચાલીને પોતાના અંશોને ખેંચવાની ચોક્કસીને રાખનાર નરની અષોઇની ગતીને) 'સરૂદ'=ઠંડીવાળી (એટલે દુખોવાળી, દુજી ગતીથી ભરપુર, અશોઇના અમલાને તોડે તેવી) 'અઓશતાવ્ગર્'=ઉતાવળમાં બનાવેલી (એટલે અશોઇ પાળવાની કંઇબી સામગ્રી વગરની) 'ગાસ'= જગા (માટે મુકરર કરવી એટલે પસુને પોતાના અંશોને અષોઇવાળા પોતામાં ઉમેરાઇ શકાય તેવા કરી તે અષવન પોતામાં લઇ શકે નહિ, તેવી હરકતો મુકનારા દ્વંદો ઉભા થશે). 'મીન્ વચગ્'=બચ્ચાંથી 'વ વલ્મન્ ઇ ખુર્ બવીહુન્દ્'=ખોરાકની ઇચ્છા માટે 'અન્-અવો-ક્ષ્શ્નદાર્ યદ્મન્'=સખ્ત દયાહિણુ હાથે, 'પવન્ ગૂરૂગીહા'=વરૂ જેવી વૃત્તીથી, 'જવીદાક કરદારીહ્'=(પોતાની માએથી) જુદા કરવા (ની કુટેવવાળાઓ એટલે સામાને ભોગે જીવનાર, તરીકતને લાત મારી અહીની ગતીવાળાઓ ઉભા થશે. આવું બધું થશે તે ગેઉશ ઉરવા જાણે છે, જેનો ભાર ખમવા તેણી અહુરમજદ પાસેથી જોર માંગે છે; તેઓની મુકિત અપાવવાને માટે દુઆ કરે છે). (આવી બુરી પેદાએશમાં બીજું વધુ શું થશે કે જેનો ભાર ખમવાનો છે માટે કહે છે કે):

૨. અને (વળી બુરી કરણી અને ઇચ્છાને વશ થવે, બુરી ઓહાકી સત્તાને જોર મળવે ઉપર કહેલી બુરાઈ જામશે તેમ વળી) 'નીજારી-નીદન્'=(ભલાઓને) ત્યાગ કરવાની, અને 'કાસ્તન'=(ભલી સત્તાને) ઓછી કરવાની અને મોટી જાતજાતની હલાકીઓ ઉભા કરનારાઓ (ઉભા થશે; આવી મોટી બુરાઇઓ હલાકીઓ કરનારાઓને) 'મુન્શાન્ લાબેશ-ઇ'=તેઓને જરાબી દુખ દરકાર થશે નહિ કે 'અમત્-અમ જક્ ઇ સર્દ્વાત્ વ જકીચ્ ઇ ગર્મ મદમ્'=મને સરદી કે ગરમી 'યામતુનેદ્'=આવી પહોંચશે. 'અક્રશાન લા બેશ-ઇ અમત્-અમ બરા રસીતુન્ત્ અશકમ બગ્ વ કુશાંદ્'=તેઓને જરાબી દુખ દરકાર

થશે નહિ કે મારો ગળં તુટી પડશે. તેઓ (હમારાને) મારશે, તેઓને જરાણી કુચ દરકાર થશે નહિ કે મને 'ગજ'=સાંપ કે 'ખુન-ગરાઇ'= ખુન પીનાર જાનવર કે 'પતુક્તુમ'=છુરામાં છુરૂ ખરફસ્ત્ર મને કરડશે.

૩. 'વઆહીરને ગોશોરૂન્ અઇધ્'=ગેઉશ ઉરવાએ (દાદારથી) માંગી લીધું કે આવી અજાયબ રીતની ભારી અને અખ્ખૂ=દુજી નજીસાતની છુરાઇવાળી નીસ્તી-ગેતી જડ હાડમંદ દુન્યા માટે (એમનો એમ મારો યજતી દબદબો રાખીને) નેમણુક ના કરશો. જો એવી દુન્યા માટે મને નેમો તો (મનેબી તેવી ગેતીના બરની કરવી એટલે) 'ઝીમ્ ઉજ ઉશ્તાનીહા બરા યેહુબુન્': 'ઝી'=જે 'મ'=મને 'ઉજ ઉશ્તાન્'= ઉંચાઇએ લઇ જતી દરેકથી આગાહ કરતી ઉશ્તાનની કુદરત (કુદરતી રીતે મળી છે એટલે આંઠમા આસ્માન ઉપરની ખોરદાદ અમરદાદની અમર ગતીવાળી કુદરત-દાદારના દમમાં રહેતી કુદરત-દાદારમાંથી વહેતી ગતી ઉશ્તાન તેની 'ઉજ'=ઉંચાઇની પુર્ણ રીતની બલીહારી સહિતની-આબે હયાતીના ઝલવા સહિતની એક યજત તરીકેના મારા દબદબાની રૂયે મળી છે તેવી ઉશ્તાનની ઉંચાઇની કુદરત)નો 'બરા યહુબુન્'= નાનો કંઇક ભાગ જાહેરમાં કામ કરવાજ આપવો (બીજાને મંદ કરી દેવો) 'અઇધ્ અમાલીદાર્ યેહેવુનમ્'=કે જેથી હું તીક્ષણ લાગણી (કે જે ભાર ખમવા નાલાયક ઠડતી હોય તેવી લાગણી) રહિતની થઉં. 'વ જક્ દુશવાર્ દર્દ્ અચુવમ્'=જેથી પુસ્કળ દર્દ-ઝહેમત (જે મારા ઉપર પડે તે)નો ભાર લાગે નહિ. (પણ તે 'ઉજ ઉશ્તાન' કુદરતી શકિતનો દમ) 'ઉલ્તગીગ'=તગીની શકિત ધરાવનાર ધુરંધુરી પાદશાહ પહેલવાનો 'મુન્શાન્ પવન્ અઇયારીહ્ પાનગીહ્ ઈલી'=જેઓ મને મદદ અને બચાવ 'યેહેબુનતન્ કરૂદન્'=ઊભો કરવા-પેદા કરવા 'પતુગીહેત્'=સામર્થવાન છે; 'અમત્ ઇક્ કીગ વ કરપ્'=કીકો અને કરપો (તેઓની યોજનામાં નડતળ સમાન) હોવા છતાંબી તેઓ મને મદદ કરવાની શકિત રાખે છે, તેઓને (તે પાદશાહ પહેલવાનો તગીના સાહેબોને) માટે 'યહુબુનતન્'=ઊભુ કરાવી મુકો.

૪. 'વ લેવતમન્ રાસ્ત્ ગરૂઝીશન્ ઇ ગોશોરૂવન્'=ગેઉશ ઉરવાના સાચ્ચા-સાચ્ચા દીલના ઠરાવની જાહેરાતને અને તેને બરની 'અવો ક્ષાયશને ઇ અમશુસ્પંદાન્'=ને છાજતી અમશાસ્પંદોની સ્તુતીથી 'આખરૂ ઇક્'=આખરે 'દાહીશન ઇ દામ્'=મખલુકાતોનું ઉભું થવું 'મુનશ બ ઇન્ મેહ વ પહાલુમ મરૂદુમ ઓલ્

કુશીશન અન્ આવીશન્ ઇ ઐબ્ગદ્': જે ખાસ મખલુકાતમાં 'મેહુ'=મોટા ખોદા-રસીદા અને 'પહાલુમ'=સરપર પહેલી ગતીના એટલે યજતી દબદબાના મુક્તિ મેળવી રહેલા નરો 'ઐબગદ'=અહીરી-મનની 'કુશીશન'=લડાઇને 'અન્ આવીશન'=હારતી કરવા (નેમાયા) 'અમત ચ્ ધલ્'=આને લીધે (આવા મોટા પાદશાહ-પહેલવાનો-પઓઇર્યો-તકએષોની મદદ અને પનાહી હોવાને લીધે) 'મીન્ અદહી-શ્નીહ'=બુરી અને અષોઇને તુચ્છકારી કાઢનારી પેદાયશમાંની 'પવન્ રેશ વ બેશ્'=નુકસાની અને ખરાબીની 'હમ્ બાસતગ્'=હાજરી સામે ગરૂઝીશને ચીગુન્ ગોશ ઉર્વાન્=જેનો આઝાબ ખમવા ગેઉશ ઉરવાનો મક્કમ ઠરાવ થયલો છે તે ખરાબી-પાયમાલીની 'હમ્ બાસતગ્'=હાજરી 'લેવત્ મન ચ્'=હોવા છતાં 'અપઇતીયારૂગીહ ઇ ક્રીગાન્'=ક્રીગો-દીન દુશમનોનો સામનો કરવામાં ફાવેલા નહિ. પણ 'ગોશ ઉર્વાન્ મેહ-દાદીસ્તાની હાતરૂ ચેહેવુન્ન'=ગેઉશ ઉરવા તો બુલંદ ગતીના કાયદાસરની વર્ત્તણુકનાં ચલણમાંજ રહી શકી, (એટલે ગમે તેટલી ધમાલ ગેતીની ઉપરની બદીઓથી થાય છે છતાં ગવ તો તે ભારને ખમવા ઉસ્તવારજ છે. તેણી થાકતીજ નથી. પણ તેથી ઉલટું ફીકો કે યજદાંન-પરસ્તો બેઉની મુક્તિની ખાસ્તારી કરવામાંજ રહી છે. તેણી તો ઉસ્તવારજ ઉભી છે અને ફ્રશો-ગર્દ લગી તેમજ ઉભી રહેશેજ.)

૫. 'પવન્ ગોસ્પંદ્ અયારીહ'=ગોસ્પંદોની મદદથી એટલે ગવની કુદરત રાખતી સંસ્થાની મદદથી માણસોએ 'ઝીવસ્તન્ વ નીવરૂદત્ શાયસ્તન્ રાઇ'=જીવીને વૃદ્ધિ કરી પાર પડવાનું છે માટે 'ગેઉશ ઉર્વન'=ગવની કુદરત ઉપર સરદારી ભોગવતું મુળ ઉરવાન નામે 'ગોઉશઉરૂન' 'ઉલ્ સ્તીહ તન અઓમનદીહ'=તનોમંદ જડ દેખીતી ભોગવટા કરતી સૃષ્ટી ઉપર અને 'અઇયારીહ-ઇ-અનશુતા ચેહબુન્ત'=માણસ જાતની મદદ માટે નેમાઇ છે (કેમકે માણસ જાતમાં ફેલની ગતા હોવે પોતે કોશેશ કરી ગવ ધારણ કરી ગોસ્પંદ થઇને ગવની કુદરતના અનુ તરીકે થઇને સૃષ્ટીનો ભાર ખમવા ગેઉશ ઉરવાનને મદદ કરવાની છે. માટે માણસ જાતે વોહુનને દાખી ગવને પોતામાં સર્વોત્તમ કરવા કોશેશ કરવાની છે, જેમાં ગેઉશ ઉરવા મદદ આપવા તૈયાર ઉભી છે. પણ જાનવરો કંઇ ફેલ રાખતાં નથી કે કોશેશો કરી નેકી કરીને ગેઉશ ઉરવાને મદદ કરી શકે, કેમકે) 'કમ્ માલીદન્ ઝયાશ સ્તીહીગ અનાગીહ રાઇ, ગોસ્પંદ્ માદીનીદન વ અન્-આરતીહ પદ્દમુખ્તન્'=ગેતીના અંદર રહેલા મુસ્કેલી જાનવરોને-ગોસ્પંદોને ભોગવટા વખતે બહુ માલમ પડે

નહિ, માટે જાનવર ગોરપંદ **'માદીનીદન'**=મદની એટલે એફ્રામ જેવી હાલતમાં અને શાંતી વગરના હમેશની લડાઇમાં મચ્યા રહેવાની હાલતમાં આવી ચઢેલા છે, (જેથી જાનવરોમાં રોશનફેલ કે જેમાં 'મદ'થી ઉલટી ફ્રોમની હાલત અને મનની શાંતીની હાલત પ્રાપ્ત થઇ શકે તે ફેલજ રહયોજ નથી, કે જેથી જાનવરો પોતે નેકી કરી ગેઉશ ઉરવાને મદદ કરી શકે. આવાં જાનવરોનો છુટકારો ત્યારે માનવ કે જરથુસ્ત્રથી નસીહત પામે છે તે માનવથી અને તેટલા માટે જરથુસ્ત્રથી અને તેની દએનથીજ થઇ શકે છે. માટે જરથુસ્ત્રને જાનવરોને ગવની ગતીએ પુગાડીને તેઓનો મુરબ્બી થનાર ગણ્યો છે, માટે લખે છે કે):—

**'ગોશ ઉરૂન્ પવન્ દહીશન ઇ જરથુશ્ત્ર ઉલ્ ગોરપંદાંન્ અઇયારીહ્ રૂબાગીનીદન ઇ જરથુશ્ત્ર દએન મજદયસ્ન બઇન્ ગેહાન્, બુજાગીહ્ ઇ ગોરપંદ્ વ અવારીગ દહીશ્ને ઇ શપીર્ પવન્ બુનદગ, વ રૂબાગીહ્ ઇ દએન્ ખુરૂસન્દીનીદન'**=ગેઉશ ઉરવાનો સંતોષ જરથુશ્ત્રની **'દહીશન'**=નેમણુક (જરથુશ્ત્રની ચલાવેલી સંસ્થા) ગોરપંદી ગતીનાં જાનવરોની મદદ માટે થઇ તેથી તેમ ભલી માજદયસ્ની દએનની આરાસ્તગી અને ચલણ ગેતીમાં થઇ તેથી થયો છે દએનનાં એ ચલણથી ગવની ગતીનાં જાનવરો તેમ બીજી ભલી પેદાએશ **'બુન્દગ મનશ્ની'**=સંપુર્ણતાએ પુગી (એટલે પોતે કેટલા બધા દોષીત છે જેથી નાસઝાવાર છે તેનું ભાન મેળવી પતેત-મહેરનો અંગીકાર કરી તેમ ચાલવાનો નીશ્ચય કરવાની રોશન ફેલ મેળવવા ભાગ્યશાળી થઇ એટલે બુન્દક ગતીના થઇ) ફ્રશો-કેરેતી તરફ મુકિત તરફ જતા રહયા છે, જેથી દએનની **'રૂબાગી'**=સીકકો ચાલુ થયો છે, જે બધાંથી ગેઉશ ઉરવાનો સંતોષ થવા લાગ્યો છે.

૬. ગોશો ઉરૂનને કહેવામાં આવ્યું છે કે **'યમલેલુનમ્'**=હું ઝાહેર કરૂ છું કે **'વીશોપીશન વીચારીશ્નીહ'**=નાશનો ઇલાજ છે એટલે **'વીશુપીશન'** =જે કંઇ નાશવાળું હાડમંદ છે **'વીચારીશ્નીહ'** =તે તેવું કોઇ એક ઇલાજ રાખવે થયું છે (એટલે નાશની ગતી માટે ચારો-હિકમત છે કે તે નાશને અમર ગતીએ લઇ જશે.) **'અઇધ્'**= એટલે કે ધનામીનથી થતી મુશ્કેલી-દુખો માટે કોઇ એક હિકમત ઉમદા મતલબ છે. હું જે અહુરમજદ છું તેની પાસે જો એમ દુન્યાની મુશ્કેલીઓ માટે ચારો **'લા બવીતુન્-સ્તાઇ'**=જાણ્યો હોય નહિ (એટલે મુશ્કેલી થવામાંજ કોઇ એક મઅની છે કે જેની હિકમતથી દુન્યા પાર

પડે એમ જો મારી હિકમત હોય નહિ), તો (એવી રીતની દુખવાળી) પેદાશ હું કરતે નહિ.

૭. ધનામીનની ઇચ્છા વીચાર એમ છે કે '**દેન્ મનચ્ અઇધ્ અશ્**'=આવી રીતે કે (એટલે એવો પેદાએશનો ભેદ છે એટલે) ધનામીનની ઇચ્છા એ છે કે '**અકરજ્**'=હરગેઝબી અએ અહુરમજદ, તું પેદાએશ નહિ ઘડે તો (મને) સારૂ છે. આટલાં નાનાં વાકયમાં મોટો ભેદ અને મઅની છે. પહેલે જાણવું કે ધનામીન તો મીનો છે, જે '**સ્પેનામીન**'ની ગતીમાંથી ઉભો થયો છે, પણ સ્પેનામીનની અહુ પ્રત્યેની અથાક ભકિત જે તેની ફ્રવષી છે તેવી ફ્રવષી સાથનો તે થયો નહિ હોવે તેને ફ્રવષીની હીદાયત નથી એટલે અહુ–પરસ્તી કરવાની અકકલ નથી એટલે તેમાં રસ્તુ નથી. તેમાં હદ+ઇનસાફની ગતી નથી તેમાં '**અક**' =અસત્ય છે. તે ધનામીન એક તોપ છે કે જે ફુટે ત્યારે જે કંઇ વચમાં આવે તેનો ફુરચો કરે, સારી કે બુરી ચીજ બધાંને ફોડી નાખે. જેમ તોપના ગોળાની જેત હવાનાં દબાણથી નરમ પડતી આવે છે તેમ ધનામીનની આવી ફ્રવષીની હિદાયત વગરની ગતી જરથુસ્ત્રની ક્ષથ્રથી અટકે છે, જેનો ભેદ **અષી યસ્ત**માં છે. ત્યારે ધનામાં અકકલ છે પણ તેમાં હદ કે ઇનસાફ નથી માટે કયાં લગી જવું–કયાં અટકવું તેવું કંઇબી તે જાણતો નથી. તે તો અવધીજ જાણે છે. **ધના કંઇ સેતાન નથી. સેતાન તો રૂવાનોના દ્રવાઓની ગતીનો નતીજો છે.** મીનો કરકો આતશની ગતીથી રૂવાનોની હુવીના ઓળામાંથી તે સજીવન થયો છે, માટે રૂવાનોની અજ્ઞાનતાનો તે નતીજો છે, માટે શેતાન કંઇ મીનો નથી. જયારે ધના તો મીનો છે અને સ્પેનામીનમાંથી છે. આવી ધનાની ઉત્પત્તી થઇ, અહુનવઇર્ય પ્રમાણેજ થઇ, કેમકે ધનાને તનોમંદ કાયામાંની બુરાઇનાં ચીઓને ખીલવીને ખપાવી નાખવાના છે, કે જેથી તે તનોમંદ કાયામાં ભલી ખેરદ આવે. ધનાને ત્યારે બુરાઇમાં લપટાવાનું છે, અસત્યનો સાથી થવાનું છે, બુરાંઓને ભમાવી તેઓની બુરાઇને ઉભરાવવાનું છે, કે જે પછી કુદરતનો ઇનસાફ તે ઉભરાયલાની કજા ઉભી કરે. ત્યારે ધનાને જો ફ્રવષીની ગતી મળે, હદ+ઇનસાફથી તે ચાલે, તો ધનાથી આવું કામ થતે નહિ–દએવની બુરાઇને પકડી શકતે નહિ. ત્યારે ધનાને એમ ગોળ ગોળ ફરતો કીધો છે. પેદાએશમાં દ્રવાઓની ગતી–શેતાનની ગતી ભુલાવો છે, કે જેને ઉભરાવીને ખલાસ કરવાનો છે. આ ખલાસી આપવા માટે ધનાને ઉભો કીધો. ત્યારે ધના જે સ્પેનામીનનાં અત્યંત સુખ અને શાદી ગતીમાં સુતેલો હતો તેને ત્યાંથી જગાડીને આવાં કામ માટે મુકયો, તે તો ધનામીન માટે મોટી

તકલીફ અને અહેમત થઇ; માટે ધના કહે છે કે અએ દાદાર, તું પેદાયશ પેદા કરતે નહિ તો સારૂં, કેમકે હું ધના પોતે સ્પેનાની અંદરના અનંત ઉસ્તા-માંજ સુતો હતે. આ તો પેદાયશ થવે મને એવો તેં ઘડીને સ્પેનામાંથી બહાર કહાડયો છે કે જેથી મને અસત્યમાં રહીને તકલીફ લેવી પડે છે અને જરથુસ્ત્રનો માર ખાવો પડે છે. જો પેદાયશ થતેજ નહિ તો મને એમ સ્પેનામાંથી તું કાઢતેજ નહિ. આમ ત્યારે આ નાનાં વાકયમાં મોટો મઅની છે તેની સમજ પડશે. દ્રવાઓની જાતને સુધારવા માટે 'સત્ય'ની ગતી કામે લાગતી નથી. દ્રવાઓની જાત તો ભુલાવાની છે–પહેલે ભુલાવો કેટલો છે તેનું માપ થાય તોજ પછી તેની વળે થાય. પણ દ્રવાઓ તો સુરત છે માટે તેને ચલીત કરીને તેની ભુલાવાની ગતી બહાર કાઢવાની છે કે જેથી તેનું માપ માપી શકાય. દ્રવાઓ સત્યથી ચલીત થાયજ નહિ. સત્યના આબમાં તે ઓર મંદ પડે. દ્રવાઓને જો અસત્ય મળે તો અસત્યની મીથ્યા ગતી તે દ્રવાઓના મીથ્યા ગતીને ખીલવી શકે. એમ ત્યારે ધનાને મીથ્યા ગતીનો કીધો છે છતાં ધનામાં મોટી અકકલ છે. મીથ્યા ગતીમાં હદ+ઇનસાફ નથી. એમ ત્યારે ધના તે તનોમંદ કાયાની મીથ્યા ગતીને હવસરૂપમાં ખીલવે છે–ઉભરાવે છે. ધનાને હદ+ઇનસાફની ખબર નહિ હોવે ધના તે ખીલવવામાં હદની બહાર જાય છે પણ બહાર કુદરતમાં સત્યની ચોકી, હદ+ઇનસાફની ચોકી છે, જેને જરથુસ્ત્રની ચોકી કહે છે, તે તુરતજ 'ધના'ને પીગળાવે છે એટલે સુરત કરી નાખે છે એટલે ધના તેને વધુ ઉભરાવી શકતો નથી, અને જે કંઇ ઉભરો હોય તેની વળે પછી કુદરતનો જડજ judge રસ્તુ કરે છે, કે જેથી તે ઉભરામાંથી સત્યનો જન્મ થશે. આમ ત્યારે ધનાની વીગત છે. ધનાનાં મોંહડાંના શબ્દો કે દાદાર તું પેદાએશ કરેજ નહિ તો સારૂ, તેમાં ત્યારે આવો ઘણો મોટો ભેદ છે. વળી આગળનાં વાકય કે અએ દાદાર, પેદાએશ થાય નહિ તો દુન્યાની કે ધારમીક સંસ્થા હોય નહિ, તો પછી પાપ સવાબની હોયજ નહિ–આનો ભેદ ત્યારે હવે સમજી શકાશે. માટે ધના કહે છે કે):—

**'અલ્ અકરજ્ દામ્ ફાજ બરોહીનીદ્ હુસુનીહ્ અહુરમજદ્'** =અએ અહુરમજદ, તું હરગેઝથી પેદાશ કરતો નહિ.–**'વ અલ્ લતમન્ અહુઇહ્ હુઝુનીહ્ વ અલ્ રાદીહ્'**=ગેતીની ક્ષણભંગુર કે સત્યવાળી સંસ્થા થાય નહિ તો સારૂ કેમકે અહુરમજદને અહુ અને રતુ તરીકે કોઇ ગણે નહિ (એટલે ગેતીનો સત્ય–અસત્યનો પ્રભાવ નહિ હોજો). **'વ અલ્ કામક્ ઈ યહલાઈ ઇ પાહુલુમ, આવાયદન્ ઇ ઓલ્ કાર્**

**વ કીરૂફ્રગ'**: '**કામગ ઇ વહલાઇ' યે પાહ્લુમ્**=સર્વોતમ અષોઇની ખાહેશ હોતી ના, કે જેને માટે નેકીનાં કામો કરવા જોઇએ તે બધાંની જરૂર હોતી ના.

૮. '**પુરૂસીશન ઇ ગોશોરૂન્ અઇધ્'**=ગેઉશ ઉરવા વિષેના સવાલો કે તેણીને નીસ્તી ગેતીમાં કાંય-કયે અર્થે ઉભી કરવામાં આવી- '**ઉલ્મુન્ હુમુન્ હવા બ્રેહીનીદ્ વ તાશીદ-હવાઅમ'**=મને ગેઉશને પોતાને કોણને માટે યોજીને ઉભી કીધી. '**પાસખુને અવ્બસ્ અઇધ્ ઓલ્ વલ્મન્ તુખ્શાગી વ પત્માનીક્'**=ગેઉશ ઉરૂન ખાસ તેનેજ માટે છે કે જે ઉદયોગ કરે છે અને પતમાન સત્યનો કાંટો રાખે છે એટલે તેવા સવાલનો જવાબ કે જે કોઇ ઉદયોગી છે એટલે પોતાની અંદરની હવસની ગતીને ખેડીને સરોશ જેવી દાદારની સ્તુતીવાળી કરી રહે છે, કે જેને મદદ કરનાર આ ગેઉશ ભલી ખેતી કરાવી આપીને 'પતમાન અપાવશે-સત્ય ઉપર લઇ જશે.

૯. '**વ બવીહુનસ્ત ઇ ગોશારૂન્'**=ગોશોરૂનની માગણી ગોસ્પંદો એટલે ગવની ગતી રાખનારાઓ માટેના એક મદદગાર અને પોષણ માટે થઇ. '**યેહ્બુન્ત્ ઇ અહુરમજદા ઉલ્ અઇયારીહ ઇ ગોસ્પંદ ગબના ઇ આહ્લૂબ્'**=ગોસ્પંદી જગતની મદદ માટે અષો નર અહુરમજદે આપ્યો, **ગોસ્પંદાનરાય્ અઇયબારૂ વ સરાયશને ગોસ્પંદાન્ રાય શીરીન્ વેહ્** અને ગોસ્પંદી જગતનાં પોષણ માટે આબમાં મીઠાશનું જામવું કીધું અને તેવીજ રીતે ઝાડપાનમાંથી આબની શીરીન ગતી મુકી. '**અઇધ્ વરત્મુનતન્ દાશ્તન્ ઇ ગોસ્પંદ્ વલ્મન્ પાતખ્શા'**=વળી ગોસ્પંદોને ગોસ્પંદી પેદાયશને ખવડાવવાની-હેફાઝતથી રાખવાની ક્ષથ્ર **સાહેબી'** ઇલાકો તેને છે, '**મુનશ્ હચત્ યેહબુનેદ્ વાસ્તરૂ'**=કે જે તે પેદાયશને માટે **વાસ્તરૂ** મીનોઇ ખેડુત આપે છે યા મુકરર કરે છે. (એટલે જે કોઇ મીનોઇ ખેતી કરી ગવની પેદાયશને માંથ્રનો લાયક ખોરાક આપીને તેને નુરી ગતીમાં લઇ જાય છે તે તે ગવની પેદાયશનો સાહેબ **ફસે-રતુ** હોય છે જે તેઓને પાર પાડશેજ); એટલે કે '**ગોસ્પંદાંન્ દહીશન પ તુખ્શાગ્ અઇધ્અશ્ વાસ્તરૂ યેહ્બુનેદ્'**=ગોસ્પંદોની પેદાયશ થવાની હેફાઝત કરનાર ચાલાક મહેનતુ નર તેઓનો ખેડુત હોય છે. (હયાં '**તુખ્શાગ'**=ચાલાક મહેનતુ નર તે અશવન પસે-રતુ છે, જે '**ગોસ્પંદો'**=ગવની ગતીએ-પરદુખભંજનની ગતીએ પુગવા માંગતાઓ જેઓ ગવે પુગવાની ગતીમાં રહયાં હોય

તેઓનો ખેકુલ હોય છે એટલે તેઓને તેઓની ઉંચ મુરાદે પુગાડનાર હોય છે). **'અફ્રુશ પશુશ હુઅઉરૂવો ઈ બીનઝદ્ પેદાગીનીદ્ મુન ગોસ્પંદ્ બરા અવ્ઝાચીનેદ્'**=ત્યારે પસુની હેફાઝત કરવી એટલે પેદાયશની બુરાઇને તોડીને તેની ભલાઇને પોખીને ખએત્વોદથીએ લઇ જવી એટલે ખરી સરદારી **'પેદાગીનીદ્'**=જાહેર કરે છે કે ગોસ્પંદોની પેદાયશની વૃદ્ધિ તેથી થાય છે (એટલે સામાન્ય પેદાયશમાંથી જ્યારે બુરી ગતી નીકળી જઇને તેમાં ગવની ગતીનું ચલણ થાય ત્યારેજ તે પેદાયશ ગોસ્પંદી કહેવાય, કે જે ગોસ્પંદ આગળ વધવા દુઆ કરે છે કે જ્યારે દાદાર આવા **'પશુશ હુરૂન'**ને એટલે ગોસ્પંદી ગતીવાળાને રતોતો આપીને પસુની હાલતે, ખએત્વની હાલતે, દુજી રહીતની હાલતે લઇ જઇને પાર પાડી શકે છે. ત્યારે જે કોઇ **'પશુશ હુરૂન'** છે–પસુનો સરદાર છે તે ગોસ્પંદોનો વધારનાર છે એમ અર્થ થયો.) **વ વલમનચ્ મુન ઝક્–ઇ દ્રવન્દ્–એ–અએષ્મ અનઅઇર્ વનિશ્ને ચેહ્રબુનેત્ અઇઘ્ સ્તૂબ્ વબીદુનચેન**=અને આવો નર અએષ્મ દ્રવન્દ અનાઇરાનને માર આપે છે જેથી તે શુધ્ધી વગરનો થાય છે.

૧૦. **'અવ્ઝાચીનીદન્ ઈ અહૂરમજદ્ ગોસ્પંદ્'**=અહુરમજદનું ગોસ્પંદોને–ગવની મખલુકાતને આગળ વધારવું (ફ્રશો–કેરેતીએ લઇ જવું–મુક્તિ આપવી) **'અંદર્જ–ઇ મરદુમાન્ પવન્ પતમાન્ ખુરીશ્નીહ્'** (ગોસ્પંદોની વૃદ્ધી થાય એટલે ઇનસાનમાં ગવની ગતી જાગીને કામ કરી શકે માટે) ઇનસાનોને પતમાન રીતે ખાવાની એટલે બધો ભોગવટો પતમાન પ્રમાણે–જેમ કાંટો મધ્યમાં રહે ત્યારે સત્ય તોલે છે તેમ સત્યથી એટલે તરીકત પ્રમાણેજ કરવાની સલાહ (કે જેથી ઇનસાનનો વોહુન ગવની પધ્ધતીનો થઇ રહીને ગોસ્પંદી ગતીએ પુગે). (જે કોઇ પતમાન જાળવશે નહિ, તરીકત ઉપર સાબેત રહેશે નહિ, તે પોતાના જાનને–ગવને ભાર સમાન થશે, માટે કહે છે કે): ગોસ્પંદોને (એટલે જાનવર ગોસ્પંદને કે ગોસ્પંદ ઇનસાનને કે ખુદ પોતે પાપ કરી પોતાના જીવને ભારી પડે છે તે પોતાની ગવને–પોતાની સજીવન આપવી ગતીને પાપો કરીને) **અદાદીહા**=ગેરઇનસાફથી વર્તી (ગોસ્પંદો જાનવરોને હલાક કરી, અષવનોને હલાક કરી, કે પોતાના જીવને પાપથી ઘેરીને) ગોસ્પંદને (જાનવર ગોસ્પંદને કે અષવનને કે પોતાની જાતની દોરતીને) દુખ આપશે, તો **'ગેરાન્ પોહલ્–ઈ–વલ્મન્'**=તેનો પુલ ગેરાન ભારી થશે (એટલે ચીનવત ઉપર જ્યારે તે પોતાની તેવી બુરી

ફેરહાર જોશે ત્યારે તેને તે વીમેની ખરી ખબર થશે તે પછીથી તે ગુનેહગાર તેની ખેરદ બાંધશે અને તે છરી જેવા પુલ ઉપરથી નીચે તનાસકમાં પડીને પસ્તાવાનું દુખ પામશે).

'ઇ ગોશોરૂન્'=આવી તે ગેઉશ ઉરવા 'પવન્ મઇનોગ હુમ્ કેહર્પ-ઇ-અમશુસ્પંદાન્' = જેણી મીનોઇમાં અમશાસ્પંદોનાં કેહપ સાથની એટલે મળેલી છે; તેઓ જેમ ઝરવાને અકસ્નેની ગતી સજે છે તેમ તેણીબી રાખી શકે છે.

'હુમ કેહર્પ ઇ-ખુરશેદ રોશની'=જેની અમશાસ્પંદોના નાયબ 'ખુર'ની અમર ગતીઓ અસર રોશની સાથે મળેલી છે.

'વ કામક્ દાઇસરૂ'=જેણીની દાદારની મુરાદ નેમ બર લાવવાની આંખ 'હુચશ્મ' રોશનીની રીતની અને કામ બજાવનારી છે, તેવી તે ગોશોરૂનના હાથ આવાને માટે એટલે ગવના હેરાન કરનારને માટે અઓજની ગતી રાખી કામ કરનારા (લાયકને લાયક જગાએ તે હાથથી લઇ જનાર -ગુનાહગારને ગેતીમાં ખેંચનાર, સવાબકારને ઉપર લઇ જનાર) છે.

'વહ્મન્ મુને ઓલ યજદાન પદ્વાઝેદ'=જેથી યજતો સાથે હમકલામ થાય છે.

'અઝશ યજદાન પદ્વા ઝેન્દ'=જેણી સાથે યજતો હમકલામ થઇ રહે છે (અને એમ પોતાના અઓજના હાથથી દોરવાતો તે નર જેણે ગવને હેરાન કીધી છે તેને મુક્તિ તરફ લઇ જઇ શકશે).

૧૧. 'મદમ ગોબીશન ઇ અહૂરમજદ હેનાઇક્ અર્ઇઝ'= અહુરમજદની જુબાની આ છે કે:-આ બધા 'મીલાયા'=શબ્દો-વીચારો 'આમારીનીદાર હચમ'=મારી ગણત્રીમાંજ છે. 'મુન્ મીલાયા હઇ તઇ સ્તીહાન્ ઝઇક્ કોલા દુહ્વાન રાઇ યેમલેલુન્દ'= આ બધા શબ્દો જે દુન્યાના બધાંઓ બે હયાતી માટે બોલી રહયા છે (જેમાં કેટલાક સાચ્ચા છે, કેટલાક જુઠ્ઠા છે, કેટલાક દીન-દુશમન છે, કેટલાક એતેકાદવાળા છે, તે બધા વીચારોના ગુબારો થઇ રહે છે, જેમાંથી તે બધાંને બદલો મળશે; જેને માટે કહે છે તે બધું મારી ગણત્રીમાંજ છે. હર્યાં જ્ઞાન-અજ્ઞાનના, સવાબ-દોષ પ્રમાણેના બદલાની તેહકીકાત છે-દીન ઉપર વીશ્વાસ-આસ્થા કે ગુમાન માટેના બદલાની વાત છે).

'વ આકાશ હુવાઅમ કુનીશન મુનશાન વઝીદ બઇન્ અસ્તોમંદ અહ્વાન શેદા વ મરદુમ'=ઇનસાન કે દેવો આ જડ

નીસ્વીમાં ફરી રહે છે તે બધાંથી હું માહીતગાર છું. (જેમાંની એક નાની બાબદ્‌ગી મારાં જ્ઞાન-જાણથી દુર નથી, એટલે રજેરજના છાપો પડી રહે છે, જેઓને મહેર ઇજત રારતીથી પોખીને બદલો અપાવશે. રશ્નુની હદ અને ઇનસાફની કચેરીની બહાલીથી સઝા-જઝા મળશે. માટે કહે છે કે) **'વ મુન્ ઇક્ વરૂઝેંદ્ હવાહવામ્ બરા વીચીદાર્ ખોદાઇ'**=અને જે કંઇ તેઓથી થઇ રહયું છે તે બધાંનો ન્યાય આપનાર ખોદા સાહેબ હું છું. **'વ એદુન્ હઇંત્ ચીગુન્ લીકામગ'**=જેમ મારી મરજી છે તેમજ બધું થયું જાય છે, એટલે બધું મારી હિકમતમાંજ છે; માટેજ ઉપર કહયું છે કે ગેતીની આફ્તોને માટે દરમાન મારી પાસે હતે નહિ તો હું ગેતીને રચતે નહિ, જેનો ખુલાસો ઉપર આપેલો છે કે ગેતીના દએવીક ગતીનાં રૂવાનોના છુટકારા માટેજ આ બધું થયું છે, જેમાં ધનાની મોટી હિકમત છે તેમ યજતોની પાયુ-ખ્વારેશ્તાર તરીકેની હિકમત છે).

**'પવન્ ઇક્ ઝકૂઇ અફૂદુમ્ અહ્‌વાન્ વરૂદીશન'**=આખરેમાં કે જયારે નીસ્તી-ગેતી ઉરવીસ લઇ મારી તરફ હસ્તી તરફ પાછી ફરશે, ફ્રશો-કેરેતી કરી મને આવી મળશે, ત્યાં લગી મારી મરજી પ્રમાણેજ બધું થયા કરશે. (હયાં કહે છે કે ગેતીમાં જે બધી આફ્ત-દુખ દરદ છે તે બધું દએવીક ગતીની કરણીના બદલાનું છે, જે હદ+ઇનસાફથી છે, જેમાંથી ફ્રશો-કેરેતી થશે, વીગેરે) **'વ હરૂવેસ્પ્ ઝક્ મદમ્ ખદીતુનમ્ પવન્ ઝકીઇ લી ખ્રતુ વ ફ્રરૂઝાનગીહ્ મુન્ ચેહેવન્ત્ મુન્ હેઇત્ મુનઇક્ અકરજ્ ચેહ્‌વુનેદ્'**=હું મારી ખ્રતુ=મહાન બખ્શંદીક ગતીથી અને ફ્રરઝાનગીહ=મહા ડહાપણથી એટલે મારી હરવેસ્પ-આગાહીથી બધું જે કંઇ થઇ રહે છે તે પાપ-સવાબ બધાંને જોઇ શકું છું. જે બધું જે થઇ ગયું-થાય છે અને થશે તે બધુંજ મારી હીકમતમાંજ છે, (જે બધાથીજ આખરે મુકિત ફ્રશો-કેરેતી થશેજ)

૧૨. અહુરમજદે **'સ્તીહાન્'** નીસ્તી-ગેતીની વ્યકિતઓ માટે **'મ્યઝદ'**=ભલી દુઆનો ખોરાક-ભલા આશીરવાદ **'તાશીદન્'**=ઘડી ઉભા કીધા છે-મુકરર કીધા છે. **'પવન્ માનસરૂ સ્પેન્ત્'**=જેઓ માંથ્ર છે અથવા માંથ્રમાં છે એટલે માંથ્ર-સ્પેન્ત અહુરમજદના આશીરવાદો છે;

**'મુન્ ચેહ્‌વુન્ત્ ચેકવીમુનેદ્'**=જે આશીરવાદ કદીમ જમાનથી ચાલી આવે છે, (જેને જરથુસ્ત્રે માંથ્રોમાં આણ્યા છે)-**'સુદ્ અઓ-મંદાન્'**=ફાયદો કરાવનાર સઓષ્યંતો અથવા સઓષ્યંત જેવા પરગજુ

ઇનસાનોનો **પીશ રફ્તાર્**=તેઓની આમદને વધાવી લેવા ઇસ્તકબાલ કરનાર આ માંથ્ર-સ્પેન્ત છે (એટલે નેકીના મરદોની ઉપર તે માંથ્ર-સ્પેન્તના આશીશો રહેલાજ છે, તે આશીશો તેઓને શોધતા જઇ રહે છે). '**અઇધ્-શાન્**'=આવી રીતે '**દસ્તોબ્બર**'=દીન દસ્તુરો (પરદુખભંજનના નરો, પારકા માટે પોતાનો ભોગ આપનારાઓ)માં '**અવઝુનીગીહ્**'=વૃદ્ધિમાં રહી બીજાને વૃદ્ધિએ પુગાડવાની શકિત અને '**હુર્વેસ્પ્**'=બધાંઓને સુદ-મંદ ગતીએ ફાયદાકારક ગતીએ લઇ જવાની '**આંકાસીહ્**' = પુણું માહીતગારી, કમાલ્યત ગતી આ માંથ્ર-સ્પેન્તને લીધેજ છે.

૧૩. '**અઇન્ અનશુતાન્**'=માનવી વર્ગમાં '**પવન્ કામગ્ ઇ ઓલ્ યશરાઇહ્**'=અષોઇનો રસ્તો-અષોઇની ખાહેશ જારી કરવા માટે અને '**ચારગ્ સ્નાસીહઈ મદમ્ વાનીદન્ ઇ એબ્ગદ્દ**'=એબગદ અહીરીમનને મારી હઠાવવા-નમાવવા માટેની હીકમતો બતાવવા માટે જરથુસ્ત્રની '**અઇવગીહ્**'=ખાસ અપવાદીક શ્રેષ્ટાઇવાળી-એકકાપણું-અને '**અહ્મતાગીહ્**' બીદમાલપણું-જોડ વગરની ગતી જાહેર છે. (આ બધું માંથ્રોથીજ છે, તેની બુરહાન છે એમ હયાં અધ્યાહાર છે, જેનો ભેદ ઉપરના બારમાં ફકરામાં છે, અને તેથીજ પેદાયશને શીખવી દોરવવાનું પણ તેવણનુંજ કામ છે એમ ગાથા કહે છે.)

---

### બગ નસ્ક (ક્ષ્મઇબ્યા):

### ગાથાના હા ૨૯ ના અગીઆર ફકરાઓને માટે

---

૧. પાંચમી પરગર્દ '**ક્ષ્મઈબ્યા**'ની છે, જેમાં ગેઉશ ઉરવાએ '**લા યેહ્વુન્ત્**'=ગેરહાજરી વીષેનું જાહેર કીધેલું છે. જે કોઇ ગોસ્પંદ ધરાવે તેણે તેઓને દરોસ્તીમાં રાખવા (એટલે જે કોઇ ઇનસાન જીવતો રહીને અહુરમજદની નેઆમત ચાખે છે તેણે સવાબ કરવું જોઇએ); એટલે જે કોઇ ગોસ્પંદની સંખ્યા વધારે છે, જેઓ '**આહંગ્ વ આરૂ-ઝુક્**'=ઇચ્છા અને મરજીથી તેઓનો વધારો કરે છે, તેઓ તેઓની સાથે રીતસરની વર્તણુક રાખે છે એટલે તેઓને દરોસ્તીમાં રાખે છે, (એટલે જે કોઇ જીંદગીમાં ભલી ઇચ્છા રાખી પોતાના ફરજંદો ઉભા કરી ભલી તાલીમ લઇ તેઓને આપે તેઓ કુદરતમાં રોશન ગતી પાંથરે છે). '**ગેઉશ્ ઉરવા ગરૂઝીશ્ને**'=જાહેર કરે છે કે આવાઓ કમયાબ છે.

૨. જે કોઇ '**રૂબાહ્ગી ઇ મનૂદવમ્ ઇ યજદાંન્**'=યજતોને લગતી ચીજોનું ચલણ જારી રાખવા (એટલે દીનની વસીઅત પ્રમાણે

ચાલવા)નું ફરમાન આપે છે (એટલે તે ફરમાન ઉપર બીગુમાન થઇ ચાલે છે) તેણે ગોરપંદોની નેગેહબાની કીધેલી હોય છે. (જે કાઇ દીનની વસીઅત પ્રમાણે ચાલે છે તે પોતાની ગવ=જીવ અને આત્માને બુરાઇના બંદમાંથી બચાવે છે). આવા શખ્સનું રૂવાન યજદાંન તરફ પહોંચે છે (યજતોની સાથે તે રૂવાનનો સંબંધ રાદ પદવંદ થાય છે એટલે તે શખ્સનાં તન-મનમાંના હવસો દબાતા જઇ રાદી ગતી ઉભી થતી આવે છે), ત્યારે તો યજતોને લગતી ચીજો એટલે દીન પ્રમાણેની તરીકતોનાં વર્ત્તણુમાં ગોરપંદોની પરવરશ થઇ રહે છે. (દીની વસીઅત પ્રમાણે ચાલવે કુદરત જે શરીરમાં જીવ તરીકે છે તે જીવની દરકાર અને બહાર જગતમાં અસર રોશની તરીકે ભલાઇ આપતી કુદરત તરીકે છે-જીવડાવનાર ગતી તરીકે છે, તેઓની દરકાર તેમ તેવી ભલી કુદરતના મીથ્રો રાખતા ગોરપંદ જાનવરોની ભલી દરકાર થઇ રહે છે, ભલાઇની હિફાઝત થઇ રહે છે). એમ રૂવાનની નાજી માટે તે ઘણી અવષ્યની થઇ પડે છે. (એટલે દીન પ્રમાણેની તરીકતો જે યજતો સાથે સબંધ કરાવે છે તે પ્રમાણે ચાલવે 'ગવ'=જીવ શરીરમાં તેમ 'ગવ'=ભલી કુદરત જે બહાર છે તેણીને તેમ 'ગવ'ની કુદરતનું ચલણ જે ગોરપંદ જાનવરોમાં છે તે બધી 'ગવ' કુદરતને જોમ મળે છે, જેથી યજતોની ખુશાળી થવે યજતોનો સંબંધ થવે રૂવાનની નાઝી થતી આવે છે).

૩. આ છે કે ગોરપંદને (એટલે એક વ્યકિત જે પોતે પોતાની હલકી મનોવૃત્તીને સમજીને ભલાઇવાળી કરવા ગોરપંદી ગતીએ પુગાડવા પરદુખભંજનના થવા માંગે છે તેની તેવી ભલી ખેરદવાળી 'મનેશ'ને, તેનાં તેવાં ઉમેદવાર મનને-જે વર્ગમાં ગોરપંદ જાનવરોબી આવી જાય છે-તેમ તેવાં મનવાળી તેવી ખાહેશ રાખતી વ્યકિતઓબી આવી જાય છે તેઓને) '**પવન્ દસ્તોબર્ ઇ ગોસ્પંદાંન્ રતુ**'=કુદરતની સફેદ બાજુવાળી સંસ્થાઓનો રાખનાર દીનદસ્તુર કે જે દાદારનો તેમ જરથુશ્ત્રનો '**રતુ**' નાયબ છે તેની સરદારી દેખરેખ હેઠળ '**યખ્સેનુનેદ્**'=મુકે છે-સોંપે છે, (એટલે જેઓ દીનને દીનના દસ્તુરને, દીનની સંસ્થાઓને, તરીકતોને સર્વસ્વ અર્પણ કરે છે, તે પ્રમાણેની સત્તાને માથે ચઢાવે છે) '**અશ**'= તે ખુદ પોતે '**દુસ્તીક્ ઇ વલમન્ ઇ ગોસ્પંદ્ દાદાર્**'=ગોરપંદોનો સાહેબ તેઓના મુકદ્દરને ચલાવનાર અહુરમજદ (અને જરથુસ્ત્ર અને તેવણના જરથુસ્ત્રોતેમો અને સ્પેનામીનની કુદરત)ના દોરત તરીકે ગણાય છે, (જેને દીન-દોરત, દીન-ચાશીદાર, હાવિશ્ત કહે છે), '**અલ્ ગોસ્પંદ્ આમુખ્ત્ પેહેવુનેદ્**'=તેવા તેને-ગવની ગતીવાળા થવાનું-ખુદ પોતાને

ગોસ્પંદ બનાવવાનું-દીનદાર દીન આશીદાર હાવીસ્ત થવાનું શીખવવામાં આવે છે. (એટલે જે કોઇ એતેકાદ રાખી પતેત અને અહેરથી દીનને તાબે થાય છે, તરીકત ઉપર ચાલવા ફાંફાં મારે છે, તેને સગવડો અપાવીને દીનનો ફાયદો આપવામાં આવશે. તેને ગોસ્પંદ કરવામાં આવશે) 'ગોસ્પંદાંન્ રતુ'=ગોસ્પંદ ગતીનો એટલે સ્વાર્થ રહીતનો નિર્મળ ઇનસાન, ગોસ્પંદોની પરવરેશ કેમ કરવી (ગવની ગતી જ્યાંબી હોય ત્યાં તેને ટેકવીને જાગૃત કેમ કરવી, જેમકે કોઇ સ્વાર્થી દુન્યવી ઇનસાન કે જેમાં જે જીવ છે જેને ગવ કહે છે તે જીવના જોરાનો જેવા કે 'વીર'-'હોશ'-'ખેરદ'-'અનશની'-ગવશની'-'કુનશની'-વીગેરેઓને તેમાં કઇ રીતે કેમ ખીલવી અપાવવા તેવી બધી બાબદોને 'ગવની પરવરેશ' કરવી કરીને કહે છે. આવું બધું કેમ કરવું-સીરફ ગોસ્પંદ જાનવરનીજ હેફાઝતનો ખ્યાલ હયાં નથી પણ કુદરતની સફેદ બાજુ જે કુદરતની કાળી બાજુનો ભાર ખમી રહે છે તે ભાર ખમવામાં તે ગવને=કુદરતની સફેદ બાજુને ખોરાક કઇ રીતે ખોરાક પુરો પાડવો-એવી બહોળી વીગતને 'ગવની પરવરેશ' કહે છે, તે પરવરેશ કઇ રીતે કરવી, તેમ વળી) તે ગવની પાસબાની કેમ કરવી (એક વખત એક દુન્યવી ઇનસાનમાં સચ્ચાઇનો નાદ જાગ્યો તો તેને કઇ રીતે તેમાં ટેકવવો વીગેરે તેમ વળી) તે ગવની વૃદ્ધિ કઇ રીતે કરવી (ગવની ગતી ધીમે ધીમે વોહુન ઉપર પેશ આવી ખુદ તે વોહુનને ગવની બનાવી મુકે-કાળી બાજુને સુધારી સફેદ કરી મુકે-જેમ રાત્રીના સ્વામાંથી દીવસની ઉષા=પ્રભાત જન્મે છે તેમ બુરાઇમાંથી ભલાઇને કઇ રીતે ઉભી કરવી એટલે ગવની સ્પેનામીનની કુદરતની બાજુ અને સત્તાને કઇ રીતે વધારવી) એ બધામાં તે 'ગોસ્પંદાંન્ રતુ' એટલે ગવની ગતી રાખનાર સરદાર દીન દસ્તુર 'દાનાક'=પુર્ણ સમજદારી અને દુરઅંદેશીથી પોતાના ઇલ્મ અમલને વાપરનાર હોય છે. એમ ત્યારે 'અશ'=તેણે પોતાના ગોસ્પંદને (ગવની ગતીને પોતાની સજીવન શક્તિને કે જેમાંથીજ વીચાર-બોલ-કાર્ય-વીર (એટલે હામ, નઇતીક ગતી, moral courage જેઓ મનીની પરેહઝીના બધા જવાબો છે તે) હોશ-ખેરદ ઉભા થઇ શકે છે તે બધાને, ગવની કુદરતને કે જે બદીનો ભાર ખમીને સુધારવા મથી રહી છે તેને, તેમજ ગોસ્પંદી જાનવરોને કે જેઓ જગતના વહેવારમાં અમુલ્ય છે તે બધાના ભેદને) ખાસ સરદાર કે જે આવી ગવની ગતીનો પરવરેશ કરનાર-પાસબાની કરનાર-વૃદ્ધિ કરનાર છે, તેવા દસ્તોબર દીન દસ્તુરને સોંપી છે. અને એમ તેણે પોતે (તે ગવની કુદરતનો સાહેબ દીન દસ્તુર)

તે પરવરશ કરનાર, તે હેફાઝત કરનાર, તેમ વૃદ્ધિમાં ચલાવનારની દોસ્તી તેના તેવા પરવરશ પામવાને લાયકના તેવા હેફાઝત કરવાને લાયકના–થવે તેવા વૃદ્ધી વધવા લાયકના તરફ **'નીસુદ્દ'**=જાહેર કરાવી અપાવી છે (તેવી તે દીન દસ્તુરની શકિતઓના દોસ્ત તરીકે તે ખુદ માનવ જાહેર થયલો ગણાયો છે). અને **'દાહિશ્ન'**=પેદાયશ તરફ દાદારની **'ચિહ્ર'**=પ્લાન હિકમતબી એવીજ **'પવન્ દોસ્તી'** એટલે દોસ્તી–મહેર–જોડાણ કરવા કરાવવા માટેની છે,–પોતાનો સંબંધ પેદાયશમાં કરાવવાનીજ છે, (દાદારની પેદાયશ માટેની નાઝી મેળવી અપાવવાની હિકમતબી)–**'પરૂવરૂદારૂ'** એટલે પરવરદેગાર એટલે બગોબખ્ત શકિત જે દરેકને ભોગવટો કરાવી રહે છે–ચલાવી રહે છે, તેનો ગીનીટે મીનીટનો વખત સમો–ચોઘડયું લાવીને તેને ચલાવી રહે છે, જેને તેનો ખોદા કહે છે, તેવા તે **પરૂવરૂદારૂની** તેના **'પરૂવરૂતક્'** એટલે તે ચીજ તે વ્યકિત કે જેની ઉપર તેની પરવરેશ છે જેને તે ટેકવી રહયો છે, જીવડાવી રહયો છે, તેવા તે પોશણ પામી રહેલા તરફની કાળજી–દોસ્તી રખાવવામાં (અને એમ તે બેઉને મીનોઇ ઇશ્કથી જોડી દેવામાં છે). એવીજ રીતે તે **'પાનાગ'**=તે પાસબાન ખોદા તે શકિત જે તેના **'બખ્ત'**ને=તેના નેમેલા વખતને નેમેલી ગતી પ્રમાણે ચલાવવાની દરકાર અને હિફાઝત આપી રહયો છે તેવા તે **'પાનાક્'**=પાસબાનની તે ચીજ તે વ્યકિત કે જે તેની **પાતક** એટલે પાસબાની હિફાઝતમાં છે તેની તરફ કાળજી દોસ્તી રખાવવામાં (અને એમ તે બેઉને મીનોઇ ઇશ્કથી જોડી દેવામાં છે). એવીજ રીતે તે **'અફૂઝાયીનીદારૂ'**=તે ખોદા જે તેની વૃદ્ધિ થવા માટે તેની ઉપર શકિતરૂપ બગરૂપ ઉભો છે તે ખોદાની તે ચીજ તે વ્યકિત કે જેની વૃદ્ધિ થવાની છે તેની ઉપર તેની વૃદ્ધિ થવાની કાળજી–દોસ્તી રખાવવામાં (અને એમ તે બેઉને ગીનોઇ ઇશ્કથી જોડી દેવામાં) છે.

**શરેહ:** (હયાં સુદ્ધી થવાની મકસુદ શું છે તે બતાવી છે. દરેકને **દોસ્તીમાં–ઇશ્કમાં–મેલાપમાં ખેંચવાની નેમ તે દાદારની છે.** આ ઉપરથી ત્યારે આ સાર નીકળે છે કે દરેક તે દાદારની દોસ્તીમાં નથી એટલે તે દાદારની સામે એક યા બીજી રીતે બળવો કરી રહે છે છતાંબી **તે દાદારે** પોતે **પરૂવરૂદારૂ**=પરવરદેગાર તરીકેની પાનાક પાસબાન તરીકેની–**અફૂઝાયનીદારૂ**=વૃધ્ધી કરનાર દરેક રીતની કંગાલ્યતમાંથી, તન–મન–ધન–ઇલ્મ–અમલ–ચારિત્ર દરેક રીતની કંગાલ્યતમાંથી **તવાંગરીમાં** વધારનાર તરીકેની શકિતઓ–**બગો** તેના બખ્ત તરીકે તેના ફાળે પડતા અજ્ઞાનતાની દવા કરવાની કરમ બક્ષેશના હીસાબ પ્રમાણે નેમી

આપેલી છે, જે શકિતઓ તે દરેક વ્યકિત ઉપર તેના ખોદા તેના ભોગવાવનાર તરીકે રહી તેને માટે વખત કદાવી અપાવીને તેને તનોમંદ હાલતમાં જીવતો રાખી ભોગવાવી સુખ-દુખ આપી જન્મ-મરણમાંથી પસાર કરાવીને પોતા જેવો એટલે તે ખોદા જેવો નિર્મળ કરી-કરાવીને પોતાની તે ખોદા તે **પરૂવરૂદાર-પાનાક્-અકૂઝાયનીદારૂ**ની અંદર મેળવી દેવડાવે છે. એમ હમેશ માટે પોતાની દોસ્તી તેમાં જોડે છે, જેને **'શદ પદવંદ'** કહે છે. એમ ત્યારે રૂવાનની અંદરના દ્રવાઓ કે જે દુસ્મની રાખે છે તેને તે દાદારે પોતાની મ્યઝદરૂપ આશીશોથી તનોમંદ હાલતનો કરી તેની ઉપર-ઉપર કહયું છે તેમ ખોદાને નેમી, તે દ્રવાઓ જે તનરૂપમાં આવેલો છે તેને ગવમાં ગોસ્પદ કરીને પછી **'પવન્ દોસ્તી'**=દોસ્તી તરફ ખેંચીને પોતામાં એકરસ કરાવી દે છે. આવો ઉંડો ભેદ અવસ્તાના **'યજમઇદે'** શબ્દમાં રહયો છે. આવો ભેદ હયાં **પરૂવરૂદારૂ ઉલ્ પરૂ-વરૂતક્**=પરવરદેગારની તરફ તેની પરવરેશ પામેલાની દોસ્તી રખાવવી-**પાનાગ ઉલ્ પાતક્**=તે પાનાક પાસબાનની તરફ તે હેફાઝત પામેલાની દોસ્તી કરાવી અપાવવી-**'અકૂઝાચીનીદારૂ ઉલ્ અકૂઝાચીશનીગ'**=તે મુકિત આપનાર તવંગરી આપનાર સાહેબની તે મુકિત લેના દળીદ્રતાને છોડીને સમૃધી પામતાની દોસ્તી કરાવી આપવી-એમ દોસ્તી કરાવી આપનાર ખુદ પોતે **'રતુ'** થશે-એવા શબ્દમાં મુકાયો છે. હયાં **'અશ'** શબ્દ તે કે તેણી માટે છે એટલે એક શખ્સ જે તરીકત ઉપર દીન ઉપર ઉસ્તવાર છે પણ ગુનાહગાર છે તેને માટે છે, અને **'ગોસ્પંદ'** શબ્દ તેની ભલી વૃત્તી-તેની સત્ય ઉપર જવાની મનેશ, તેમ બીજાની તેવી વૃત્તી, તેમ ગાય-ગોસ્પંદ જાનવરો જેઓ કુદરતી તેવાં છે તે બધાંનો ભેદ બતાવે છે, અને **'ગોસ્પંદાંન્ રતુ'** દીન દસ્તુરો અષવનોનો ભેદ બતાવે છે. હયાં ત્યારે **'ગેઉશ ઉરવા'** ગેતીનો ભાર ખમીને જગતનાં લોકોની ઉપર પોતાની આરમઇતીની ગતીનો છાપ પાડે છે, જેથી તે **'અશ'**=તે માણુસ કે બાઇ પોતાનાં ગોસ્પંદને-જાનને સત્ય ઉપર કુરબાન કરી દેવાની સતયસંગ મેળવે છે, જે બધું ગાથા હા ૨૯ ના પહેલા ફકરમાં છે તેની તાવીલ અપાઇ રહી છે).

૪. વળી આમ છે કે:-જે કોઇ ગોસ્પંદને (ગવની શકિત જે પોતામાં જીવ તરીકે છે-ભલી ઇચ્છા તરીકે છે-પારકાંનું ભલું કરવા તરીકે છે-પોતાનાની તરફ ફરજ અદા કરવા તરીકે છે-દીન-દુન્યા-ઓકઆ-શહાનશાહત-માનવજાત તરફ નોકરી-હુતોક્ષી બજાવવા તરીકેનું મન રાખે છે, તેવી ભલી મનોવૃત્તીને અને તેવી ભલી મનોવૃત્તા રાખતાં અને ખુદ ઇનસાનોની તેવી ભલી વૃત્તિથી પોતે સચેત થઇ રહેતાં ગાય-ગોસ્પંદ જાન-

વરોને) **'પત્રન્ ફ્રારૂનીહ'**=ખરી નીખાલસી સદગુણોથી-વૃત્તોથી દીનના હોકમ પ્રમાણેની સચ્ચાઇથી રાખે છે (એટલે પોતાનાં જાન-તનને અને તે માંહેલા ભલી વૃત્તીના વીચારોને તરીકતના જોશથી ટેકવે છે એટલે તરીકતનું જીવન પાળે છે અને બીજા તરફ તેવુંજ અંતકરણપુર્વકનું સાચ્ચું વર્ત્તન બજા લાવે છે), **'અશ'**=તેવો ઇનસાન કે બાઇ **'અલ્ યજદાંન્'** =યજતી ગતી, દાદારના હુકમ મુજબ ચાલનારી શકિતઓ, જેઓ **'યહુ-બુન્ત્'**=સાચ્ચી પરદુખભંજનની પેદાશ થયલી છે તેવો તે **'યહુબુન્ત યેહુ-બુનેદ્'**=થઇ રહે છે એટલે યજદાને અર્પણ થયલો હોય છે. **'હુનાચૂરાઇ'** એમ છે ત્યારે તો જયારે તે ઇનસાન કે બાઇએ **'ફ્રારૂનીહુ'**=સચ્ચાઇ દીનના હોકમ પ્રમાણેની રાદી ગતી-નીખાલેસી **'દાશત્'**=રાખેલી છે, ત્યારે **'અશ'**=તે ઇનસાન કે બાઇની **'કામગ ઇ યજદાંન્ મદમ રાયીનેદ્'**= યજતોની ખાહેશ જે દાદારની ખાહેશ મુજબ કામ કરવાની છે તેવી તે ખાહેશને બર લાવ્યા કરે છે (એટલે દીનની વસીઅત-તરીકત પ્રમાણે ચાલનાર ઇનસાન પોતાનાં અપુર્ણ મનની ગતીના ફાંટા પ્રમાણે નહિ પણ દાદારની મરજી ચાલે છે) **'અશ ઉલ્-યજદાન યેહુબુન્ત્ યેહેવુનેદ્'**= તે ઇનસાન કે બાઇ યજતો જે દાદારના ફરમાન-બરદાર થઇ રહેલા છે તેવા તે યજતોને તે અર્પણ થયલો હોય છે, (એટલે દાદારના ભકતો થઇ રહે છે જેને **'હુઓમી'** કહે છે).

૫. વળી આમ છે કે:-**'અઇધ્ મુન્ ગઓસ્પેન્દાન્ ગુશ્ન'**: **'અઇધ'**=આવી જાતનો **'મુન્'**=જે કોઇ એટલે **'ગોસ્પંદાંન્'**=ગોસ્પંદી મન રાખનાર-તરીકત ઉપર ચાલનાર **'ગુશ્ન'**=ભરજુવાન ઇનસાન, જુવાનીની ભુખને મટાડવા મારેની મનીનો જોશ રાખનાર ઇનસાન (કે તેવી ગતીનાં ગોસ્પંદ-જાનવરો) **'પવન્ ગાસ્ શેદ્ કુન્યેન્'**=તેવી જગામાં (હમબિસ્તરના કાયદાસરના મોકા ઉપર) દાખલ થાય છે (પોતાનો કાયદા-સરનો ભોગવટો-ભોગવવાની કાયદાસરની તક પામે છે) **'અશ'**= તેવા માણસ કે બાઇએ (પોતાનો તે જુવાનીનો ભોગવટો કાયદાસર કઇ રીતે ભોગવવો, દુજુ-એ-બુજીને કઇ રીતે પરહેઝવી, પારકાની માને-બહેનને પોતાની મા-બહેન કઇ રીતે શા અર્થે ગણવી-એમ પોતે પોતાની ગોસ્પંદી ગતીને પોતાનાં પવિત્ર મનને અલવલ નહિ આવે તેવી રીતે તે નર-નારે પોતાનો કુદરતી ભોગવટો કઇ રીતે ભોગવવો તે બધું) **'ગોસ્પંદ્ સરદા-રીનીદન્ ઇચ્'**=ગોસ્પંદી ગતીની સર્વોપરીપણાંને લગતું ગોસ્પંદી મન પોતાની તેવી ગોસ્પંદી ગતીને સરદારીને રાખી શકે તેવું બધું **'આમુખ્ત યેહેવુનેદ્'**=શીખી શીખવા પામીને તેવો પવિત્ર મનનો થઇ રહે છે. ત્યારે

સાર આ છે કે '**બઇન્ ગઓસ્પંદ્ અફ્ઝાયીનીદારીહ્**'=ગોસ્પંદ જાનવરોની વૃદ્ધિ વસ્તી વધવાની અંદર–ગોસ્પંદી મનનાં ઇનસાનને પેટે પડતાં ફરઝંદોની નવાજેશ વખતે તેનામાં તેવું ગોસ્પંદી મન રહે અને ટકે તેવી વૃદ્ધિ થવાના મોકાની અંદર '**ગુશ્ન શેદફુનીશ્નીહ્–ઇ–ગોસ્પંદાંન્**'=ગોસ્પંદોની ગોશ્ન છોડવાની જગામાં દાખલ થવાનો મોકો–ગોસ્પંદી નર–નારના કાયદાસરના ભોગવટાનો મોકો '**માદીગાન્ ફુનીશ્ન્**'=તે કામ માટે અવશ્યનો છે. પણ તે '**અફ્ઝાયીનીદાર્**'=તેવી વસ્તી માટેની વૃદ્ધિ કરનારને '**સર્દારીનીતનચ્ ઇ–ગોસ્પંદાંન્**'=ગોસ્પંદને છાજતી ગવની ગતીનાં મનની તેવી મનોવૃત્તી સર્વોપરી કરાવવા (એટલે તેનું 'મન' વ્યભીચારી નહિ બનાવવા) '**આમુખ્ત્ ચેહેવુનેદ્**'=શીખવીને તેવો પવિત્ર મનનો કરવો જોઇએ છે.

૬. વળી એમ છે કે:–'**વદ્**'=જ્યાં લગી '**ગોસ્પંદ્**'=ગોસ્પંદ જાનવર (કે જેમાં '**ગવ**'ના મીથ પ્રબળ રહે છે જેથી તે જાનવરો સામાને ફાયદો કરવાની અકકલ કુદરતી રાખે છે તેવાં જાનવર જ્યાં લગી સંપુર્ણતાએ પુગે નહિ–**બહુમન વસી શકે તેવી** હાલતે પુગે નહિ ત્યાં લગી) તેમ ઇનસાનમાંની 'ગવ' જીવ જાન અને તે જીવના જોરાનો નામે મનશ્ની–ગવશ્ની–ફ્નશ્ની–વીર–હોશ–ખેરદ અને તે જીવ સાથે કામ કરી રહેતી કુદરત જે શરીરમાં 'તબીયત' તરીકે છે તે (તે કે જે કેહર્પ–તેવીષી–ઉશ્તાન અને અઝદમાં રહીને જીવડાવે છે તે–તે કે જેમાં ખોરદાદની અમર ગતીનું અખંડપણું જેને પહેલવી સાહેબો '**વન ઝએત્ બીશ્**' કહે છે તે–જેને આપે–હયાત કહે છે તે વહી રહીને દાદારની ખુશાળી ગાયા કરે છે તે–તે કે જે દરેકને જીવ જાન તરીકે મળેલું છે જે **બઓદાંગરૂપ** છે તે–તે કે જેનો ઇલાકો જ્યાંળી પુરો જામે ત્યાં બહમન આવી વસી શકે છે તે "**ગવ**" જેને હયાં ગોસ્પંદ તરીકે કહે છે તે) '**ઉલ્ બુન્દક્ વખ્શીશ્નીહ્**'=સંપુર્ણ ખીલવણી તરફ પોતામાંના '**વન ઝએત્ બીશ્**'નાં ઝાડની–અમર ગતીનાં ઝાડનાં પુર્ણ ઉગવાની હાલત કે જેથી તેમાં અમર્ગી અને હમેશની શાંતી જામી શકે છે, જેમાં બહમનનો વાસો થઇ શકે છે તેવી અખંડતા તરફ પુગે નહિ ત્યાં લગી–(તેમ વળી એક જાનવર ગોસ્પંદ જ્યારે પોતાના અષવન રૂવાનને મળીને પોતામાં ખેરદ ઉભા કરીને બહમનની ગતીને પામીને તે અષવનમાં મલવા દુઆ કરી રહે છે અને '**પસુપચ**'ની ક્રીયાની ઇન્તેઝારી કરી રહે છે તેવું ગોસ્પંદ '**બુનદક્ વખ્શશ્નીહ્**'=અખંડતા તરફ પુગેલું રહેલું છે તેવી ગતી તરફ પુગે નહિ ત્યાં લગી) '**લા કુશેદ્**'=તે ગવને મારે નહિ (એટલે

તે ગોરપંદ પસુપચની ક્રીયા કે જેમાં તે ગોરપંદ ખુશીથી ઝમે થવા માગે છે તે ક્રીયામાં જવા લાયક ઠડતું નથી, તેમ માનવમાંની 'ગવ' જીવ જાન જ્યાં લગી ઉપર કહેલી હવરેતાત અને અમેરેતાતની અમર ગતી લગી પુગી શકતો નથી ત્યાં લગી તે લાંબી જીંદગી કાઢવી દરોરત છે, અને જ્યારે તેમાં સંપુર્ણતા આવે છે કે જ્યારે તેને ગેતીમાં રહેવાનું કારણ નથી–ગેતીના ભોગવટામાં રહેવાનું કારણ નથી, ત્યારે તેનું મૃત્યુ આવવું લાઝમ છે, કે જેથી ઉપલાં મરકઓમાંથી તન પસીન મેળવી શકે). 'અશ'=તે નર નારીને 'ગોસ્પંદાંન્ રાઈ અમ્બારૂ–ચ્ કરૂદન્'=ગોરપંદોને જથ્થો ઉભો કરવાનું (એટલે પોતાને લગતી હેઠળી દુન્યાની ખનીજ –ઝાડપાન–જાનવરોમાં ગવની ગતી આણી તેઓને એકમેકમાં મેળવી જેને "મસનચ" કહે છે તેવા વધવાના–એક થવાના ભેદમાં લાવીને તેઓને ગોરપંદ રૂપનાં કરવાનું–તરીકતથી તેઓને ખએત્વ=દુજ રહીતની હાલતમાં લાવવાનું) 'આમુખ્ત્ ચેહેવુનેદ્'=શીખવવાનું હોય છે. 'હુનાચ્રાઇ મેમન્'=જ્યારે એમજ છે ત્યારે (તો પછી ખુલ્લું થાય છે કે દલીલની મન્તક ઉભી થાય છે કે) 'દાદ્–ઇ–અફ્રુઝુનીગ્ ગઓસ્પંદાંન્'= ગોરપંદી વૃત્તીના–બહમન વસી શકે તેવી હાલતે પુગવાની વૃદ્ધિના વધવાના "દાદ્'=કાયદા દુજી–એ–બુજના પરહેઝના કાયદા અને ભલી ગતીએ પુગવાના યજતોને પોતામાં વસાવવા એટલે ઝરથુશ્ત્રી કાયદાઓમાં રહેવું 'સુદ્–ઇ–મર્દુમાન્'=ઇનસાન માટેના ફાયદા તરીકેનું 'ચેહેવુનેદ'=થઇ પડે છે. માટે ત્યારે 'મર્દુમ્'=લોકોએ 'દોસ્તીએ ઓલ્ સુદ્રાઇ'= ઉપર કહેલો ફાયદો મેળવવાની તલબ તરફ–જીજ્ઞાસા તરફ 'પવન્ ગઓસ્પંદ્'=જે ફાયદો ગોરપંદી ગતીની તરફનો છે–ગવની હાલતને ખીલવવાનો છે, તે ફાયદાને મેળવવા માટે–તેની આરઝુ માટે 'વરૂઝીદન્ અવીરૂતર્ તુખ્શેન્દ્'=પુર્ણ રીતે–પુરી રીતે મેળવવા તરીકત પાળવાની કોશેશો કરવી. 'અફ્રશાન્ અમ્બારૂ સાઝેન્દ્'=જેથી તેઓનો જથ્થો થશે, (એટલે જેથી ઇનસાન પોતાના અંશો જે જમાદાત–નબાતાત–હેવાનાતમાં છે, તેઓને ગોરપંદ કરીને એકમેકમાં મેળવીને તેઓનો એક જથ્થો કરશે–અમ્બાર કરશે, જે ઉપર કહેલાં જાનવર–ગોરપંદમાં આવી ઉભો રહીને પસુ થઇ તેમાં મળવા ઇન્તેઝાર રહેશે, માટે 'કુશેદ્'=પસુ–પચમાં ઝમે થવાની ઉમેદવારી કરશે.) (આ ફકરામાં સાધારણ વાંચનાર ગોરપંદને કાપવાની તેહકીક એક રીતે લઇ શકે એમ છે. **પણ હયાં કાપવાની વાતજ નથી,** કેમકે બગ નસ્કનાં લખાણની ઢબ જે ખાસ છે એટલે પહેલે એક વીચાર આપે છે અને પછી 'હનાચ્રાય્'=એમ છે માટે–એમ કહી તેજ

વીચારને લંબાવીને તેની મન્તક બતાવે છે. એવી રૂપ પ્રમાણે આ છઠ્ઠા કરદામાંના કાપવાના વીચારની જે સમજ આપે છે તેમાં ગોસ્પંદને ખરેખર કાપવાનું લખતાજ નથી. **પણ ત્યાં તો સંઘરવાનું કહે છે એટલે કહે છે કે ગોસ્પંદની 'અફ્ઝુની' કરવી એટલે ગવની ગતીની વૃદ્ધિ કરવી** ત્યારે સુદમંદ છે ફાયદાકારક છે માટે **'વરૂજીદન્ તુખ્શીદ'**= તેમ કરવા કોશેશ કરવી, વરજીશી તરીકતો પાળવી કે જેથી **'અફ્ઝાન્ અમ્બારૂ'** ઉભો થાય=તે ગોસ્પંદ માટેનો જથ્થો થાય. ત્યારપછી આવતી સમજમાં કાપવાની વાતજ નથી માટે સાધારણ વાંચનમાંથી કાપવાનું કંઇજ નથી, **પણ ખરી સમજ તો ઉપર કહી છે તેમ તરીકત પાળી –ગવની ગતી મેળવી પોતાના અંશોને ખેંચીને તેઓને પોતામાં મેળવી દેવાની છે.)**

જાણવું કે **આ બધી સમજ ગાથા માટેની છે કે જે ગાથામાં ગોસ્પંદને કાપવાની વાતજ નથી.** વળી એજ દીનકર્દનો લખનાર આગળ સાફ કહે છે કે જેઓ જાનવર ગોસ્પંદને કાપીને ખાય છે તેઓને માથે ગોસ્ત નહિ ખાનાર કરતાં વધુ બોજો છે. માટે જાનવરને કાપવાની હયાં વાતજ નથી. જાણવું કે પહેલવી સાહેબોનાં લખાણો ભેદી રહે છે, જેની ઉકેલામણમાં કેટલો બધો મઅની–કેટલો બધો ભેદી ક્નૂમ પડેલો છે તે સહેજે માલમ પડી આવશે. પહેલવી સાહેબોનાં આવાં ભેદી લખાણોને સાધારણ રીતે વાંચવા જતાંજ અભ્યાસીઓને લાગ્યું કે એ લોકો તો ભલતી બાબદો ઉપર ઉતરી પડે છે. પણ પહેલવી સાહેબોએ જરથુસ્ત્રી દએનની ઇલ્મની સેજાદને ખોલી નથી પણ બંધ કીધી છે, કે જેથી ગમે તેવાઓ તે સેજાદની ઉપર બેસીને ગેર ઉપયોગ કરે નહિ; કુઝ–પરહેઝ વગરનાઓ તે પાક સેજાદે ઉપર બેસીને તેને બગાડે નહિ).

ત્યારે આમ છે કે:–**'મુન્'**=જે કોઇ **'હુઅઇતાન્'**=સચેત માનવો, તરીકત ઉપર ચાલીને **હસ્તી તરફ** જઇ રહેલાં (રહે છે તેઓ) **અઓજ્-મન્દ્તરૂ'**=વધુ કુદરતની શકિત રાખનાર–અઓજની કુદરતના વધુ પ્રમાણના રાખનાર હોય છે. તેની અંદર રહેલી કુદરત અઓજ બીજા (પોતાના સંબંધનાની) તરફ વધુ **'કારૂતરૂ'**=ભલી અસર કરનાર રહે છે. આવો તે વધુ ગતીવાળો નર પોતાનાની તરફ **'રૂબીશન'**=આકર્ષણીક હોય છે. **'અઇધ્ જફૂ'**=જે રીતનું, જેને (જે પોતાને લગતા છે તેને) **'બરા ચેહ્બુન્તન્'**=આપવું જોઇએ તેવું **'બરા ચેહ્બુનેત્'**=તેને મેળવી આપવામાં આવે છે. **'હુનચરાઇ મેમન્'**=ત્યારે તો એમ છે કે **'નફ્શમન્**

**નીયાજગાન્**'=પોતાને લગતા હાજતમંદો તરફ '**નીયાઝગહાહરીહ્**'= હાજત પુરી કરનાર '**પવન્ દાતીક મનીશનીહા ચેહેવુનેદ**'=કાયદેસરના વીચારવાળો રહે છે. '**દાતીક્ મીનીશનીહ્**'=કાયદેસરની મનશ્ની '**આઝ**'=લોભ, '**વરૂન**'=હવસ, '**અએશમ**'=ગુસ્સો, '**નંગ**'=નામોશી '**અરેશ્ક**'=અદેખાઇ અને '**અવારીગ દ્રુજ્**'=બીજા બધા દુર્ગુણો '**તનુ સ્પુજીહ્**'=તનુમાંથી કાઢી નાખવે '**નીવારીહેત્**'=ખીલવી રહે છે અને '**દ્રુજ્ મીન્ તનુ સ્પુજ્**'=દ્રુજ શરીરમાંથી કાઢી નાખવે '**ગબરા કારીગ અઓજ્ ચેહેવુનેદ**': તે માણસ '**કારીગ અઓજ્**'=અસરકારક શકિતવાળો '**ચેહેવુનેદ**'=થઇ રહે છે.

૮. '**પવન્ કરીતુનીશન નીયાયશન**'=સેતાયશ્ન અને નીયાયેશ્નથી '**ઓલ્ કીરૂફક**'=નેકી તરફ '**મતન્**'=પુગવા '**અશ**'=તે ઇનસાન '**અઓજ્-અઓમંદૂતરૂ**'=ગવની કુદરત નામે અઓજનો રાખનાર '**હેઇત્**'=છે (એટલે જે કોઇ માનવ તરીકત મુજબની ઝવેંગ=દુઆ કરે-મુરાદ માંગે, તેની મુરાદ આ અઓજની કુદરતવાળો ફળીભુદ કરાવી શકે) '**મુન્**'=જે '**ખાસ્તાગ**'=પોતાનું બધું તન-મન-રૂવાનનું ધન હેરબુદોના દીન દસ્તુરોની સરદારી માટે '**યખ્સેનુનેદ**'=તૈયાર કરી રાખે છે-જેનો સાચ્ચો ન્યાય અને રાદી **દસ્તુરી**=સરદારી-દોરવણી '**રાસ્ત્ વાબીદુન્યેન્**' =સચ્ચાઇની ખાહેશ રાખી શકે છે, જે '**શપીરાન્**'=ભલા મરદો તરફ '**અઈરૂ**' =નમનતાઇ પાકસારીવાળો '**તર્સગાહી**' = ભકિતભાવવાળો '**ચેહેવુનેદ**'=હોય છે. '**હુનાચૂરાઇ મેમન્**'=ત્યારે આમ છે કે '**મરૂદુમ અમરૂગાનીહા**'=આપણ બધા સાધારણ દુન્યવીઓએ '**ખાસ્તક્**'=દોલત (તન-મન-રૂવાનની કે બીજી જે કંઈ હોય તે)ને તનની આરઝુ (જે હવસ રહીત થઇને પરદુખભંજન થવાની છે તે) અને '**રામશ્ની**'=તે આરઝુથી નીપજતી ખુશાળી માટેજ રાખવી-અને '**વીચીરૂ દાતોબરીહ્ ઓલ્ અઇધશાન્**'= તેઓ માટેની-તરફની **ન્યાય**ની ગતી અને દસતુરી-દોરવણી '**કામ**'=ખરી ધારણા-ઇચ્છા '**સજીતુનેદ**'= બર લાવે છે '**કરૂદન્**'=તેમ કરાવવું. '**અઇશાન્ ઉલ્**'=તેઓ તરફ '**અઇર**'=તમીઝ તાબેદારીથી-ભકિતભાવથી '**ચેહેવુનતન્**'=રહેવું '**વ અમતચક્**'=ભલેને કોઇ વખતે તેઓ '**અવારૂન આહુન્ગ**'=ઉલટુ નહિ ઇચ્છવા જેવા વીચારના થાય, '**વમુન્**'=જે કોઇ '**દએના પ્રતુ**'=દીને બતાવેલી અકકલવાળી '**કરીતુનીશન**'=ભકિતભાવથી અને '**નયુજીશન**'=તેથી

આવતા-તેની સાથે ચાલતા સત્યસંગથી **'ખાસતક્'**=પોતાની મતા **'પવન્ દસ્તોબરૂ ઇ દએના'**=દીનના સરદાર માટે **'યખ્સેનુનેદ્'**=ધરી રાખે છે **'વ વીચીરૂ'**=ન્યાય **'વ દસ્તોબરી ઇ રાસ્ત્'**=સાચ્ચી સરદારી **'વાબી-દુનયન્'**=ચલાવવા મથી રહે છે. **'શાપીરાન્'**=નેક પાક મર્દો તરફ **'અઇર'**=નમાનો તાબેદાર-હોકમનો ઉઠાવનાર અને **'તર્સ્ગહી'**=ભકિત-ભાવવાળો **'ચેહેવુનેદ્'**=થઇ રહે છે. **'લખ્વાર નીહાદારૂ હઇતઇજક્ આહુંગ્'**: તો પછી **'જક'**=તે **'આહુંગ્'**=કંઇક બુરી ગતી-બુરી આદત-બુરાઇએ ચઢવાની એબ (તેનામાં કબી હોય) તો તેને **'લખવાર'** =ફરી ફરીને પાછી **'નીહીદાર'**=દુર મુકી દે છે, નીચે મુકી દે છે. **'વમુન્'**=અને જે કોઇ **'પવન્ જક'**=તેથી (ઉપર કહેલી અષવન તરફની તાબેદારીથી, દીન તરફની તાબેદારીથી) **'આહુંગ'**=મનની ગતી કે જેમાં ખામી હોય તે બુરી મનની વલણ **'લખ્વારૂ'**=ઘડી ઘડી પાછી અને પાછી **'નીહાદન'**=ફેંકયા કરે (એટલે ગુનાહ **થાય અને નીચે પડે પણ ઘડી ઘડી ઉઠી કોશેશ કરે કે તેનો શીકાર ફરીથી તે થાયજ નહિ ), તો** તે **'પતુક્'**=મજબુત (ગુનાહ સામે હિમ્મતથી લડી તેનો ભોગ નહિ થનારો) **'અઓજ્-અઓમંદ્તરૂ'**=ગવની કુદરતની શકિત રાખનાર હવસોને કાબુમાં લાવી મુકે તેવી તબેવાળો) **'અઇશ'**=તે ઇનસાન **'ચેહેવુનેદ્'**=થઇ રહેશે,

**શરેહ**:—હયાં 'મહેર' અને 'પતેત'થીજ આખરે વોહુનના દોશને જીતીને 'ગવ'ની કુદરતવાળા થાય છે તેનો ભેદ આપેલો છે. ગવની કુદરત જયારે આપણી તબીયત તરીકે શરીરમાં રહીને વોહુનની હવસી ગતીઓને પોતાને તાબે રાખીને બહાર ગવની સ્પેનામીનની કુદરતને મળીને જગતનાં તારણ માટે કામ કરવા મંડે છે ત્યારે તેને **અઓજ**ની કુદરત કહે છે. અને તેવાં ઇનસાનને **'અઓજ્અવ્મંદ્'**=કહે છે. હયાં પહેલે કહે છે કે જેઓ આવા અઓજવાળાઓ હોય તેઓજ નેકી ઉપરાંત બીજું કંઇબી ગુનાહનું કરી શકે નહિ. પણ આવા અઓજવાળા કઇ રીતે થવાય? તેને માટે કહે છે કે ગમે તેવી બુરી ગતીનો **'આહુક'**=એબોવાળો ઇનસાન હોય, પણ જો તે દીન તરફ-દીન દસ્તુરો તરફ **'શાપીરાન્'**=નેક મરદોની આગળ પોતાનો અચળ એતેકાદ રાખીને ભકિતભાવ રાખે અને તેઓને પોતાનું સર્વસ્વ આપે, પોતાની ધન-દોલત-છેલ્લે પોતાનો જાનબી આપે, તો ખરેજ તેઓની દુઆ તેની ઉપર ઉતર્યા વગર રહેજ નહિ, જેથી તેનામાં **'મહેર'**=સચ્ચાઇનું જોમ આવે એટલે કંઇબી ગુનાહ થાય તેની સાચ્ચી

જાહેરાત કરીને પછી તેવો ગુનાહ ફરીથી થાયજ નહિ તેની ચોપ રહે છે, અને ગુનાહ જે થાય અને કબી થાય તેને માટે 'પતેત'ની ગતી થાય છે, એટલે તે ગુનાહોથી દુર જવાનો નીશ્ચય થાય છે અને જે કંઈ થઇ ગયું હોય તેનો ભાર ખમવાની ઉશ્તવારી ઉભી થાય છે. ત્યારે દીન અને દીનના ભલા સાહેબોની તરફ **ઝર્ઝદાઇતી** લાવવી પહેલું પગથ્યું છે કે જે પછી તે દીનના મોટા સાહેબોનો સંબંધ 'ઉતયુઇતી' તેઓમાં ઉભી થાય. ત્યારે **મીથ**='મહેર' સચ્ચાઇમાં **'મીદૃ'**=મળવાનો અર્થ છે. **મીદૃ**= મળવું કોણુને? દીનને–દીનદસ્તુરને દીલોજાનથી મળવે, તેઓનો સત્કાર કરવે, દીન દસ્તુરોનો સંબંધ તેને થવે તેનામાં 'મહેર'નું મગથ્યું ઉભુ થાય છે, જેથી તેને લાગે છે કે **તે દીન દસ્તુર–તે દીનના વાલી તેની સાથેજ છે, જેથી કંઈબી ગુનાહ કરતી વખતે તેઓની હાજરી તેઓને લાગવે તે ગુનાહથી બાઝ આવ્યાજ કરે છે.** એમ મહેરનું પગથ્યું થવે તેના હવસો ઉપર કાબુ પડયા કરે છે, કે જેથી પછી તે અંતકરણપુર્વક વર્તીને **'પતેત'**=ગુનાહોથી દુર જવાની શકિત મેળવીને પાર પડે છે. જેમ જેમ તેનામાં 'મહેર'નું જોર વધે છે તેમ તેમ મહેરનો મીથ્ર યજત તેનામાં વાસો કરીને તેની ઉપર નેગાહબાની કરી પોતાની રોશની–ચોકી તેના રજેરજમાં પાંથરે છે, જેથી તેના હવસો જીતાઇને ગવને તાબે થઇ રહે છે. તેના જીવ જાનની જોરાન શકિતઓ મનસ્ની–ગવસ્ની–કુનસ્ની ખીલે છે, જેથી **વીર** એટલે મનીની સચ્ચાઇ અને તેથી આવતી હામ–હિમ્મત –નઇતીક ગુણો આવે છે અને તેમાં હોશ આવે છે–કઇ તરફ જવું તેનું ભાન આવે છે, અને કંઇબી આફત વખતે તે હોશ ખોહી શકતો નથી અને ગુનાહ કરી શકતો નથી અને આખરે તેનામાં ખેરદ આવે છે, જેથી તેની આસ્ને ખેરદ યજતી ગતીની થતી આવે છે. આવાની અંદરની તબીયત અઓજવાળી થઇ રહે છે.

૯. આમ છે કે દરેક માણુસે **'ખેશ્કારીહુ ઇ કદારૂચાઇ'**=કોઇબી જાતની ખીશ્કારી કામ કરવાની મહેનત માટે **'પાહુલુમ'**=પહેલી સર્વોત્તમ **'મીનહવમ'**=શરત ચીજ (એ છે કે તેણે તે કરવા માટે) **'ચેકાવીમુનીનેત્'**=ઉશ્તવાર ઉભા રહેવું **'ચેહેવુનેદ્'**=હોવું જોઇએ. આવા કોઇ ખીશ્કારી કરનાર (તરીકતનો પાળનાર) **'મીઝદ ચીગુનશાન'**: **'ચીગુનશાન્'**=જે કંઇ **'મ્યઝદ'**=બદલો તરીકતનો વળતો જવાબ **'અવેઝગનીયાઝંગ'**=જે સાચ્ચો અને મળવા આતુર છે તેની તરફ **'રૂબાગ'**= આકર્ષણુ **'વખ્સેનુનેદ્'**=રાખી મુકવું (એટલે તરીકતથી જે ભલો

અને **'નિઆજમંદ'** નતીજો આવે તે તેના અંશોમાં આવે છે. આ અંશો તેનાં રૂવાનના છે અને હેઠળી પેદાયશમાં તેઓ રાહમલ થયલા હવે તેઓ તરીકતને જોરે શુધ્ધ થઇને તેની અંદર મળવાની ઇન્તેજારીમાં છે, માટે રૂવાને તેઓનું આકર્ષણ રાખીને તેઓને પોતામાં ઉમેરવા. હયાં જે **'મીઝૈદ'** કહે છે તે તરીકતનો બદલો છે. તરીકતો મીઝદ થાય માટે ઉસ્તવાર રહેવા કહયું છે, તરીકતને બરાબર પાળવા કહયું છે. મ્યઝદ જે **'અવેઝગ'**= ખાલેસ છે તે હેઠળી દુન્યાના અંશો એઝાબ રહીત થઇને તેમાં **'પસ'** થવા=મળવા જેવા થાય છે તેઓ છે, જેઓ **'નીયાઝક'** છે એટલે તેમાં મળવાની ઇન્તેઝારીમાં છે, માટે કહે છે કે તે **'શમીનીદાર'**=તરીકતના પાળનાર તરીકતને જોરે તે અંશોને ખેંચવા-તે અંશોની **રૂબાકી**=આકર્ષણ **યખ્સુનેદ**=ચાલુ રાખવું. **'હનાચરાએ મેમન'**=ત્યારે તો આમ છે **કે માણસોએ ખીશ્કારી કરવા-તરીકતો પાળવા તરફ-ફરજોને બજાવવા તરફ શરીરને રગડાવવું,** કે જેથી **'મીજદ આરઝુગ'**= આરઝુ રાખેલા બદલાની **'આહંગીનીદ'**=આશા રાખી શકાય-મેળવી શકાય.

(**શરેહઃ**-હયાં ખીશ્કારીમાં તરીકતનું પાલણ છે જેમાં દુન્યવી ફરઝોને સચ્ચાઇથી બજાવવાનું પહેલું પગથ્યું છે-ખીશ્કારીમાં ભુલ નહિ થાય તો જે નતીજો આવે તેને **'મ્યજદ'** કે જે **'મીદ'**=તેમાં મળવા માંગે છે અને તે **'આરઝુક'** અને **'નીઆઝમંદ'**=તેનામાં મળવાની આરઝુ રાખીને મળવાની આતુરતા બતાવે છે હયાં રૂવાનોના અંશો ખેંચાય છે તેનો ભેદ છે).

૧૦. વળી આ છે કેઃ—જે કોઇ **'ચોંગ'**=મોઢું (જબાન) અને **'અવઝાર'**=હથ્યાર આલાતો-મોંઢાને પવીત્ર રાખવાની સામગ્રી (સાચ્ચું બોલવું-તરીકત પ્રમાણે રહેવું-તર્ક હેવાન કરવું-નીંદા નહિ કરવી-બધાંને એકસરખા દોસ્ત જેવા ગણીને ભલું ઇચ્છવું અને તરીકત ઉપર-ફરઝ ઉપર ઉસ્તવાર રહેવું વીગેરે) **'પવન ફ્રારૂની'**=સદગણો સચ્ચાઇની રીતે (વાપરે છે) તેનામાં **'વોહુમન દાશતન'**=બહમનનું રહેઠાણ થયલું કહેવાય છે, તે બહમન થયલો ઓળખાય છે. (મોઢું અને તેના અવઝારમાં ઝબાન, દીલ=અંતકરણ અને **દેમાગ**=ભેજું વીચાર શકિત એ ત્રણના સાથે જવાનો ભેદ છે. જે કંઇ દીલમાં હોય-અંતકરણ કહે, તેજ વીચારમાં લાવીને ઝબાનથી કહેવું તેમાં મોંઢાએ પોતાનાં હથ્યારથી કામ કીધેલું હોય છે એમ કહેવાય. આથી મોંઢાંમાં સત્યનો વસવાટ થઇ રહે છે. સત્યમાં ભલી મનેશ્ન-બહમનની ગતી હોય છે એટલે મોંઢામાં બહમનની વાચા

આવે છે. ઇલ્મયતમાં કેહર્પના ૧૬ ચપ્પ્રોની વીગત આવે છે તે હયાં લખવાનો મોકો નથી. ટુંકમાં આટલી નોંધ કામની થઇ પડશે કે **રૂવાનને ગેતીમાં ઉતરવાનું કારણ તે રૂવાન સાથે રહેલી દ્રવાઓની અજ્ઞાનતાને સુધારવાનું છે.** રૂવાનની રયમાં એટલે રૂવાનના ખુદના જ્ઞાનરૂપ તત્વમાં જ્યાં સુધી દ્રવાઓનું અજ્ઞાનતાનું ગદલું પાણી હતું ત્યાં લગી તે રૂવાન અહુરમજદની ક્ષથ્ર=અધીકારનો ઇનકાર કરતું હતું. પણ જ્યારે તે અહુરાએ મોટી કરમ બક્ષેશ ઉતારીને તે રૂવાનનાં જ્ઞાનરૂપનાં રયનાં તત્વમાંથી તે દ્રવાઓનો ગદલો કચરો ગાળી કાઢયો, ત્યારે તે રૂવાનમાંની નીર્મળ રયનાં જ્ઞાને 'રઓક્ષ'=જ્ઞાનનું અજવાળું જોયું અને તે રૂવાને તે દાદારની દહયુપતી–શાહી–આણ કબુલી. તે રૂવાનમાં આ વખતથી પરદુખભંજનની ગતી પ્રગટવા લાગી, જેથી રૂવાન તે દ્રવાઓના 'કુચરા'ની મુકિત માંગી એટલે તે દ્રવાઓને પોતાની રયમાં નીર્મળ પાણીરૂપનો કરીને ઉમેરવા માંગ્યું. રૂવાનની આવી સાચ્ચી ભકિતવાળી માંગણીથી તે દાદારે રૂવાનની તે ઇચ્છા પુરી પાડી અને તેને માટે જગતને રચ્યું. તે દ્રવાઓમાં પોતાની ગવ કુદરતને ભેળીને તે દ્રવાઓના ચાર ભાગો કીધા, જેને વોહુનના ચાર ભાગો કહે છે. પહેલા ભાગમાં દાદારે પોતાની કરામત કરીને તેને આતશરૂપ કરી તે રૂવાન અને બઓદને તેમાં બેસાડીને તેઓ મારફતે તેની ખેતી કરી–કરાવીને સુધાર્યા, જે આતશ પછી મુકિતના કીનારા આગળ પુગીને તે દાદારના કેહર્પ કે જેમાં જરવાને અકરનેની ગતી છે તેનેબી પામે તેવું થઇ રહેવા લાગ્યું જેથી તે આતશને કેહર્પ તરીકે ઓળખેલું છે. આ કેહર્પમાં ત્યારે દાદારની કુદરત આવી વસી. પછી તે દ્રવાઓના બીજા ભાગને પોતામાં લઇને સુધારો કરવાની ઇચ્છા તે કેહર્પે બતાવી, જેથી દાદારે ઝરેહોમાં દ્રવાઓના બીજા ભાગને તે કેહર્પમાં મુકીને તેમાં તે રૂવાન–બઓદની જગા કરીને તેઓ મારફતે તેમ કેહર્પમાંની કુદરત મારફતે તે બીજા ભાગને છેક મુકિતના કીનારા આગળ લઇ જવામાં આવ્યો, જેથી તે બીજા ભાગમાં દાદાર તરફની તાબેદારી ઉગી; તે દાદારની મરજી='વષી'ને તે બીજો ભાગ તાબે થયો અને તે મરજી બજા લાવવાની શકિત મેળવી રહયો જેથી તે બીજા ભાગને **'તેવીષી'** કહે છે. 'તેવીશી' પછી કેહર્પ સાથે મળીને ચાલવા લાગી, જેથી કેહર્પમાં ફરવાની ગતી આવી. ફરવાની ગતી હસ્તીનાં સાત અસ્મ જેવી હતી જેને ૧૬ ચપ્પ્રો કહે છે. આવાં ફરતાં કેહર્પે રૂવાનની મદદમાં રહીને પછી તે દ્રવાઓના ત્રીજા ભાગને પોતામાં લઇને સુધારવા માટે દાદારની પ્રાર્થના કીધી, જેથી તે ત્રીજા ભાગને દાદારે ઝરેહોમાં તે ફરતાં કેહર્પમાં મુકયો, જેમાં પેલા

રૂવાન અને બઓદની જગા તો હમેશને માટેજ છે. આ ત્રીજો ભાગ **'તીરે આબ'** જેવો હતો જે **'તીરે આબ'**ને તે ફરતાં કેહપેં એટલે તેવીશી સાથનાં કેહપેં-તેમાંની ગવની કુદરતે સુધારવા માંગો પણ તે **'તીરે આબ'** ગદલુંજ ઝહેરી રહયું. આથી દાદારે પોતાનો દમ **ઉશ્તાન 'અનગ્ર રઓચ'**માંથી તે આબમાં ફુંકયો, કે જે પછીથી તે આબ સુક્ષ્મ થઇને **ઉશ્તાન** તરીકે કહેવાયું અને પેલાં ફરતાં કેહપંમાં એટલે તેવીશી સાથનાં કેહપંમાં સાથે મલ્યું. એમ રૂવાન સાથની દ્રવાઓની ગતીનો ૩/૪ ભાગ સુધર્યો. હવે છેલ્લો ૧/૪ ભાગ રહેલો છે. તે ઉશ્તાન -તેવીશી સાથનાં ફરતાં કેહપેં તે છેલ્લા ૧/૪ ભાગને પોતામાં રાખી પોતાની સત્યસંગથી તેને સુધારવાની પ્રાર્થના કીધી. હવે તે કેહપંમાં, તે તેવીશીમાં, તે ઉશ્તાનમાં કુદરત તો વસેલી રહી છે માટે તેઓ આઝાદ છે પણ પેલો છેલ્લો ૧/૪ ભાગ કંઇ આઝાદ નથી માટે તે ૧/૪ ગદલા દોશીત ભાગને તે આઝાદ થયલાં અણુદીઠ શરીરોમાં વહેંચીને એવી રીતે દાદારે મુકયો છે, કે જેથી તેઓની આઝાદ ગતી તે દોશીત ભાગનો ભાર ખમી શકે. તે કેહપં-તે તેવીશી-તે ઉશ્તાનના બે ભાગો કીધા છે. તેઓના એક ભાગમાં કુદરત રહી છે જ્યારે તેઓનો બીજો ભાગ માદર જેવો થઇને તે છેલ્લા ૧/૪ દોષીત ભાગને પોતામાં રાખે છે. એમ ત્યારે કેહપંનાં ૧૬ ચખ્રોના અરધા ભાગમાં કુદરતનું ઠામ છે, અને બીજો ભાગ માદરની કાની થઇને તે છેલ્લી ૧/૪ ભાગની ખાકને રાખીને પોખે છે. આ બીજા માદરની કાની વર્તી રહેતા કેહપંના ભાગમાં આંઠથી સોળ ચખ્રોમાંનો મુળ ભાગ આવે છે, જેમાં આંઠમું ચખ્ર ઝબાન ઉપરનું મુળ મુખ્ય છે. ત્યારે આ માદરની કાની રહેલા કેહપંનું આંઠમું ઝબાનનું ચખ્ર મુળ ભાર ખમી રહે છે, જેને બીજાં ચખ્રો તે ભાર ખમવામાં અને તે ખાકને ટેકવીને તેની સદ ગતી કરવા મદદ કરી રહે છે. એવીજ રીતે તેવીશીનો એક ભાગ તે દાદારની મરજી પ્રમાણે કેહપંના કુદરત વસેલા ભાગમાં ફરીને કેહપંને મદદ કરે છે જેને **ગોસ્પંદી તેવીશી** કહે છે, અને બીજો ભાગ તે કચરો, ખાક જે કેહપંમાં છે તેની જડતાને પોતે રાખીને તેને પોખી રહે છે જેથી તે તેવીશી ખાકી ખરફસ્ત્રો થઇ છે. આવી રીતે ઉશ્તાનનો અરધો કુદરત વસેલો ભાગ કેહપં-તેવીશીના કુદરતના ભાગને મદદ કરીને જીવ આત્મા ઉભો કરે છે, જેથી તે ૧/૪ ભાગમાં જીવ આવીને ભોગવટો કરી શકશે. અને ઉશ્તાનનો બીજો ભાગ તે ખાકમાંનો દોશ લેવે હવસરૂપના જોલાનોને એવી રીતે ચલાવે છે કે તેઓનો ઉભરો થઇ રહે કે જે પછી તે હવસ શાંત પડે. આમ તે ૧/૪ ભાગ તે ત્રણ

મુકિતએ પુગતાં કેહપ-તેવીશી-ઉશ્તાનમાં રહયો છે, જેથી તે ૧/૪ ભાગની ખાકમાંથી આજનું જડ શરીર થઇ રહે છે. આ જડ શરીરને ટેકવનાર તેની ખુરાઇ ખમનાર તે કેહપ છે, કે જે માદરની કાની રહયું છે. આ માદરની કાની રહેલાં કેહપને પેલો કુદરત વસેલો કેહપનો ભાગ મદદ કરી રહે છે. આમ ઇનસાનનું તન થયું છે, જેને ફેલ અપાઇ છે. **જો તે ઇનસાન રોશનફેલ કરે,** પોતાના હવસોની ઉપર ચોકી મુકે, અને હવસો થાય તેનો એકરાર કરીને હવસોને રોકે, તો પછી તે માદરની કાની રહેલાં કેહપની ઉપર તેમ તેવીશી-ઉશ્તાન ઉપરનો ભાર ઓછો થાય અને સાથેસાથ તેઓ સાથનો પેલો પહેલો ભાગ જેમાં કુદરત છે તે ભાગમાંની બહમનની ગતી પેલા માદરની કાની રહેલાં કેહપ-ઉશ્તાન-તેવીશીમાં આવી વસીને તેઓ મારફતે તેના જડ તનમાં આવી વસે, કે જે પછીથી તેનો ૧/૪ ભાગ સુક્ષ્મ થતો જાય. ત્યારે હયાં કહે છે કે '**વોહુમન્ દાશ્તારીહ્**'થી દાદારનો પેવંદ થશે તેમાં આવો ઉંડો ભેદ છે. ત્યારે ઝબાનનું ચખ્ર મુળ છે માટે કહે છે કે ઝબાનમાંના કેહપના ચખ્રમાં ખાકનો ભાર છે, જેને સત્ય મહેર પતેતથી ઓછો કરવે તે કેહપનો ભાગ આઝાદ થઇ ઝબાનને સાચ્ચી યજતોના જેવી બનાવે છે, અને ઉપરથી એમજ કહે છે કે ઝબાનના અવઝારને એટલે ઝબાન જે કેહપનાં આંઠમાં ચખ્રથી કામ કરે છે તે આંઠમાં ચખ્રને '**ફ્રારૂની**'=રાદી ગતીમાં લાવ્યે એટલે ત્યાં જે ખાકનો તનોમંદ ગતીની વોહુનને ટેકવવાનો ભાર છે તેને ઓછો કર્યે, તો ત્યાં બહમન વસે). એટલા માટે ત્યારે '**ચોંગ**'=મોંઢુ અને તેના '**અવઝારો**'=હથ્યારો-તેની સાથની સામગ્રીઓ '**પવન્ ફ્રારૂની દાશ્તન્**' =સચ્ચાઇથી રાખવે '**અદીનશ ચેહેવુનેદ્**'=એવી શકિતવાળા-બહમન વસેલા થાય છે. '**અમત્**'=તેને '**પાનાગી**'=પનાહ અને '**અઇયારીહ્ ઇ-શપીરાન્**'=નેકાનોની યારીથી અને '**જદન્ વ વાનીદન્-ઇ-સરીતરાન્**'=બુરાઓને મારીને તેઓ ઉપર જીત મળવાથી **વએરાસ્તારીહ્ -ઇ-ગેહાન્**'=ગેહાનનો શણગાર ઉભો કરવાનું (ફ્રશો-કેરેતી આવે તેવો શણગાર ઉભો કરવાનું) '**ચેહેવુનેદ્**'=મળી આવે છે. '**દેન્મનચ્ એદુન્**'=ત્યારે એમ થયું કે '**પવન્ શનાખતને-શપીર્ વ સરીતર્**'= નેકી અને બદીને-અષ=વ્યવસ્થા અને અક=ગેર બંદોબસ્તીને ઓળખવાથી -સમજવાથીજ '**શાપીરાન્ દોસ્ત્**' અને '**સરીતર્ દુશ્મન્**'=અને તે શપીર=નેકાનોની દોસ્તી અને બુરાઓની દુશમની '**નીવારીહ્ અઇ-તન્**'=નાં પ્રભાવોની ખીલવણી જાહેર થઇ રહે છે. ત્યારે ભલા અને બુરાની પીછાણ બહમન વસેલાથી છે-જે કોઈ બહમનની ગતીને રાખનાર

છે તે 'ક્નાસીનીદારચ્'=અહમનની ગતીનો લાહવો ચાખનાર અને તેની ખુશાળી પામનાર 'ચેહેવુનેદૂ'=રહે છે.

૧૧. વળી આમ છે કે:—જે કોઇ યજતોને લગતી ચીજોની 'રૂબાગીહ્'=જારી કરવાનું (આલાતોને વાપરીને યજતોની વૃદ્ધિનાં કામમાં મદદ કરવાનું) ફરમાન આપે છે 'અ્રશ્ નફ્શમનચ્'=તેની પોતાની 'દાનીશન'=દાનાઇ—બઓદીક અકકલ અને તેના નતીજાનું મહાન ડહાપણ અને 'આમુગ'=યજતી જ્ઞાન અને તેથી થતી તેની પવિત્રાઇ વધતી રહે છે. ત્યારે તો 'વેહાન્ કારૂ'=ભલાઓને માટેનાં—ભલાઇનાં કામ માટે (દીનની પાવીકતની બજાવણી માટે) ફરમાન આવાયદૂ=અવષ્યનાં છે અને 'કારૂ ફરૂમાની'=તેવાં કામને ચલાવવા માટેની સત્તાથી અને 'વાઝીશ્તીહ્ આવાયીશ્નીગ'=જેવી જોઇએ તેવી રીતે થઇ રહેતું કામ અને તેના પ્રભાવથી તેની પોતાની 'દાનેશ્ દાનાઇ'=બઓદીક ગતીનું જોમ અને 'આમુગ'=બઓદીક ગતીનાં જ્ઞાનનાં પ્રભાવથી આવતી પવિત્રાઇ વધતી રહે છે (દીનને રાદી રીતે જારી કરાવનાર એક સત્તાધારી પોતે મોટું સવાબ હાંસલ કરે છે—જેનો નતીજો અષ મેળવવામાં આવે છે તેનો ભેદ હયાં છે).

૧૨, ત્યારે આમ છે કે 'ઓલ્ શપીરાન્'=નેકી માટેનું દીનની તરીકતો યસ્નની બજાવણી માટેનું જે કોઇ શીખવે, 'અદીન્અશ્ ફીરૂફ્રાગ્ ઇ મુનીક્'=તેનો જે કંઇ ભલો બદલો 'પવન્ દએના ગુફ્તારીહ્'=દીનમાં ફરમાવ્યા મુજબની વર્ત્તણુકોથી 'અઇયારીનીદન્ ઇ જરથુશ્ત્ર'=જરથુસ્ત્રને (તેવણના ફ્રશો—કેરેતીને નઝદીક લાવવાનાં કામમાં) મદદ આપવા માટેનો હોય તે 'ખેશીનીદન્ ચેહેવુનેદૂ'=તેની પોતાની માલેકીનો થઈ રહે છે. (તેનાં રૂવાનની ખીશી—સગાઇના તેને લગતા રૂહના અંશોના તેનાં રૂવાનમાં મળવાનો એટલે ખએત્વોદથીનો હિંગામ નઝદીક આવવાનો થઇ રહે છે).

ત્યારે આમ છે કે 'મદમ્ જરથુશ્ત્ર દએના'=જરથુસ્ત્રની દએન પ્રમાણે 'આમુખ્તારાન્ હામ્ દએના'=દએન સાથે હમ થયલા ચિસ્તી યજતને દીન યજત સાથે મલી જઇને દીનનો ઇલ્મ રાખનારા શીખવનારા 'પવન્ આમુખ્તન્ ઈ શીપીરાન્'=દીનની અષોઇની ગતીઓ મેળવી શકવાનાં શીક્ષણો પ્રમાણે 'રાઈગુફ્તન્'=તેઓના દીન વીષેના કહયા પ્રમાણે (એટલે દીનની વસીઅત પ્રમાણે ચાલવાની રીતીઓ—રસમો—તરીકતોથી) 'પદૂવસ્તન્'=દીનનો પેવંદ મેળવવે (પોતાના અંશોની ગતીઓને

પોતામાં ખેંચીને એમ જોડાયલા આખા થઇને) 'ઓઈ શાન્ ઇ ફ્રશો-ગર્દ ચેહેવુનેદ્'=જેઓએ પોતાનો ફ્રશો-ગર્દ કીધેલો છે, તેઓ 'પવન્ દએના ગુફ્તારીહ્'=દએનના કહયા પ્રમાણે ચાલીને 'ઓઈ જરથુશ્ત્ર અઇયારીનીદન્'=જરથુશ્ત્રના-(તેવણુનાં ફ્રશો-ગર્દ કુલ્યાતી લાવવાનાં) કામમાં મદદ કરી રહે છે તેઓને 'જક્ કીરૂફ્ ખેશીનીદ્ ચેહેવુનેદ્'=સવાબ-કેરફે ભલો બદલો જે પોતાની ખેશી કરવાનો છે તે મલી રહેશે (ખએત્વોદથની હાલત મલી રહેશે).

૧૩. વળી આમ છે કે:—તેઓ કે જેઓ 'યજદાન્'-યજતને લગતી ગતીઓને અને 'શપીરાન્'=નેકીનાં કામોની શુભ ગતીઓને 'સ્તાયેદ્'=સ્તુતી કરે છે (યજતી ગતીઓ અને નેકીની સંસ્થાઓ જેઓ આ જગતને ફ્રશો-કેરેતી તરફ લઇ જઇ રહે છે તે બધાને તેઓનાં કામમાં મદદ કરી રહે છે, જેથી તેઓની ખુશાળી થઇ રહે છે). તેવાઓને માટે કંઇભી ચીજ (આશીર્વાદ) આપવનું મુકરર કરે છે-ગોઠવણ કરી રાખે છે (જાવત લગી તેઓનું પુરૂં કરે છે). 'અશ પવન્ ઇક્ ગુબીશન્'= તેઓની માંથ્ર ભણુતી ઝબાનની દુઆથી તેઓથી થતી યસ્નના નતીજામાં પેલી ગેહાનમાં પોતાનાને લગતી પોતાની વૃદ્ધિ થાય તેવી જગા મેળવી રહે છે.

૧૪. વળી આમ છે કે:—જે કોઇ 'અફ્ઝુનીગાન્'=વૃદ્ધિ થવા માટેની સંસ્થાને લગતું (દીનની રસમો-તરીકતો-આલાતો-દીનની યસ્નની સામગ્રી કારીગીરીને લગતું) શીખવે, તો તેનાથી 'અન્ અવઝારીહ્ ઈ પવન દીન્'=દીનનાં બુઠ્ઠાં થયલાં અવઝારો-અવાવ થયલાં આલાતો-દીન વીષેની અજ્ઞાનતાથી થયલા-પાવીકતની ખોરવણીથી જોખમાયલો દીનનો પાવ મહેલ 'ઝીયાન્ ઇ ગ્રીન્'=અને તેનાથી થતી નુકસાની 'ગ્રીન્ ગેહાન્'=દુન્યામાં થતી હોય તે નુકસાનીને 'બસ્ત્ ચેહેવુનેદ્'=(તે આલાતોને પાછા દરોસ્ત કરવે) અટકાવી શકાય છે. આમ ત્યારે 'આમુગ્'=દીન બાબેની માહેતી અને 'અવ્જાર્ ઇ દએન્'=દીનના આલાતોથી-તેઓનાં કારગરપણાંથી ગેહાનમાં ફાયદો વધતો રહે છે (ફ્રશો-કેરેતી નઝદીક લાવી શકાય છે, કુલ્યાતી મુકિત નઝદીક લાવી શકાય છે).

૧૫. વળી આમ છે કે:—જે કોઇ અષો નરને પવિત્રાઇને ખાતર (વ્યવસ્થા પાંથરવાને માટે) 'ઓઈ ખોદાયાન્'=તે વખતના સરદારની આગળ 'ફ્રાઝ્'=સુધારાઓ માટે જાહેર પાડે, તેણે 'અવરૂતુમ્'=શ્રેષ્ટમાં

શ્રેષ્ઠ મદદ આપેલી ઠરે છે. તેવો તે ઉંચામાં ઉંચી અષોઇ–આશા–ઉમેદ મેળવી આપનારી 'ફ્રાજ્ ઓલૂ'=આગળ વધવાની જગાની સાથે બંધાયલો રહે છે.

૧૬. વળી આમ છે કે:—'મુન્'=જે કોઇ 'તનુ'=શરીરને 'પત્રન્ બંદગીહ્ બરા'=એક રીતની બંદગીના ભાગ તરીકે–એક રીતની નાનાં પ્રમાણુની બંદગી તરીકે 'ઓલ્ ઓલાઇ મહિશ્ત્ મલ્કાન્ મલ્કા રાઇ'=તેમાંના શાહોના શાહને 'ચેહેબુનેદ્'=આપી દે છે, તે શખ્સ 'ઓલ્ નફ્શા'=પોતા માટે 'રાસ્ ઇ હુમીનશ્ન'=ભલી મનેશના થવાનો રસ્તો, હુમતે પુગવાનો (કુદરતમાં શું છે તે જાણવાનો) રસ્તો અને 'રામીશ્ન અઇયારી'=ખુશાળીની દોસ્તી (એટલે હમેશની ખુશાળી) રાખવાનો રસ્તો, અને 'ખુદાઇહ્ દેસ્રનીહ્ મીન્ અહુરૂમજદ્ ઓલ નફ્શમન્ શરીતુન્ત્ ચેહ્વુનેદ્'=અહુરમજદની પેદાયશ ઉપરની ખોદાઇ અધીકાર પોતાને લગતા અંશોની ઉપરની ક્ષથ્ર મેળવવાનો રસ્તો 'શરીતુન્ત્'=ખુલ્લો કરે છે (એટલે 'ખએત્વોદથી'=મેળવવાનો સામાન તૈયાર કરી રહે છે. પોતાનાં તનને તે દાદારને આપી દેવામાં એ અર્થ છે કે તે તન કે જેમાં ખુદી રહે છે–પોતાનો કકો ખરો કરવાનું રહે છે તે તુટી જઇને દાદારની મરજી બજાવવાની ખેરદ ઉભી કરાવે. દાદારને માટે એમ તનને આપી દેવું–એ મોટામાં મોટું લક્ષણ છે, કેમકે તનને એજ અર્થે દાદારે ઉભું કીધેલું છે. જો તનના અનુએ અનુ દાદારથી જે કંઇ સુખ –દુખ પડે તેને માથે ચઢાવે–તેને પરમ સુખ તરીકે લે, તો પછી તે તન માટે લાગણી જેવું–સુખ દુખ જેવું રહયુંજ નથી–તે તન સંસારનાં બંધનથી છુટી જઇને પરમ ગતી જે 'ઝઓશ'=દાદારમાં મલવાની છે તે મેલવે છે. એમ તે તન ત્યારે દાદારની મરજીની અંદરજ રહે છે, એટલે દાદારના પેવંદમાં આવે છે, જેને ત્યારે ખએત્વ મળેલી છે).

એમ ત્યારે 'નીઓકીહ્ અરૂજાનીગીહ્ ઇ મરૂદુમ'=માણુસો માટે પસંદ કરવા અને લેવા જોગી પવિત્રાઇ અષોઇ મેળવવાનું 'બુન્ ચીમ'=જે કંઇ મુળ કારણુ–મુળ મુદ્દો છે તે 'મીન્ દાદારૂ'–દાદારમાં પોતાને અર્પણ કરવા માટેનું છે. (એટલે પોતાનું કંઇબી છેજ નહિ, જે તે તે દાદારનુંજ છે, માટે તેના હોકમસરજ રહેવું, દીનના હોકમથી બીલકુલ વેગળા જવું નહિ, એમ સખ્ત માન્યતામાં રહીને વર્ત્તવામાં છે.) 'બંદગીહ્ ઝયશાન્ બઇન્ દાદારૂ'=દાદાર માટેની તેઓની બંદગી

એજ અર્થની રહે છે. 'ચેગુન્'=જેમ-જે રીતે એક 'હુખોદાય'=ભલી રામશાહીનો ચક્રવતી ધર્મરાજા 'દહ્યુપત્ સ્તીહા'=આ દેખીતી ગેતીનો પતી છે, 'દાદાર' ગેતીનો ચલાવનાર છે, તેવી રીતે 'પદ્વીઝીક'=અશોઇનો સરદાર 'દામાન્ સરદારૂ'=પોતાના પસુઓનો-પોતાના અંશોનો સરદાર છે, 'મુન્'=જે અંશો 'ઉશ્તીગાનીહ્યા'=ઘણીજ ઉશ્તવારીથી 'તનુ'ને=પોતાની આખી જાતને 'પવન્ બંદગીહ્'=બંદગી માટે, તે અષવનનાં રૂવાનમાં મર્જ થવાની ઉમેદ માટે 'ચેહાબુનેદ્'=ઉભા હોય છે-આપે છે, 'અદીન્ અશ ઓલ ઇક'=તેજ પ્રમાણે તે એઉ (તે દહ્યુપત તેમ તે નર અષવન) દાદારને 'ચેહબુન્ત્ ચેહેવુનેદ્'=પોતાને અર્પણ કરે છે. 'લચીનન્'=ટુંકમાં 'આમુજમ્'=શીખવું છુ કે 'અરૂજાનીક્'=જોઇતી પસંદ કરવા જેવી અમુલ્ય 'નીવાગીહ્'=અષોઇ **માટેનો મુળ મુદ્દો પોતાને દાદારમાં પેવંદ રાખવાથી છે.** એમ પેવંદ કરવાની રીત-રસ્તો ઉપર કહયો છે. અને 'અવારીગ્ ઇક્'=બીજા કોઇને માટે 'ઓલ્ નફ્સમન્'=પોતાનાઓને માટે તે 'નીવાગીહ્'=અષોઇ 'અજશ્'=આવી રીતે તેમાંથી (એટલે ઉપર કહેલા પાર પડેલાના પેવંદમાંથી) 'શરીતુન્ત્ ચેહેવુનેદ્'=જાહેર થઇ શકે છે-ઉભી થઇ શકે છે-મયસર થઇ શકે છે.

અષોઇ ઉત્તમ પ્રકારની આઝાદી છે.

ગાથાના ૨૯ હાને માટેની દીનકર્દના ત્રણ નસ્કોમાં આપેલી વીગત પુરી થઇ છે. હવે ખુદ ગાથાના ફકરા જોઇશું.

# અહુનવદ ગાથા

## હા. ૨૯—૧.

ખ્શ્મઈબ્યા[૧] ગેઉશ[૨] ઉર્વા[૩] ગૅરૅજદા,[૪] કહ્માઇ[૫] મા[૬] થ્વરૅશજદૂમ,
કે—મા[૮] તષત,[૯]

આ—મા[૧૦] અએષૅમો[૧૧] હજસચા[૧૨] રૅમો[૧૩] આહુષુયા[૧૪] દૅરૅશચા[૧૫]
તૅવિશચા,[૧૬]

નોઇત[૧૭] મોઇ[૧૮] વાસ્તા[૧૯] ખ્શ્મત[૨૦] અન્યો,[૨૧] અથા[૨૨] મોઇ[૨૩] સાંસ્તા[૨૪]
વૅહૂ[૨૫] વાસ્તર્યા.[૨૬]

હા—નાની નીરંતર મારામારીવાળી કુદરત[૨] (નામે ગવ)નાં ‖ રૂવાને[૩] ‖ તમો એઉ[૧] (પાયુ અહુરમજદ અને થ્વોરેશ્તાર યજતોની અમર ગતી) આગળ ‖ બાંગે બુલંદ અવાઝે તેઓની વસીઅત પ્રમાણે ચાલવાનો પોતાનો ઠરાવ—એકરાર જાહેર કીધો અને વળતો જવાબ આપ્યો:[૪] ‖ શા માટે[૫] (યાને કે **તુખ્શાગી**=ઉદયોગ અને **પદમાનીક**=રાસ્તી ઉભી કરવા માટે, બદીને નેકીમાં ફેરવવા માટે) ‖ મને[૬] (મારી સામસામીનો ભેદ રાખતી કુદરત અને તેથી ઉભી થતી નીસ્તી—ગેતી અને તેની રજેરજને) ‖ તમો બધાઓએ[૭] (એટલે અહુરમજદનાં ફરમાનથી તમો યજતોએ) ‖ ઉભી કીધી—ઘડી—બનાવી?[૭] ‖ 'કે'=કોણ '**મા**'=મને[૮] (એટલે સામસામી ગતીનો ભેદ રાખતી કુદરત અને તે કુદરતના મસાલાથી યજતોએ બનાવેલી નીસ્તી—ગેતી અને તે માંહેલી રજેરજને) ‖ સુંદરતાવાળી ભલે છેડે પુગે તેવી ઘડી રહેશે?[૯] (જરથુશ્ત્ર તેમ મને સુંદરતાવાળી અહુરદાતના કાનુનવાળી ઘડી રહેશે). ‖ '**મા**'=મારી '**આ**'=તરફ[૧૦] (એટલે મારી સામસામી ગતીનો ભાર ખમતી કુદરતથી યજતોએ ઘડેલી નીસ્તી—ગેતી અને તે માંહેલી રજેરજમાં—રજેરજ ઉપર એટલે દુન્યવી હાડમંદ વહેવારમાં) ‖ ઇચ્છાઓનું સામસામાપણું—જાતજાતના વીચારોથી ઉભી થતી શકિત=ભલો બુરો ફેલ[૧૧] (અએષમ દેવના જોમનો નતીજો), ‖ સામસામી શકિતઓની રસાકસીનું જોમ,[૧૨] ‖ લાગણીઓના બે છેડાઓ ખુશાળી અને ઘમીનું સુખ દુખ[૧૩] (એકનું સુખ અને બીજાનું દુખ થઇ પડે તે), ‖

સુકામણુથી થતી વેરાની અને તવલ્લાટ,[14] ‖ જોર જુલ્મ—બીજાને ભોગે ઉભો થતો વૈભવ,[15] ‖ (અને) સામસામેની ખસલતો—સ્વભાવો[16] ‖ (રહયા છે, જેઓને જરથુસ્ત્ર અહુરદાતથી સુધારશે). ‖ તમારાને લગતા[20] (થી દુરનો) ‖ રીનાયનો[21] (બીજો કોઇબી) ‖ મારે માટે[18] ‖ રસ્તો દેખાડનાર[19] ‖ નથી,[17] ‖ એટલા માટે[22] ‖ મારે માટે[23] ‖ ભલો પરદુખભંજનની ગતીવાળો[25] ‖ ખેડુત—બુરાઇઓની ખેતી કરનાર[26] ‖ જાહેર કરો.[24] ‖

**(આ ફકરા બાબેની નોંધ:**—આ ફકરાની ઉકેલામણુ માટે પહેલવી સાહેબોની સમજ ઘણીજ અગત્યની છે. આ ફકરામાં **'દરેઘો-ખદાત'**નાં ૮૧,૦૦૦ વર્ષોનો દોર જે ગેતીની ઉપર નીરંતર ચાલ્યાજ કરે છે તે દોરમાંના એક અગત્યના વખતની યાદ છે. જરથુસ્ત્રે આવી ગેતીની અંદર દેવોનો ઝુલ્મ હતો તે દુર કીધો હતો. માનવ અને દેવ વચ્ચે ગેતીને લેવાની રસાકસી દરેઘો ખદાતની શરૂઆત વખતે ચાલતી હતી, જેનો ફડચો જરથુસ્ત્રે કીધો હતો. દરેઘો ખદાતનાં પહેલાં ૪,૦૦૦ વર્ષોમાં ગેતી આજથી તદ્દનજ જુદી હતી. આજે અઝીના દએવ અઝી દેહાકને દેમાવંદ ઉપર બાંધેલો છે,—જરથુસ્ત્રે બાંધેલો છે, જે પહેલાં ૪,૦૦૦ વર્ષો લગી છુટો હતો. દરેઘો ખદાતની ૮૧,૦૦૦ વર્ષોની આખરી જયારે આવશે ત્યારે તે પાછો છુટશે એટલે ગેતીનો નાશ કરશે, જે પછી આ ચાલતો ૮૧,૦૦૦ વર્ષોનો દોર ખતમ થશે, જે પછીથી નવો દરેઘો ખદાતનો દોર થશે, જેમાંબી અઝી છુટોજ રહેશે અને લોકોનાં દીમાઘને ખાઇને લોકોની અધમ ગતી કરતો રહેશે, જેથી ગેતીની ઉપર હદની બહારનું પાપ થઇ રહેશે—**'દુશ અહુ'** થઇ રહેશે. ત્યારે ગેઉશ હયાં કહે છે કે **'આ મા'**= મારી ઉપર **અએષૅમો-હઝસ-રેમો** વીગેરે છે તે બધું આવી બીના જણાવે છે. આવી અધમ ગતીથી 'તુર **બરાતુર**'નો ભેદ ઉભો થાય છે, જેથી ગેતી ૮૧,૦૦૦ વર્ષોના લાંબા ફેરામાંના પહેલા ૪,૦૦૦ વર્ષોમાં ખતમ થાય એમ લાગે છે. આવી ગેતાને સુદકર નરકમાં 'દુશ અહુ'=બુરી હયાતીની, અંતકરણના ડંખ વગરની કહી છે. ત્યારે બીજી લીટીમાં ગેતીના 'દુશ અહુ'ની વાત છે. આવી ગેતીની નવ રચના કરવા માટે ગેઉશ જરથુસ્ત્રની માંગણી કરે છે. જરથુસ્ત્ર ઉતરીને દેવોને જમીનમાં હવામાં બધેબધ બાંધે છે અને તેઓના સરદાર અઝીને દેમાવંદ ઉપર બાંધે છે, એટલે લોકોની અંદરની બુરામાં બુરી ગતીને તેઓનાં ઉંચા ચારિત્રના માનસીક ગુણના દેમાવંદ ઉપર બાંધે છે. જેમ માનવના બાબમાં બને છે તેમ કુદરતના બાબમાબી બને છે. માનવમાં જે કુદરત છે તેનોજ ભાગ બહાર છે. માણસમાંની કે બહારની કુદરતમાં **'ઘના'** અને **'સ્પેના'**ની

રસાકસી છે. ઘનાનો ભાર આ કુદરત ખમી રહે છે માટે તે સામસામી ગતીની કુદરતને ગવ કહી છે, જેનાં રૂવાનને ગેઉશ ઉરવા કહયું છે, અને જેની બઓદ=રચવાની શકિતને ગેઉશ તષન કહી છે. કુદરતમાં ઘનાનું જોર આ વખતે વધે છે અને શેતાન જે બુરાઇનો દેવ છે તેના નાયબ અઝીનો ડંકો ખુબ જોશથી ગેતીમાં ચાલે છે અને સ્પેનાની ઉપર ગોયા ફત્તેહ મેળવી રહે છે. આવો ભાર, અઝીની આવી અવધી ગવની કુદરતનું રૂવાન ખમે છે. જેમ બહાર તેમ માનવ બેઉમાંની કુદરતમાં અઝી સર્વોતમ બને છે. પછી જરથુસ્ત્ર ઉતરી અઝીની ચળવળને નાબુદ કરી અઝીને દમાવંદ ઉપર ઉંચાઇ ઉપર બાંધે છે, જેથી ધનસાનમાંની કુદરત અને બહારની કુદરતની હમેશની મારામારીમાં બુરાઇ હદની બહાર જઇને નાશ ઉપર ચઢી શકતી નથી, એટલે ઘનાની જીત અને સ્પેનાની હાર થઇ શકતી નથી પણ બેઉનું જોમ સમ એકસરખું રહી શકે છે. આવો મામલો જે દરેક દરેઘો ખદાતનાં પહેલાં ૪,૦૦૦ વર્ષોમાં આ દુજો-દેમાન ઉપર બની રહે છે અને જરથુસ્ત્ર તેને સુધારી રહે છે તેનું ભેદી બયાન આ પહેલા ફકરામાં છે. હયાં 'ગેઉશ ઉરવા ગેરેઝદા' કરે છે તેમાં તે ગવની અધીરાઇ કે ફર્યાદનો અર્થ નથી. 'ગેરેઝદા'માં ગર્જનાનો અર્થ છે જે અહીરીમન સામેની challenge છે અને અહુરમજદ પ્રત્યેની તાબેદારી છે. પણ અહીનો ભાર ખમતી વખતે ગવ પોતે મનન કરીને દાદારની મદદ માંગે છે તે વાત જુદી છે. આના ઉંડા ભેદો વરસ્ત માન્સર-અગ નસ્કમાંથી વાંચવા. હયાં પહેલે ગવ એટલે કુદરતનું રૂવાન દાદારને કહે છે કે તમોએ મારી ગવની કુદરતમાંથી આ નીસ્ની-ગેતી બધું બનાવ્યું તે શા માટે બનાવ્યું તે હું જાણું છું. તે બધું તુખ્શાગી અને પદમાનીક માટે એટલે બુરાઇને ઉદયોગથી ભલાઇમાં ફેરવીને પતમાન ઉપર લાવવા સત્યના કાંટા જેવું કરવા બનાવ્યું. ત્યારે ઉદયોગ કરવાનો છે તે બતાવે છે કે શ્રમ મહેનત લેવાની છે માટે બુરાઇ ત્યાં છે એમ ખ્યાલ ત્યાં આવી જાય છે. પછી કહે છે કે આવી તુખ્શાગીહુને કેમ કરવી તેની રીત શીખવનાર જરથુસ્ત્ર છે. ઉપર કહયું છે તેમ બુરાઇની હદને અઝી કુદાવે છે, ત્યારે જરથુસ્ત્ર ઉતરીને તેને સુધારે છે. ત્યારે કોણ મને ઘડશે એમાં જરથુસ્ત્રની યાદ છે. પછી કહે છે કે 'મા'=મારી એટલે મારી કુદરતની મદદથી યજતોએ નીસ્તી બનાવી તેવી નીસ્તી ઉપર અને અંદર 'અએષેમો-હજસ-રેમો-આહૂષુયા-દરેશચા-તેવીશ્ચા' છે એટલે સામસામી ગતી છે-અવધી છે, જે વિષે ઉપર કહયું છે. માટેજ પછીથી કહે છે કે 'મોઇ વાસ્તા'=આવી મારી જગતને પતમાન ઉપર

સત્ય ઉપર દોરવનાર ક્ષ્મત=તારેથી જે કોઇ નેમાયલો છે તે વીનાનો બીજો કોઇજ નથી, જે **વાસ્તસ્થા**=ગીનોઇ ખેકુન છે, **વોહુ**=ભલો બહમન જેવો છે, તેને **'સાંસ્તા'**=જાહેર કર–ઉતાર. ત્યારે હયાં સાફ અર્થ છે કે ગેતીમાં અવધી છે તોજ **'વાસ્તા'** અને **'વાસ્તસ્થા'**ની જરૂર પડી છે; નહિ તો જરર પડે નહિ. ગવની કુદરતમાં સામસામી ગતી છે જેના મસાલાથી યજતો નીસ્તી–ગેતીને–રજેરજને ઘડીને ચલાવી રહે છે તે બાબ-દની સમજ પડે તો પછી આ ફકરો સમજવો સહેલ થઇ પડે છે.

ત્યાં ગવમાં સામસામી ગતીવાળી કુદરતનો અર્થ છે અને તેનાં મુળ રૂવાનને **'ગેઉશ ઉર્વા'** કહે છે, જેની બઓદીક ગતીને **'ગેઉશ તષન'** કહે છે. તમોએ મને બનાવી એટલે મારી કુદરતના પ્લારતરમાંથી યજતોએ–થ્વોરેસ્તારોએ–દાદારના કડીઆઓએ જગતને બનાવી છે. પછી કહે છે કે શા માટે બનાવી છે? કહે છે કે ભલી ખેતી કરીને સચ્ચાઇ ઉભી કરવા. ત્યારે હયાંજ ભેદ છે કે બનેલી ગેતી–જગતમાં જગતની જાત પ્રમાણે બુરાઇ છે માટેજ ઉદયોગ કરવાનો છે. પછી કહે છે કે આમ ઉદગોગ કરતા શીખવનાર જરથુસ્ત્ર છે તે આ જગતની નવ રચના કરશે. ત્યારે **થ્વરોઝદૂમ**માં ઉભુ કરવું એ અર્થ છે, જે જગતની સામસામી ભલી–બુરી ગતી બતાવે છે અને **'કે મા તષત'**=કોણ મને ઘડશે–તેમાં **'તષત્'** શબ્દ નવ રચના બતાવે છે એટલે બુરાઇઓની ખેતી (પતમાન) બતાવે છે, જેને માટે કહે છે કે તારા મોકલેલા વગરનો બીજો કોઇ ખેતી કરી શકે નહિ. ત્યારે ગેઉશ કહે છે કે **'આ મા'**=મારામાંથી થયલી જગત ઉપર **અએષેમો–હજસ્ચા–રેમો–આહુષુયા–દેરેશચા–તેવીશ્ચા** છે, તે બધામાં જાતજાતની અવધીના અર્થો છે. ખુદ તેઓના શબ્દ અર્થોજ તેવા છે. પહેલાં **'અએષેમો'** શબ્દ લઇએ. અએષમને બુરો દેવ તરીકે અવસ્તામાં ગણેલો છે. સરોશ યશ્ત વડીના કરદા ૧૦/૨૫ માં અએષમને **'અએષ્મો દુજદાઓ વીદાતઍાત્'**=બુરો કાયદા વગરનો અએષમ કહયો છે. એમ દરેક ઠેકાણે અએષમને બુરો ગણેલો છે. **'અએષમ'** શબ્દમાં **ઇશ=**ઇચ્છા, **ઇશ=**યત્ન કરવો એવો મુળ રૂત છે. માટે અએષમનો અર્થ ઇચ્છા કે પ્રયત્ન તરીકે સુચવતી વખતે ગવની કુદરતની બેઉ બાજુની ઇચ્છા–પ્રયત્ન તેમાં આવવી જોઇએ. હયાં ગવની કુદરતના બનાવોની વાત છે તે ભુલવું નહિ, કે જે ગવની કુદરતનું રૂવાન સામસામી ગતીનો ભાર ખમી રહે છે માટે તો તેને સુધારવાની ત્યાં વાત છે. માટે બેઉ જાતના પ્રયત્નો–ઇચ્છાઓની રસાકસીનો હયાં ઇશારો છે. પણ અવસ્તામાં **અએષમને** બુરી ઇચ્છાની અંદરથી બુરી

ગતી ઉભી કરીને નાશ લાવવાની પ્રયત્ન કરતો જણાવેલો છે, માટે અએ-ષમમાં અવધીનો અર્થ સાફ ખુલ્લો છે. પછી '**હુઝસ્યા**' શબ્દ છે એમાં જોર-શકિતનો અર્થ છે. શકિતબી હયાં સામસામી ગતીની હોઇ શકે. ગવની સામસામીનીં મારામારી કરતી કુદરતમાં સફેદ અને કાળી બેઉ '**હુજસ્**' જોમથી લડી રહે છે જેનો ભાર ગેઉશ ઉપર પડે છે, માટે **હુઝસ**માં સામસામેનો જોશ અને તેની **અવધીનો** હયાં અર્થ છે. હા ૪૩-માં '**અષા અઓજંઘહો**' શબ્દમાં જે શકિત છે તે સામસામી નથી પણ સીરફ અપની છે માટે તો ત્યાં અષ શબ્દ આપ્યો છે. તેમ વળી ગાથા ૩૩/૧૨ માં '**હુજો**' શબ્દ છે તે શબ્દબી અષ અને વોહુમનની સાથે જોડેલો છે માટે તે '**હુજો**' ભલી શકિતનું કુવત દેખાડે છે. જયારે હયાં તો સીરફ '**હુજસ્યા**'=કુવત કહયું છે, જે '**આ-મા**'=મારી ગવની કુદરતમાંની સામસામેની ગતીઓને લગતું છે એમ અર્થ રાખે છે, માટે હયાં **હુઝશ**માં ભલી અને બુરી બેઉની વચમાંની લડાઇના જોશની વાત છે. '**ગવ**'ની કુદરતમાં સામસામાપણું છે માટે તેની સમાધાની કરવા જરથુશ્ત્ર ઉતરવા જોઇએ. એ સામસાગી ગતીઓનો મઅની ભુલી જવો જોઇતો નથી. ત્યારે **હુજસ્** ગવની કુદરતની અંદરની સામસામી ગતીઓને લાગુ પડે છે-ગવમાં અને તેની જગતની રચનામાં કેઠે બુરાઇ છે તોજ પછી ભલા કાયદા બંદોબરતી અને ભલો સરદાર ત્યાં માંગેલો છે-નહિ તો માંગવાની જરૂરજ શું હતી? ત્યારે હયાં '**હુઝશ**' શબ્દ બેઉ ભલી-બુરી ગતીની રસાકસી માટે છે એમ સાફ ખુલ્લુ માલમ પડે છે. એવીજ રીતે '**રૂમો**' શબ્દબી છે. '**રમ**'માં મારવાનો તેમ રામેશ્નીનો બેઉ અર્થ છે. હયાં બેઉ બાજુ જયારે એક બીજાને મારીને ફાવે છે ત્યારે ફાવતી બાજુને ખુશાળી ઉપજે છે. માટે હયાં બુરાઇ તેમ ભલાઇ બેઉના '**રમ**'=ખુશાળી તેમ બેઉની દલગીરી બતાવેલી છે. માટે '**રમ**'નો શાદીનો અર્થ હયાં થતોજ નથી. એવીજ રીતે '**તેવીશ્યા**' શબ્દમાં ભલી બુરી બેઉ તરેહની વાસ્ના બતાવેલી છે. હયાં ગવની સામસામી ગતીઓમાંની '**તેવીષી**' કહી છે, એટલે ભલાની ભલી તેમ બુરાની બુરી એમ બે જાતની ભલી બુરી તેવીષીનું સામસામાપણું બતાવેલુ છે. આ તવીષી શબ્દ ગાથામાં ૩૩/૧૨,-૩૪/૧૧,-૪૩/૧,-૪૫/૧૦,-૪૮/૬,-૫૧/૭ માંબી વપરાયો છે. આ બધે ઠેકાણે તેવીષી કોણની છે તેબી સાથેસાથ બતાવેલું છે. જેમ હયાં ૨૯/૧ માં ગવની કુદરતની જગતની સામસામી સંસ્થાઓની તેવીષી કહી છે, એટલે ભલી તેમ બુરી બેઉની તેવીષીની રસાકસી કહી છે તેમ ૩૩/૧૨ માં જે તેવીષી છે તેને '**આરમઇતી તેવીશી**'=સંપુર્ણતાની

ગતીવાળી દાદારની સેવામાં રોકાતી ધ્રચ્છા વારના કહી છે, જેમાં ત્યારે ભલી ગોરપંદી ગતીનો અર્થ ત્યાં સાથેજ આપેલો છે. એવીજ રીતે ૩૪/૧૧ કે ૪૩/૧ કે ૪૫/૧૦ કે ૪૮/૬ કે ૫૧/૭ માં જે તેત્રીશી કહી છે ત્યાં બધેબધ '**ઉતચુહતી તેવીષી**' બનાવી છે એટલે તેત્રીષીના જેમ ધ્રચ્છાને **ઉતચુહતી** સાથનું-દાદારની સાહેબી કબુલી તેની રાદી ગતી રાખી તેનો સંબંધ રાખીને વર્ત્તી રહે તેવું કહયું છે. જયારે આ ૨૯/૧ માં ગવની '**હા-ના**'ની મારામારીની કુદરતથી બનેલી જગતમાં '**હા-ના**'ની ગતીઓ છે તે બેઉને લાગુ પડે તેવી '**હજસ**' કહી છે માટે '**હજસ**'નો અર્થ હયાં સીરફ ભલાઇનો આપવા ધારેલોજ નથી. એવી **હજસ** સાથની તેત્રીશી ધ્રચ્છા વારના સામસામીંજ હોય.

એવીજ રીતે **આહુયુયા** અને **દૅરેશ્યા** શબ્દમાં બેઉ રીતના સારા તેમ બુરા અર્થો છે જેની સમજ નીચે આપી છે. ત્યારે જગતમાં અને જગતની આ કુદરત જેને 'ગવ' કહે છે તેમાં સામસામાપણાનો ભેદ-રસાકસી છે. જયારે આ રસાકસી હદની બહાર જાય છે-બુરાઇ ફાવે છે, ત્યારે જરથુસ્ત્ર અને તેના રાએનીદારો ઉતરી ગવના રૂવાન '**ગેઉશ ઉરવા**'નો હદ ઉપરાંતનો ભાર ઓછો કરે છે, કેમકે તેઓ મારામારીની સમાધાની કરી રહે છે. દરેધો ખદાતની શરૂઆતનાં પહેલાં ૪,૦૦૦ વર્ષોમાં આ રસાકસી હદની બહાર જાય છે ત્યારે જરથુસ્ત્ર ઉતરીને અઝીને બાંધીને તુરને મારીને સમાધાની કરે છે. પછી થોડે કે લાંબે અંતરે જયારે જયારે તે રસાકસી વધે છે-વધવાનો ભય રહે છે,-અઝીના છુટવાનો ભય રહે છે, ત્યારે જરથુસ્ત્રના **સઓષ્યંતો** ઉતરીને અઝીને રોકે છે અને પછી છેલ્લે ૮૧,૦૦૦ વર્ષોના છેડા ઉપર અઝી છુટી જાય છે અને બહા-રની તેમ માનવની અંદરની કુદરતમાંની રસાકસીને હદની બહાર વધારી સ્પેન્તીની કુદરતને હઠાવીને અધમ પાપો કરાવે છે, જેને '**દસ એબો**'ની જય થયલી કહે છે, જેમાં મા દીકરા વચ્ચે રહેલી મહેરનેબી રહેવાની જગા રહેતી નથી માટે ધ્નસાફનો ફટકો પડવે તેવી ગેતીનો નાશ થાય છે, અને નાશની અગાઉ સોશ્યોસ આવીને ભલાં ચીથ્રાને નાશની જગાથી દુર લઇ જઇ ભવિષ્યમાં થવાના નવા દરેધો ખદાતને માટે સંગરી રાખે છે. એમ દરેધો ખદાત ખતમ થાય છે, જે પછીથી આ દેખીતી જડ ગેતીનો સુક્ષ્મ ભાગનો વઇભવ શરૂ થાય છે. ગેતીના આ સુક્ષ્મ ભાગની બાતેની દુન્યા પછીથી એટલે જાહેર દુન્યાના લયના કાળમાં લાંબો વખત લગી ચાલી રહીને પોતાની આખરીએ જાહેર દુન્યાને ઉભી કરે છે. આ વખતે જાહેર ગેતી માટેનો નવો દરેધો ખદાત શરૂ થાય છે, જેનાં પહેલાં ૪,૦૦૦

વર્ષોમાં જે અતી બુરો મામલો થાય છે તેની નોંધ હા ૨૯-૧ માં છે. જરથુશ્ત્ર ઉતરીને તે બધાની સમાધાની કરી ગેતીની નવરચના કરે છે તેનીબી અમુલ્ય નોંધ આ ફકરામાં તેમ આ આખા હામાં રહેલી છે. વધુ વાસ્તવીક સમજ હવે નીચે આવશે.

**આ ફકરો** પહેલવી લખાણોથી બરાબર ઉકેલાઇ શકે છે. **'ગવ'નું** રૂવાન તે કંઇ સીરફ ગાય ઢોરનું કે આ ગેતીનું એકલું રૂવાન નથી. 'ગવ' એટલે કુદરત કે જેમાં ફ્રશો-ગર્દ નઝદીક લાવવાની ધમાલ ચાલી રહે છે માટે સામસામાપણું નીરંતર ચાલી રહે છે તે કુદરત, કે જે રજેરજનાં કેહર્પમાં તેમ ગેતીનાં કેહર્પમાં તેમ કુલ નીસ્તીનાં કેહર્પમાં રહીને તે બધાંને જીવડાવીને તેઓની અંદર જે કચાસ છે કે જેને જીવથી પકવીને હવસોરૂપે ઉભરાવવામાં આવે છે, તે **હવસોનો ભાર ખમ્યા કરે છે; આવી કુદરતનું રૂવાન તે 'ગેઉશ ઉરવા' છે, અને તેની ઘડવાની શકિતની બઓદ તે 'ગેઉશ તષન' છે. 'આ મા'**=મને એટલે મારી બુધ્ધી નામે ગેઉશ તષનથી ઉભા થયલાઓને-મારા પેદા કીધેલાઓને એટલે રજેરજને-હવસોવાળાઓને ઘડવાને માટે તેણી તટસ્થ ઉભી રહીને જરથુસ્ત્રની આરઝુ કરી રહી છે. **'આ મા'**=મારા કીધેલાઓમાં ત્યારે 'જુઝ'=સામસામાપણું છે, જેથી તેમાં નીરંતર મારામારી છે, જેથી ઘડનાર જરથુસ્ત્રની જરૂર છે. આવો ભેદ એમાં છે.

### હવે આપણે હા ૨૯, ફકરા પહેલાના શબ્દ અર્થો અને શબ્દે શબ્દની ક્ષ્નૂમીક શરેહ જોઇશું.

**'ગેઉશ ઉર્વા'**=ગવની કુદરત, કે જેમાં હા-નાની, સ્પેના-ઘનાની નીરંતર મારામારી ચાલ્યાજ કરે છે, જે ફ્રશોગર્દ થશે ત્યારેજ અટકશે, તે કુદરત જે નીસ્તીને ઉભી કરે છે-ગેતીને ઉભી કરે છે **તે કુદરતનું રૂવાન,** કે જે રૂવાન રજેરજના પાયામાં તેમ ગેતીના પાયામાં રહીને તે રજેરજની તેમ ગેતીની અંદરની-તેના જીવ જાનને ચલાવતી કુદરતને ચલાવીને તેની બુરાઇનો ભાર ખમીને તેની જીંદગી ટકવી રહે છે તે-જેને ટુંકમાં **'ગેઉશ ઉરવાન'** કહે છે તે.

**ક્ષ્મઇબ્યા**=તમો બેઉની આગળ. (પહેલવીમાં **અમશાસ્પંદોની** અનજુમન અને તેઓના સરનશીન દાદાર **અહુરમજદની** આગળ ગેઉશને બતાવેલી છે. એમ સરનશીન અહુરમજદ જે બધાને આખરે બચાવશેજ તેવણુ એટલે **પાયુ,** અને અમશાસ્પંદો અમર શકિતઓ જેઓ બધાને

તેટલા માટે ઘડી રહેશે તેઓ એટલે થ્વોરેશ્તાર, એમ બેપણું (dual-number) કહયું છે તે બેઉ

ગૅરેજદા=બાંગે બુલંદ અવાઝે દાદારની વસીઅત પ્રમાણે કાર કરવાનો એકરાર જાહેર કીધો, બાંગે બુલંદ અવાઝે પોતાની ફીદાગીરી જાહેર કીધી.

કહ્રુમાઇ=શા માટે? (પહેલવીમાં કહે છે કે 'તુખ્શાઇ'=ખેતી-ભલી કરણી માટેનો ઉદયોગ અને 'પતમાન'=સચ્ચાઇ માટે).

મા=મને એટલે નીસ્તીમાં કામ કરતી કુદરત, જે રજેરજને જીવ આપીને રજેરજનો ભાર ખમી રહી છે તેને.

તષત=આખરની ભલી નેમ, ફ્રશો-કેરેતીની નેમ માટે દોરવીને લઇ જવા માટે નવો ઘાટ આપશે. (પહેલવીમાં કહે છે કે જરથુસ્ત્ર તે કામ કરશે).

આ મા=મારી તરફ: આ=તરફ અને મા=મારી એટલે સામસામેની શકિતઓનો ભાર ખમતી મારે લગતી કુદરતથી યજતોએ ઘડેલી નીસ્તી-ગેતીમાં અને તેઓમાંની રજેરજમાં-રજેરજ ઉપર એટલે દુન્યવી હાડમંદ ક્ષણભંગુર વહેવારમાં.

અએષૅમો=અએષમ દેવનો ભાર-ઇચ્છાઓનું સામસામાપણું-જાતજાતના વીચારોથી ઉભી થતી શકિત-ભલો બુરો ફેલ અને તેઓનો નતીજો; બુરા કર્પીણ વીચારોની બુરી શકિતનો ભાર-ભાતભાતના વીચારના પંડો.

હઝસ્ચા=જાતજાતની સામસામી શકિતઓની રસાકસીનું જોમ-વીચારોની બુરાઇના જોશને મારવા જોઇતો અઓજની અમશાસ્પંદી શકિતનો ભાર, એટલે બુરા અએષમની ગતી જયારે હદની બહાર જાય છે ત્યારે તેના ગેરઇનસાફની હદ આવે છે, જેથી પછી ઇનસાફ વચ્ચે પડે છે અને રશ્નુની દરબારમાં તેને લગતો દાવો મંડાય છે અને ત્યાંના ચુકાદા પ્રમાણે મહેર યઝત ઉપર કહેલી અઓજની શકિતથી તેને રોકે છે. આમ થતી વખતે દુન્યાની ઉપર તે અઓજની શકિતના મારનો ભાર પડે છે, કેમકે અએષમબી દુન્યામાંજ છે અને દુન્યાના ભાગમાં ગવની સાથેજ છે એટલે અએષમને માર પડે એટલે ગવનેબી તેથી અસર થવાનીજ. એમ અઓજની શકિતનાં કારણનું પરિણામ જે તફ્રગંઇમાં આવે છે તે તફ્રગંઇ.

રૅમો=એકની સુખશાંતી તો બીજાને તેથી લાગતાં દુખની ગતીના

તકલીદપપણાને; ('રમ્'=શાંતી રામસ્ની તરફ જવું અને તેમ જવાને બદલે ઉલટી રીતે જવાથી 'રમ્'=ફટકા ખમવા ઉપરથી, પતમાન ઉપર નહિ રહેવાથી–મધ્ય golden mean ઉપર નહિ રહેવાથી, અઇવીબુદ–ફ્રેબુદ એટલે ઉપર નીચે પલ્લાની થતી ગતી તરફ, અવધીની મારામારી તરફ જવાની ગતી ઉપરથી) એમ અર્થ થાય છે કે હમેશનું રામસ્નીનું ખએત્વોદથીનું સુખ મેળવવાને બદલે તકલીદી સુખ તરફ જતાં થતી મારામારીની હદ; લાગણીઓના બે છેડાઓ ખુશાળી અને ધમીનું દુખ.

**આહિશાયા–આહિશયા–આહિશુયા ( આહુશુયા ? )**=એકને તાઝગી લાગે તો બીજાને તેથી સુકામણા લાગે તેવી ગતીને ( 'હુષ્'=સુકામણા અને 'અ'=વગરની ગતી મેળવવા એટલે) સુકામણા–ફળદ્રુપતાના દેખાવાનો ફરેબ–આવા મામલાનું દુખ નહિ ખમાવાથી થતી નાઉમેદી અને તેની હદ.

**દરૅશચ્યા**=જાહેર પ્રયાસોથી થતી–દેખીતી ઉન્નતીથી થતી પાયમાલી–નાઉમેદી–તેવી નાઉમેદીથી થતી ફાટફુટ–નાઉમેદીથી લુટફાટ ઉપર જવું તે; ઝોરઝુલ્મ–બીજાને ભોગે ઉભો થતો વઇભવ.

**તૅવીશચ્યા**=અનીયમીત જીંદગીની ઇચ્છા વાસ્ના; ભલી બુરી તેવીષીઓ–એકને રૂચતી બીજાને નહિ રૂચતી ઇચ્છાઓના નિર્થકપણાંને.

ઉપલા બધા શબ્દોમાં બેપણાનો ભેદ છે. જાણવું કે 'ગવ' એટલે કુદરત કે જેમાં સ્પેના અને ધનાની નીરંતર મારામારી છે અને તેણી ધનાના આઝાબનો ભાર નીરંતર ખમી રહે છે, જેનો છેડો લાવવા 'કે **મા તષત્**'નું વાકય છે. માટે આ બધા શબ્દોમાં સામસામાપણું દેખાડવા ધારેલું છે. **અએષમ**માં બુરા વીચારોથી થતા ગુબારો અને બુરા ગુબારોથી પકતી અએષમ દ્રુજીનો અર્થ છે. **હઝસ્ચા**માં જોર શકિતનો અર્થ છે જે બતાવે છે કે બુરાઓના જોરની અવધીથી યજતોની સત્તાનુ જોર–યજતોની અઓજની શકિત તે બુરાઓને શીક્ષા કરે છે. આવી રીતે શકિતનો દુઇનો ભેદ આ શબ્દમાં છે.

'રૅમો'માં દુન્યવી તકલીદી સુખ અને તેના ભોગવટાથી જે ગેરઇનસાફ થાય છે, જેઓને પછી તેવાં તકલીદી સુખથી થતા ગેરઇનસાફના ભોગવટાઓનો જે માર પડશે તે, કે જે પછીથી તેને ખરૂં સુખ શું છે તેની ખેરદ પ્રાપ્ત થશે;–એમ સુખના બે પ્રકાર અને તેને મેળવવા જે તકલીફ પડે છે તે, અને તે પછીથી આખરી સુખ મળશે તે બધો અર્થ **રૅમો**

શબ્દ બતાવે છે. '**આહિનુયા**'માં તકલીદી શાંતી–તેથી થતી ચીંતા અને તેની ઉપર દુખ પડશે–નાઉમેદી આવશે જે પછી તે શાંતીએ જશે, એમ ચીંતા અને હમેશગીનાં સુખની દુઇ બતાવે છે. '**દર્રેશ્યા**' માંબી દુન્યવી પ્રયાસોનું ક્ષણભંગુરપણું જે પછી હમેશની પરદુખભંજન ગતીનો પ્રયાસ આવશે તે બતાવે છે. '**તવીશચા**'માં ભલી બુરી ઇચ્છા વારના અને તેઓથી ભોગવટો થઇ રહે છે તે બતાવે છે.

'**વાસ્તા**'=પતમાન ઉપર ચલાવનાર–દોરવનાર–રસ્તો દેખાડનાર.

'**મોઇ**'=મારે માટે.

'**ક્ષ્મત્**'=(બીજો પુરૂષ બહુ વચન) તમારે લગતાથી દુરનો.

'**અન્યો**'=સીવાયનો.

'**અથા**'=એટલા માટે.

'**મોઇ**'=મારે માટે.

**સાંસ્તા**=તમો જાહેર કરો (બીજી બહુ વચન પરસમૈ) (**સાંસ–સંઘહ્**=શીખામણ–સલાહ આપવી–જાહેર કરવું–કબુલવું),

'**વાસ્ત્યા**'=ખેડુત એટલે બુરાઇમાંથી ભલો પાક કરી આપનાર.

## હા ૨૯–૧ નો વીસ્તારેલો તરજુમો:

ગવની કુદરત એટલે સામસામાપણાની નીરંતર ધમાલનો ભાર ખમી રહેતી કુદરતનાં રૂવાને તમો બેઉની આગળ (એટલે અમશાસ્પંદોની અમર અન્જુમતના સરનશીન અહુરમજદ જેવણ **પાયુ**=રજેરજને મોક્ષ આપનાર છે તેવણ અને તે અમર અંજુમનના સભાસદો યજતો અને અમશાસ્પંદો જેઓ તેટલા માટે રજેરજને ઘડનાર **થ્વોરેશ્તાર** છે તેઓ બેઉની આગળ) તમારી મરજી બજાવવાનો કસદ બાંગે–બુલંદ અવાઝથી જાહેર કીધો; દાદાર અને અમર ગતીઓની તરફ પોતાની ઝર્દાઇતી=ફીદાગીરી બતાવી. શા માટે તમોએ યઝતી ગતીઓએ મને એટલે ગવની કુદરત અને તે ગવની કુદરતથી જીવ પામીને રચાઇ રહેતી રચના બનાવી? ખરેજ, મારી ગવની કુદરતની સામસામી ગતીનું સમાધાન થાય અને એમ નીસ્તી–ગેતી અને તેના રજેરજમાંની સામસામી ગતી હવસી ગતીઓનું સમાધાન થાય તેને માટેની '**તાખ્શાગી**'=ખેતી–મહેનત–ઉદયોગ અને તેવી **હુતાખ્શી એટલે તાખ્શાગી**=ઉદયોગથી આવતી પતમાનની ગતી એટલે વૃદ્ધિને માટે બનાવી ભોગવટો ભોગવીને પાર પાડવા માટે મને–એટલે

મારી ઉપર રહેતાઓને ઉભા કીધા-તેની મોક્ષની ગતી લાવવા) કોણ મને ઘાટ આપશે? (જવાબ: જરથુસ્ત્ર મને સુંદરતાનો ઘાટ ઘડી આપશે. મઝદદાત પ્રમાણે ભોગવટો ભોગવીને માંગતું-લેહણું અદા કરીને પછી એટલે સામસામાપણું થવાનું કારણ દુર કરીને હમગીએ પુગવા-પતમાન મેળવવા માટે અષો જરથુસ્ત્ર અહુરદાતનો ભેદ શીખવશે અને તે અહુરદાતને જોરે મોક્ષે લઇ જશે. એવું જે થવાનું છે તે જલદીથી થાય-મઝદદાતના ભોગવટાની હદ આવી છે. હવે વધુ વાર તેવો ભોગવટો ઇનસાફ પ્રમાણે રહેવો જોઇએ નહિ). મારી ઉપર બુરા કપીંણ વીચારોની હદ-તે બુરાઇને શીક્ષા કરવા વપરાતી અઓજની શકિત ઉતરવાની હદ-હમેશનું સુખ મેળવવાને બદલે તકલીદી સુખ તરફ જતાં થતી મારા-મારીની હદ-તાઝેગી=ફ્રેરશોની શાંતીએ નહિ પુગી શકવાથી થતી નીરા-શીની સુકામણાની હદ-સુકામણાનું દુખ નહિ ખમી શકવાથી થતી નાઉમેદીની ફાટફુટ થવાની હદ-અને તેથી અનીયમીત જીંદગી ભોગવવાની એટલે ભલી બુરી તેવીષી પ્રમાણે ચાલી રહેવાની હદ (આવી રહેલી છે, માટે હવે ઇનસાફ પ્રમાણે દાદ લેવાવી જોઇએ, એટલે અહુરદાતનું શીક્ષણ અષો જરથુસ્ત્રથી આવી પુગવું જોઇએ. તે જરથુસ્ત્ર વગર અહુરદાતનું શીક્ષણ કોઇબી આપી શકેજ નહિ માટે) તમારેથી નેમાયલો તમારા જેવો (જે છે એટલે અષો જરથુસ્ત્ર જે યઝતી ગતીનો તમારી અન્જુમનનો છે) તે વગરનો બીજો કોઇબી મને દોરવી શકે નહિ-શીક્ષણ આપીને તારવી શકશે નહિ. તે (જરથુસ્ત્ર)જ મને ભલી આકેબતની ખેતીનાં ભલાં શીક્ષણો-અહુરદાતનાં શીક્ષણો નકકીજ આપશેજ (તે આવી મળો એમ દુવા હું કરૂં છું.)

## વધુ ક્ષ્નૂમીક શરેહ.

ક્ષ્મઇબ્યા=તમો બેઉ આગળ, તમારી આગળ; હયાં બેમાં 'પાયુ' અને 'થ્વોરૅશતાર'નો અર્થ છે. 'પાયુ' તે અહુરમજદ છે જેવણ રજેરજને આખરે બચાવશેજ. 'થ્વોરૅશતાર' એટલે ઘડનારા તે અમર શકિતઓ છે, જેઓ બુરાઇને ઘડીઘડીને ભલાઇની કરશે. પહેલવી સાહેબોએ અમર શકિતઓની અન્જુમન કે જેઓની ઉપર અહુરમજદ સરનશીન છે તે અન્જુમન આગળ ગેઉશ ઉરવાને પોતાની તાબેદારી બતાવતી ચીતારેલી છે. 'ગેરેઝદા'માં બાંગે બુલંદ અવાઝે દાદારના હોકમને માન્ય રાખવાનો અર્થ છે. હયાં 'થ્વરોજદુમ'માં બીજો પુરૂષ બહુ વચન છે, જેમાં તમો એટલે તમારી અમર અન્જુમન કે જેમાં અહુરા મુળ છે તે અને અમર શકિતઓ સભાસદો છે એવો અર્થ છે એટલે તમો પાયુ અને થ્વોરૅશતાર=યઝતોએ દાદારના

હોકમથી ઘાટો ઘડયા છે એમ ઘણાપણાનો અર્થ છે. એટલે દુન્યાની બધી ભલી કે બુરી રજેરજ ગેતીમાં-નીસ્તીમાં મઝદદાત પ્રમાણે ઉતરીને સુખ દુખમાંથી પસાર થઇ તેનું અદા આપી દઇ રહી છે એમ યઝતો ગેતીને ઘડી રહયા છે, 'મજદરયાતે-ઝાહેલ'માં ઉતારી રહયા છે, જેથી રજેરજની અખ્તી-હુવી બળી જઇને નવો ઘાટ પકડે; એમ જડ પ્રગતીકરણ જે ચાલી રહયું છે તે દાદારના હોકમ પ્રમાણેના યઝતોના બે ગૃપોથી એક 'પાયુ'ના અને બીજા 'થ્વોર્શ્તાર'ના ગૃપથી ચાલી રહયું છે. 'થ્વોર્શ્તાર' બુરાઇને હણીને ભલાઇમાં ઘાટ કરી રહયા છે, અને 'પાયુ' તે ભલાઇ પાછી બુરાઇપર નહિ જાય તેની નેગાહદારી કરી રહયા છે. આમ સ્ટીનો કારોબાર ચાલે છે જેને 'મજદદાત' કહે છે, જેને દાદાર પોતે યઝતો મારફતે ચલાવે છે. એમ ત્યારે તમોએ બેઉએ મને બનાવી તેને માટે 'થ્વરોજદુમ્' અને 'ક્ષમ-ઇબ્યા' શબ્દ વપરાયા છે. અને આમ ગેતીને ચલાવવાની મતલબ તેઓની અખ્તી બાળીને હુવીઅતને દુર કરીને તેને ગવમાં ફેરવીને દુઇના ભેદમાંથી મારા-તારાની મારામારીના ભેદમાંથી 'ક્રાસ્પાયઑખ્દ્દ' કરી એટલે તે ભેદને દુર કરી નિદાસ્નઇથિષ' કરીને એટલે તેનાં બંધનમાંથી છોડવી 'ખએત્વદથાંમ' ઉપર લઇ જવાની છે એટલે અદવનની એટલે બેપણું જઇને એકપણું આવે તેવા રસ્તા ઉપર એટલે હામોઇની ઉપર સાથે મળવાના રાહ ઉપર લઇ જવાની છે એટલે મોક્ષ ઉપર લઇ જવાની છે, જેને અહુર-દાત કહે છે તેને ઇલાકે લઇ જવાની છે એટલે જેથી હદ-માથ્ર યરનની એટલે દાદારની અંદર વસી રહેવાની નેકબખ્તી હાંસલ થાય. એમ તેઓ અહુરા તેમજ અમશાસ્પંદોના 'ઝાઇશ'=ગીનોઇ ઇશ્કને મળે. 'ઝાઇશ' કહેતાં અહુરાની મહેરે-ઇશ્કે-દોસ્તીએ પુગવાની ધારણા મુળ વઇર્ય અહુનવઇર્યમાં રહી છે. રજેરજને તે સાહેબમાં મેળવી દેવાનું છે. અહુનવઇર્યના તે ઉસુલ વઇર્ય પ્રમાણે મને એટલે મારી કુદરતની સામસામી ગતીઓને એકયતાની દોસ્તી-માં ઘડવા તેણે બનાવી છે, જેનો અર્થ-ભેદ 'કે મા તષત્'=કોણ મને ઘાટ આપશે?-તે વાકયમાં છે, માટે 'કે મા તષત્' માં 'તષત્' ત્રીજો પુરૂષ એક વચનરૂપનો વપરાયો છે, જે ત્રીજો પુરૂષ તે ઉસુલ-વઇર્ય જે ફ્રશો-કેરેતી લાવવાનો-મોક્ષનો-જરથોસ્તી ઇશ્કે પુગાડવાનો છે, જે અષો જરથુસ્ત્રથી થઇ રહે છે તે બતાવે છે. એમ ગેઉશ ઉરવા કહે છે કે ગેતીને મજદદાતથી 'મઝદરયાતે-ઝાહેલ'માં ઘડી છે, એ મતલબે કે અહુર-દાતથી તે 'મઝદરયાતે-માયલ'માં જાય-તેને મોક્ષ મળે. ગેઉશ ઉરવા એમ 'ગેરેઝદા' કરે છે એટલે દાદારે તેણીને સોંપેલી ખીસ્કારીનો સત્કાર કરે છે-તેનો એકરાર અમર અન્જુમન આગળ બાંગે-બુલંદ અવાઝે કરી રહે

છે અને કહે છે કે **થ્વરોજદુમ**=તમોએ મને એટલે ગવની કુદરતથી નીસ્તી–ગેતીને બનાવી અને તેમાંના તમો બધાઓ જે આ **'ક્ષ્મઇબ્યા'** ='તમો' શબ્દોમાં જણાવેલા જેઓ પાયુ–થ્વોરેસ્તાર છેઓ તેઓનું કામ જલદીથી પુરૂં થઇને **'ફ્રે તષત્'**નું કામ–મોક્ષનું કામ જલદી થાય માટે જરથુસ્ત્રનું આવવું જલદી થાઓ એમ તેણી દુઆ કરે છે; ભલો વખત જે આવવાનો છે તે હવે આવે તેવી દુઆ ચાહે છે; તેને માટે નમનતાઇથી દુઆ ચાહે છે. આ દુઆ ત્યારે 'ગેરેઝદા'નો બદલો છે. ગવની કુદરતને જોરે યજતો જે રચના રચે છે તેમાં સામસામી ગતીઓ રજુ થઇને તે ગવ ઉપર ભાર કરે છે. સામસામી ગતીનો જુલ્મ કહેતાં દએવની અજ્ઞાન ઝમીરનો દેખાવ જે ગેતી ઉપર **'અએષેમો–હઝસ્ચા–રૅમો–આહુયુયા––તૅવીશ્ચા–દૅરૅશ્ચા'**ના ભેદમાં છે તેઓને ઇનસાફ પ્રમાણેજ ચાલવા દીધેલા હતા, જેઓની હદ હવે આવી રહી છે, માટે ઇનસાફથીજ તે ઝુલ્મ દુર થવો જોઇએ અને નવું ભલું દાદનું ઝાડ તે ઝુલ્મના ખાતરમાંથી ઉભુ થવું જોઇએ તેની ઇન્તેઝારી 'ગૅરૅજદા' શબ્દનો નતીજો છે. 'ગૅરૅજદા' ના એકરારમાં ઝર્દાઇતી છે માટે તેમાં દાદાર ઉપરનો પુર્ણ ભરોસો છે, જેમાં હદ+ઇનસાફનો ભેદ છે એટલે ગીનોઇ કારીગરી જલદીથી થાય એમ દુઆ છે.

**અએષૅમો**=અએષમનું જોર છે તોજ **થ્વરોઝદૂમ** કરવાની–યજતોને રચના કરવાની જરૂર પડી; નહિ તો જરૂર પડતેજ નહિ.

### ગેઉશ ઉરવા મનન કરતાં કહે છે કે

a. મારી ગેતીમાં બુરાઇના ગુબારોની મુળ દુજી જેને અએષમ દ્રુજ કહે છે તે છે અને તેની હદ હવે આવી છે માટે તે જલદીથી જાય એમ કરો.

b. એવીજ રીતે ગેઉશ ઉરવા મનન કરે છે કે મારી ઉપર ગેતી ઉપર **અએષમનું** જોર જ્યારે ગણું વધી જાય છે ત્યારે મઝદદાતને કાયદે **'ક્ષ્મઇબ્યા'**ના થ્વોરેસ્તાર યજતો પોતાની **અઓજ**ની શકિતથી તે અએષમને મારીને પાછળ હઠાવે છે. એટલે અએષમ કે જે મારી ગેતીના દમેદમમાં મળી ગયલો છે તેને માર પડતાં મને આંચકો તો લાગવાનોજ–એમ **'હજશ્ચા'**=અઓજના જોરનો ભાર મને લાગે છે તેની હદ આવી પુગી છે તે હવે જલદીથી ઇનસાફ પ્રમાણે થવો જોઇએ. ગેતી દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષોના ચકરાવામાં ફરીને પછી થોભીને પાછી

ફરે છે; એમ દરેઘો ખદાતમાં ર્પજ કરે છે. એમ દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષોનાં પહેલાં ૪,૦૦૦ વર્ષોમાં દેવનું જે માંગતુ લેહણું છે તે અપાઇ રહયું છે માટે હવે શાંતીની સહવાર પડવી જોઇએ છે. આવી હદની બહાર ગયલી ગેતીને, અએષમના ઉઝદાવ નામે 'તુરબરાતુર'થી પીડાતી ગેતીને હવે ફરીથી નવી રીતે સમારીને ઉસ્તવાર કરવી જોઇએ, ગેતીનું સમારકામ reconstruction થવું જોઇએ.

c. એવીજ રીતે 'રૅમો'ને સારૂ મનન કરે છે કે રામસ્નીનું સુખ મેળવવા દરેક જણ માંગે છે પણ તેને કેમ લેવું તેની ખબર નહિ હોવાથી અએષમની બુરાઇ જામે છે, જેથી મારી ગેતીમાં નીરંતર ઝઘડા તો છેજ, એક બીજાને ફટકા લગાવવાનો મામલો થયાજ કરે છે અને તેથી જ 'ક્ષ્મઇબ્યા'વાળા પાયુ-થ્વોરેસ્તારોની ગરજ પડયા કરે છે જેઓ મને એટલે મારી વસ્તીને 'થ્વરોજદૂમ' ઘડી રહયા છે. એમ 'રૅમો'નો મામલો થયો છે જે હવે હદ ઉપરાંત જઇ રહયો છે. માટે ઇન્સાફની રૂએ હદ કુદાવી નહિ જોઇએ માટે રામસ્નીની મુરાદ હવે ફળે એમ કરો-જરથુશ્ત્રનું આવવું હવે થજો.

d. તેણી કહે છે કે આવી નીરંતર સખત અને હદ ઉપરાંતની મારામારીને લીધે મારી ગેતીમાં વખતોવખત બરબાદી થઇને સુકામણા પડયા જ કરે છે, એટલે 'આહુયુયા'ની ગતી જામે છે, અને તે ફળદ્રુપપણાંની તરો-તાઝગીની જે અસલ નેમ-મતલબ છે જેને પાર પાડવાની છે તે નેમને લંબાવે છે, જે જરથુશ્ત્રની આમદથી હવે જલદી દુર થશેજ.

e. એવીજ રીતે 'દૅરૅશચા'=ખરૂં સુખ શામાં, કયા પ્રયાસમાં છે તે નહિ સમજવાથી સામાનું સુખ લુટવા જતાં જે ફાટફુટ થાય છે તેની હદ હવે આવવીજ જોઇએ;

f. અને તૅવીશચા=તેની ભલી બુરી ઇચ્છા વાસ્ના થયા કરે છે તે બધાની હદ હવે આવી રહી છે, જે હવે જલદીથી દુર થાય અને ભલાઇ જામે એમ ઇન્સાફ પ્રમાણે થવું જોઇએ. એમ ગેઉશ ઉરવા મનન કરીને ગેતીને માટે યઝત પાસે રહાઇ માંગે છે- 'કે મા તષત્'ની મુરાદ, અહુરદાતની મુરાદ જલદી ફળો એમ દુવા કરે છે. તેણી જરથુશ્ત્રને માંગે છે જેવણુ તેણીને મળશેજ. આવી રીતની મુરાદ 'ગૅરૅઝદા'માં છે.

આ 'અએષેમો-હઝસચા-રૅમો-આહુયુયા-દૅરૅશચા-તેવીશચા' -શબ્દોને પહેલી એક વચનમાં તેમ બીજી વીભકતી એક વચન કે

ત્રીજી વીભકતીમાં લઇ શકાય એમ છે. જો પહેલી કે બીજીમાં ઉપર કહેલા તરજુમા પ્રમાણે નહિ લેતાં તેઓને ત્રીજીમાં લઇએ, તોબી ઉપર કહેલોજ અર્થ થાય કે 'અએષમ'ની ગતીથી મારી ગેતી ઉપર જે બુરૂં થાય છે તેમાંથી આખરે ભલું જામશે માટેજ-તેથીજ એ ઇઝતો તમારા પાયુ-થ્વોરેશ્તારના બે ગૃપોએ મને બનાવી. **"ક્ષ્મઇબ્યા કહમાઇ મા થ્વરેશજદૂમ્"**=તમો બેએ મને આવી ગતીની બુરાઓને ભલા તરફ લઇ જવા સારૂ બનાવી તેને હવે **'કે મા તષત્'**થી એટલે મોક્ષે પુગવા સારૂ મને ઘડવામાં આવશે તે નેમથી અહુરમજદ ચલાવે. મારી ગેતીની ઉપર બુરાઓ જેઓ હદની બહાર જાય છે તેઓની હદને બહાર જતા અટકાવવા તમો થ્વોરેશ્તારો અઓજની શકિતથી તેઓને શીક્ષા કરો છો તે અર્થેજ તમો મારી ઉપર **"થ્વરેશજદૂમ્"**=કામ કરી રહયા છો તે કામ પુરૂં થઇ જઇને હવે જલદીથી **'કે મા તષત્'**ની મુરાદે અહુરમઝદ મને પુગાડે. **રૅમો**ની મારામારીથી, **આહુષુયા**ની બરબાદીથી, **દૅરશચા**ની ફાટફુટોથી અને તે**વીશ્ચા**ની ભલી બુરી વાસ્નાથી તેઓને લીધે તમો મને થ્વોરેશ્તારો મારફતે ઘડી રહયા છો તેવી મને હવે **'કે મા તષત્'**ની મુરાદે જલદી પુગાડો. આમ ત્યારે **'કે મા તષત્'**ની આખેરી મુરાદ તરફ તે આખેરીના ગોલ તરફ મને દોરવવા જે કોઇ **વાસ્તા**=દોરવનાર જોઇએ તે **'નોઇત્ ક્ષ્મત્ અન્યો'**= તમારેથી દુરનો કોઇજ નથી એટલે તમારી પાસેનો એક, તમારા જેવો એક છે (હયાં ઝરથુશ્ત્રને ઇઝતી તોરના કહયા છે અને વધુ આગળના ફકરામાં **'ઇષો ક્ષથ્ર'**ના=ઇચ્છવા લાએક ક્ષથ્ર જે ઇઝતોને મળી છે તે ધરાવનારાબી કહયા છે), જે મને **'સાંસ્તા'**=દોરવશેજ-ભલી હીદાયત આપીને મોક્ષ તરફ લઇ જશેજ, જે **'વોહુ વારેઝ્યા'**=ભલાઇની ખેતી કરશેજ; ભલા સબકોથી બુરાઇને ખેડીને ભલાઇનીજ કરશેજ. આવી રીતે કોઇબી વિભકિત લેતાં એકનો એકજ અર્થ આવે છે.

હયાં ઝરવાને દરેઘો ખદાતેનો ભેદ જણાવેલો છે. જમાનો ૮૧,૦૦૦ વર્ષોના ભેદમાં=દરેઘો ખદાતના ભેદમાં દોડી રહયો છે. દરેક દરેઘો ખદાતમાં નીચે મુજબ થાય છે. દરેક જમાનો ૮૧,૦૦૦ વર્ષો લગી દોડે છે અને પછી જગરેલથી નાશ પામે છે. જગરેલમાંથી **યીમ**ની યઝતી શકિત પોતાની તેવી શકિત રાખતા ગઇઓમરેથન મારફતે ગેતીને પાછી ઉભી કરે છે. આ વખતે ગેતીનો નાશ કરનાર કેરેસાનીની-અઝીદેહાકની શકિત ગેતીમાં છુટી રહે છે અને 'તુરબરાતુર' નામની બુરાઇ ઉભી કરીને ગેતીને અને ગેતીની વસ્તીને બુરાઇની ટોચે લઇ જાય છે. લોકોમાં બુરાઇ હદની બહાર જામે છે. આ બુરાઇને **'અએષૅમો-તેવીશ્ચા-**

**આહુનુયા-રૅમો-હુજસચા**ના ભેદમાં વર્ણવેલી છે. લોકોમાં 'ઇષ્'=ઇચ્છા તો થાય છે. લોકોની ગતીમાં વાસ્નાબી છે. તેઓ સુખબી માંગે છે પણ તે બધું સ્વાર્થી રહે છે. આ બધાંને બીનસ્વાર્થી કરવાનો વખત હવે આવેલો છે. ત્યારે જગરેલ પછીના ૪,૦૦૦ વર્ષો વીત્યા પછી અઝીદેહાકની બુરાઇ કરવાની હદ આવી રહે છે, અને તે **અએશૅમો**માંથી ભલાઇને કાઢવાની નેમ, તેમ તે **રૅમો**માંથી એટલે અએષમ દેવથી થતી હલાકી-ઝુલ્મને તેનાં હઝસને રામ કરી તાબે કરી તેમાંથી રામશ્ની કાઢવાની નેમ, તેમ તે અએ-ષેમોના ઝુલ્મ-જોરમાં હઝસમાં અઓજની ગતીનું ચલણ રાજ-હા ૩૩/૧૨માં અને હા ૪૩/૪માં જણાવેલી **અષા-હુજો**=અષોઇની ગતી લાવવાની નેમ, તેમ તે યઝતી ગતી પ્રમાણે ચાલવાની તોરીકની નેમ, તેમ તે **આહુનુયા**માંથી ફેરેશો લાવવાની નેમ, તેમ તે **દૅરેશચા**માંથી બેરેઝની ગતી લાવવાની નેમ, તેમ તે તેવીશીને હા ૩૩/૧૨ માં કહી છે તેવી **આર્મઈતી તેવીશી** કરવાની અને હા ૩૪/૧૧ માં; ૪૩/૧ માં; ૪૫/૧૦ માં; ૪૮/૬ માં; ૫૧/૭ માં કહી છે તેવી **ઉતયુઈતી તેવીષી** ઉભી કરવાની નેમ ઉભી કરવાનો વખત આવી પુગે છે એટલે અષો જરથુસ્ત્ર ઉતરે છે. આ વખતે ગેઉશ ઉરવા તેવણને એસ્તેકબાલ કરવા જાય છે. ત્યારે ગેઉશ ઉરવાના અષો જરથુસ્ત્રને એસ્તે-કબાલ કરવા જવાના મોકકાના ભેદને આ ફકરામાં જણાવ્યો છે. તેણી આમ મીથ્ર કરતી આગળ વધે છે.-ગેઉશ ઉરવાએ **ગૅરૅઝદા**=મનન કીધું અને પોતાની ગેતી ઉપરની હદ બહારનો ભાર ખમવાની દુખની ગતી હવે પુરી થશે અને ભલું જામશે એમ બીગુમાન રહીને આખેરીની નેમને પુગવા ઇન્તેઝારી કીધી, અને તેને મલવા તૈયાર ઉભી-એમાંજ તેણીના મીથ્ર કરીને આગળ વધવાનો અર્થ છે. તેણી એમ વીચારતી હતી કે '**કહ્માઇ**'=શા માટે-કોણને માટે તમોએ મને બનાવી છે. પોતેજ જવાબ આપે છે કે બુરાને મારીને ભલા કરવા સારૂ મને યઝતોએ બનાવી છે. '**આ મા**'=મારી ઉપર મારી ગેતીની વરતી બુરૂં અને ભલું બેઉ કરે છે તેઓને માટે જ મારે મનન કરવાનું છે. બુરાની અંદર બુરાઇ પકે છે જેમાં '**અએષેમો**'=અએષમ દેવની ગતી જામે છે. આવા અએષમ દેવના બુરા ગુબારો થયા છે-બુરાઇ જામી છે, તેને દુર કરીને ભલાઇમાં બદલવાને ખાતરજ '**ક્ષ્મઇબ્યા**'=તમો પાયુ-થ્વોરેશ્તાર યઝતોએ **મા** '**થ્વરોજદુમ**'=મને મારી વસ્તીને ઘડી છે. તે બુરાઇને ભલાઇ તરફ લઇ જવા '**થ્વોરેશ્તારો**' ઘડી રહયા છે, અને ભલાઇ જે થઇ તેની નેગાહબાની '**પાયુ**' કરી રહયા છે, એમ તમો બે **પાયુ-થ્વોરેશ્તાર** ઘડી રહયા છો (જેથી શું થશે!) '**કે મા તષત્**'; '**કે**'=

કાણુ એટલે મોક્ષ તરફ જવાની મુરાદ 'મા'=મને 'તષત્'=ભલા ધાટે પુગાડશેજ. મારી ગેતીને તમો આ અએષમ દેવના જુલ્મના જોર 'હજસચા' ને લીધે તમારા અઓજની શકિતના મારથી ચલાવો છે—ધડો છો એટલે અઓજની શકિતથી શીક્ષા મોકલો છો એમ મને મારી વસ્તીને ઉપર મુજબ ધડી રહયા છો, કે જેથી 'કે મા તષત્'=મોક્ષની મુરાદ તરફ જવાશે જ.

આ અએષમ દેવની બુરાઇ સ્વાર્થી થઇને સામાનું સુખ લુટીને પોતે સુખી થવા માંગે છે તેથી થતી 'રેમો'=એક બીજાને ફટકાઓ લગાડવાથી, આહુષુયા=સુકામણાથી, દેરેશ્યા=એક બીજા ઉપરના દીલ ઉતારાથી, તેવીશ્યા=ભલી બુરી વાસના ઇચ્છાથી મારી ગેતીમાં અએષમનું જોર ચાલી રહયું છે, તેને અઓજથી ઠંડુ કરીને મને તમો થ્વોરેસ્તારો ધડીને પાયુથી બચાવતા રહયા છો. તેઓની મતલબ જે મોક્ષે પુગાડવાની છે તે પ્રમાણે કે મા તષત=કયારે તે ધડનાર ગતી—તે મન્તા પ્રમાણે ચાલીને મોક્ષે પુગાડનાર ગતી મને ધડશે. 'ક્ષ્મત્'=તમારી પાસેના જેવા નર વગરના બીજાથી મને રહેબરી મળવાની નથીજ. તેવોજ નર તમારી પાસેના જેવો નર મને ભલી તોફીક આપશેજ અને મારી ઉપર ભલાઇની ખેતી કરશેજ.

એમ વીચાર કરતી મનન કરતી અષો જરથુશ્ત્રને તેણી એસ્તેકબાલ કરવા ઉસ્તવાર ઉભી રહે છે તેનો ભેદ હર્યા છે.

આ ફકરાને અને તેની સમજ માટે અપાયલી પહેલવી સમજને બુનદહેશ્નની ફીલસુફીનાં જ્ઞાન વગર સમજવા જતાં ઘણા ખોટા વીચારો ઉત્પન્ન થાય છે. અવસ્તાના એકે એક શબ્દમાં તાવીલ છે અને તેનું ગ્રામર તેજ અર્થે ધડાયું છે. "મુસ્તસલાએ-અવ્વલ" અને "મુસ્તસલાએ દુવ્વમ"નાં જ્ઞાન વગર અવસ્તાના ભેદો કદી સમજી શકાતા નથી, તેની ગવાહી આ ફકરો પુરે છે.

'હજસ' શબ્દમાં ઝુલ્મના જોરનો મર્મ છે અને જયારે 'અષા-હઓશ' શબ્દ આવે છે ત્યારે તેમાં ભલાઇ ઉભુ કરવાનો ભેદ રહેલો ગણાય છે, જે ૪૭/૪ માં છે. રેમોમાં રમ એટલે મારવાનો મુળ છે જેથી તેનો અર્થ લડાઇ—મારામારીનો થાય. વળી રમમાં ખુશાલી—શાદી રામશ્નીનો અર્થ બી છે. જયારે મારામારી થઇ રહેશે કે પછીજ ખુશાલી થશે. ત્યારે અહિંયાંના રેમો શબ્દને 'રામએધતી' શબ્દમાંનો રામનો ખુશાળીનો અર્થ સીધો લાગુ પડશે નહિ. 'આહુષુયા'માં હુષ=સુકાઇ જવાનો અર્થ છે. તે શબ્દની આગળના 'આ' ને 'અ'=તરીકે લઇ તેનો અર્થ વગરનો

without તરીકેનો ગણીને સુફાઇ જવાથી ઉલટો મામલો એટલો તાજગીનો અર્થ અહિંયાં આવી શકતો નથી. પણ 'અ'ને હદ વગરનો અર્થ દેખાડતો પ્રત્યય ગણીને હદ વગરના સુફામણાનો અર્થ આવી શકે. **તેવીશચા**માં તેવીશીનો અર્થ છે, જેમાં બુરી ભલી બેઉ જાત આવે છે. તેવીશીનો અર્થ હમેશાં સારોજ રહેતો નથી. જો તેવીશીનો અર્થ સારો કરવો હોય તો તેવીષીની સાથે **આરમઇતી** અને **ઉતયુઈતી** શબ્દો આવે છે જેને **આરમઈતી તેવીશી** અને **ઉતયુઇતી તેવીશી** કહે છે, જેના ખાસ લોધતીક અર્થો છે. ગાથા ૩૩/૧૨ માં '**આરમઇતી તેવીશી**'નો અર્થ આપ્યો છે. એવીજ રીતે '**ઉતયુઈતી તેવીશી**'નો અર્થ ગાથા હા ૩૪-૧૧ માં તેમ ગાથા હા ૪૩-૧ માં તેમ ગાથા હા ૪૫-૧૦ માં તેમ ગાથા હા ૪૮-૬ માં તેમ ગાથા હા ૫૧-૭ માંળી આવે છે. આ બધામાં તેવિષીનો અર્થ ભલાઇનો છે. ત્યારે તેવીશીને જ્યારે specify કરે-ફક્ત કરે કે **ઉતયુઇતી-તેવીશી** કે **આરમઇતી તેવીશી** ત્યારે તેવીશીનો અર્થ તે ફક્ત કરનાર શબ્દની જાતની ઉપરથી ભલોજ થઇ શકે. પણ હયાં તેવીશી એકલીજ છે જેમાં ભલો બુરો બેઉ અર્થ આવે છે.

આ ફકરામાં ઉંડી હકીકત છે. ગેઉશ ઉરવા નીરંતર મનનમાંજ છે, અને ગેતીના ભેદને તેણી જોઇને યાદ કરીને સુધારી રહીને વધુ મદદ માંગી રહી છે. ગુજરનાર ઇનસાનની ગવ જે તેનાં મુરદાર તનમાં ફસી પડેલી છે પણ માદરરૂપ કેહપની હેફાજતમાં છે તેને દ્રુજ નસુની ધાસ્તીથી આ માંથો મુકત કરે છે, અને ઉરવાનને તસલ્લી મળે છે કે ગેતીનો ભેદજ એવો છે, કે જન્મ હોય તો મરણ થવુંજ જોઇએ.

ગેઉશ ઉરવાનના મનનમાં જીરમો થવાની તેહકીક છે અને તે પ્રમાણે અષો જરથુસ્ત્ર હવે જીરમોનો પાયો મુકશે માટેજ કહે છે કે જરથુસ્ત્ર જે 'ક્ષમત'ના ભેદના છે-યજતોની પાસેના છે તે મને ચલાવીને ભલી નેમે પુગાડશે એટલે જીરમોને સ્થાપશે.

## મીલ્સના પોથામાંની પહેલવી સમજ હા ૨૯-૧ ને માટે.

પહેલી લીટી માટે સમજાવે છે કે:-

**'અવો લેકુમ અમેશાસ્પંદાંન્ ગોશા ઉરૂવન્ ગરૂીદ અઇઇ'**= આ પ્રમાણે ગેઉશ ઉરવાએ ગર્જના કીધી-બાગે બુલંદ અવાઝ કાઢયો એટલે મકકમપણે પોતાનો ઠરાવ રજુ કીધો; જે કાંઇ તેણીને સોંપાયું છે તેને કરવાની ઉસ્તવારી બતાવી. પછી કૌંસમાં કહે છે કે (અઇતો મૂન

**અઇતૂનો પેમલેલૂનેદ : ખૂદાઇ-ગાશ (અથવા ખૂદાચી હુશ ગુફત વલ્ અહુરમજદ્ રૂનો**=કેટલાકો કહે છે કે તે ગાદીપતી ગાવે-તેણીના ખોદાઇ મરતબાની રૂયે તેણીએ અહુરમજદને કહયું). કે એ તમો અમશાસ્પંદો એટલે અમર શકિતઓ **'અવો મૂન્ લિ બરેહીનીદ્ હોમનમ્'**=શા (કોણુને) માટે મને ઉભી કીધી (બનાવી)? પછી કૌંસમાં લખે છે કે (**પવન્ વશતમુનતનો વ દાશતનો**=ખવડાવવા અને હિફાઝતથી રાખવા મને ઉભી કીધી છે. એટલે ખાઇને જીવી શકે માટે જીવીને હીફાઝતથી રહીને ભોગવટાઓ કરવા એટલે ઉદયોગ કરીને સત્ય કમાવવા). પછી આગળ લખે છે કે **'વલ્ મૂન્ લિતાશીદ્ હોમનંમ્'**=કોણુને માટે શા માટે મારો ઘાટ ઘડેલો છે? કૌંસમાં કહે છે કે (**અવો મૂન્ યહ્નુબૂન્દ્ હોમનમ**-સ્રષ્ટી જેવી થવી જોઇએ તેને માટે એટલે દાદારના હોકમની થવા માટે મારો ઘાટ કરીને ઘાટ કરશે).

ઉપર 'ગૅરૅઝદા'ને માટે પહેલવી **'ગરૂઝીદ્'** શબ્દ છે. **'ગરૂઝીદ્'** શબ્દનો અર્થ ફરયાદ કરવાનો થતો નથી. ગર્જના કરીને બાગેબુલંદે પેમાન આપવાનો અર્થ છે, એટલે ગેઉશ ઉરવાને જે કામ સોંપેલું છે તે બજાવવાનો એકરાર બાગેબુલંદ અવાજે તેણી કરે છે. તેણી મકકમતા બતાવીને દાદારનાં ફરમાનને માથે મુકવાની fealty તાબેદારીનું સોગંદનામું જાહેર કરે છે. અને એમજ અર્થ છે માટે ત્યાં તુરતજ કૌંસમાં લખે છે કે: (**ખુદાઇ હુશ ગુફત્ વલ્ અહુરમજદ્ રૂનો**=ગેઉશ ઉરવાની ખુદાઇ એટલે ગેઉશ ઉરવાને જગતના થવા માટે આપેલી સત્તા એટલે ગેઉશ ઉરવાને પોતાને દાદારે જે કામ માટે નેમી છે તેને ચલાવવા તેણીએ અહુરમજદને કહયું -અહુરમજદને ખાત્રી આપી (કે તેણી તે કામ કરવા ઉસ્તવારજ છે). અહિં **'ખોદાઇ'** શબ્દ ગેઉશ ઉરવાને જે કામ સોંપાયું છે તેની જવાબદારી બતાવવા માટે છે, અને તે જવાબદારી પુર્ણ કરવાનો જે એકરાર કરે છે તેને માટ **'ગૅરૅજદા'** શબ્દ છે. ત્યારે **'ગૅરૅજદા'**માં ફરયાદનો અર્થ નથી પણ એકરારનો-કામ બજાવવાની ઉસ્તવારીનો અર્થ છે. **'ક્ષ્મઇબ્યા'**=તમો શબ્દ પહેલવી લખાણમાં અમશાસ્પંદોને માટે છે એટલે યજતો માટે છે. **'થ્વરોજદૂમ'** શબ્દને માટે **'બરૂહેનીદ્ હોમનમ્'**=ઉભી કીધી -પેદા કીધી શબ્દ છે, એટલે ભોગવટો કરે તેવી અપુર્ણ ગતીની ગેતી અને તેની વસ્તી થઇ છે એમ કહે છે. ગેતી-તેની વસ્તી અપુર્ણ છે માટે ટેકાવની તેને જરૂર છે માટેજ કૌંસમાં કહે છે કે ગેતીને ખવડાવવી જોઇએ અને રાખવી જોઇએ એટલે ભોગવટો કરવાની સગવડ આપવી જોઇએ, કે જેથી પુર્ણતાએ પુગે. પછી **'કે મા તષત્'**ને માટે પહેલ-

વીમાં 'તાશીત્ હોમનમ્'=ઘડેલી છે એમ કહે છે, અને વધુ સમજાવવા કહે છે કે 'યેહુષુન્ત હોમનમ્'=જેમ સૃષ્ટી દાદારના પ્લાનમાં થવા ધારી છે એટલે ખનરથની-સુન્તાની થવા ધારી છે તેવી ઘડવાની છે એટલે સુંદરતાએ પુગાડવાની છે. ગાથા હા ૨૯ ના પહેલા ફકરાની પહેલી લીટીનો પહેલવી તરજુમો ત્યારે ઉપર કીધેલા અવસ્તાના તરજુમાની બરાબરનો છે તે જોઇ શકાશે).

૨. હવે પહેલા ફકરાની બીજી લીટીની સમજ આપે છે કે:—'જક્ લિ જક્ ઇ ખેશ્મો'=મારી ઉપર તે બધું છે જેમકે 'ખેશ્મ' હયાં 'આ મા'ના અર્થને માટે જક્ લી જક્ શબ્દો આપે છે. મારી ઉપર જક્=શું છે, જક=આ બધું છે. 'મારી' એટલે મારેથી થએલી જગતની ઉપર—આ બધાંમાં પહેલે 'ખેશ્મ' ઝનુન—ગુસ્સો શબ્દ આપે છે જે શબ્દ અવસ્તા અએશ્મો માટે છે. આ ગુસ્સાથી દુન્યા ઉપર શું થાય છે માટે પછી કૌંસમાં કહે છે કે 'મૂનમ પવન્ ખેશ્મો ઝનેદ્'= ઝનુનને લીધે મને મારે છે અને ઝનુન ગુસ્સાનો નતીજો મારમાં આવ્યા કરે છે. પછી કહે છે કે મારી ઉપર કહેતાં જગતની ઉપર 'સ્તહમક્' છે એટલે ઝુલ્મગરી—જોર જબરી છે. અવસ્તા 'હઝસ્ચા' માટે 'સ્તહમક્ શબ્દ વાપરેલો છે. આ સ્તહમક્નો શું નતીજો આવે છે તેને માટે કૌંસમાં સમજ આપે છે—કહે છે કે 'અઇઘમ્ બરા આઝારેદો'= અને એટલે દુન્યાને હર રીતે સતાવવામાં આવે છે, એટલે દુન્યા ઉપર ઝુલ્મ જોર જારતી અને સતામણી છે. પછી કહે છે કે મારી ઉપર એટલે ગેતીની ઉપર 'ઇરેસ્કુન્' એટલે નુકસાન કરનાર—ઝખમ કરનારાઓ છે એટલે તન—મન—રવાન બધાંને ઝખમી કરીને મારી નાખે છે. કોઇનાં તન—મનને નુકસાન કરી ઝખમ કરી એટલે સામાનું અપમાન કરી ગોયા નુકસાન કરીને પોતે મજાહ લે છે એટલે બધાંનાં બુરાંમા પોતે મજાહ લે છે. આ અર્થ અવસ્તા રૅમોને માટે આપે છે. નુકસાન કરનાર શું કરે છે માટે કૌંસમાં કહે છે કે 'અઇઘમ્' એટલે એમ અર્થ લેવો કે 'અપદ્માન્ કુશતનો અમ્' હદની બહાર મારી ઉપરની ચીજોને મારી નાખવું, જેથી 'અહુકીનેદ્ પવન્ હમાક'= મારી હયાતી ધીકકાર ભરેલી થઇ જાય છે. હયાં સામાને મારી નુકસાન કરીને પોતે મઝાહ લેવાનો સ્વાર્થ ચીતારેલો છે, જે શબ્દ 'રૅમો'ના અર્થ તરીકેનો આપેલો છે. પછી કહે છે કે 'મારી જગતની ઉપર' 'લખવાર્ સેદ્કૂનતારીક' એટલે તોડી નાખવું—ફોડી નાખવું—બરબાદ કરવું એટલે જાતજાતની વેરાની—સુકામણી—તાઝગીથી ઉલટો મામલો ચાલી રહે છે. આ

અર્થ આહુણુયા માટે આપેલો છે અને વધુ સમજ આપવા કૌંસમાં લખે છે કે '**અઇધમ્ ઓદાકઝેદ્દ બરા વાહુનયેન્**'=મારી ઉપર ખુન કતલ થઇ રહે છે એટલે જાતજાતની વેરાની થઈ રહે છે–લીબાશની શાંતીનો નાશ થઇ રહે છે–ખુનોની સુકામણુા થઇ રહે છે. પછી કહે છે કે મારી ઉપર '**તરફૂતારીક**' થઇ રહે છે એટલે મારી ઉપર લુટારાઓ રહે છે એટલે બુરી ઇચ્છાઓની લુટ ચાલુ છે. આ અર્થ હયાં '**દ્દેરશ્યા તેવિશ્યા**' માટે આપેલો છે એટલે તોફાન કરવાની મનસ્ની અને તેથી ઉભી થતી લુટ ગેતીમાં ચાલુ છે. આ અર્થ બતાવવા માટે પછી કૌંસમાં કહે છે કે '**અઇધમ્ બરા દૂજદ્દેહા**' એટલે મારી ઉપર મોટી લુટો–ચોરીઓ ચાલે છે તેઓ મને એટલે દુન્યાને લુટી લે છે. ત્યારે હયાં ગેતીની ઉપર જે બુરો મામલો છે કે જેને સુધારવા ગવોઇ રતુ જોઇએ છે તેનો ચિતાર આપેલો છે, જે હા ૨૯–૧ ની બીજી લીટીમાં છે.

હા ૨૯/૧ ની છેલ્લી ત્રીજીલીટીની સમજ આપે છે કે '**લાલિ વાસ્તરીદાર્ જક્ ઇ મિન્ લેકુમ**'=તમારા વગર મને વસ્ત્ર આપનાર, કાયદાથી બચાવનાર કોઇ નથી. હયાં ત્યારે '**વાસ્તા**' શબ્દને માટે '**વાસ્તરીદાર્**'=કાયદાનો આપનાર શબ્દ આપે છે. '**ક્ષ્મત અન્યો**' માટે '**જક્ ઇ મિન્ લેકુમ**'= તમારા વગર બીજો કોઇ નહિ એટલે તમો અપ જે કોઇને એટલે જરથુસ્ત્રને નેમશો તે વગરનો બીજો કોઇ નહિ એમ અર્થ કરે છે. માટે કૌંસમાં કહે છે કે '**અઇધ્ અઇશ લાખ્વીતૂનમ્**'=આ હકીકત વગરનું હું કંઇબી જાણતો નથી કે '**અઝશ ચીગુન્મિન લેકુમ**' = તમો વગરનો બીજો કોઇબી નથી; '**મૂનમ નફૂકીહ અઇતુનો અઝશ**'=જે મને નેકી આપે. **તમો વગર** એટલે અપ જેને નેમે તે વગરનો બીજો કોઇબી. પછી છેલ્લે લખે છે કે '**અદતુનો લી રાઇ સાઝેદ્દ જક ઇ શપીર્ વાસ્તર્**'=મારે જે કોઇ નેમેલો સાચ્ચો ખેડુત છે તેને મારે માટે તૈયાર કરી મોકલો. **વૉહુ વાસ્ત્ર્યોમાં** કે '**શપીર્ વાસ્તર્**'માં=તે ભલો ખેડુત કહયો છે કે જે ભલી ખેતી કરે એટલે ભલા કાયદાથી નેકી ઉભી કરે કે જે '**મોઈ સાંસ્તા**'=મને શીખવે; **લિ રાઇ સાઝેદ્દ**=માટે તેને ઉભો કરે–કરશો એટલે શીખવવા મારી તરફ તેને મોકલો. ત્યારે પહેલવીનો આ તાવીલ સાથનો તરજુમો અને ઉપરનો અવસ્તા શબ્દ અર્થનો તરજુમો એક સરખોજ છે. આની વધુ તાવીલ હવે દીનકર્દના ત્રણ નસ્કો નામે **સુદ્દકર –વરશ્ત માન્સર** અને **બગ** નસ્કમાં છે તે જોઇએ. **આવોજ તર-**

**જુઓ કે જે આમરના કાયદેનો તેમ પહેલવીને મળતો છે તેજ ખરો હોઇ શકે.**

**દીનકર્દમાંના ત્રણ નસ્કોની સમજ: ગાથા હા ૨૯–૧ ને માટે પહેલા સુદકર નસ્કની ભેદી તાવીલ–સમજ જોઇએ.**

વાંચો સુદકર નસ્ક પાનું ૧ લું.

ગેતીમાંની નીસ્તીમાંની બધેબધ વ્યાપેલી કુદરત કે જે નીસ્તીની રજેરજમાં જામી રહી છે અને રજેરજને જીવડાવીને મોક્ષ તરફ લઇ જઇ રહી છે, તે કુદરત કે જેને 'ગવ' કહે છે, તેના રૂવાનરૂપ વ્યકિત personification '**ગેઉશ ઉરવાન**' અને તેની ખુબ્ખીરૂપ વ્યકિત personification '**ગેઉશ તષન**'ના ભેદોનું બ્યાન, અને તેઓના મીથ્રમાંથ્ર–યસ્ન કહેતાં વીચાર–બોલ અને કર્ત્તવ્યનું બ્યાન કે જેમાં આ હાડમંદ નીસ્તી–ગેતીની જગત અને તે જગત માંહેલી રજેરજની ઉત્પત્તી અને આકેબત આવી જાય છે, તે બધાંનું બ્યાન અહિંયાં આપેલું છે.

**સુદકર નસ્ક** કે જેમાં દાદારની યોજનાને ફાયદો અપાવવાનું ધોરણ છે તેમાં 'ગવ'=કુદરત કહે છે કે આ જડ જગતમાં બધેબધ '**ફ્રૂમુશ્તન્**'=બેપરવાહી છે. પછીના '**વશ્તમાન્સર નસ્ક**' કે જે ગવની ખીસ્કારી અને ગવની માંથ્રીક ગતીનું માપ અપાવવાનું ધોરણ બતાવે છે તેમાં '**ચેહ્રાબુનતન્**'=આ જગત તરફની ગવની તેમ માણસની ફરજ વીષે છે; અને પછીના **બગ નસ્ક**માં 'ગવ' એટલે કુદરતની બક્ષેશનો વળતો જવાબ ઇનસાને આપવો જોઇએ તેની '**લા ચેહુવન્ત્**'=ગેરહાજરી વીષે છે.

આ હા ૨૯–૧ માં ત્યારે આ દેખીતાં નાશવંત જગતની કુદરત 'ગવ,' તેની શકિત **ગેઉશ ઉરવન** અને તેની બઓદ વઝતી ખુબ્ખીનું બીંબ '**ગેઉશ તષન**,' કે જેઓથી આ વીશાળ નીસ્તી થઇ રહે છે, તેમાંની આપણી ગેતી ઉપરના એક મોતેબર વખત અને મામલાનું બ્યાન શરૂ થાય છે. **સુદકર નસ્ક** કહે છે કે બાપ દીકરો, મા દીકરી, ભાઇ ભાઇ, દોસ્ત દોસ્ત, ધણી ધણીઆણી એકમેક તરફ બેપરવાહ છે. આ જમાનાની તાસીર કે જે **સીરીહ** અને ખંજની છે એટલે અવધીની છે, પતમાનની નથી, તેથી દરેકને આવુંજ સુજ પડે છે. પણ ભલેને માણુસો એકમેક તરફ બેપરવાહ હોય, એટલે દરેકમાં જે જીવજાન છે અને જે દરેક પોતે પોતાના જીવજાનની હેફાઝત માટે આરઝુ રાખે છે તે જીવ રાખતો માણુસ કે બાઈ ભલેને તે ગવ તરફ એટલે પોતાના જેવા બીજાના જીવ તરફ

તેમ તે જીવને ટેકવનાર બહારની કુદરત નામે ગવ તરફ તે બેપરવાહ હોય, પણ તે 'ગવ' કે જે કુદરતમાં છે–કુદરત તરીકે છે તે ગવ અને તે 'ગાથાઓ'=યઝતી સરદારો જેઓ દાદારના હોકમથી ઇનસાનોની વર્ણોને ઉભી કરીને પાર પાડવામાં રોકાયા છે કે જે ગાથાઓના મીનોને આ ગવનું રૂવાન જગતની રચના કરી આપે છે,–ઇનસાનો તેમાં ભાગ લઇને પોતાની ફરજ કરી રહે તેવી રચના કરી આપે છે, તેવી તે ગવ અને તેવા તે ગાથાઓના મીનો ઇનસાન તરફ બેપરવાહ નથીજ. **ભલેને ઇન-સાન ભુલતો હોય પણ કુદરત માહેલી કામ કરતી ઇશ્વરી શકિત બગોબખ્ત તો સચેતજ છે, કેમકે ગવ તો બેદાર–ખબરદાર, દાદારનો પરવાનો લઇ તેથી જોર પામીને ઉભેલીજ છે.** તેણી તો પેદાયશનો ભાર ખમવા તૈયારજ છે. ગાથાના મીનો ખુદ ઇનસાનોને વર્ણ પ્રમાણે તેઓની બગોબખ્ત મુજબ ત્યાં ઉતારશેજ, અને ભલેને ઇનસાન પોતે ભુલતો હોય પણ આખરેબી તે ગવ અને ગાથાનો મીનો તેને ભલાઇ તરફ દોરવશેજ, કેમકે સુદકર નસ્કના ફરદા ૧ માં કહે છે કે જમાનાની દોરંગી ગતી પ્રમાણે ભલેને માનવ બેદરકાર થયલો છે પણ ગાથાનો મીનો તો સચે-તજ છે. **તે મીનો જે કોઇ તેને હાંક મારીને બોલાવશે તેની વહારે તે જશેજ.**

સુદકર નસ્કના આ પહેલા ફકરાનો ભેદ '**ક્ષ્મઇબ્યા ગેઉશ્ ઉરૂવા ગૅરૅજદા, કહ્માઇ મા થ્વરોઝ્દૂમ્ કે મા તષત્**'માં આપેલો છે. ત્યાં કહે છે કે હા–નાની નીરંતર મારામારીવાળી કુદરત=ગવનાં રૂવાને તમો બેઉ અહુરમજદ અને અમર શકિતઓ આગળ બાંગે–બુલંદથી દાદારની મરજી બજાવવાનો તેણીનો કસદ જાહેર કીધો. શા માટે એટલે ઉદયોગ અને રાસ્તી થવા માટે મને એટલે મારેથી થતી આ હા–નાની મારામારી-વાળી જગતને તમો બધા યજતોએ મારી ગવની કુદરતના મસાલાથી બનાવી. કોણ આવી મને સુંદર બનાવશે એટલે જરથુશ્ત્ર આવીને તે મોટું કામ કરશે. એમ ત્યારે ગેઉશ ઉરવાએ બાંગ મારીને દાદારને–યઝ-તોને ખાતરી આપી કે યઝતોએ મારી અંતર જગતને ઘડી છે તે શાને માટે તે હું જાણું છું. **ઉદયોગ અને સત્યતા માટે હું થઇ છું, અને તે ઉદયોગ અને સત્યતાથી ઘડનાર કોણ છે? જરથુશ્ત્ર છે તેબી હું જાણું છું.** હવાં ત્યારે જગતની રચના અને તેની ભલી આકે-બતનો ખ્યાલ, જેમાં '**માનવ**'ની ઉંઘ આખરે ઉડી જશેજ, **જરથુશ્ત્રથી તે મહાન કામ થશે–બુરાઇઓની હદ આવશે અને ભલો ઉદયોગ થશેજ, એમ શીખવાય છે. પછી સુદકર નસ્કના** બીજા ફકરામાં કહે છે કે

ગાથાનો મીનો બળાપો કરે છે કે આવા વખતમાં કે જ્યારે માનવ વર્ગનો મોટો ભાગ **'ફ્રસુશ્તન્'**=ભુલાવાની ભર ઉંઘમાં છે, ત્યારે જે કોઇ નર અષવનો જાગૃત છે અને ફરજ બજાવી રહે છે એટલે માનવને અને તેથી કુલ જગતને ફ્રશો-કેરેતી તરફ લઇ જવા દુઆ કરી રહે છે,-ભલા ગુબારો બાંધી રહે છે, તેઓ આખરે કે જ્યારે તેઓ મરણ પામીને આ ગેતી છોડી જાય છે ત્યારે તેઓનાં કેહર્પો-તેઓની જીવતી હાલતમાં કીધેલી બંદગીના ગુબારો પોતાનાની તરફ આવતા નથી એટલે તે બંદગીના આશીશો ગેતી ઉપર આજે પડતા નથી, જેથી લોકોમાં ભલી ગતી આવી શકતી નથી અને આસ્મોગ્રો ઉતરીને સખ્તાઇ અને ઝુલ્મ વરસાવી રહે છે. એમ હયાં 'જગત'ના મામલાનો બહેકેલો તાળો થયો છે તેની યાદ છે. આ ભેદ હા ૨૯-૧ ની બીજી લીટીમાં છે, જ્યાં કહે કે **'આ મા અએષ્મો હઝસ્ચા રૅમો આહુ-ષુયા દૅર્શચા તવીશ્ચા'**=મારેથી થયલી જગત ઉપર ગુસ્સા-ભલા બુરા વીચારનું સામસામાપણું-અએષમ દેવનું જોર-ભલી બુરી શકિતઓની ધમાલ-લુટફાટ-મારામારી-બુરાઇ વીગેરેની અવધી છે. હયાં ત્યારે એ ભેદ છે કે ગેતીમાં ભલાં લોકોની તંગી છે, યા ભલાં લોકો જે ભલું પરિણામ -આશીશ ગેતીને આપે છે તે ગેતીને મળતા નથી માટે ગેતીમાં આવી અવધી છે.

**સુદ્દકર નસ્કના** ત્રીજા ફકરામાં કહે છે કે ભલેને જગત ઉપર આજે એમ હોય, પણ ગાથાનો મીનો તો જગતને આખરે તેરવશેજ, **'દુશ અહૂ'**=બુરી હયાતીમાંથી--જગતના બુરા મામલામાંથી જગતને રહાઇ આપશે, કેમકે જરથુશ્ત્ર આખરે ઉતરશેજ. આ ભેદ ત્યારે હા ૨૯-૧ ની છેલ્લી લીટીમાં છે જ્યાં કહે છે કે **'નોઇત્ મોઇ વાસ્તા ક્ષ્મત્ અન્યો, અથા મોઈ સાંસ્તા વૅાહૂ વાસ્ત્ર્યા'**=તમારા મોકલેલા સિવાયનો બીજો કોઇબી મારે માટે રસ્તો દેખાડનાર નથી, માટે તો મારે માટે-જગતની રહાઇ માટે એક ભલો ખેડુત જે આવવાનો છે તેને જાહેર કરો, (કે જે ભલા કાયદા આપી ગેતીની ભલી ખેતી કરે). હયાં ત્યારે આખરેબી ગાથાનોજ મીનો ફાવશે એવો અર્થ જે **સુદ્દકર નસ્કમાં** છે તેનો ભેદ રહયો છે. આમ ત્યારે **સુદ્દકર નસ્કનું** ધ્યાન કઇ રીતે આ ફકરાને લાગુ પડે છે તેની વજે દેખાઇ આવશે. જડ નાશવંત જગતની ઉપત્તી, તેની હેયાતીનો મુળ વખત કે જેથી જગત ટકી શકે છે, **તેની અંદરની સામસામી ગતી, તેમાં માનવ મુળ છે,** સામ સામી ગતી રાખતી કુદરતનું રવાન અને બઓદ નામે અનુક્રમે ગેઉશ ઉરવા અને ગેઉશ તષન જેઓ કુદરતના અને તેણીથી આલતા જગતના મુળો છે, જેઓ

પોતાની કુદરતની બુરી બાજુનો ભાર ખમીને તે બુરી બાજુને ભલાઇ તરફ લઇ જવાની કોશેશ કરી રહે છે તેમાં માનવે પોતાની વર્તણુકથી ગેઉશોને મદદ આપવાની છે તેવી મદદ આપવાની માનવની બેપરવાહી-પણુ આખરે જરથુશ્ત્રથી મામલો સુધરશેજ—આવા સીલસીલાનો એક ભેદ આ ૨૯/૧ના ફકરામાં છે તે કોઇબી જોઇ શકશે. ત્યારે 'આ માં'=મારી ઉપર એટલે જગતમાં **અએર્ષેમો-હઝસૂચા-રૅમો-આહુષ્યા-દૅરૅશ્ચા તેવીશ્ચા** છે એમ જે કહયું છે તે બધું માનવની બેપરવાહીથી થઇ રહે છે. માટે હયાં 'જગત' જે દરેઘો ખદાતની શરૂઆતમાં ઉભુ થયું છે તેની બુરી કંગાળ ગતીનો ખ્યાલ આપે છે, એ વગર બીજો કોઇ અર્થ ત્યાં થતો નથી. **આવો ભેદ પહેલવી સાહેબો કહે છે તેજ ખરો છે. કદીમ જમાનથી ચાલી આવતી સમજ જે કંઇક રીતે પહેલવી સાહેબોનાં બ્યાનમાં જળવાયલી છે તેની ઉપર સુધારો કરવો તે ભયંકર ભુલ છે એમ સાહિત્યનો કોઇબી અભ્યાસી કબુલ કરશે. પહેલવી સાહેબોનાં લખાણોમાંબી ફ્નૂમ હોવે તેઓની જબાનબી આજે સમજી શકાતી નથી. 'ગીરઝીશન' શબ્દ ઉપરથી તેનો કંઇક ખ્યાલ આવશે.** હવે પહેલવી સાહેબો આ હા ૨૯, ફકરા ૧નો બીજો ભેદ રજુ કરે છે, જે **વરશ્ત માન્સર નસ્કમાં** છે તે જોઇએ, જે ઉપરથી માલમ પડી આવશે કે ગાથાના શબ્દે શબ્દના તરજુમા કરનારા શબ્દ પંડીતો આજે મોટે મોટે અવાજે જે કંઇ બોલી રહે છે તેની પછવાડે કુદરત હસે છે. તે બધાઓ જમાનાના પરદાની ઉપર જેને **ઝરેહે કયાંસે** કહે છે કે જેમાં રજેરજનો છાપ પડી રહે છે, જે ચાહરૂમના આઇના તરીકે થાય છે, તેવા તે પરદાની ઉપર પોતાની બેખબરીની વાંકીચુંકી કેરદાર ઉભી કરી રહે છે, કે જેથી આયંદે જમાનામાં તે બાએની ખરી ખેરદ તેઓને મળે. **ગાથાનો ધર્મ, ગાથાનો ધર્મ એમ મીથ્યા બોલનારા ખરેજ મીથ્યા બોલી રહે છે, તે આ લખાણો ઉપરથી સાફ સાફ દેખાઇ આવશે.**

## ગાથા હા ૨૯—૧ ની તાવીલ-સમજ માટે વરશ્ત માન્સર નસ્કની ઉકેલ.

**(વરશ્ત-માન્સર નસ્ક માટે વાંચો ઉપર પાને ૨ થી ૧૩). હયાં** ગબની કુદરત અને તેની ઉપર થતું-રચાતું જગત અને તેની વીગત બતાવી છે, જે ભેદ આ હા ૨૯—૧ માં ગુહય રીતે છે તેને ખોલેલો છે.

આ નરકમાં ૧૩ ફકરાઓ છે, તેમાંના પહેલા બે ફકરામાં ૨૯-૧ ની પહેલી લીટી '**ફ્રમઇબ્યા ગેઉશ ઉર્વા ગૅરૅજદા, કહુમાઇ મા થ્વરોજહૂમ્, કે મા તષત્**'નું ઉંડુ રહસ્ય રહયું છે. પહેલે '**ગેઉશ ઉર્વા ગૅરૅજદા**'ને ભેદી અર્થ ત્યાં ખોલેલો છે. દીનકર્દના તે પહેલા ફકરામાં કહે છે કે '**ગવ**' એટલે કુદરતનાં રૂવાન નામે '**ગેઉશ ઉરવા**' અહુરમજદ અને અમશાસ્પંદોની એટલે અમર શકિતઓની અન્જુમન આગળ હાજર થઇ. જે મોટું કામ જગત રચવા માટે જગતને ચલાવવા માટે તેણીને સોંપાયલું છે તે બર લાવવાની પોતાની વફાદારી અને ઉમંગ જાહેર કીધા. તે મોટાં કામ માટે પછીથી તેણીએ દાદાર પાસે જોમ-હિમ્મત માંગ્યા, કે જેથી તે કામ ફત્તેહમંદ થાય. વળી તેણીને જે કામ કરવાનું છે તે કામ કેવું કેટલું બધું બીકટ છે તે તેણી બરાબર જાણે છે માટે તેને બરની બીજી મદદ-બક્ષેશ માંગી. આમ જે ભેદી લખાણ છે તે શીખવે છે કે સૃષ્ટીની શરૂઆતથી દાદારે જે **મન્તા**=પ્લાન ઘડેલો છે જે અહુનવઇર્ય પ્રમાણેનોજ છે, તેમાં નીરતીને ઉભી કરવા માટેની દુઇની કુદરત ઉભી કરવાની યોજના છે. નીસ્તીને માટે મુકરર થયલી કુદરત નામે ગવ ભાર ખમનારી છે, કેમકે તેમાં સામસામી બાજુની ધમાલ છે, જે **ફ્રશો-ગર્દ** લગી એટલે "**યવએચ યવેતાએતે**"ના સાત ઝરવાને અકરનેના કાળોમાંના ત્રીજા અને ચોથા અને પાંચમા ઝરવાને અકરનેના કાળો કે જયારે નીસ્તી થઇને પાર પડશે તેટલા ઝરવાને અકરનેના કાળો લગી ચાલશે, કે જે પછી **ફ્રશો-ગર્દ** થવે એટલે તે બેઉ સામસામી ગતી મળી જવે તે કુદરતમાંની ધમાલ સમાઇ જશે. આવી '**ગવ**'ની કુદરત જે અમુક યઝતોમાંથી જાહેર થશે તેને ગવ કહે છે, અને તે ગવના મુળ રૂવાન અને બઓદાંગને-મુળોને, કુદરતના તે ચેરાધના તેલને '**ગેઉશ તષન-ગેઉશ ઉરવા**' કહે છે, જેઓને ગેઉશો કહે છે, જેઓ બહમનના સીલસીલાના છે. જેમ બહમન દાદારનું '**હુમ**' એટલે અંતકરણ છે તેમ તેઓબી છે. દાદારનાં અંતકરણમાં જે યોજના છે, જે હસ્તી-નીસ્તીને ઉભી કરીને પાર પાડવાની છે, તે યોજના બહમન તરીકે શકિતરૂપની કેહપંરૂપની થઇ છે તેમાં આ ગેઉશોની શકિત તેના એક ભાગ તરીકે છે, જે નીસ્તીની જગતને ઉભી કરીને પાર પાડવાનું દેખાડે છે. આવી યોજના જે બહાર પડી તેમાંથી ગેઉશોનાં કેહપોં થયાં. આવી કુદરત થઇ કે જે કુદરતને તે ગેઉશોએ ચલાવીને નીસ્તી-ગેતી ઉભી કીધી અને કરી રહે છે. આ બ્યાનને આમ ઉપર કહયું છે તેમ દાદારની મીજલસના ભેદના અલંકારમાં વર્ણવેલું છે. ત્યારે '**ગેઉશ**

**ઉરૂવા ગૅર્જદા'**માં દાદારે પોતાનાં અંતકરણનાં જ્ઞાનમાંથી જે યોજના કાઢીને ચલાવી એટલે નાશવંત જગત ઉભુ કીધું તે બધાંનો ભેદ છે. ત્યાં 'ગવ' દાદારના હોકમને માથે ચઢાવે છે અને સૃષ્ટીને શરૂ કરવા પોતાની પીઠ આપે છે, જેના ઉપર યઝતો સૃષ્ટીને રચે છે. તે **'ગવ'** પછી તે જગતનો ભાર ખુશીથી ખમે છે અને ખમવા માટે દાદારે તેણીને ગતી આપી છે, જે ગતીનો ઉપયોગ તેણી કરી રહે છે. એમ હયાં આ નાશવંત જગતની પેદાશનું ગુહય બ્યાન છે. પછી ગેઉશનું રૂવાન **'ગેઉશ્ ઉરવા'** તેજ ફકરામાં કહે છે કે આ જગત નાશવંત છે માટે તેની ઉપર કસર તો થવાનીજ, માટે તે બધી કસરોને ઇનસાફ પ્રમાણે ચલાવીને તેઓની હદ લાવવાની છે. આ કામ કરવા હું ગેઉશ ઉરવા ઉસ્તવાર છું. પછી તે બધી કસરો—તે બધી આફતો જે કંઇ થશે તેનું બ્યાન પહેલવી દીનકર્દના (વરસ્ત માન્સર નસ્કનાં) ૧–૨ ફકરામાં આપેલું છે. આ ભેદ ગાથા હા ૨૯–૧ ની બીજી લીટીનું નીરાકરણ કરી આપે છે. **'આ મા અએષૅમો, હજસ્ચા, રૅમો, આહુષુયા, દૅર્શ્ચા, તેવીશ્ચા'** મારી ઉપરની જગતમાં આવું બધું થશે તે શું છે તે બધાંનું બ્યાન આ ૧–૨ ફકરામાં દીનકર્દનો સાહેબ આપે છે.

પછી આગલ વરસ્ત માન્સરના ત્રીજા ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવાએ દાદારની પાસેથી માંગી લીધું કે જયારે તેણીની પીઠ ઉપર વિશાળ કુદરત કે જેમાં નીરંતર મારામારીજ છે તે મુકાવાની છે જે ફ્રશો-ગર્દ લગી રહેશે, માટે તેણીને તે બધું ખમે તેવી ગતી આપવી, **'ઉજ ઉશ્તાન્'** એટલે યઝતી ગતીનું ઉસ્તાન તેણીમાં રાખવું નહિ પણ **'બરા'**=તેનો નાનો ભાગ તેણીને આપવો કે જેથી તેણી એક જાતની ખુમારીમાં આવીને તે ભાર ખમ્યાજ કરે, પણ તેવું તેનું **'ઉજ ઉશ્તાન્'** પાદશાહ પહેલવાનો જેઓ તેણીનું રક્ષણ કરનાર છે તેઓને આપવું. પછી વરસ્ત માન્સરના ચોથા ફકરામાં કહે છે કે તેણીને તેવું બધું મલ્યું અને જગત થવા લાગ્યું, અને ગમે તેવી ધમાલ જગત ઉપર થઇ છતાંબી તેણી તો તટસ્થ ત્યાંજ ઉભી છે અને પોતાનો ભાર ખમ્યાજ કરે છે અને જરથુસ્ત્રનો આશરો લેયાજ કરે છે અને **ફ્રશો-ગર્દ** લગી તેમજ ઉભી રહેશે. આવો ભેદ ગાથા હા ૨૯–૧ ની પહેલી બે લીટીમાં કઇ રીતે છે તે જોઇએ. ત્યાં કહે છે કે ગેઉશ ઉરવાએ ગર્જના કીધી એટલે જે કામ પોતે કરવાનું છે તે કરવાની ઉસ્તવારી બતાવી અને કહયું કે **યઝતોએ તેણીની ઉપર જગતની રચના શા માટે કીધી છે— ઉદયોગથી સચ્ચાઈ કમાવવા કીધી છે, અને જરથુશ્ત્ર આવીને**

તેણી ઉપરની જગતમાં ઉદયોગ શીખવીને સચ્ચાઇ લાવશે. માટે હું 'આ મા'=મારી ઉપર જે કંઇ સામસામી ગતીઓ છે તેઓને ખમી રહી છે. 'આ મા અઐર્વમો'થી-'તેવીશ્ચા'વાળાં વાકયને ક્રીયાપદ આપ્યો નથી એટલે ત્યાં અધ્યાહાર છે કે 'આ મા'=મારી ઉપર યઝતોએ જે રચના 'થ્વરેશજ્દૂમ' કીધી છે અને જે રચનાને જરથુસ્ત્ર અહુર-દાતથી 'તષત્'=સુધારશે તેવી રચનામાં ત્યારે ખામી છે, જે 'અએષમ'ના ભેદમાં અને બીજી બુરાઇના ફાટવામાં જામ્યાજ કરે છે. પણ તે બધાંનો ભાર મને કંઇ લાગતોજ નથી; હું તો ઉભીજ છું પણ ગેતીનાં તારણ અર્થેજ હું જરથુસ્ત્રને માંગુ છું, નહિ કે મારી ઉપર તકલીફ ઉભી થવાથી ભાર પડે છે તેના નીરાકરણના અર્થથી-કેમકે મને તો અહુરમજદે તદ્દન 'અમાલીદાર'=લાગણી વગરની કીધી છે. એમ ત્યારે 'આ મા અઐર્વમો'નાં અપુર્ણ વાકયમાં આટલું અધ્યાહાર છે, જે વરસ્ત માન્સર નસ્કના ૩-૪ ફકરા શીખવે છે.

પછી વરસ્ત માન્સર નસ્કના પાંચમા ફકરામાં કહે છે કે ગોસ્પંદોની મદદથી એટલે ગવની કુદરત રાખતી સંસ્થાથી માણસોએ જીવીને પાર પડવાનું છે, માટે 'ગેઉશ ઉર્વાન'ને તનોમંદ હાલતમાં ભોગવટો કરતી માણસ જાતની મદદ માટે નેમેલી છે. માણસે ફેલ કરવાનો છે, જાનવરને ફેલ નથી, વીગેરે જુઓ તે ફકરો પાને પાંચ. હવાં એમ કહે છે કે 'ગેઉશ ઉર્વા' આ વિશાળ જગતને પોતાની પીઠ ઉપર ધરીને એવી રીતે ચલાવે છે કે જગતની રજેરજના જીવ આત્મા તરીકેબી તેણીજ આવે છે એમ તનોમંદ હાલતમાં આવીને ભોગવટો કરાવી રહે છે. એમ તેણી કરે છે છતાંબી થાકતી નથી અને ભાર ખમવામાં મજાહ લે છે અને ઇનસાનને તેમ કરવાનો દાખલો સાક્ષાત શીખવે છે કે ઇનસાનેબી તેણીની માફકજ વર્ત્તવું: જેમ તેણી દાદારના હોકમને માથે ચઢાવે છે તેમ ઇનસાને કરવું. એમ છે માટેજ ઇનસાનને ફેલ છે; જાનવરને નથી. ત્યારે ઇનસાને 'ગેઉશ ઉર્વા'ની કોપી કરવાની છે અને જેમ ગેઉશ ઉર્વા અમાલીદાર છે એટલે દુખને દુખ ગણતી નથી તેમ માનવેબા કરવું, કે જેથી માણસબી 'ગવ'નો થઇ જાનવરને તેરવે અને એમ થવા માટે સબક આપવા જરથુસ્ત્રને 'દાહીશન'=પેદાયશ ઉપર સરદાર તરીકે મોકલેલા છે, જે જરથુસ્ત્ર ઇનસાનને ભલો ફેલ કરતાં શીખવશે કે જેથી જાનવરોની મુક્તિ ઇનસાન મારફતે થશે, માટે જરથુસ્ત્રને જાનવરોનાબી મુરબ્બી

કહ્યા છે. આવું બધું જે વરશ્ત માન્સર નસ્કના પાંચમા ફ્રકરામાં કહેવામાં આવ્યું છે તે બધો ઉંડો ભેદી ખ્યાલ હા ૨૯–૧ ની બીજી અને ત્રીજી બીટીમાં છે. ત્યાં કહે છે કે 'આ મા'=મારી કુદરતની ઉપર જે વિશાળ જગત મારામારીનું થયું છે તેને ટેકવી રાખવા હું થાકતી નથી. મારી રહાઇ માટે નહિ પણ જગતની વસ્તીની રહાઇ માટે જરથુશ્ત્રને માંગું છું, કેમકે તેજ તારો નેમેલો છે, જે ભલો ખેડુત થઇ ભલા નીયમો શીખવશે, જે નીયમોને ત્યારે વરશ્ત માન્સર નસ્કના પાંચમા ફ્રકરામાં કહ્યા છે કે ઇનસાને ફેલ કરવો; ગેઉશ–ઉરવાના જેવા થવું. ત્યારે 'અથા મોઇ સાંસ્તા વૉહૂ વાસ્ત્ર્યા'નો અર્થ બે રીતનો થાય છે કે: (૧) એ કે, મને એટલે મારી ઉપરના માનવોને ભલા કાયદાઓ શીખવનાર મોકલો કે જે ભલાઇ કરતાં શીખવે; અને (૨) બીજો અર્થ એ છે કે મારે માટે ભલો ખેડુત નેમો—આ બેઉ અર્થો 'સાંસ્તા વૉહૂ વાસ્ત્ર્યા' માં છે. આ શબ્દોમાંજ ત્યારે ઉપરના દીનકર્દના ફ્રકરાનો ઉંડો ભેદ રહયો છે. ત્યારે 'આ મા અએર્ષમો'નું વાક્ય ગવની પીઠ ઉપરની જગતનો ભાર બતાવે છે કે જેને ખમવા ગેઉશ મજાહ માને છે. પણ ગેઉશ દરેક ચીજમાં તનોમંદ હાલતમાંબી છે એટલે દરેક જીવતી ચીજમાં જીવ અને અંદરની કુદરત તરીકે છે, માટે તે જીવોમાંના માનવનેબી પોતા જેવો થવા શીખવવા જરથુશ્ત્રને માંગે છે—નહિ કે પોતાનો ભાર ઓછો કરાવવા. જરથુશ્ત્ર આવીને જે કાયદા આપે છે તે જરથુશ્ત્ર અને કાયદાને માટે 'વૉહૂ વાસ્ત્ર્યા' શબ્દ છે એમ ત્યારે પાંચમો ફ્રકરો વધુ ઉંડાણમાં આપણને લઇ જાય છે. પછી છઠ્ઠા અને સાતમા ફ્રકરામાં કહે છે કે 'ગેઉશ ઉરવા'ને કહેવામાં આવ્યું છે કે અએ ગવ, તુંને હું અહુરમજદ 'યમલેહુનમ્'=જાહેર કરૂં છું–શીખવું છું કે 'વીશોપીશની–વીચારીશનીહુ'=તારી પીઠ ઉપરના જગત ઉપર જે બધું મારામારીનું એકને દુખરૂપનું તો બીજાને સુખરૂપનું છે તે બધું મારી હિકમતમાંજ છે. દરેકની 'નાશ'ની ગતીની પાછળ તેની મુકિતનો ઇલાજ છે. એટલે કહે છે કે આવું મારામારીનું જગત જે થયું તે મેં મારી હિકમતથીજ કીધું છે, જે હિકમત ઇનસાફની છે, જેથીજ તે બધાંની હદ આવશે. પછી આવી જગતમાં 'ઘના'નો જે ભેદ છે તે ભેદને માટે ઘનાના મોંહમાં જે શબ્દો છે તે માટે જુઓ તેની સમજ તે પાના ૬ થી ૮ ઉપર. ત્યારે વરશ્ત માન્સર નસ્કનો આ છઠ્ઠો અને સાત મો ફ્રકરો કહે છે કે જગતનો આવો મામલો કંઇ અદ્દર નથી, કંઇ accident નથી, પણ મારો well thought-out project વિચારાયલો પ્લાન છે જે

મુકિત લાવશે. ત્યારે હા ૨૯–૧ ના આખા ફકરાની સમજ આ વીશોપીશ્નીના શબ્દોમાં છે. ત્યાં કહે છે કે ગવે જાહેર કીધું કે તારો હોકમ હું બજાવીશ; જગતનાં થવાનું કારણ મને ખબર છે. મારી ઉપર બેહદ અત્યાચાર છે તે હું ખમીશ અને લોકો અને પેદાયશ માટે જરથુસ્ત્રને માગું છું. આ બધા માટે **વસ્ત માન્સરનો** ૫ મો અને ૬ ઠો ફકરો કહે છે કે આ બધું ગવની ઉપર ઉભુ કરવામાં દાદારની મકસુદ છે. સામસામી ગતીઓ જે **અએર્વમો-ર્મા** વીગેરેની છે તે ધનાથી છે જેબી મારીજ હિકમત છે, અને જર-થુસ્ત્ર આ ધનાને સ્પેનામાં લઇ જશે, જે વગર બીજો કોઇ તેમ કરશે નહિ. આમ હા ૨૯–૧ માં જે મુદ્દો છે તે મુદ્દો આ ૬ ઠ્ઠા અને સાતમા ફકરામાં જણાવેલો છે જેની સમજ માટે જુઓ તે નસ્કના તરજુમાને પાને ૬ થી ૮.

પછી **વસ્ત માન્સર નસ્કનો** આંઠમો ફકરો કહે છે કે ગેઉશને કાંય ઉભી કીધી એટલે દુઇની કુદરતવાળું જગત કાંય થયું? કહે છે કે '**ઓલ્ વલ્મને તુખ્શાગીહ્ વ પદ્માનીગ**'=ભલા ઉદયોગથી રાસ્તી કમાવવા થયું. આ ભેદ ત્યારે હા ૨૯–૧ ની પહેલી બે લીટીનો છે જ્યાં ગેઉશ કહે છે કે મને યજતોએ કોણુને માટે કાંય ઘડી એટલે જવાબ આ આંઠમો ફકરો આપે છે કે '**તુખ્શાગીહ્** અને **પત્માનીગ**'= ઉદયોગથી રાસ્તી કમાવવા ઘડી. અને '**કે મા તષત્**'=કોણુ મને ભલો ઘાટ આપશે એટલે આવા ઉદયોગ કરવાના કાયદા જરથુસ્ત્ર આપશે.

પછી **વસ્ત માન્સર નસ્કનો** નવમો ફકરો હા ૨૯–૧ ની છેલ્લી લીટીનો ઉંડો ભેદ ખોલે છે. ત્યાં કહે છે કે '**વૉહૂ વાસ્ત્ર્યા**'=ભલો ખેડુત જે ભલી નીયમો આપશે તેને જગતનાં લોકોની–પેદાયશની રહાઇ માટે આપો–આ ભલા નીયમો શું છે તેની વીગત વસ્ત માન્સરના નવમા ફકરામાં અને ૧૦–૧૧–૧૨ મા ફકરામાં કહે છે તે જુઓ પાને ૯ થી ૧૩ પછી આ નસ્કના દસમા ફકરામાં '**અંદર્જ ઇ મર્દુમાન્ પવન્ પત્માન્ ખરીશ્નીહ્**' =ઇનસાને પતમાન ઉપર રહીને ખાવું એમ કહે છે. ત્યાં કંઇ ગોસ્પંદ કાપવાની કે ખાવાની વાત નથી તેની નોંધ લેવી. ત્યાં તો ઉલટું ગવની ગતીને સંઘરવાનો ભેદ શીખવે છે અને કહે છે કે જે કોઇ ગવને દુખ દેશે તેનો પુલ ગેરાન થશે અને ગવ ગોસ્પંદોને દુખ દેનારા ખુદ ગેઉશ ઉરવાને દુખ દેનારા છે, અને પછી કહે છે કે ગેઉશ ઉરવા કોણુ છે? તેણી અઓજમંદ છે, કુદરતની રાખનારી છે, તેણી '**હમ્–કેહપ્ર-ઇ–**

અમશાસ્પંદૃ' છે એટલે અમર શકિતઓનાં કેહર્પમાં મળેલી છે એટલે અહુરમજદ લગી પુગેલી છે.–તેણી **'હુમ–કેહર્પે–ખુર્શેદ્ રેશની'** છે એટલે ખુરશેદની રેશનીની પેદા કરવાની રચવાની અને નાશ કરીને નવો ઘાટ આપી શકવાની ગતી–કેહર્પની શકિત સાથે મળેલી છે એટલે જગત જે ખુરથી ટકે છે તેને ટેકાવવામાં તેણીબી મદદ આપે છે. પછી કહે છે કે તેણી **'હુચશ્મ'** છે એટલે બધાને ભલી રીતે જુવે છે. તેણીના મારનાર ઉપર એટલે ગોસ્પંદોના કાપનાર ઉપર તેણી ખફા થતી નથી, પણ તેણીના હાથ **'અઓજ'**ના છે એટલે તેણી અધીકારી યઝતો સાથે મળેલી છે એટલે ઇનસાફની રૂએ તેણી તેવા ગાવને હેરાન કરનારની શુધ્ધી તો ઠેકાણે લાવશેજ. ત્યારે ગેઉશ ઉરવાને અને ગોસ્પંદને સંબંધ આપેલો છે. ના, રજેરજના જીવ અને રજેરજની અંદરની કુદરત તે આ **ગેઉશ ઉરવાનીજ** છે. માટે ગોસ્પંદને મારે કે કોઇનેબી મારે તો તેના જીવ ઉપર આઝાબ પડે છે એટલે ગેઉશ ઉરવા ઉપર આઝાબ પડે છે. જે કોઇ આજાબ પાડે તેની શીક્ષા છે. આવો અર્થ અહિંયાં નસ્કમાં છે માટે અહિંયાં ગોસ્પંદ કાપવાની કે ખાવાની વાત નથી અને દીનમાં કેઠેબી તેવું છેજ નહિ તેની નોંધ લેવી. આમ ત્યારે આ હા ૨૯–૧ કરદાની ઉંડાણ સમજ આ **વરશ્ત માન્સર નસ્ક** 'ગવ'ની દ્રષ્ટીથી આપે છે તે જોઇ. હવે **બગ નસ્ક** તે હા ૨૯–૧ નો ભેદ બીજી રીતે શીખવે છે. માણસે 'ગવ'ની હીફાઝત કેમ કઇ રીતે કરવી કે જેથી **'ગેઉશ ઉરૂવા ગૅર્જદા'** એટલે ગવનું રૂવાન દાદારની જે નોકરી કરી રહયું છે–દાદારનો જે ફરમાન બજાવી રહયું છે તેમાં મદદ મળે, એટલે **ગેઉશ ઉરવા ફ્રશો–ગર્દ લાવવા જે કામ કરે છે તેમાં માનવબી જોડાય.** આ ભેદ કઇ રીતે હા ૨૯–૧ માં છે તે **બગ નસ્ક** કહે છે તે જોઇએ,

## ગાથા હા ૨૯–૧ ની તાવીલ–સમજ બગ નસ્કમાં કઇ રીતે છે તેની ઉકેલ.

(વાંચો **બગ નસ્ક** પાને ૧૩ થી ૩૨).

**બગ નસ્ક**ના પહેલા ફકરામાં કહે છે કે જગતમાં ગોસ્પંદોને ભલી રીતે રાખનાર કમયાબ છે, એટલે 'ગવ'=જીવજાન અને તેની સાથે જોડાયલી ભલાઇ કરવાની ગતીને જોર આપી ચલાવનાર એટલે નેકી કરવા માટેની કોશેશ જગતમાં કમયાબ છે. આ મઅની હા ૨૯–૧ ની પહેલી લીટીમાંના અનેક ભેદોમાંના એક ભેદમાંનો છે. ત્યાં ગેઉશ ઉરવા કહે છેઃ–શા માટે મને ઉભી કીધી છે એટલે ભલો ઉદયોગ કરીને **પતમાન**

ઉપર સચ્ચાઇ ઉપર જવા માટે હું થઇ છું. ત્યારે હયાં ઇશારો છે કે આમ ગેતીમાં થતું નથી. જે માટે હું ઉભી થઇ તે કારણ સરતું નથી એટલે 'ગવ'ની ગેરહાજરી થઇ એમ કહેવાય એટલે ગોસ્પંદોને બરાબર લોકો રાખતા નથી એમ ભેદી ઝબાન થઈ. આનું નીરાકરણ થવું જોઇએ તેવી માંગણી થાય છે.

પછી **બગ નસ્કના** બીજા ફકરામાં કહે છે કે:—યઝતોને લગતી ચીજોનું ચલણ રખાવનાર ગવની પાસબાની કરે છે. હયાં દીન પ્રમાણે ચાલવાનો ઇશારો છે કે જેથીજ **ગેઉશ ઉરવા શા માટે** થઇ,—ઉદયોગ અને પતમાન માટે થઇ તે બજા લાવી રહેવાશે. ત્યારે ૨૯–૧ ની પહેલી બે લીટીમાં ઉપર કહયું છે તેમ હું શા માટે થઇ,—હું ઉદયોગ અને સચ્ચાઇ લાવવા થઇ, તે ઉદયોગ કેમ થાય તેનો રસ્તો અહિંયાં આ નસ્કના પહેલા બે ફકરાઓમાં દેખાડેલો છે.

**બગ નસ્કના** ત્રીજા ફકરામાં કહે છે કે:—જે કોઇ ગોસ્પંદને દીન–દસ્તુર જે ગવની પરવરીની રીતો જાણે છે તેને સોંપે તો તે સોંપનાર ખુદ ગોસ્પંદનો સાહેબ–દોસ્ત કહેવાય. એવો સોંપનાર પછી પોતે ગોસ્પંદ થઇ જાય છે–ગોસ્પંદોના સરદાર મહેરબાન થઇ જાય છે; જેવો તે દીનદસ્તુર છે તેવો થઇ જાય છે–પછી પોતેજ ગોસ્પંદોની દરકાર લઇ શકે. આનો ભેદી અર્થ ત્યાંજ તે ફકરામાં છે જુઓ પાને ૧૪–૧૫. એટલે જે કોઇ દીન દસ્તુરની વસીઅત પ્રમાણે ચાલી તરીકતો પાલે છે તે પોતાના હવસો ઉપરનો ઉદયોગ કરીને સચ્ચાઇ ઉપર જઇ રહે છે, અને પછી કુદરત પરવરદેગાર પરવરેશ આપનાર તરીકે અનેકરૂપે તેની આગળ જાહેર થઇ **'પાનાગ'**=તેનો બચાવ કરનાર થઇને **'અફ્ઝાયીનીદાર'**=તેની મુસ્કેલીમાંથી તેને છોડવીને રહાઇ તરફ–મોક્ષતરફ–હમેશના આનંદ તરફ લઇ જાય છે. ત્યારે હયાં આ સાર છે કે માનવ પોતે ગવની ગતીને તેઝ રાખવાનું સમજતો નથી. **તેની વર્તણુકો હવસમાં ગીરફતાર થવાની છે, જેથી ગવની હિફાઝત થતી નથી પણ માર–મોત નઝદીક આવે છે.** માટે હા ૨૯–૧ માં કહે છે કે મને શા માટે ઘડી! ઉદયોગ અને રાસ્તી કમાવવા કીધી છે. હયાં ત્યારે ઉદયોગ નથી એમ અર્થ થાય છે માટે ઉદયોગ કરવો જોઇએ. એમ છે માટે પછી આગળ કહે છે કે મને કોણ ખુબસુરત બનાવશે એટલે ઉદયોગથી પેદાીને પતમાનવાળી ફળકુપ કરશે? કહે છે કે જરથુસ્ત્ર કરશે. ત્યારે હયાં નસ્કમાં દીન દસ્તુરને સોંપવાનો અર્થ આપેલો છે તે બધો ભેદ ત્યારે હા ૨૯–૧ ની પહેલી લીટીનોજ છે તે સમજી શકાશે. 'કે આ તખ્ત'=મને કોણ ખુબસુરત કરશે?—જરથુસ્ત્ર કરશે.

તેનો અર્થ ત્યારે આ નસ્કના આ ત્રીજા ફકરામાં આપેલો છે. ત્યારે આ નસ્કના ત્રીજા ફકરાને માટે પાને ૧૪ થી ૧૬ લગી વાંચવું, કે જેથી આ હા ૨૯–૧ ની પહેલી લીટીનું ઉંડાણુ શું છે તેની સમજ પડશે.

પછી બગ નસ્કના ચોથા ફકરામાં કહે છે કે જે કોઇ એમ દીન પ્રમાણે ચાલી ગોસ્પંદને ખરી નીખાલસ ગતીથી ટેકવે છે તે યઝત જેવો થઇ જાય છે. માટે ઇનસાને દીનના હોકમ પ્રમાણે ચાલી રાદી ગતી કરવી, કે જેથી તેનો ખવાસ યઝતી થાય. આની સમજ માટે વાંચો પાને ૧૭–૧૮. ગાથા હા ૨૯–૧ ની બીજી લીટી કે જેમાં ગેઉશ ઉરવા કહે છે કે મારી ગતીમાંથી થયલી જગતમાં અવધીઓ છે, જેને જરથુસ્ત્ર એટલે દીન સુધારશે, તેનો ભેદ ત્યારે બગ નસ્કના આ ચોથા ફકરામાં છે કે જેમાં કહયું છે કે ગોસ્પંદી ગતીની સામે હવસી ગતીઓ જગતમાં છે અને તેઓને ગોસ્પંદ બનાવનાર દીન છે, જેથી તે બધું યઝત જેવું પરદુખ-ભંજનનું થશે, જરથુસ્ત્ર અને તેની દીનથી થશે, દીનની આવી બરકત છે. મારી ઉપર બુરા ભલા વીચારોની મારામારી અને તેથી ખરાબીઓ છે જેને જરથુસ્ત્ર કઇ રીતે સુધારશે તેની સમજ બગ નસ્કના ચોથા ફકરામાં તેમ ૧–૨–૩ ફકરામાં છે. આમ દીન–કર્દના તે બગ નસ્કમાં હા ૨૯–૧ ની ઉંડી સમજ કઇ રીતે આપેલી છે તેનો પરદો ખુલ્લો થશે.

બગ નસ્કનો પાંચમો ફકરો પહેલી નજરે વાંચતાં ઘણોજ વીચીત્ર નહિ પણ બેઢંગો લાગે છે. ગાથા હા ૨૯ ના પહેલા ફકરામાં તેનું કંઇપણ દેખાતુંજ નથી એમ કોઇનેબી લાગે. પણ આ ભેદ ત્યાંજ છે તે જોઇએ. હયાં દીનકર્દમાં ગોસ્પંદોના 'ગુશન' છોડવાની એટલે બર–વકતે નર–માદાના મેલાપથી થતાં ફરઝંદો ઉભા થવાની વાત છે. હયાં નઇતીક ગતીનો ઉત્તમ પાઠ શીખવેલો છે. પહેલે આ ફકરાનું વાંચન પાને ૧૮–૧૯ ઉપર વાંચી જવું. ત્યાં ગોશ્ન છોડતી વખતે ફરઝંદની વૃદ્ધીના સામાનની તૈયારી વખતના મીથ્ર કેવા બુલંદ આકેબતના હોવા જોઇએ તે શીખવે છે. જેમકે દાદારે પૈસા આપ્યા, આપણે ગજવામાં મુકયા અને પછી કાઢીને દરદીઓને આપીને અષવનોને મદદ કીધી, તેમાં જેવા બુલંદ આલેતરીન મીથ્ર ચાલે છે તેમજ તેવીજ રીતે ફરઝંદ–પ્રાપ્તીના સંગ વખતે તેમ તે સીવાયના બીજા હવસોનાં પલ્લાંને સલ ઉપર રાખવાને માટે મીથ્ર કરવા એમ શીખવે છે.

આ ભેદ હા ૨૯–૧ ના ફકરાની બીજી લીટીને લગાડેલો છે. ત્યાં કહે છે કે હું ગેઉશ ઉરવાની પીઠ ઉપર જે જગત થયું છે તે જગત

ઉપર જાતજાતની અવધીઓ છે (જેને માટે વાંચો પાને ૨ થી ૪ અને ૩૩ ઉપર) એટલે હવસો એટલે અવળા ખેંચાણો છે એટલે હવસોનું ખેંચાણનું પલ્લું સત્ય ઉપર રહેતું નથી પણ જરથુસ્ત્ર તે બધાને સવળા કરશે, એટલે હવસોનાં પલ્લાંને સત્યનાં મધ્ય ઉપર લઇ જતાં શીખવશે. ત્યારે હયાં તેવાં ખેંચાણનો એક મુળ દાખલો આપેલો છે. તે અવળું પછી દીનની વસીઅતથી સવળું થઇ રહે–તેમ **બીજી બુરાઇઓને ઉલટાવવે તેઓમાંથીબી ભલાઇ કેમ થઇ રહે તે બતાવેલું છે. હવસ વગરની દુન્યા નથી, પણ તેજ હવસમાંથી ચઝતી પ્રેમનો ઝલવો કઇ રીતે નીકળે, કે જે બધું જરથુશ્ત્રે દીનમાં બતાવેલું**;–આવું બધું સવળું થઇને મારી જગત સુધરશે એમ ગેઉશને સધ્યારો છે, તે બધાનો ભેદ આવો એક દાખલો આપીને ખોલેલો છે. ટુંકમાં, ત્યારે ગેતીમાં હવસ રહેશેજ, પણ હવસને પતમાન ઉપર કાયદાસરના કઇ રીતના કરવા, કે જેથી જગતમાં ફ્રશો–ફેરેતી થશે અને આ હા ૨૯–૧ ની બીજી લીટીની મુરાદ બર આવે તેનો ભેદ ખોલેલો છે. હા ૨૯–૧ ની બીજી લીટીમાં કહે છે કે મારી પીઠ ઉપરની જગતમાં **પતમાન** નથી. અઇવીબુદ અને ફ્રેબુદના ઉછાળા છે જેઓને **'હજસ્–રૅમો–આહુષુયા–દૅરેશ્યા–તેવીશ્ચા'**માં વર્ણવેલા છે. તેઓને પતમાન ઉપર જરથુશ્ત્ર લાવશે એમ ગેઉશ ઉરવાની ખાત્રી છે. ખોટી સીરફ તે **'વાસ્ત્ર્યા'** ખેડુતની આવવાની છે અથવા તેના નીયમો પ્રમાણે ચાલવાની છે, જે નીયમના એક દાખલાને ગુસ્ન છોડવાના દાખલા તરીકેનો આપેલો છે.

દીનકર્દના આ બગ નરકના હવે પછી આવતા છઠ્ઠા ફકરા પરથીબી પહેલી નજરે કોઇનેબી વીચીત્ર લાગે. ઉપર ઉપરના વાંચનારને લાગે કે હયાં ગોસ્પંદને **કાપવાની વાત** હોય–કેવાં ગોસ્પંદ કાપવાં–પુર્ણ રીતે મોટાં થયલાંનેજ કાપવાં–એવી વાત હોય. **પણ જાણવું કે ગાથામાં કેઠેબી ગોસ્પંદાને કાપવાની વાતજ નથી. જો કદી જાહેરના તરજુમાઓમાં કંઇબી દેખાતું હોય તો તેમાંબી મનાઇનુંજ છે એમ બાહેરથી દેખાઇ આવે છે.** હયાં ત્યારે ઉપર કહેલા 'હવસો'ને પતમાન ઉપર કઇ રીતે લઇ જવા તેની ઇન્તેઝારી કરવાના મીથ્ર આપેલા છે. આને માટે વાંચો પાને ૧૯–૨૦ મે. હયાં કહે છે કે ગોસ્પંદ પુર્ણ રીતનું વધે નહિ ત્યાં લગી કાપવું નહિ. કાપે નહિ તો સારૂં એટલે ગવ **'જીવ આત્મા'** કે જેની સાથે મનસ્ની–ગવશ્ની ફ્રુનસ્ની–વીર–હોશ–ખેરદ છે તે બધું વધીને પુર બહારમાં જામે નહિ ત્યાં લગી ભલી કારદાની કરીને જીવને લંબાવવો. બુરી કરણીથી તે જીવને–ગવને–ગોસ્પંદને કાપવું નહિ. ત્યારે ઉપર હા ૨૯–૧ ના પહેલા ફકરાની

બીજી લીટીમાં કુદરતનું રૂવાન ગેઉશ ઉરવા કહે છે કે મારી પીઠ ઉપરની જગતમાં હવસોની અવધી છે, પણ જરથુશ્ત્ર તે બધાંને દીન મારફતે સુધારશે તે કઇ રીતે થાય તેનો ભેદ આપેલો છે. આ ભેદે પુગવા માટેની હયાં સલાહ આપી છે કે **માણુસે જીવની દોરીને તોડનાર ગુનાહો કરવા નહિ, કે જેથી જીવ-ગોસ્પંદ કપાઇ જાય.** પણ જીવ-ગવ વધે એટલે જીવ સાથે જે સત્ય રહયું છે તે ખીલે, કે જેથી પોતાની વૃધ્ધી થાય તેમ પોતાનાંઓ જેઓ બહાર છે તેઓ બધાંઓ સુધરીને તેને આવી મળે-ગોસ્પંદોનો વધારો થાય, એમ તેના અંશો તેમાં આવી મળે, તેને ખએતવોદથી મળતી જાય. એમ જીવને-ગવને સત્યથી ખીલવવું. એમ સત્યથી જીવ ખીલે કે પછીજ ઇનસાનનું મૃત્યુ થાય, તો તેથીજ ઉપર કહેલા ગેઉશ-ઉરવાની અવધીઓ પતમાન ઉપર આવેલી કહેવાય. એમ ત્યારે હયાં જરથુશ્ત્ર આવીને ગેઉશ ઉરવાની જગતમાં શાંતી પાથરશે તે બધું કઇ રીતે થશે-તેનો મુળ મુદદો છે-માનવે તેને માટે કેવી તૈયારી કરવી છે-માનવે શું કરવું છે તેની નસીહત છે. આમ ત્યારે હા ૨૯-૧ ની બીજી લીટીના ઉંડા ભેદો આ અને ઉપરના દીનકર્દના **બગ નસ્કના** ફકરામાં આપેલા છે.

હવે પછીનો સાતમો ફકરો વધુ સરળ છે જે ઉપરના બે ફકરાના વીચારોને આગળ ચલાવે છે (માટે વાંચો પાને ૨૧ ગે) કહે છે કે **'હુઅઇતાન'**=તરીકત ઉપર ચાલનાર-ઉપરના બે ફકરામાં કહયું છે તેમ વર્ત્તનાર પછી શું કરી શકે છે-ગેઉશ ઉરવાને કઇ રીતે મદદ કરી શકે છે-હા ૨૯-૧ ની બીજી લીટીમાંના ભેદને કઇ રીતે પુર્ણ રીતે બજા લાવે છે. હયાં કહે છે કે કાયદેસરની મનશ્ની રાખનારે પોતામાંથી લોભ -ક્રોધ-કામ-મોહ-મદ-મત્સર બધાને કાઢી નાખેલા યા રોકી રાખેલા હોય છે, જેમાં **'અઓજ'**=કુદરતી શકિત ઉભી થાય છે, તેની ગવ= જાન અને જોરાને-જાન મજબુત થાય છે, તે પછી બીજાઓને મદદ કરે છે (વાંચો પાને ૨૧). એમ ત્યારે હા ૨૯-૧ ની બીજી લીટીમાં કહેલી બધી અવધીઓ જેઓને સુધારવાની છે તે આવી રીતે સુધરતી આવશે. આવી કાયદાસરની મનશ્ની કરવાનું શીખવનાર જરથુશ્ત્ર છે. આમ **બગ નસ્કનો** આ ફકરો નસ્કના તે ઉપલા બે ફકરાને સમજાવી રહે છે, જેઓ ત્યારે હા ૨૯-૧ ની બીજી લીટીઓની ઉંડી તાવીલ રાખે છે.

પછી **બગ નસ્કના** આંઠમા ફકરામાં ઉપર કહયું છે તેવા ભલા તરીકત ઉપર ચાલનાર માણુસનાં લક્ષણો કેવાં હોવાં જોઇએ તે વર્ણવેલાં છે. તેઓ દીન અને દીન દસ્તુરો તરફ સંપુર્ણ લાગણી રાખતા

હોવા જોઈએ જેને માટે વાંચો પાને ૨૨ થી ૨૩ આ ફકરામાં ત્યારે દએન અને દએન–દસ્તુરો તરફની વર્ત્તણુક બતાવેલી છે એટલે જરથુસ્ત્રના કરી આપેલા તરફ સલુક બતાવવા કહયું છે, કે જેથી હા ૨૯–૧ ની બીજી લીટીમાં કહેલી બધી અવધીઓ જે દીનથી અને દીન દસ્તુરોથી સુધરતી રહે છે તેમાં વધુ જોમ મળે. એમ આ ફકરોબી તે હા ૨૯–૧ ની બીજી લીટીની તાવીલ બતાવે છે

હવે પછીના બગ નસ્કના ૯ થી ૧૬ ફકરાઓમાં એક બરતે–કુસ્તીઆને શું શું કરવું–કઇ રીતે ફરજ પોતાનાંઓ તરફ–દીન તરફ બજા લાવવી તેનું ગુહય બ્યાન આપેલું છે. આ બધામાં હા ૨૯–૧ ની છેલ્લી ત્રીજી લીટી કે જેમાં જરથુસ્ત્રનાં આવવાની અને તેની દીન અને દીનના કાયદાઓનાં ચલણની ઉમેદ રાખી છે અને તેથી તેની ઉપરની એ બીજી લીટીમાં જણાવેલી ગેતી ઉપરની અવધીઓ શાંત થશે એમ કહેલું છે તે બધા દીની કાયદાઓની વર્ત્તણુક કેવી હોય તે બધાંનો કંઇક ચિતાર આપેલો છે. હા ૨૯ નો આખો પહેલો ફકરો જે ગવની કુદરતનું મનન છે તે મનનથી જરથુશ્ત્ર મારફતે દાદાર જે ભલા કાનુનો આપે છે–તરીકતો આપે છે તે બધાંનો થોડોક ચિતાર પાને ૨૪ થી ૩૨ ઉપરના આ ફકરાઓમાં છે.




**અદા[૨૭] તષા[૨૮] ગેઉશ[૨૯] પૅરૅસત[૩૦] અષૅમ,[૩૧] કથા[૩૨] તોઇ[૩૩] ગવોઇ[૩૪] રતુશ?[૩૫]**

**હ્યત[૩૬] હીમ[૩૭] દાતા[૩૮] ખ્ષયન્તો[૩૯] હદા[૪૦] વાસ્ત્રા[૪૧] ગઓ-દાયો[૪૨] થ્વખ્ષો;[૪૩]**

**કેમ[૪૪] હોઇ[૪૫] ઉશ્તા[૪૬]–અહુરૅમ[૪૭] યે[૪૮] દ્રૅગ્વોદૅબીશ[૪૯] અએષૅમૅમ[૫૦] વાદાયોઇત.[૫૧]**

આ ઉપરથી[૨૭] || ગેઉશ તપને[૨૮ ૨૯] (ગેઉશ ઉરવાની બઓદીક ગતીએ) || અષ વહીશ્તને–અશોઈની વ્યવસ્થાના રાખનારને[૩૧] (રચના જે થઇ રહે છે તેમાં અષની વ્યવસ્થાના કરનારને) || પુછયું[૩૦] (કે) || તારી[૩૩] (એટલે તારા તાબાની, તારા નાયબ તરીકેની), || ગવની કુદરત

કે જે નીસ્તી-ગેતીને ચલાવે છે તેઓને જીવજાન આપે તેવી તે કુદરત માટે[34] ॥ કેવો-કયા પ્રકારનો[32] ॥ સરદાર-ઉસ્તાદ[35] ॥ (જોઇએ-આવો આવા પ્રકારનો તે સાહેબ જોઇએ). ॥ ત્યારે તો[36] ॥ (તેણે તે સરદારે) ॥ ચાલાક-નહિ ચુકે તેવા-દરેક રીતે પુરા પડી શકે તેવા[43] ॥ ગવની પરદુખભંજનની શકિત જગતમાં મચી રહે તેવા નીયમો આપનાર-જીંદગી વધારનાર માટે દુખ પાપ કાપનાર[42] ॥ ભલી રાદી સત્તાવાળા કુલ મુખ-ત્યાર માલેક[39] (થઇને) ॥ તેણીને[37] (એટલે ગવની હા-નાનો ભેદ રાખતી કુદરત જે ગેતીને ચલાવે છે તેની ગવની કુદરતને) ॥ હમેશ માટેના દરેક જમાનમાં ચાલે તેવા[40] (આખા દરેઘો ખદાતમાં ચાલે તેવા) ॥ નીયમો-કાયદાઓ-ભલી ખેતી-ભલો બચાવ કરી આપનારી સંસ્થાઓ[41] ॥ કરી આપવા જોઇએ.[38] ॥ તેણીને માટે એટલે ઉપર કહેલી ગવની કુદર-તને માટે[45] ॥ કોણને[44] (એવો) ॥ સાહેબ-સરદાર-માલેક તરીકે[47] ॥ હમેશગીના સુખ આપનાર તરીકે[41] (હવસો બુરાઇઓના દુખમાથી છોડવી રામેશ્ની આપનાર તરીકે ઠેડવેલો છે) ॥ કે જે માલેક[48] ॥ દ્રવંદી-આશ્મોઘી -દીન દુશમની કરનાર, અષને ધીકકારી તેથી દુર જનાર બુરાઓથી[49] (થતી બુરાઇઓના) ॥ બુરા વીચારોના જુસ્સાઓને-બુરા ગુજારોને[50] ॥ મારી હઠાવી શકશે.[51] ॥

## હવે આપણે મીલ્સના પોથામાંની પહેલવી સમજ જોઇશું.

**મીલ્સના પોથામાંની પહેલવી સમજ આમ છે.**-(a) **અઇતૂનો જક્ ઇ ગોસ્પૂંદ તાશીદાર્ (અહુરમજદ) પૂર્સીદ્ અઇધ્:** ગોસ્પંદના (એટલે ગવની વ્યકિતઓ-તેઓ માટેનું જગત અને ગવની કુદરત અને તે કુદરતને તે દાદારના હોકમથી ચલાવી રહેલી ગેઉશો નામે ગેઉશ ઉરવા અને ગેઉશ તષનના) પેદા કરનાર સાહેબ અહુરમજદે (ગેઉશ તષનને માટે) પુછ્યું કે: (હયાં ગોસ્પંદ તાશીદાર શબ્દ છે તે અહુરમજદને માટેજ છે. 'ગોસ્પંદ તાશીદાર' શબ્દ કંઇ **ગેઉશ તષનને** માટે નથી, કેમકે હયાંની ઇબારતજ બીજાને માટેનો સવાલ પુછવાની છે. અહુર-મજદ અષને અએ અષ કરીને પુછે છે તે-ગેઉશ તષનને માટે પુછે.-તે સાહેબ કાંઇ પોતાને માટે એમ પુછે નહિ. ત્યારે એવી ઇબારત હયાં ખાસ આપવાની શું જરૂર છે એટલે અહુરમજદને ગેઉશ તષન માટે પુછતા ચીતારવાની શું મતલબ છે? આ મતલબ છે કે અષ જે કહે તે ખુદ દાદાર કહે એમજ સમજવું, જેને માટે નીચેના ત્રીજા ફકરામાં ઇલ્મ્યતની સમજ આપી છે. પહેલવી ઇબારત પ્રમાણે

ખાસ શબ્દો તો અવસ્તા ઇબારતમાંજ લખાય છે, જેમકે 'યાન' શબ્દ, જે પેગમ્બર અને દાદારની વાતચીત માટે છે તેને 'યાન' કરીનેજ લખે. હયાં જો ગેઉશ તષન માટે કહેવા માંગે તો ગેઉશ તશનજ લખતે પણ ગેઉશ તાશીદાર એટલે ગવનો ઘડનાર-પેદા કરનાર તો અહુરમજદજ છે કે જેણે ગવની કુદરતને તેમ તેના પાસબાનને વજુદીમાં આણેલા છે, **પણ અહુરમજદ પોતા માટે નહિ પણ ગેઉશ તષનને માટે અષને પુછે છે.** અહુરમજદને પોતાને માટે કે બીજાને માટે પોતાના ઉભા કીધેલા અષને પુછવાની જરૂરજ નથી. પણ હયાં તો અહુરમઝદને 'અએ અષ' કરીને પુછતો ચીતારેલો છે તેમાં એ મુરાદ છે કે જે તું અષ કહે છે તે મારૂંજ છે, કેમકે **અષનો ભંડારજ-પુર્ણ જ્ઞાનનો ભંડારજ હું છું**, એટલે અષ જે કંઇ કહેશે તે બીગુમાન સાચ્ચુંજ છે, એમ પહેલવી સાહેબ સમજાવવા માંગે છે. ત્યારે **ગેઉશ તાશીદાર** શબ્દ ગેઉશ તષન માટે વપરાયલો નથી. અષવહીસ્તને vocative માં લેવાની મતલબજ એ છે કે તે સવાલ બીજાને માટે એટલે પોતાથી જુદા એટલે ગોસ્પંદ તાશીદારથી જુદા ગેઉશ તષન માટે છે, અને તે સવાલ બીજાને પુછાયજ નહિ; અષનેજ કે જે દાદારની બ્યવસ્થાનો ચલાવનાર છે તેનેજ કે જે દાદારમાં છે તેમ એક કેહર્પ તરીકે છે તેનેજ પુછાય. માટે અહુરમજદ જે બધાનો સાહેબ-અધીકારી છે તેવણ અષવહીસ્તને પુછતા ચીતારાયા છે.

**અષ વહિશ્તો મૂન્ લક ગોસ્પંદ્ રદો (એઇઘત્ દેનમન્ દા દિસ્તાનો ચીગૂન્ અઇઘત્ રદો ગોસ્પેન્દાન્ મૂન્)** અએ અષ વહિશ્ત, તારા ગોસ્પંદનો એટલે ગવની જગત અને ગવની કુદરત અને તે કુદરતને ચલાવનાર ગેઉશો અને તે કુદરતની અંદરની બ્યકિતઓનો સરદાર કોણ છે (એટલે કાયદા તે પ્રમાણેના તારા ચુકાદા પ્રમાણે '**ચીગૂન**' કઇ રીતનો મામલો થશે એટલે કે તારા ગોસ્પંદોનો કાયદાસર નો સરદાર કોણ થશે). ગોસ્પંદ શબ્દ ખાલી મેંઢા બકરાનો અર્થંજ અહિંયાં બતાવતો નથી; અહિંયાં ગેઉશ ઉરવા-ગેઉશ તષન અને તેઓ કુદરતને ચલાવે છે તે અને તેઓથી થયલું જગત અને તે માંહેલી વસ્તીને માટે છે. દાદાર જે ગવનો **તાશીદાર** બનાવનાર છે તેવણ **અષ** જે દાદાર ના કાયદા પ્રમાણે બ્યવસ્થા કરે છે તે અષથી જાહેર કરે છે કે 'ગોસ્પંદ રદો'=ગોસ્પંદનો સરદાર ગવની કુદરત અને તેની શકિત ગેઉશો અને તેઓથી થયલી જગતને માટેનો સરદાર જરથુસ્ત્ર થશે. અહિંયાં લક ગોસ્પંદ=તારા ગોસ્પંદો કહયા છે. અષ વહિસ્તને લગતા ગોસ્પંદને

ગણેલા છે. ગવની કુદરત અને તેના સાહેબો ગેઉશો અને તે માંહેલી સૃષ્ટી–એ બધા લક તારા અપના છે એટલે અપ જે દાદ્દેસ્તાન=કાયદા ચલાવે છે તે અપના કાયદા પ્રમાણેજ તેઓ ચાલે છે અને ચાલશે. પણ હમણા તે અપના કાયદાનો ભંગ થાય છે માટે તે ગોસ્પંદને તે ભંગની ગેરબંદોબસ્તીમાંથી દોરવનાર રદ્દેદો=સરદાર કોણ છે એટલે જરથુસ્ત્ર થશે એમ કહે છે.

**હવે હા ર૯–ર ની બીજી લીટી માટે એમ સમજ આપે છે:**

b. **મૂન્ દનમન્ દાદૅા પાદખ્શાહ (વશત મૂન્ તાનૅા વ દાશતનૅા) મૂનશ અઇતૅા યેહુબૂનેદ્દ વાસ્તર્ ઝકિક ગોસ્પેનદાન્ દહિશ્નો તૂખ્શાક (અઇઘશ વાસ્તર્ યેહુબૂનેદ્દ અકૂશ પસુશા-ઓરૂન્ ઇ મિન્ ઝક્ પેદાકિનેદ્દ મૂન્ ગોસ્પેન્દ્ બરા અફ્ઝાચીનેદ્દ:–** '**મુન્ દનમન્ દાદો પાદખ્શાહ**'=કોણ આ આવો અધીકાર આપશે. તેવો માટે કૌંસમાં કહે છે કે '**વશતમૂનતનો વ દાશતનો**'=ખવડાવવાવાળો અને હીફાઝતથી રાખવાવાળો પાદશાહ આપશે–'**મુનશ અઇતો યેહુબૂનેદ્દ વાસ્તર્**': (ફારસી તરજુમો એના અર્થ માટે કહે છે કે '**કીઅશ–હસ્ત**'=તે કેવો છે '**ઇ દેહાદ્દ કે**'=તે શું આપશે) એટલે '**મુનશ**'=તે કેવો '**અઇતો**'=આવો '**યેહુબુનેદ્દ**'=હોય '**વાસ્તર્**'=ભલો ખેતીકાર, ભલો ખેતીનો કરનાર ભલો કાયદા આપનાર હોય, '**જકીક ગોસ્પંદાન્ દહિશ્નો તૂખ્શાક્**'=જેવણુ ગવની સૃષ્ટીને કારીગરી ઉદયોગ આપશે. તે ઉદયોગ શું છે? માટે કૌંસમાં સમઝાવે છે '**અઇઘશ વાસ્તર્ યેહુબૂનેદ્દ અફ્રશ પસૂશો ઉરૂન્ ઇ મીન્ જક્ પેદાકીનેદ્દ મુન્ ગોસ્પંદ્ બરા અફ્ઝા-ચીનેદ્દ**': '**અઇઘસ્**' એટલે તે '**વાસ્તર્**'=ખેતીનો સામાન વાપરનારો ખેડુત હોય છે, '**અફ્રશ**'=જેનાથી જે ખેતીની હીકમતથી '**પસુશ હરૂન**'=પસુની પાસબાની, ગવની પાસબાની, '**મીનજક્ પેદા કુનેદ્દ**'=તેઓ વચમાં ઉભા થશે, '**મુન્**'=કે જેની અસરથી '**ગોસ્પંદ્ બરા અફ્ઝાયદ્દ**'=ગવની કુદરતનો વધારો–ફત્તેહ થશે.

હર્યાં '**દાતા**' શબ્દને માટે પહેલવીમાં '**દાદો**' શબ્દ આપેલો છે, જેના અર્થ એ પહેલવીના ફારસી લેખમાં '**દેહાદ**' તરીકેનો એટલે આપે એમ આપેલો છે. '**દાતા**' શબ્દને મરહુમ કાવસજી કાંગાએ '**અચાવનાર**' નામ તરીકે લીધો છે, પણ મી૦ ખોદાબક્ષ પુનેગર એ શબ્દને '**દા**' ઉપરથી root aorist imperfect

૩/૧ આત્માને લીધો છે, જયારે મીલ્સે તેને ૨/૩ you made એમ આપ્યો છે. પહેલવીમાં 'દાદૂ' એટલે કાયદો–ઇનસાફ નામ તરીકેબી આવે છે, તેમ 'દાદન્' to give, to create, to produce તરીકેબી આવે છે. ફારસી તરજુમામાં એને ક્રીયાપદ તરીકે લીધો છે. 'ક્ષયન્તો' શબ્દને માટે પહેલવીમાં 'પાદખશાહ્' શબ્દ છે એટલે પાદશાહ–અધીકાર શબ્દ આપેલો છે 'હીમ્'=તેણીને એટલે જગતને તે પાદશાહ શું આપશે? કાયદા આપશે જેને માટે અવસ્તામાં 'હુદા' એટલે સદા ચાલે તેવા unalterable આપશે. જેઓ કેવા હશે–શું કરશે માટે પહેલવીમાં કહે છે કે 'વશતમુનતનો'=ખાવાનું 'દાશતનો'=ઠર પાડવાનું એટલે જીવીને ભોગવટો કરાવીને પાર પાડે તેવા રહેશે. પછી 'વાસ્ત્રા' શબ્દને માટે પહેલવીમાં 'વાસ્તરૂ' શબ્દ આપેલો છે એટલે અવસ્તેઇક શબ્દજ આપે છે. અને તે 'વાસ્તરૂ' શબ્દને સમજાવવા માટે લખે છે કે 'મુનશ અઇતો ચેહુબુનેદ્'=તે કેવો હોઇ શકે? 'જકીક્ ગોસ્પંદાંન્ દહુશનો તુખ્શાક'=જેથી ગવની પેદાયશને ભલો હુનર જે સત્ય કમાવી આપે તે મળી શકે, એટલે ભલા કાયદાઓ–નીયમો–ભલી સંસ્થાઓનો અર્થ બહોળી રીતે આપે છે. પછી 'ગયોદાઓ' અને 'થ્વક્ષો' શબ્દને સમજાવવા પહેલવીમાં વાક્ય આવે છે કે 'અઇઘશ વાસ્તરૂ ચેહુબૂનેદ્'=એટલે તે એવા ભલા નીયમથી ચાલનાર ખેડુત હોય છે, 'અકૂશ પસુશો ઉરૂન્ ઈમીન્ જક્ પેદાકીનેદ્'=કે જેથી એટલે જેની ભલી ખેતીથી ભલા કાયદાથી ગવની સૃષ્ટીની હીફાઝત બધેબધ ઉભી થાય અને 'મુન્ ગોસ્પંદાંન્ બરા અફ્ઝાયદ્'=તેથી ગવની પેદાયશ વધે, વૃદ્ધિમાં આગળ વધે, ખરફસ્ત્રોબી ગોસ્પંદ થાય. આમ ત્યારે 'ગયોદાઓ'નો અર્થ ખરફસ્ત્રોનેબી ગવની ગતી આપે તેવા–'પસુશોઉરૂન્'=ગવની હેફાઝત કરે અને 'ગોસ્પંદાંન બરા અફ્ઝાયદ'=ગવને વધારે તેવા એમ અર્થ આપે છે. 'થ્વક્ષો'ને માટે 'પસુશો ઉરૂન્ ઇમન્ જક્ પેદાકીનેદ્'=પસુની ગોસ્પંદોની ચોકી તેઓ વચ્ચે કરે એટલે પુર્ણ રીતના ચાલાક નેગેહબાન–એમ અર્થ આપે છે.

**પછી હા ૨૯–૨ ની છેલ્લી ત્રીજી લીટી માટે સમજ આપે છે કે:–**

**મૂન્ અવૉ પવન્ નહૂકીહ્ ખૂદાઇ (અમતશ ફ્રવશ્શિન્ લા વાદૂયેન્ અક પાદખ્શાહ્ વશત મૂન્ તાનૉ) મૂન્ અવૉ દ્રવંદ્ ખેશ્મા અનાયેરૂ ઝનિશ્નૉ (વહૂબૂનેદ્ દન્મન્ પસુખ્વૉ અઇહ્રશ્**

રતૂઑા વાદૂનયેન્):—મૂન્ અવો પવન્ નદુકીહ્ ખોદાય્ ચુન્ અવો દ્રવંદ્':'મુન્'=કોણ 'નદુકી ખોદાય્'=નેકીની સાહેબી 'અવો'=સાથનો નેકીના ફાયદાઓ અપાવવાની સત્તા સાથનો છે. 'મુન્'=જે ખુદ 'અવો દ્રવંદ્'=દ્રવંદો તરફ (બી તેવો હોય એટલે દરવંદનેબી નેકી આપે)—'નદુકીહ ખોદાય'ને સમજાવવા કૌંસમાં કહે છે કે 'અમતશ્ ફ્રવરીશન લા વાદૂનયેન્ અચ્ પદખ્શાહ્ વશતમૂનતનો': એટલે 'પાદશાહ્ વશતમુનતનો'=ખોરાકી આપતો અધીકારી તે છે જે 'અમતશ્'=જેને માટે 'ફ્રવરીશન'=પરવરી કરવાનું 'લા વાદુનયેન્'=મલી શકે નહિ—તેવા તેનેબી પરવરી આપે તે.—ત્યારે 'ઉશતા અહુરૅમ્' માટે 'નદુકી ખોદાય' શબ્દ આપે છે. પછી કહે છે કે 'ખેશ્મો અનાયેરૂ્ ઝનિશ્નો': 'અન—અઇર' આરમઇતીની સહન-શીળતા વગરના તુંદ લોકો, તરોમઇતીવાળા એટલે અપ જે બુન્દક મનશ્ની એટલે આરમઇતીના ગુણથી આવી શકે છે તેથી દુરના એટલે દરવંદોની 'ખેશ્મો'=બુરા વીચારોની ઝનુની ગતી તે 'ઉશતા અહુરૅમ્'થી 'જની-શ્નો'=મરેલી પાછી હઠેલી થાય છે. આથી બુરાઇની ઉપર શું અસર થશે માટે કૌંસમાં કહે છે કે 'ચેહેબૂનેદ્ દનમન્ પસુખ્વો અઇઘશ્ સ્તુબો વાદૂનયેન્'=ને બુરાઇ માર ખાધાથી બેફામ થાય તેમ થશે—તેમ તું કર. 'દ્રેગવોદબીશ્' શબ્દને માટે 'અનાયેરૂ્' શબ્દ આપે છે. 'અનાયેરૂ્'માં ('અન્' જુદો અને 'અઇઅર'=આરમઇતીની ગતીનો—એ ઉપરથી) તુંદ—અષોઇથી વેગળો એમ અર્થ થાય છે. 'અઇઅરૂ્' ઉપરથી આરયન શબ્દ છે. આરયન શબ્દમાં અષોઇની પુઠેનાં લોકોનો માટે આરમઇતીની પ્રમાણે ચાલતાં લોકો—પરદુખભંજનની ગતી પ્રમાણે ચાલતાં લોકોનો અર્થ છે. 'અએષૅમ્'ને માટે 'ખેશ્મો' શબ્દ છે. 'વાદાયો-ઇત્'ને માટે 'ચેહેબૂનેદ્ દનમન્ પસુખ્વો અઇઘશ્ સ્તુબો વાદૂનયેન્'નું વાક્ય છે, એટલે બેહોશ કરી નાખે—સુન કરી નાખે તો સારૂં અને કરશેજ એમ અર્થ આપેલો છે.

### ગાથા હા ૨૯—૨ ના શબ્દ અર્થો:—

અદા=તે ઉપરથી—

તષા ગેઉશ=ગેઉશ્ તષન, ગેઉશ ઉરવા સાથની શકિત જે ગેતીની ઉપરના આસ્માનમાં રહી ગેઉશ ઉરવાની સાથે સંબંધ રાખી ગેતીને સમારયા કરી કુલ ઇનસાનમાં સુબુદ્ધી મુકયા કરે છે તે.

૧૦—

**પૅરૅસત**=પુછયું-

**અર્ષૅમ**=અશવહિસ્તને (કે અએ અષ તું કહે).

**કથા**=કઇ પ્રકારનો (આવા પ્રકારનો).

**તોઇ**=તારી-

**ગવોઇ**=ગવની સૃષ્ટી, અંતર જગત

**રતુશ**=સરદાર

**હ્યત્**=કેમકે જેમ, તેમ-આવા પ્રકારનો-આવો

**હીમ**=તેણીને (માટે)

**હ્રાઇ**=તેણીનો

**હ્રદા**=સદાનો, હંમેશ દરેક જમાનમાં ચાલે તેવા

**દાતા**=તે ચલાવી શકે (root aorist 3-1 atmane) અથવા '**દાત**' એટલે કાયદો અને '**દાતા**' એટલે કાયદાઓથી-મઝદદાત અહુરદાતથી. આ ક્રીયાપદ આજ્ઞાર્થ પરસ્મૈ ૨/૩ તરીકે તેમ **અ**૦ ભુત પરસ્મૈ ૨/૩ તરીકે તેમ ભુત કૃદંત નામ તરીકેબી ગાથામાં અન્ય અન્ય ઠેકાણે લેવાયનું છે. અહિંયાં root aorist ૩/૧ તરીકે લીધેલું દરોબસ્ત છે.

**ખ્ષયન્તો**=ચલાવનાર, ભલી હકુમતથી દોરવનાર.

**વાસ્ત્રા**=મીનો રીતની સુક્ષ્મપણાની તન મન રૂવાનની ખેતી કરવાનાં સાધનોથી-નીયમો પ્રમાણે

**ગઓદાયો**=ગવની ગતી આપનાર-જીંદગીને વધારનાર-મીનો સુક્ષ્મ તેમ સ્થુળ રીતની આબાદી કરનાર નીયમો-તરીકતો

**થ્વખ્ષો**=ચાલાક નહી ચુકે તેવો-દરેક રીતે પુરો પડી શકે તેવો

**કેમ**=કોણને;

**ઉશતા-અહુરૅમ**=હંમેશગીનું સુખ આપનાર ઉસ્તાદ-ગુરૂ-સાહેબ

**દ્રૅગવોદૅબીશ**=દુજી ગતીના માણસોથી (થયલી)

**અએષૅમૅમ**=બુરી ઇચ્છા, બુરા પ્રયત્નો.

**વાદાયોઇત**=(શકયાર્થ પરસ્મૈપદ ૩ જો એકવચન) પાછા હઠાવી શકે-સામે થઇ શકે.

## હા ૨૯ ના બીજા ફકરાની ક્ષ્નુમીક શરેહ.

**ગેઉશ તષન** એટલે ગવનો કહેતાં કુદરતનો ઘાટ ઘડનાર. ઉપર વાંચ્યું તેમ 'ગવ' તે કુદરત છે કે જેમાં સામસામી ગતીઓ સ્પેના અને ઘનાની હંમેશની લડાઇ ચાલ્યાજ કરે છે, અને આ ગવની કુદરત સ્પેનાને મદદ કરે છે અને ઘનાનો ભાર ખમ્યા કરે છે. આવી કુદરતને ચલાવનાર રૂવાનના કેહર્પ personification ને **ગેઉશ ઉરવા** કહે છે, અને તેની બઓદીક શકિતના કેહર્પને **ગેઉશ તષન્** કહે છે. કુદરતી કાયદાઓ જેઓ Phenomena ફીનોમીના તરીકે અને Noumena નોમીના તરીકે અને તેઓને જન્મ આપનાર અણુદીઠ શકિત–ગતીઓ તરીકે થઇ રહે છે તે બધાને ચલાવનાર દોરવનાર આ **ગેઉશો** છે. આ **ગેઉશોની** હકીકતથી–મુળ કારણથી આ વીશાળ કુદરત કે જેમાં સામસામી ગતી છે તે ચાલી રહે છે. આ બધાનું બ્યાન બહમનના હુમત–હુખ્ત તરીકેનું આ લેખકનાં **નીકીઝનાં** બીજાં પુસ્તકમાં છે અને બીજું વધારાનું બ્યાન **નીકીઝનાં** ત્રીજાં પુસ્તકમાં આવશે. ટુંકમાં એમ સમજવું કે જેને આપણે કુદરત કહીએ છીએ તેને ચલાવનાર હકીકતી મુળ આ ગેઉશો છે. વધુ કંઇક બ્યાન નીચે આવશે.

'અષેમ્': અષને ગેઉશ તષન સવાલ પુછી ચીતારાયલી છે તેમાં કંઇક અર્થ છે. અષ અને **ગવોઇ** બે શબ્દ અર્થસુચક છે. તેઓ બેઉ એકમેકને સમજાવી રહે છે. 'ગવોઇ' શબ્દમાં કઇ સાધારણ જગતનો ખાલી અર્થ રહયો નથી. ગવની જગત એટલે પાપ રહિતની જગત જે આ જડ જગતની **અંતર જગત** છે, જે તે જડ જગતના જીવસમાન છે તેને ગવોઇ કહે છે, કે જેમાં 'અક'=ગેરબંદોબસ્તી નથી માટે ત્યાં અષ છે–બંદોબસ્તી છે. હયાં ત્યારે અષને કુદરતનો મીનો પુછે છે કે ગવોઇ કે જેમાં અષનો રોહ હમેશ રહે છે–રહેવો જોઇએ પણ જે અષનો રોહ હમણા ત્યાં ખોરવાયેલો છે માટે તેને પાછો સ્થાપીત કરનાર રતુ, સરદાર દોરવનાર કોણ થવાનો છે? **અષ** તે બગ છે જે બધેબધ અષોઇની બ્યવસ્થા રાખે છે, અને અષોઇની બ્યવસ્થા–કાર્યસાધકપણું હમેશાં આ દેખીતી જડ જગતમાં નહિ હોય પણ ગવની અંતર જગતમાંજ તે હોય. આ ગવની અંતર જગત નામે ગવોઇમાંથીજ ૩૩ આલાતો ઉભા કરવામાં આવે છે. હયાં ત્યારે કહે છે કે આ વખતે કે જયારે જડ જગતમાં બુરાઇ હદની બહારની જામેલી છે અને તેનો ભાર–આંચકો ગવોઇને એટલે તે જડ જગતના જીવ–ઉસ્તાનને લાગ્યા કરે છે માટે તે જડ જગતની બુરાઇઓને કોણ દુર કરીને પછીથી તે જડ જગતના તે ઉસ્તાન–જીવ

સમાનની 'ગવોઇ'ની અંદર અષની બહાર પુર્ણતામાં લાવી જમાવી રહેશે. એમ તે ગવોઇને તે અંતર જગતને પુર્ણ અષની કરશે, એટલે આ જડ જગતમાં ધર્મની સંસ્થાઓ–પાવમહેલ વીગેરે કયારે અને કોણથી થશે અને તેને માટેની ગવની જગતમાં તેવી પાવીકતની તલેસમાતીક શકિતઓ ધરાવવાની લાયકાત કોણ લાવશે. હયાં દએવ યસ્ની કયારે તુટશે અને જરથોસ્તી દએન કયારે જામશે તેનો ભેદ રહયો છે. ગવોઇની જગત તો છે અને તેમાંથી યઝદાંન–પરસ્તીની આઇનો થઇ છે; પણ તે બધામાં જડતાનો અભડાત છે, માટેજ ગેઉશ તષન તે અભડાતને દુર કરાવનાર અષને પુછે છે કે કયારે અને કોણ મારફતે અભડાત દુર થશે વીગેરે. આમ ત્યારે ગવોઇને માટે સાધારણ જગતનો અર્થ ચાલે નહિ, પણ જડ દેખીતી જગતના જીવ જાન સમાનની, જડ જગતને ટેકવનારી અંતર જગતનો અર્થ તેમાં છે, અને તે અંતર જગતમાં અષનોજ ઇલાકો રહે માટેજ ગેઉશ તષન જે કુદરતની બુધ્ધીરૂપ શકિત છે તે અષને પુછે છે.

વળી હયાં 'ગઓદાઓ' શબ્દ છે, જેમાં ગવ જીવ જાનની શકિતને લંબાવીને બદીને તોડવાનો એટલે અષની વ્યવસ્થા જમાવવાનો અને તેવી વ્યવસ્થા લાવી આપે તેવી સંસ્થા અને તરીકતો યસ્ન વીગેરેનો ભેદ ઉભો કરવાનો ભેદ રહયો છે. 'ગઓ' શબ્દમાં જીવ–ભલી કુદરતની ભલી તાસીર અને તે બધાનું જ્ઞાન અને 'દાઓ' એટલે તે બધાનો આપનાર આવો અર્થ છે. ત્યારે અશો જરથુસ્ત્રને 'ગઓદાઓ' કહયા છે. ગવની સફેદ બાજુની શકિતને જોર આપનાર અને સ્થાપનાર, તરીકત યસ્ન વીગેરે કે જેમાં ગવની શકિત રહે છે તે આપનાર, બુરાઇને તોડવાની હીકમતનો રાખનાર, જડતાના મોતને દુર કરનાર કહયા છે.

'વાસ્ત્રા' શબ્દમાં ભલા નીયમો, ભલા કાયદાઓ, ભલી સંસ્થાઓ, દીની સંસ્થાઓનો અર્થ રહે છે. 'ગઓદાઓ'=ગવનો ભેદ દુન્યાને આપનાર, જડવાદની ટુંકી જીંદગીને લંબાવીને ભલાઇમાં પંથરાવનાર જરથુસ્ત્ર 'વાસ્ત્રા'થી એટલે ભલા દાતથી, દુજ પરહેઝના–દએવને નીમુંળ કરવાના દાતથી–દીનની ભલી સંસ્થાથી 'ગવોઇ'ની અંતર જગતને આરાસ્તે કરશે, કે જેથી જડ જગત ઉપર શુભ અસર થઇ શકે.

જરથુસ્ત્રને હયાં 'ઉશ્તા અહુરૅમ' કહયા છે. ઉશ્તા એ ખોરદાદના અખંડપણાથી આવતી અમરદાદની અમર ગતીનું પરમ સુખ છે. આવી ઉશ્તાનો સાહેબ જરથુસ્ત્ર છે, જેવણ જે કંઇબી કરશે તેમાંથી ઉશ્તાનોજ નતીજો આવશે એટલે તેવણ અમર ગતી લાવશે એટલે દુખ દરદ–મોતની બીમારીઓ–૯૯૯૯૯ તએષોને દુર કરશે.

'ઉશ્તા અહુરૅમ' શબ્દ કહે છે કે જરથુશ્ત્ર ગવની અંતર જગતને 'અષ'ના પુરા ઇન્નાકાની કરીને તે મારફતે બહારની જગતમાં તેવી ભલાઇ આણુશે, જેથી બધેબધ અખંડતા આવતી જશે અને દુખ જઇને ઉશ્તા પંથરાશે. ત્યારે ઉશ્તા-**અહુરૅમ્ એટલે ઉશ્તાનો સાહેબ તે છે કે જેવણુ જ્યાં જાય ત્યાં ઉશ્તાજ જામે. આમ જરથુશ્ત્ર આ જડ જગતને ઉશ્તાની અમરગી મેળવી આપનાર ઠરેલા છે** અને એમ ઉશ્તા અહુરૅમથી ગવની અંતર જગતને જોરે જડ જગતમાંથી બુરાઇ જઇને અમર ગતી આવશે, માટેજ કહે છે કે તેવણુ '**દ્રૅગ્વોદેબીશ**' એટલે દરવંદોમાંથી નીકળતી '**અએશ્મૅમ્**'= એશમ દેવની ગતીને નીરમુળ કરશે, એટલે જડ જગત કે જેમાં અવધી છે તે જડ જગતનેબી 'ગવોઇ' જેવી કરી નાંખશે. એમ ત્યારે **ગેઉશ તષન્-ગવોઇ-ગઑદાઓ-ઉશ્તા અહુરૅમ** શબ્દો અર્થસુચક છે, જેઓના લોધતીક મઅનીમાંજ ખરો તત્વ પડેલો છે. વળી જરથુસ્ત્રને 'ક્ષયન્તો' કહયા છે, કેમકે તેવણુને 'ગવ'ની ગતીનો અધીકાર દાદારથી મળેલો છે. માટે તેવણુને 'રતુ' એટલે દાદારના નાયબ કહયા છે, જેવણુ ત્યારે ગેતીમાં કુલ મુખત્યાર છે એટલે 'અહુરા'=મુખી છે. ટુંકમાં આ છે કે હા ૨૯ ના પહેલા બેઉ ફકરામાં જડ જગતમાં જે હવસોના ઉછાળાઓ છે તેઓને સમા કરવા કુદરત જરથુશ્ત્રની આમદની વાર જોય છે. આ બીજા ફકરામાં ઉંડી તાવીલ છેઃ—

## ગેઉશ ઉરવાના ગૅરૅજદા મનનની વધુ હકીકતનું બ્યાન: ગેઉશ તષનની તેમાં જગા.

હયાં ગેઉશ ઉરવાનાં મનનની વધુ હકીકત જણાવેલી છે. ઉપર ગેઉશ ઉરવાનું મનન થયું તે જોયું. તે મનનમાં શું શું વીચારો ચાલે છે અને તે મનન કોણુને પુગે છે, તેમાંથી શું નતીજો આવે છે તેને હવે પછીના હા ૨૯-૨ માં કહે છે. હયાં **ગેઉશ તષન**ની વાત આવે છે અને ગેઉશ તષન અપને પુછે છે એમ જણાવ્યું છે. ત્યારે આ ગેઉશ તષન શું છે-અષ શું છે? અને કહે છે કે ગવને સારૂ અષે શું બંદોબસ્ત કીધો છે તે ગવ ત્યારે શું છે?

ઇનસાન જ્યારે પુખ્ત વીચાર કરે છે ત્યારે તે પોતે પોતાના વીચારોને ચોકકસ બાબદ ઉપર બરાબર મુકેલા રાખીને વીચારોને ગોખીને તેમાંથી જવાબ મેળવવા માંગે છે. વીચાર કરવાની ગતી તેના ભાનથી છે. ભાનને 'પંજ-ઇ-ઝરવીકશે-બાતેન' કહે છે. આ પંજ-ઇ-ઝરવીકશે-બાતેનની ગતી બહારથી આવીને તેનાં ભેજાંના ઉપલા ભાગની ઉપર પડે

છે અને ત્યાંથી ભેજાંના મરકઝોમાંની અક્કલને ચલાવવાની ગતી ઉપર પડે છે. આ ઝરવીકશની ગતી તે રૂહના ધર્મના બાપો જેઓ નીસ્તી અને હસ્તીમાં છે, જેઓ મોક્ષે પુગે છે યા પુગેલા છે, તેઓની રહે છે, અને આ ઝરવીકશની ગતીને તે ઇનસાનના તખ્મના પ્રવાહથી એટલે સૈયારાથી જેત મલીને તે ઇનસાનની ઉપર મોકલવામાં આવે છે. ત્યારે **મનનમાં તે ઇનસાન પોતાનાં ભાનની મારફતે પોતાના ધર્મના બાપની સાથે જોડાઈ જાય છે, જેની આગળ વધેલી ગતી અહુરમજદ લગી પુગી હોય છે, જેને જોરે તેને રસ્તો સુજે છે.**

હયાં ગેઉશ ઉરવા મનન કરે છે. **ગેઉશ ઉરવા** એક મીનો શકિત છે જે ગાથા નામની યઝતી શકિત જેવી છે, અને તે ઇનસાનના રૂવાનોના ધર્મના બાપ રૂવાન જેને **દખુલ રૂવાન** કહે છે તેના બાપના બાપ જેવી છે. **એમ ઇનસાનોનાં રૂવાનની સાથે ગેઉશ ઉરવાને સગાઇનો સંબંધ છે માટેજ પોતે ગેતીમાં ઉતરીને ઇનસાનને તારવા માંગે છે.** પણ આ ગેતી-નીસ્તી નર નારીના ભેદમાં ચાલે છે, એટલે આ ગેતીમાંની દરેક વ્યકિતનાં રૂવાનો નર નારીમાં વહેંચાયા છે અને એમ થવુંજ જોઇએ એ સામાન્ય કાયદો છે. એ કાયદાને અંગે ગેઉશના મુળ રૂવાનના પણ બે ભાગ થયા છે: એક '**ગેઉશ ઉરવા**'; બીજો '**ગેઉશ તષન.**' આ બે ઉરવાનોએ નીસ્તીની જગતને પોતે ઘેરી લીધી છે અને ગેતી અને પાતાળ જે નીસ્તીનો દુરનો છેડો છે તેમાં **ગેઉશ ઉરવા** છે, અને '**નીસ્તી-એ-મ્યાના**' જે તેનો શરૂઆતી ભાગ છે તેમાં **ગેઉશ તષન** છે. ગેઉશના આ બે ઉરવાનોએ એમ નીસ્તીની બ્રહ્માંડને ઘેરી લઇને તેમાં ઉતરતી વ્યકતીઓ જેઓબી એમ નર-માદામાં વહેંચાયલી છે તેઓને એકમેકમાં મેલવીને **પોતે બેઉ ગેઉશો આખરે મળી જશે જ્યારે ફ્રશો-કેરેતી થશે.**

ત્યારે '**નીસ્તીએ-મ્યાના**' કે જેને "**મીસ્વાને-ગાતુએ-દુવ્વમ**" કહે છે ત્યાં નીસ્તીના અનાસરો બનાવવાનું કારખાનું છે. તેમાં પાયુ-થ્વોરેસ્તાર યઝતો કામ કરે છે જેને '**ગેઉશ તષન**' મદદ કરે છે. યઝતો 'ગેઉશ તષન'ની મદદથી દરેક વ્યકતીને બનાવે છે-પુર્ણ કરે છે-જીંદગીમાં જીવી શકે તેવી કરે છે, અને '**ગેઉશ ઉરવા**' પછી તેઓને તેઓનાં ઉતરવાનાં મરકઝોમાં ઠર પાડે છે. આમ 'ગેઉશ ઉરવા' અને 'ગેઉશ તષન'નું કામ છે. નીસ્તીની કુદરત જે ચાલી રહી છે તેની હકીકતમાં આ બે **ગેઉશો** છે જેઓ ખુદ અષના હમકાર મહેર-રશ્નુ વીગેરેથી ટકવો

મેળવે છે. ત્યારે દુન્યામાં જે કુદરત કાર કરે છે તેને **ગેઉશ તષન અને ગેઉશ ઉરવા** એમ બે ભાગેની કહી છે. ગેઉશ ઉરવા ગેતીમાં જડતામાં આવેલી છે અને ગેઉશ તષન ઉપર સુક્ષ્મતામાં રહીને ગેઉશ ઉરવાનના **'પંજે-ઝરવીકરા'** તરીકે ભાન આપનારો વીચાર તરીકે થયલી છે. એમ ગેઉશ ઉરવાની બઓદ તે 'ગેઉશ તષન' થઇ છે; એટલે **ગેઉશ ઉરવા** મનન કરે છે ત્યારે **ગેઉશ તષન** જે તેનું ભાન છે તે કામ કરે છે. ગેઉશ ઉરવાનાં મનન-વીચારો ઘણુાજ સાબેત અને સચેત છે એટલે તે વીચારો જે ગેઉશ ઉરવાનનાં ભાન નામે ગેઉશ તષનથી થાય છે તે વીચારોને ગેઉશ તષન કહે છે. ઇનસાનોના પુખ્ત વીચારોમાંબી ગેઉશ તષનનીજ ગતી છે, કેમકે ઇનસાનનાં રૂવાનની અંદર હુવી હતી એટલે રૂવાનની 'રય' યાને જ્ઞાનનાં આબમાં હુવીઅત કહેતાં અજ્ઞાનતાનો કચરો હતો. રૂવાનની રયમાં આવી ચઢેલી આવી હુવીને સુધારવાની હતી માટે તે હુવીને ઘાટ આપીને ખેડવાની હતી એટલે રયનાં સુક્ષ્મ પાણીમાં મર્જ કરાવવાની હતી. આવી અજ્ઞાનતાની ગતી રયમાં હોવાથી રૂવાનો દાદારની આણ માનવામાં કચાસ કરતાં હતાં. જ્યારે આ હુવીના કચરાને તે રૂવાનોની રયમાંથી બહાર કાઢવામાં આવ્યો, ત્યારે રૂવાનો ભેદ સમજી ગયાં અને પોતે તે હુવીને સુધારવા દુવા કરવા લાગ્યાં. રૂવાનોની આ દુવા ફળી અને દાદારે પાયુ-થ્વોરેસ્તારોને તે કામ સોંપ્યું. પાયુ-થ્વોરેસ્તાર યઝતોએ રૂવાનોની બહાર પડેલી આ હુવીમાં તે રૂહોની ગવ કહેતાં રૂહોની ભલાઇ ઉમેરીને તે ગવના **'સ્નથ'**=ટેકા ઉપર તે હુવીના કાદવમાંથી રચના કાઢી. એમ તે હુવી અને ગવમાંથી એક જવાબ કાઢયો જેને **તન** કહે છે, કે જે તનને પછી તે **'સ્નથ'** ઉપર મજબુત કરીને ખેડીને સુક્ષ્મ કરીને તે રૂવાનની રય જેવું કરે. પણ આ તન પેલી ગવની **'સ્નથ'** ઉપર ટકે અને તરીપાર પડે તેવું જબ્બર લાગ્યું નહિ; તે તનમાં કઇ સબુતી હતી નહિ. ઉપર વાંચી ગયા છીએ તેમ ઘણુાજ દુરના નહિ કલ્પી શકાય તે વખતમાં હુવીએ રૂવાનની રયમાં રહી રૂવાનને અહુરમજદની સામે બળવો કરાવેલો, તેજ હુવી જ્યારે રૂહની રયમાંથી બહાર પડી અને ગવ સાથે મળી ત્યારે બોલવાની અને ઉભા રહેવાની ગતીબી રાખી શકી નહિ. એમ હુવી તદદનજ નાપાયદાર માલુમ પડી કેમકે તે હુવી એટલે દ્રવાઓ ગવનાં મીશ્રણ છતાંબી જીવને રાખી શકી નહિ. આમ થયું ત્યારે ગેઉશ ઉરવાએ અને ગેઉશ તષને પોતામાંની તેમ **'અપાંમ્ નપાત્'**ની બરકત દાદારના હોકમથી સંઘરીને તે તનના **'સ્નથ'**=ગવના ટેકામાં તે બરકતને ઉમેરીને પછી તે ટેકા મારફતે તે તનમાં વધુ જોમ આપીને હાડમંદ તન ટકે-ભોગ-

વટો કરી શકે અને પાર પડી શકે તેવું કરી આપ્યું. આમ ગેઉશોએ જડ તન ભોગવટો કરે તેવું ઉભુ કરવા ફાળો આપ્યો. એમ ગેઉશ તષન અને ગેઉશ ઉરવા બેઉએ તે તન બનાવવામાં પોતાની ગવની ગતી એટલે કુદરત જે બહાર જામી રહી છે તેનો ભાગ આપ્યો. ગેઉશ ઉરવાએ તેની અંદર રહેલી કુદરત મારફતે અંગો-ભેજું બનાવવાના પુખ્ત અનાસરો થાય તેવી આવશ્યકતા ઉભી કીધી, અને ગેઉશ તષને તે અંદર રહેલી કુદરત મારફતે અનાસરે અનાસરમાં ચેતન રહે અને ભેજામાં મન શકિત અકકલ અને ભાનની ગતી થઇ રહે એમ કરી આપ્યું. એમ ત્યારે ઇનસાનમાં તેની બુધ્ધીનાં જોરને ચલાવનાર જે અંતકરણ છે તેમ ભેજું અને જ્ઞાનતંતુનું ઝાડ છે તે બધું એટલે તનુ-અઝદ-ગએથાનો ગુહય સંબંધ છે, તે બધું ગેઉશ ઉરવાથી છે, અને તે અંગોમાં જે બુધ્ધીનું જોર છે તે ગેઉશ તષનના ઉછીના અનાસરોની ગતીને લીધે છે. આમ છે માટેજ મરણ પછી રૂવાન પોતાના અનાસરોનાં થયલાં પોતાનાં કેહપંમાં રહે છે અને આ તનુના આ ઉછીના અનાસરોને દહમને ઇલાકે ચોથે દહાડે ચેહારમને દીવસે સોંપે છે. એમ ઇનસાન જયારે પુખ્ત વીચાર કરે છે ત્યારે તે ઇનસાન વિચાર કરતી વખતે ગેઉશ ઉરવા અને ગેઉશ તષનનીજ ગતી વાપરે છે. ત્યારે ગેઉશ ઉરવા પોતે ગેતીને ચલાવવા મનન કરી રહે છે, અને તેમાં આગળ વધેલા નરો જેઓની ગેતીને ચલાવવા માંગે છે તેઓ ઉમેરાય છે ત્યારે ગેઉશ ઉરવાનું મનન અને તેણીની સાથે સાથે ભલા નરોબી તેવું મનન કરે તે બધું મનન જે થાય છે તેની ગતી ગેઉશ તષનથીજ છે. એમ તે મનન ખુદ ગેઉશ તષનથીજ છે, માટે તે મનનને ગેઉશ તષન કહે છે. અને આ ગેઉશ તષનને હસ્તીના યઝતોથી છેક અદીંબહેસ્ત લગીનો સંબંધ છે કેમકે તે બધા આ ગેઉશની ઉપરના સીલસીલામાં છે એટલે ગેઉશના બાપો છે. માટે તે મનન પછી પોતે નીરતીથી હસ્તી તરફ છેક અષ-વહીસ્ત લગી ઉડે છે. આમ ત્યારે ગેઉશ ઉરવાની ગૅરૅજહા=મનનમાં સીરફ ગેઉશ ઉરવાજ નથી એટલે અશાઉનાંમ ફ્રવષિ નામની શકિતઓ નથી પણ તેણીની સાથે પઓઇર્યો-ત્કેશનાંમ અને અષોનાંમનાં આગળ વધેલાં રૂવાનો એટલે અશોનાંમ*

---

* અહિંઆં નોંધ લેવી કે દાદારથી તે રજેરજ લગીના ઉરવાન બઓદ અને તેઓને લગતા કેહપોંમાં જે કંઇ શકિત છે તે ફ્રવષિને લીધેજ છે. ફ્રવષિમાં તે અહુ તરફની અડગ તાબેદારી બુન્દક મનશ્ની છે જેથી તે અહુનો સંબંધ તે તાબેદારીની આરમઈતીથી અને તે આરમઈતી સાથના રશ્નુ અને

(ફુટનોટ માટે જુઓ પાને ૯૧ મે).

ક્રવષિનાંમની શકિતઓબી છે. આવી બે કુલ્યાતી શકિત સાથનું મનન એકજ સરખું છે. તે મનન પુખ્ત છે. એટલે ગેઉશ તષનની પુર્ણ ગતીનું ખુદ ગેઉશ તષન છે, જે પછી ઉપર ચઢે છે, મનન પુખ્ત થતું જાય છે અને યઝતોને પુગે છે. તે ઉપરનાં મરકઝોમાં ચઢે છે; પહેલે સ્તર્દ પાયાને પુગે છે, પછી તેની ઉપરના માહાપાયાને પુગે છે, પછી ખુર પાયાને પુગે છે, પછી ગરોન્માનને પુગે છે કે જયાં અષ છે—અહુરમઝદ છે જેવણુ અમશાસ્પંદોની સાથે ત્યાં રહીને નીસ્તીને ચલાવે છે.

ત્યારે ગેઉશ ઉરવા ગૅરૅજદા કરે છે, પુખ્ત ઉંચે ઉડે તેવું મનન

---

(પાને ૮૦ મે થી ફુટનોટ ચાલુ).

યઓનથી થઇ રહે છે. કુદરતમાં આવી ક્રવષિની શકિતના બે મુળ વિભાગો છે. એક વિભાગની શકિતને **અષાઉનાંમ**ની શકિત કહે છે અને બીજા વિભાગની શકિતને **અશોનાંમ**ની શકિત કહે છે. અશોનાંમ શબ્દનું વૃધ્ધિનું રૂપ તે અષાઉનાંમ છે એટલે અશાઉનાંમની શકિત તે અશોનાંમથી વધુ છે એટલે અશાઉનાંમની શકિતવાળા રૂવાન બઓદને અશોનાંમની શકિતવાળા રૂવાન બઓદ કરતાં વધુ અધીકાર છે. અશાઉનાંમની શકિતના અધીકારવાળા રૂવાન-બઓદ ૩૩ અહુ અને ૩૩ રતુને લગતા છે જેઓ બધા અહુરામાં મળી શકે છે અને બહાર પડીબી શકે છે, જેઓને હદ-ના-તનસુશના ભેદના કહયા છે, જે બધામાં ત્યારે **આરમઈતી** એકસરખી છે, માટે **રશ્નુ**ની ગતી એકસરખીજ છે, માટે તેઓ બધા એકસરખી **યઓન**માં મિશ્રમાં હોવે તે અહુરામાં રહી શકે છે એટલે અહુરાના મિશ્રમાં **હમેમ મનો**ના થઇ શકે છે. પેલા અશોનાંમની શકિતના અધીકારવાલા રૂવાન-બઓદ માનવ અને નીસ્તીએ-અવલની વ્યકિતઓને લગતા તેમ અરવાહીઓની વ્યકિતઓને લગતા છે. તેઓ બધા અહુરામાં **'હદ'** થતા નથી એટલે બેસી શકતા નથી માટે તે બધાની આરમઇતીની ગતી એકસરખી રહેતી નથી. પણ તેઓ અશાઉનાંમની શકિત મારફતે અહુરા સાથે રાદ પેવંદમાં આવી શકે છે એટલે **મિશ્રથી**-તેમ અઇપિમાં પડતી બરકકત નામે **ખરેનોથી** તેમ **ઉશ્તાનથી** સંબંધમાં આવી શકે છે—માટે તેઓમાં ઉંચા નીચા દરજ્જાઓ છે. ત્યારે અશોનાંમ ક્રવષિ નામની શકિતવાલાઓના ત્રણ વિભાગો છે: (a) **ઉંચમાં ઉંચ** વિભાગને નબાનજદિશતનાંમ ક્રવષિનાંમની શકિતવાલા કહે છે; (b) તેથી બીજે નંબરના વિભાગને પઓઇર્યોં તકએષનાંમ ક્રવષિનાંમની શકિતવાલા કહે છે; અને (c) છેલ્લા વિભાગને અશોનાંમની શકિતવાલા કહે છે એટલે અશોનાંમના મુળ વિભાગનો છેલ્લો ભાગ કહે છે. ત્યારે એ ત્રણે વર્ગની શકિતઓ અશોનાંમની કુલ્યાતી રીતની અને કાંતો નબાનજદીશતનાંમની કે પઓઇર્યોં તકએષનાંમની કે અશોનાંમની જુઝવાબી રીતની કહેવાય. એક તનજનુલમાં તનજનુલ માણુસનું રૂવાન અશોનાંમની જુઝવાવી ગતીનાં હેઠલા પ્રકારમાં આવી શકે છે.

કરે છે, જેમાં જરથુસ્ત્રના પેશ-રવો નામે પઓઇર્યો-તકએષોનાં મનનથી ઉમેરાય છે, (કેમકે ગેઉશ અને તેઓ સાથેજ છે હમકાર છે-તેઓનાં મનન પુખ્ત છે). તે ગેઉશ ઉરવા ગેરેઝદા-ગેઉશનું મનન ઉંચે ચઢે છે એટલે પુખ્ત મનન નામે ગેઉશ તષન ઉંચે ઉડે છે, મનન ઉંડુ થાય છે, અને પહેલે પાયુ-થ્વોરેશ્તાર પાસે જેને 'ક્ષ્મઇબ્યા' શબ્દથી હા ૨૯-૧ માં ઓળખ્યા છે તેઓને પુગે છે. પાયુ-થ્વોરેશ્તાર સ્તદ પાયામાં એટલે ગીસ્વાને-ગાતવે-અવ્વલને લગતાં આસમાનમાં અને પછી માહા અને ખુરનાં આસ્માનોમાં છે તેઓને પુગે છે, પછી ઉપર છઠ્ઠાં ગરોન્માનનાં અસ્મને પુગે છે કે જ્યાં અષ છે. ત્યારે આ ફકરાઓમાં ગેઉશ ઉરવા પહેલે 'ક્ષ્મઇબ્યા'ના યઝતોને પુછે છે અને પછી તે મનન વધુ ઉંડુ થઇ ગેઉશ તષન થઇને અષને પુછે છે એમ જે કહયું છે તેને આવો ઉંડો અર્થ છે કે ગેઉશ ઉરવાનું મનન પહેલે ગેતી, પછી સ્તદ પાયા, પછી માહા અને ખુર અને પછી છેક અષ લગી ગરો-ન્માન લગી અહુરમજદ લગી ગયું. આ બાબદને બુનદેહશ્નની કેતાબમાંથી એમજ વર્ણવી છે. ત્યાં સાફ કહયું છે કે ગેઉશ ઉરવા ગૅરૅજદા કરતી પોતાનો મક્કમ ઠરાવ જાહેર કરતી કરતી ઉપર સ્તદ પાયામાં, પછી માહા પાયા-ખુર પાયામાં, પછી ગરોન્માનમાંથી ગઇ. બુનદેહશ્નના લખનારે જે લખ્યું છે તેની ઉંડી મતલબ હવે સમજ પડશે અને **પહેલવી લખનારા અવસ્તાને કેવી અચ્છી રીતે સમજતા હશે અને આજે આપણે કંઇ સમજતા નથી તેનો ખ્યાલ આવશે, અને ઇલ્મે-ક્ષ્નૂમની સમજની ઉપ્યોગીતાની કદર થઇ શકશે.** ત્યારે ગેઉશ તષને અષને પુછ્યું તે શબ્દાર્થમાં આવી ઉંડી તાવીલ છે.

## ગાથા હા ૨૯-૨ ના શબ્દોની તાવીલ.

હયાં 'ગવોઇ રતુશ'=ગવ સારૂ નેમાયલો સરદાર એમ શબ્દાર્થ છે. ગવ એટલે શું? ગવનો અર્થ દુઇની સામસામી ગતીનો ભેદ રાખતી કુદરત તરીકેનો-જીવજાન તરીકેનો-ભાર ખમતી ગોરપંદી ગતીનો તરીકે અને આ બધું જગતમાં ગેતીમાં રહયું છે-જેથી ગેતી ખુદ જીવતી છે, માટે તો જગત તરીકેનો અર્થબી લે છે. પણ ગવનો અર્થ ખાસી દેખીતાં જગતથી જરા જુદો છે. ગેતી કે જે ગવ અને હુવીનાં મીશ્રણથી છે તેમાંની ગવથી તો ગેતીનો દમ ચાલે છે. ગેતીની-તેને જીવડાવતી આ ગવ જેમ તેની વસ્તીનાં ઉરવાનોમાંથી થયલી છે, તેમ ગેઉશ ઉરવાની ગવની ગતીમાંથી થયલી છે. **તે ગવજ ગેતીનો દમ જીવજાન છે, જે અંતર જગત તરીકે રહી છે. આ અંતર જગતજ ગેતીનો**

મુળ ભાગ છે. દુન્યાની આ ગવ નહિ હોય તો તે દુન્યાની વ્યવસ્થા થઇ શકે નહિ અને કોઇની વ્યકિત કે ગેતી રહી શકે નહિ, માટે કહે છે કે ગવને સારૂ કયો સરદાર નેમાયો છે. 'ગવ' એટલે ગેતીનો જીવનપ્રાણ જે વગર ગેતી રહી શકેજ નહિ તે. જો ગેતીની ગવ ઉપર જુલ્મ પડે તો ગેતી ચાલી શકેજ નહિ, માટે ગવને ટેકવવીજ જોઇએ એટલે કહે છે કે ગવને સારૂ તેની દોરવણી હીફાઝત સારૂ કોણ નેમાયો છે. જેમ આપણા શરીરમાંની તબીઅતને ગવ કહે છે તેમ ગેતીની 'તબીઅત'–ગેતીનો દમ–ખરૂં અંતર જગત કે જેથી ગેતી વસવા લાયક છે તે તબીઅતને "ગવ" કહે છે. આ ગવને પહેલવીમાં ગોસ્પંદ તરીકે ઓળખે છે.

અષ=વ્યવસ્થા. આ અષના બગને અષવહિશ્ત કહે છે. હસ્તીમાં તેવણ છે તેમ નીસ્તીમાં તેવણ પોતાના હમકાર મહેર–રસ્તુથી કામ કરે છે, અને ગેતિશ તષન અને ગેતિશ ઉરવા જેઓ નીસ્તીને ચલાવે છે તેમાં અષની ગતી મુકી રહયા છે. ત્યારે અષ તે ગવને ટેકવનાર શકિત છે જે અષ વહિસ્તથી છે. જો અષ હોય નહિ તો ગેતિશોની ગતી ટકી શકે નહિ, અને ગેતિશો નહિ હોય તો 'ગવ'=ગેતીનો દમ ચાલે નહિ, અને જો ગવ ગેતીનો દમ નહિ હોય તો જગતની જડ બહાર રહે નહિ અને ગેતી ચાલી શકે નહિ. એમ અષ તો મુળ પાયોજ છે. માટે હયાં અષને પુછવામાં આવે છે. દરેક વ્યકિતને અને ખુદ ગેતીની બનાવટને પાયુ–ઠવેરેસ્તારે તેઓને લગતા રૂવાનો સાથની હુવીઅત અને ગવના મેલાપથી કીધી છે. ગવ અને હુવીના મેલાપથી જે તત્વ થય છે તેને 'વોહુન' કહે છે. આ વોહુનમાં ઘણી પાયદારી નહિ હોવે યઝતોએ ગેતિશોની પાસેથી વધુ ગવ મેળવીને તેનો ઉમેરો તે વોહુનમાં કીધો. રૂવાનોમાંની ગવ તેમ ગેતિશોથી મળતી ગવના ટેકાની ઉપરજ વોહુનના કાદલને જડ તન અને જડ જગતની રચના તરીકે કામે લગાડયો છે. એમ ગેતિશોએ આ હાડમંદ જગતને ઉભુ કરીને ટેકવ્યું છે. ગેતિશો ખુદ અષને રાખે છે અને તે અષના જોરેજ કુદરતને ચલાવી શકે છે. ઉપર જોઇ ગયા કે ઇનસાનોનાં રૂવાનો સાથની હુવીઅત=દ્રવાઓ–અન્નાનાતા જે રૂવાનની રયમાંથી બહાર પડી તે રૂવાનની રયમાંથી બહાર પડયા પછી તદન સુસ્ત–ઘણી નાકુવ્વત માલમ પડી. રૂવાનની રયમાં તે હુવી હતી ત્યારે જે જાહેલ્યત તે બતાવતી, તેની જાહેલ્યતનો જોશ જ્યારે હુવી તે રયમાંથી બહાર પડી ત્યારે નરમ પડી ગયો. આવી લાચાર પડેલી હુવીની દાદ તે રૂવાનોએ ખુદે લીધી. તે રૂવાનોએ પોતાની અંદરની ગવનો દમ તે હુવીમાં ફુંકીને તેને હુસ્યાર કરવા માંગી, પણ તે તો નબળીજ દેખાઇ,

અને જ્યારે તે હુવીમાં રૂવાનોના 'ગવ'ના ઉમેરામાંથી તન ઉભું કીધું ત્યારે તે તન કંઇ સાબેત ઉભું રહી શક્યું નહિ–કાચું રહયું. એમ નીસ્તી–ગેતીમાં ઉતરતાં રૂવાનોની અંદરની ગવ પોતે હાડમંદ તન કે હાડમંદ ગેતી બનાવવામાં કારી નથી. એમ હતું માટેજ પછી ગેઉશોએ **'અપાંમ નપાત'**માંથી તત્વ કાઢી આપીને જડ તન અને હાડમંદ જગત જે નબળાં જેવાં થયલાં તેઓમાં સખુતી આણી આપી. આમ કુદરતની શક્તિઓએ તે શક્તિઓના રાખનાર ગેઉશોએ હાડમંદ જગતને અને હાડમંદ કાયાને ઉભી કરીને તે બધાંની ઉપર પોતાની તકેદારી રાખી છે. એમ ત્યારે ગેઉશોએ–તેઓની કુદરતે નીસ્તીના આ જડ હાડમંદ જગતને અને માંહેલા અગણીત મરકઝોમાંના દરેકને–તે માંહે રહેલી આપણી ગેતીને ઘેરી લીધા છે. ગેઉશ તષન ઉપલા ગોળાર્ધમાં અને ગેઉશ ઉરવા નીચલા ગોળાર્ધમાં છે. જેમ કુલ હસ્તી અને યઝતોનો પાયો આતશ અને અષ છે તેમ તેજ પાયો ગેઉશોમાંબી છે–એમ ગેઉશોમાં **અષ** છે–સંપુર્ણ રીતની છે માટે તો તેઓ કામ કરી શકે છે–એમ જગતની ભલી વ્યવસ્થા માટે **અષ** વગર ચાલેજ નહિ. ત્યારે ગેઉશ તષન ગવની અંતર જગતની વ્યવસ્થા માટે તે અષનેજ કાંય પુછે છે તેની સમજ પડશે, અને ગવને સારૂ કયો સરદાર નેમાયો છે તે ગવ શું છે તેનીબી સમજ પડી શકશે. ઉપર જોઇ ગયા છીએ કે રૂવાનોની હુવીઅત–દ્રાવાઓની છેતરામણુને માટે નીસ્તીગેતી થઇ છે. ગેતીમાં–ગેતીના રજેરજમાં ત્યારે હુવી અને ગવનું મીશ્રણ થયલું છે. હુવી અને ગવનાં મીશ્રણથી **વોહુન**ની ગતી થઇ છે, જેમાં ખેંચાણો છે, જેઓ પતમાન ઉપર નહિ રહેવે જોસનો ખાઈ રહે છે, જેને હવસ કહે છે. ત્યારે હુવીઅતના દ્રવાઓને ગવની વાસના–સબક મળવે–જીવ મળવે તે સબક પામેલો થાય છે, પણ કાચો રહી જાય છે. માટે તેને વધુ સબક આપવા ગેઉશોની ગવ સાથે ઉમેરાય છે, જે ગવ જીવજાન કરી આપી તેમાં કુદરત વસાવી તેને **'જોરાને–જાન'**નો ભાસ અપાવી રહે છે. ત્યારે હુવી તે દ્રવાઓની ગતી છે જે તદન છેતરામણુમાં છે. પણ **શીખેલી હુવી એટલે ગવનાં બંધનમાં આવેલી હુવી તે વોહુન** છે, જેમાં કયાસ હોવે હવસો છે, જેને ગેઉશોની ગવના જીવજાન અને જાનની શક્તિ નામે મનશ્નની–ગવશ્નની–કુનશ્નની–વીર–હોશ–ખેરદથી વધુ શીક્ષણો મળી રહે છે. ગવ **ત્યારે તે પરદુખભંજનનું તત્વ છે જે બીજાને માટેજ કામ કરી રહી છે. ગવમાં જ્ઞાન છે, તે સચેત રહે છે અને ખુદ–પરસ્ત્ થતું નથી.** ગવ જીવજાન આપીને,

વોહુનનો ભાર ખમી ખમીને વોહુનને પોતાનાં જોરાને-જાનથી સુધારવા મથી રહી છે. ત્યારે કુલ નીસ્તીના જગતમાં તેમ ગેતીમાંની રજેરજમાં આમ વોહુન અને ગવની જોડ છે, અને તેથીજ સંસારની લગામ રજેરજની ઉપર ચુસ્ત રીતે લાગેલી છે. **વોહુનમાં સંસારની મેખ જબ્બર રીતે ઠોકાઇ છે.** વોહુનની અંદરનો છેતરામણુ હજુર વોહુન સાથની ગવથી પુર્ણ રીતે સુધરી નથી. એમ વોહુનને હુવીઅતનું માંગતું લેહણું રહયું છે. જયારે વોહુનની હુવીનું માંગતું લેહણું જશે ત્યારે તે હુવી અને ગવ 'સમ' થઇ જઇ મળી જશે. આજે તો સામાન્ય માનવ કે સામાન્ય ચીજ-વસ્તુમાંના અનુમાં જે વોહુન અને ગવ છે, તે વોહુન ખુદ છેતરામણુમાં માટે કંઇક રીતના માંગતા લેહણામાં છે. એમ 'કસર'ની ગતી વોહુનમાં છે તેથી તો વોહુનને દાદારે સંસારમાં એવી બાંધી છે કે તે 'કસર'ને માટે કહેતા તેનો બાપ દીકરો તરીકેનો અને પૈસો ટકો વીગેરેનો ભોગવટો ભોગવવા અર્થે તે ભોગવટાઓને માટે ખુદ જીવતો રહીને તે કસરમાં રાજીખુશીથી પકડાઇ રહેલો છે. આમ ત્યારે અનુએ અનુમાં ગવ અને વોહુન એટલે છેતરામણુનો જુસ્સો છે. એમ માંગતું લેહણું હજુર અપાઇ રહયું નથી. દ્રવાઓની હુવીની છેતરામણુની પકડ હજુર છે. ત્યારે તેઓનું કંઇભી માંગતું લેહણું હોય તે આપી દેવું જોઇએ, કે જે પછી હસ્તીને મળાય. ત્યારે **હવસો ઉપડે છે તે વોહુનમાંની હુવીના દેવના માંગતાથી થાય છે.**

આ માંગતું જેટલું હોય તેટલુંજ આપવા **દાત**=કાયદાઓ અને કાયદાઓના રાખનાર **'ક્ષયન્ત'** થયા છે. આ **'ક્ષયન્ત'** ખુદ પોતે ક્ષથ્રવાળા અધીકારી છે માટે તે **'ક્ષયન્ત'** મંગતાં લેહણાંનો અંદાઝ જાણનારો છે. ત્યારે **દાત** એટલે મઝદયસ્નની કાયદે હવસો જે ગેતીમાં-વ્યકિતમાં ચલે છે તે હવસોને તેઓની હદમાં ઇનસાફની રૂયે પાંચમાં ગાહમ્બારના ફરોખ્તની શકિતની રૂયે ચાલવા દેવામાં આવે છે, જેને હદની બહાર જવેજ રોકે છે. આવા કાયદાના અધીકારી નરને **"ક્ષયન્ત"** કહે છે. **ઇનસાનના સુખ દુખની જોડ અને તે જોડને લગતાં પાપો આવી રીતે થાય છે.** પછી દએવની છેતરામણુ હદની બહાર જશે એટલે સુખમાં છકી જવાશે એટલે તેજ **'ક્ષયન્તો'** તેને રોકીને શીક્ષા કરશે એટલે દુખ પડશે.

આ પછી તે વ્યકિતને આગળ ચલાવવા તેની ખેતી કરવી જોઇએ તેને માટે **'વાસ્ત્રા'** શબ્દ છે એટલે આવાં દુખી ઇનસાનોને ચલાવવાની ગતીને **'વાસ્ત્રા'** ગતી-**'વાસ્ત્રીઓશી'** કહે છે. તેઓને ધીરજ શાંતી આપવી-દુખ ખમવાની હીંમત આપવી અને તેઓને તરીકતો આપવી-તેમ

ચાલવા કહેવું તે બધાંને 'ગઓદાઓ' કહે છે. એમ ત્યારે ગેતીમાં 'ક્ષયન્તો'થી સુખ છે-દુખ છે; 'વાસ્ત્રા'થી ઇનસાનની ઝમીરની ખરી ખેતી છે-જીવવાનું ખરૂ પતમાન છે. 'ગઓદાઓ'થી ખરી તરબ્યત મેળવી ખરી સાચ્ચી વાસ્ના લઇ દીનપર બેગુમાન થઇ તરીકતનું પાલવું -નૈયતનું બાંધવું અને શખ્સીઅતનું એટલે ઇલ્મ-અમલની કાર રવાઇથી થતી શકિતનું થવું છે.

ત્યારે ગવને ચલાવનાર સરદારનું કર્તવ્ય બે રીતનું છે: એક તે 'ક્ષયન્તો' છે તેમ 'ગઓદાઓ' આપીને વાસ્ત્રાથી મીનો ખેતીથી ચલાવે છે જેથી તે વ્યકતીને હમેશગીનું સુખ મળશે, માટે તે ગવના સરદારને ઉશ્તા-અહુરૅમ કહે છે એટલે ઉશ્તા અપાવનાર કહે છે. પણ દુન્યામાં ઇનસાનોનો ભોગવટો જેની રહેતો હોય તેથી તેને દુન્યવી સુખ છે કે દુન્યવી દુખ છે, જે બેઉથી અશાંતી છે, ખરી ઠંડક નથી-ફેરેશો નથી તે બધુ 'ક્ષયન્તો'ના ભેદથી છે. વેહુનની ગતીનો ઝલવો જે દુન્યવી સુખ દુખ છે-જે દુન્યાના ભોગવટાથી છે-જેમાં માયા છે એટલે લાગણીનું ખેંચાણ છે-જે લાગણીમાંથી સુખ દુખનો જન્મ થાય છે કે જેમાં હમેશાં આઝંગ રહેવાની; તેમાંથી કંઇ વાસ્ત્રા=ભલી ખેતી રવંઘહ આપતી હાલત-લાગણીઓની જીતથી થતી ખુશાળી થતી નથી. તે વાસ્ત્રા તો ગઓદાઓની નઇતીક હાલત તેમ તરીકતથી થાય છે. માટે લાગણીથી ભરપુરના બધાજ દુન્યાના ભોગવટાને સામાન્ય રીતે દ્રૅગવો-દબીશ=દેવની ગતી, છેતરામણની ગતી=અધથી દુરની ગતી કહે છે. આવા જાતજાતના દરેક દુન્યવી ભોગવટાને અંગેજ અએશમ જન્મે છે એટલે દુજનું ઉસુલ જન્મ લે છે, કે જેથી ઉશ્તા રહી શકતીજ નથી અને રહેવી નહિ. ત્યારે તે ઉશ્તા-અહુરૅમ=તે સાહેબ લાગણીને વશ થયલાને, માયાના બંદમાં રહેલા સંસારી આદમીને સુધારવા જે 'ગઓદાઓ=તરીકત આપશે તેથી મીનો ખેતી થશે; તેથી તેની અઇપી સુધરશે, કેમકે તેના દરેક ભોગવટાથી જેબી કંઇ દ્રૅગવોદબીશની અએષમની ગતીનું થશે, જીંદગીના દરેકે દરેક દમેદમમાં કંઇબી પ્રકારની દુજી વેહુનને સબબે થયા કરશે, તેને પુગી વળવા ગઓદાઓમાં તદબીર મુકી છે. આમ 'ગઓદાઓ'=યરન અને દુજ-પરહેઝની તરીકતો-દીની અમલ તે નર જે ગવનો સરદાર થશે તે બતાવશે, જેથી વાસ્ત્રાની મીનો ખેતી થશે અને દ્રૅગવોદબીશની સંસારી ગતીમાંથી નીકલતી આઝંગ દુખરૂપનો અએ-શમ દએવ પાછો હઠતો જશે.

ત્યારે ગેઉશ ઉરવાનું મનન=વીચારની ઉચ ગતી જેમાં ખુદ ગેઉશ ઉરવા અને ગેઉશ તષન તેમ મોટા પઓઇર્યો-તકએષોની ગતી સમાઇ જાય છે, જે છેક ગરોન્માનમાંના અષ લગી પુગે છે, જે ગેઉશ તષનને નામે ઓળખાય છે અને જેને એટલા માટેજ ગવ કહેતા કુદરતને 'તષત' કરનાર તષન એટલે દાદાર અહુરમજદની વતીનો પેદા કરનાર કહે છે; એમ તેને અહુરમજદનો સંબંધ છે. આ ગેઉશ તષન દાદારની છેલ્લી આકેબત જે પાંચમો અને છઠ્ઠો ગાહામ્બાર કરવાની છે તેને ચલાવે છે અને તેમ કરાવવાજ તે ગેઉશને તષન તરીકેનો દાદારના નાયબ પેદા કરનાર તરીકેનો અધીકાર મળેલો છે કે જેથી તે ગેઉશ તષનને પોતાના કામમાં મદદ કરનાર રતુ સરદારની જરૂર પડે છે અને તેથી તે ગેઉશને આવું ભાન થાય છે કે પાંચમો ગાહામ્બાર કરાવીને છઠ્ઠે ગાહમ્બારે પુગાડનાર નરે હવે જન્મ લેવો જોઇએ. તેવો રતુ ત્યારે ગવને દોરવી શકશે એટલે ગેતીની ગવની ગતીને તાઝે કરશે એટલે ગેતી ચાલતા દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષો પુરા કરે તેમ ચાલી શકશે; ગેતીને દરેઘો ખદાતમાં ફરતી રાખ્યાજ કરશે કે જેથી ફ્રશો-કેરેતી થાય.

પણ આવો નર કયારે ઉતરશે તેની વીગત અષ પાસેથી તેઓ માગે છે જેનો હવે પ્રતીઉત્તર આપવા અષ અને અહુરમજદ અને ગેઉશ તષનની વાતચીત થાય છે. મનનનો જવાબ મલે છે. આ ગેઉશ ઉરવા **ઝરૅજદાના** મનનનો રાઝ હા ૨૯ ના ૩-૪-૫ મા ફકરામાં છે. આ મનનમાં ગેઉશનું મનન તેમ પઓઇર્યોતકેશ બેઉનું મનન છે જેનો ઇસારો પાંચમાં ફકરામાં છે. છઠ્ઠામાં તેનો જવાબ અહુરમજદ આપે છે. સાતમામાં તે મનનમાંનું પઓઇર્યોતકેશનું મનન છે તે પોતાથી જરથુસ્ત્ર ઉંચા છે તે બતાવે છે. આંઠમામાં અહુરમજદ જરથુસ્ત્રનીં યઝતી હાલત જાહેર કરે છે. નવમામાં ગેઉશ ઉરવા તેને જલદીથી માંગે છે તે સરદાર **ક્ષથન્તો**=અધીકારી છે. દાદારની મરજી પ્રમાણે ચાલનાર છે, જે કાયદા પ્રમાણે ઇનસાફથી ભોગવટો કરાવીને પછી જયારે લાયકાત ઉભી થશે એટલે તેઓને **વાસ્ત્રાની** મીનો ખેતીથી પાર પાડશે. ઇનસાનોના ભોગવટા એક સરખા નથી માટે તેઓને ચલાવવાનાં ધોરણો એક સરખા રહે નહિ અનેક રહે છે, એટલા માટે તે સરદાર જીરમોના ધોરણ ઉપર તેઓને વહેંચશે. ત્યારે **દાતા ક્ષથન્તો**માં જીરમોને ઉભા કરનારનો ભેદ છે; અને **વાસ્ત્રા ગઓદાઓમાં** જીરમની પુર્ણતામાં લાવીને પાર પાડવાનો ભેદ છે.

આ ફકરામાં ત્યારે મનનની તેહકીક છે. આહસારણા વખતે ગુજરનાર

રૂવાનની રય હવે ખુલી હશે અને તે હવે આ પ્રકારનું મનન કરીને પોતાની ગવોઇ=નાની દુન્યાની-તનની દરોસ્તી હવે પાછી થાય અને તેના શબનું કોટલું-બદ અઇપી-બુરા ગુબારો-તુટે એમ ઇચ્છે છે. આ ફકરાથી રૂવાનનાં વહાણમાં એટલે ગેહસારણના ભણવાથી થતા સ્તોતોની દીવાલમાં એક જાતનો જીવ સચેતી આવતી જાય છે.

## હવે દીનકર્દના નસ્કોમાંની સમજ જોઇએ :-

### ગાથા હા ૨૯-૨ ની તાવીલ-સમજ માટે સુદકર નસ્ક.

( વાંચો સુદકર નસ્ક પાને ૧ લે ).

સુદકર નસ્કના પહેલા ફકરામાં ફરસુશ્તન=એપરવાહી વીશે ઇશારો છે. કહે છે કે તે જમાનાની 'મનેશ' પતમાનવાળી હતી નહિ, પણ તે વખતે 'સીરીહ'=કબી ઠંડો મામલો, કબી 'ખન્જ'=હદ બહારનો મામલો ચાલી રહેતો. તેથી બાપ દીકરા-મા-ભાઇઓ વીગેરે બધા એકમેક તરફની ફરજ સમજતાજ હતા નહિ. હયાં તે વખતની ગેતીની સીરત બતાવી છે. આવી સીરતની ઉપર તે વખતની તાસીર અને અસર અને તે અસર લાવનાર ઇલ્લત અને માલુલો ખુલ્લા થાય છે. સીરત બુરી માટે તાસીર બુરી માટે ઇલ્લત ખરાબ-આવી ગેતી હતી, માટેજ હા ૨૯-૨ ની પહેલી બે લીટીમાં કહે છે કે 'ગવોઈ' માટે ગવની સંસ્થાઓને ગેતીમાં ટેકવીને ચલાવવા માટે અંતર જગતને જાગૃત કરવા માટે સરદાર જોઇએ છે કે જે આવીને નેકીનો રાહ-દીની રાહ-તરીકત બતાવે, કે જેથી જાહેર જગતમાં આશીશો ઉતરીને શાંતી થાય. ત્યારે હયાં ગેતી ભલી નથી, ગેતી-ઉપરનો મામલો સારો નથી, ગેતીમાં પતમાન નથી, પણ અઇવીબુદ-ફ્રેબુદ એટલે હવસોના ઉછાળાઓ ગેતી ઉપર છે, માટે ગવની ગતીને નેકી ઉભી કરવાની ગતીને ગેતીમાં ચલાવવા માટેના સરદારની વાત આવી છે. પછી બીજા ફકરા કહે છે કે જમાનો એવો છે-ગેતી એવી રજડ થઇ ગઇ છે, કે તેની ઉપર ભલા આશીરવાદો પડી શકતા નથી અને તેથી ગેતીના લોકોમાં ભલી અસર આવતી નથી. લોકો દરવંદ આશ્રમોગો થઇ જાય છે. ભલી ગતી જન્મી શકતી નથી. ત્યારે ભલા આશીશો પાડે અને આશીશ પડવામાં જે જડતાની નડતર હોય તે દુર કરે તેવો રતુ સરદાર જોઇએ. એજ મર્મ ગાથા હા ૨૯-૨ ની છેલ્લી ત્રીજી લીટીમાં છે, જ્યાં કહે છે કે 'ગઓદાઓ'-ગવનું શીક્ષણ ચલાવીને જીંદગી લંબાવે તેવી 'વાસ્ત્રા'=ગોઠવણી-ખેતી-રીતીઓ-કાયદા-પસ્ન-તરીકત આપનાર 'થ્વક્ષો'=ચાલાક, બુરા સંજોગોને પુરા પડે તેવા

ક્ષયન્તો=અધીકાર નર જોઇએ, કે જે ખુદ 'ઉશ્તા અહુરેમ'='ઉશ્તા' નો સાહેબ, અમર ગતીનો હવસ રહિતનો-લાલચ વગરનો સાચ્ચો-દુન્યવી બુરી વાતાવરણની લાલચને તાબે નહિ થાય તેવો હોવે, અએષમ દેવને બુરા વીચારોને દુર કરે-તે 'ગઓદાઓ' એટલે ગવની ગતીનો આપનાર આશીરવાદ વરસાવનાર હોય. આમ ત્યારે સુદકર નસ્કના ૧-૨ ફકરામાંના વીચારો હા ૨૯-૨ ની બધી લીટીના ભેદને ઉકેલાવે છે. ઘણી બેપરવાહી ગેતીમાં ચાલે છે, વખતજ તેવો ખરાબ છે, ત્યાં બધેબધ જડ લોકોજ રહે છે, જડ લોકોજ મળે છે, અહિની ગતી છુટી છે, તુર બરાતુરનો ભેદ જારી છે, ગેતીમાં ભલાઇના સાધનો-ભલા આશીશો ઉતરતા નથી કારણ કે બધેબધ 'તુર'નો અસત્યનો ઝલાકો છે જે આશીશોને આવવા દેતોજ નથી. માટે હવે દીનને આરારતે કરી દીની સંસ્થાઓ ઉભી કરીને ભલા આશીશો વરસાવે તેવો જરથુશ્ત્ર આવવો જોઇએ, તુર બરાતુરને મારનાર 'ક્ષયન્તો' આવવો જોઇએ. ત્યાં કહે છે કે ગાથાનો મીનો તો કોઇબીને મદદ આપવા તેયાર છે-ગાથા ભણતરનો તો ફાયદોજ છે-તે ગાથાનો મીનો તો કોઇનેબી 'દુશ્ચ અહુ'માંથી છોડવશેજ. આ ભેદી સમજ 'ગવોઇ-રતુશ' શબ્દોના ગવોઇ શબ્દને માટે છે. કહે છે કે ગેતીમાં બુરાઇને લીધે બેપરવાહી તો છે, પણ ગેતીનું અંતર જગત-ગેતીનો દમ જીવ જાન નામે 'ગવ' તો છેજ, અને તે ગવની ગતીને જો કે જાહેર દુન્યા માનતી નથી છતાં જેઓ માને છે તેઓને માટે 'ગવ' કે જે દાદારના ગાથીક યઝતી સરદારોની દેખરેખ હેઠળ છે તે ગવ તો તે ગાથાની યઝતી ગતીથી મદદ કરી શકશેજ. ત્યારે 'ગાથાનો મીનો' શબ્દ જડ નુરી ગેતીમાંબી 'ગવ'નો કશ્ચ ગવોઇની અંતર જગત અને તેની અંદરની ગાથીક યઝતી શકિત જે ગવની પેદાયશને ટેકવે છે તે રહયા છે; પણ તેઓને કોઇ પુછતું નથી-તેઓની કોઇ સલાહ લેતું નથી-તે બધાનો ભેદ ખોલે છે. 'ગવોઇ' શબ્દનો અર્થ શું છે, તેનો ભેદ શું છે, તેને માટે 'ગાથાના મીનો'નો ભેદ ત્યાં નસ્કમાં ખોલ્લો કીધો છે એટલે 'ગવોઇ'માં જડ જગતનો અર્થ નથી. પણ જડ જગત માંની ગવની ખુબીવંત ગતીનો અર્થ છે, જે ગાથાના મીનોને રાખે છે-યઝતી ગતીને રાખે છે, અને જે કોઇ તેવી બુરી હાલતમાંબી મદદ માંગે તેને આપવા તે મીનો તૈયાર છે. ત્યારે સુદકર નસ્ક તે જમાનાની ગેતી અને તેમાં અફળતા હતી, જો કે તેમાં પાછી ગવની ભલાઇબી હતી પણ તે સંકોચીત હતી, તે બધું જે ગાથાના આ ફકરામાં છે તેની સમજ બતાવે છે. હવે વરશ્ત માન્સર નસ્ક આ ગવની ઉપરના ભારનો ભેદ ખોલે છે.

## વરશ્ત માન્સરની સમજ હા ૨૯–૨ ને માટે.

વાંચો **વશ્શ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૧૩ મે. **વરશ્ત માન્સર નસ્કના** પહેલા ફકરામાં કહે છે કે ગવની કુદરતનાં રૂવાને અહુરમજદની મીજલસમાં કુરનસ બજાવીને જડ ગેતી–નીસ્તીનો ભાર ખમીને તેઓને પાર પાડવાનું તેને સોંપાયલું કામ પુર્ણ કરવાનો એકરાર જાહેર કીધો. હયાં ત્યારે **'ગવોઇ રતુશ'**માંના **'ગવોઇ'**નો શબ્દ ભેદ ખુલે છે કે નીસ્તી–ગેતી જો કે જડ છે છતાં તેના પાયાની ઉપર 'ગવ'ની પરદુખ-ભજની ગતી છે, જે ગવથીજ તે જડતા ટકી રહે છે. પછી તે નસ્કના **પહેલા** ફકરામાં ગેઉશ ઉરવા ગેતીની જડ ગતી કેવી રહે છે તે બતાવે છે. કેવી કેવી બુરાઇ સેતમગીરી ત્યાં ગેતીમાં થવીજ જોઇએ તે બધું ખુદ જાણે છે તે જાહેર કરે છે. બીજા ફકરામાંબી ગેતી ઉપર કેવી જાતની અધમ ગતી થશે કે જેનો ભાર તે ગવ ખમીને આખરે તે અધમ ગતીને તારણુ આપશેજ તે બતાવેલું છે. પછી 'ગેઉશ ઉરવા' માંગી લે છે કે તેણીને તે ગવને તેવો ભાર ખમવાનું જોમ આપવું–તેણીને તે જગતની માયામાં બાંધવી નહિ, કે જેથી તેણીને લાગણી રહે, પણ જે મોટા શાહો–રથએશ્તારો આવશે, કે જેઓ તે ગેઉશને જરથુશ્ત્ર આવે ત્યાં લગી મદદ કરશે, તેઓને તે **'ઉજ ઉશ્તાન'** આપવું એટલે તેઓને તેણીને માટેની લાગણી કરી આપવી, કે જેથી તેણીને તેઓ સાચ્ચા નીવડે. આવી ભેદી તાવીલ ગાથા હા ૨૯–૨ ની પહેલી લીટીને માટે છે, જ્યાં 'ગેઉશ તષન' અપને પુછે છે કે ગવની અંતર જગતને ટેકવીને મજબુત કરનાર રતુ કોણ છે કે જેથી 'ગવોઇ'ને ટકવો મળવે તેનો સતયસંગ જડ જગતમાં થાય. ત્યારે 'ગવોઇ'ની ઉપર ભાર છે અને તેથી જડ જગત બુરી છે, તે ભાર અને બુરાઇ કેવી છે અને તે ભાર ગેઉશને ખમતાં કંઇ લાગતું નથી–તે બધું ત્યારે તેમાંથી સાર તરીકે નીકળે છે–ગવને ટેકવવા માટેનો સરદાર જોઇએ તેજ કહે છે કે ગવની ઉપર ભાર છે એટલે ઉપર આ નસ્કમાં બતાવેલી બુરાઇઓ છે.

પછી **વરશ્ત માન્સર નસ્કના** ચોથા ફકરામાં કહે છે કે યઝતોએ ગેઉશ ઉરવાનને નીસ્તી–ગેતી ઉભી કરવા મદદ આપી, જેમાં મોટા નરો ઉભા થઇને ગેઉશનાં કામને મદદ કરી રહે છે. જો કે કીકો અને કરપો વચ્ચે આવે છે છતાંબી 'ગવ' તો પોતાનું કાર કર્યાજ કરે છે અને આખરે ફ્રશો–ગર્દ કરશે. આ ભેદી અર્થ 'ગવોઇ' શબ્દમાં છે. ત્યાં પહેલી લીટીમાં કહે છે કે **'ગવોઇ'**ને વધુ જોર આપી જડ ગેતીને ચલાવનાર સરદાર કોણ છે?

હયાં તો ત્યારે '**ગવોઇ**'ની અંતર જગત તો છેજ, ગેઉશ તેને ચલાવી રહી છે અને ચલાવશે, અને મોટા નરો તે માટે ગેઉશને મદદ કરી રહે છે, તે ભેદી અર્થ છે. પણ તે '**ગવોઇ**'ને વધુ જોર આપવા માટે 'રતુ' જરથુસ્ત્રની ખાસ્તારી થયલી છે. ત્યારે 'ગવોઇ' શબ્દનો ઉંડો અર્થ ઉપરના ફકરાનો છે.

પછી **વરશત માન્સર નસ્ક**ના પાંચમા ફકરામાં ગવની ગતી માટે જરથુશ્ત્રની નેમણુક થઇ છે, તેનું ભેદી બ્યાન આવેલું છે. આ બ્યાન ત્યારે હા ૨૯–૨ ની પહેલી લીટીમાં ગેઉશ તષન અષને પુછે છે કે '**ગવોઇ રતુશ**' ગવને માટે સરદાર કોણ છે? તેનો જવાબ અષ આપે છે કે જરથુસ્ત્ર સરદાર તરીકે છે–તેને માટે છે. પછી છઠ્ઠા ફકરામાં કહે છે કે ગેતીમાં બુરાઇ છે અને તે બુરાઇને દાદાર ચાલવા દે છે તેમાંબી અર્થ છે. અર્થ વગરનું કંઇબી દાદાર કરતાજ નથી, કેમકે તેમાંથીજ આખરે મુકિત થશે અને તે મુકિત ત્યારે જરથુસ્ત્રથી જોર પકડશે. આ ભેદી અર્થ હા ૨૯–૨ ની છેલ્લી ત્રીજી લીટીમાં છે જેમાં કહે છે કે '**ઉશ્તા અહુરૅમ**'=અમર ગતીની ઉશ્તાનો સાહેબ (જરથુસ્ત્ર) તે '**અએશમ**'ને એટલે બુરાઇ જે થઇ છે, જેમાંબી અર્થ છે, તેને મારી હઠાવશે, એટલે હયાં કહે છે કે બુરાઇને થવા દેવામાં અર્થ છે, જે અર્થ શું છે તે જયારે તે બુરાઇ દુર થશે ત્યારે સમજાઇ રહેશે, એટલે '**ઉશ્તા અહુર**' જરથુસ્ત્ર સાહેબ તે બધું સમજાવશે કે ગેઉશ ઉપર મૂકેલો ભાર અર્થ વગરનો નથી, જેમાં અર્થ મુકિતનો છે. ત્યારે હા ૨૯ ના પહેલા અને બીજા ફકરાની વ્યાખ્યામાં '**વીશોપીશ્ન વીચારીશ્નીહ**'નો ભેદ છે એટલે જે કંઇ છે તેને માટે ઇલાજ છે, એટલે ગવ જે ભાર ખમે છે–નાશનો બોજ ખમે છે તે અમસ્થુ નથી પણ ફ્રશો–કેરેતી માટે છે, જેની સવળતા જરથુસ્ત્રથી છે.

પછી સાતમા ફકરામાં કહે છે કે ધનામીને ઇચ્છયુ કે અહુરમજદ પેદાશ નહિ કરે તો સારૂ; અને જો ગેતી થાય તો તેમાં નેકીનું કંઇ નહિ થાય તો સારૂ. હયાં 'ધના' કહે છે કે ગેતી થાયજ નહિ તો સારૂ, કેમકે પછી જરથુસ્ત્રને ઉતરવું પડે નહિ અને જરથુસ્ત્ર જે ધનાને મારે છે–તેને ધાતુની માફક પીગળાવે છે તેનું દુખ ધનાને થાયબી નહિ. ત્યારે હયાં કહે છે કે ગેતીમાંની બુરાઇઓ થઇ છે, જેમાં ધનાને માર પડશે એટલે જરથુસ્ત્ર આવીને ધનાને રોકશે, એમ જરથુસ્ત્રની નેમણુકનો આ ઉંડો ભેદ છે, જે હા ૨૯–૨ ની બીજી અને ત્રીજી લીટીમાં છે, (કે '**ઉશ્તા અહુરૅમ**'=અમર ગતીનું સુખ રાખતો તે નર ગવને ટેકવી લોકોને ભલી ચીજો દએન આપીને અએશમને મારશે) તે ભેદ જાહેર કીધેલો

છે. પછી આઠમા ફકરામાં કહે છે કે 'ગેઉશ'ને કોણ માટે યોજી? ગેતીને થવાનું કારણ શું? કહે છે કે ભલો ઉદયોગ કરીને પતમાન–સચ્ચાઇ પેદા કરવા તે થઇ. આ ભેદ જે હા ૨૯–૧ માં જોઇ ગયા છીએ તેજ ભેદ હા ૨૯–૨ ની પહેલી લીટીમાં છે. ત્યાં ગેઉશ તષન અષને પુછે છે કે 'ગવ'ની અંતર જગત જે જડ જગતને ટેકવે છે તેને માટે સરદાર કોણ છે? હવાં 'ગેઉશ તષન' તે છે કે જે 'જગત'ને પોતાની અષની ગતીથી પોતાની ગવની પીઠ ઉપર (ગેઉશ ઉરવા ઉપર) ઉભી કરી રહે છે. આમ ત્યારે ગવને કામ કરવા માટે અષની જરૂર છે. ગવનું કામ ભુરાઇનો ભાર ખમીને તેને ખેડવાનું છે, જે કામ ત્યારે અષથીજ થશે–ગવ અષનેજ જોરે તે ભુરાઇને ખેડશે. ત્યારે ગેઉશ તષન અષને પુછે છે કે ગવની ગતીને કોણ ટેકવે છે, એમ જે કહે છે તેમાં એ અર્થ છે કે જે કોઇ અષનો ઉદયોગ કરશે તે ગવને ટેકવશે એટલે પરદુખભંજનનો થશે એટલે પતમાનવાળો થશે. આમ ત્યારે આવો ઉંડો અર્થ આ લીટીઓમાં છે.

**વરશ્ત માન્સર નસ્ક**ના નવમા ફકરામાં ગેઉશ ઉરવા '**ગવ**'ની ગતીએ બધાંને પુગાડવા માટે એક મદદગાર માંગે છે એટલે જરથુશ્ત્રને માંગે છે, જેવણ ગવની ગતીને આગળ ચલાવશે, તેનો ભેદ કહયો છે, એટલે તેવણની દીન દોરવણીથી બધું ફ્રશો–કેરેતીએ પુગશે. આજ ભેદ હા ૨૯–૨ ની છેલ્લી બે લીટીમાં છે. ત્યાં કહે છે કે ઉશ્તાનો રાખનાર '**ક્ષયન્તો**'= અધીકાર નર '**વાસ્ત્રા**'=દીન–તરીકત–નીયમો આપીને અએશમને–ભુરાઇને મારશે અને ખએત્વોદથી મેળવી આપશે. ત્યારે દએનની તરીકત–યસ્ન ગોરપંદને માટે ગવની ગતીને માટે છે; ખરફ્સ્ત્રોને ગવના સ્વાર્થ રહીત કરવા માટે છે, તેનો છેલ્લો નતીજો શું–કઇ રીતનો છે તે બધાંની ઉંડી તાવીલ ત્યારે આ ૯ મા ફકરામાં છે, જે હા ૨૯–૨ ની છેલ્લી બે લીટીના ભેદને સમજાવી રહે છે.

પછી **વરશ્ત માન્સર નસ્ક**નો દસમો ફકરો લગાર ભેદી છે તેને પાને ૧૦–૧૧ મે વાંચવો. ત્યાં કહે છે કે જે કોઇ પોતાની ગવ–જીવને પાપોના આસેબથી ટુંકો કરે છે તેનો પુલ ગેરાન થાય છે એટલે તેને પુલ ઉપરથી પડીને ગેતીમાં જન્મવું પડે છે, અને ગેઉશ ઉરવા પછી તેને પોતાની પીઠ ઉપર દોરવી રહેશે. આ ભેદ હા ૨૯–૨ ની છેલ્લી ત્રીજી લીટીમાં છે, જ્યાં કહે છે કે ઉશ્તાનો રાખનાર જરથુશ્ત્ર અએષમને –ભુરાઇને મારી હઠાવશે. એટલે જે કોઇ જરથોશ્તી દીન ઉપર રહેશે

તેનો બેડા પાર થશે માટે તો ગેઉશ જરથુસ્ત્રની વાર જોવ છે. ત્યારે સાર આ છે કે જે કોઇ તેમ નહિ કરશે-ગવને હલાક કરશે-જીવને પાપથી બરબાદ કરશે, તે જરથુસ્ત્રની દીન પ્રમાણેનો નથી માટે ગેઉશ તેને ફરીથી સમજાવીને દીન ઉપર લઇ જશે. માટે ગેઉશને ત્યાં દસમા કરદામાં 'હુમકેહુપીં-એ-અમશાસ્પંદાંન્'=અમશાસ્પંદનાં કેહપં સાથે-અધીકાર સાથે મળેલુ કેહપં (ઝરવાને અકરનેની ગતી) રાખનાર એટલે મીનો સત્તાવાળી અને 'હુમકેહુપીં-ઇ-ખુરશેદ'=ખુરશેદનાં કેહપંને મળેલી એટલે જગતમાં રવીની સાથે રહી જગતને ટેકવનારી અને 'હુચશ્મ'= દરેકની ઉપર મહેરબાનીની મહેરની નજરે જોનારી કહી છે, એટલે જે કોઇ અએશમને નહિ મારશે માટે જેનો પુલ પાતળો થશે-તનાસકમાં જે કોઇ પડશે, તેને પછી ગેઉશ 'હુચશ્મ'થી દોરવશે, બીજીવાર ફ-તેહ મેલવી આપશે, જરથુસ્ત્રની દીન ઉપર ચલાવશે. ત્યારે હા ૨૯-૨ ની પહેલી લીટીમાં 'ગેઉશ તષન'જ=કુદરતને ઘડનાર મહા શકિત છે તે અષને પુછે છે, એટલે અષની સાથે રહીને 'ગવોઇ'=અંતર જગતની મરામત માટે 'રતુ'ને માંગે છે, એટલે જરથુસ્ત્રની સાથે મળીને કામ કરે છે એટલે દીનની મારફતે ગવોઇને ટેકવે છે તેમ ટેકવી શકવાની તે ગેઉશની શકિત અને અધીકાર એટલે અષ અને જરથુસ્ત્રની સાથે રહી કામ કરવાની શકિત શું છે-કઇ રીતે છે, તે આ વરસ્ત માન્સરના દસમા ફકરામાં બતાવી છે. જરથુસ્ત્ર જે 'ક્ષયન્તો' છે તેની 'વાસ્ત્રા'= રીતીઓ જે 'દાતા' જરથુસ્ત્રે આપી છે તેને જે કોઇ નહિ લેશે તે 'ઉશ્તા અહુરૅમ'=ઉશ્તા રાખના તે જરથુસ્ત્રનો ફાયદો નહિ મેળવશે. એમ વરસ્ત માન્સરની આ દસમા ફકરાની તાવીલ હા ૨૯-૨ ની ઉંડી વીગત ખોલે છે.

પછી વરસ્ત-માન્સરના ૧૧-૧૨-૧૩ ના ફકરામાં કહે છે કે અહુરમજદે ગેતીને ગવની પીઠ ઉપર રચી, હવસોનો દોર તેમાં ચાલે છે, જરથુસ્ત્ર ત્યાં ઉતરીને દીનથી માંથ્રથી અષોઇથી બધાંને મુકિત તરફ લઇ જાય છે, તે બધુંજ મારી હિકમતમાં-છે તે બધાંમાં ભેદ છે. આ બધી વીગતો ગાથા હા ૨૯-૨ ના ફકરાઓને સમજાવે છે. કહે છે કે ગેઉશ ઉરવા અને ગેઉશ તષન એટલે કુદરતનું રૂવાન અને તેની બઓદ જેઓ સૃષ્ટી ઉભી કરે છે અને ઝરથુસ્ત્રની મદદથી સૃષ્ટીને આગળ ચલાવે છે કે જેને માટેજ તે હા ૨૯-૧ અને હા ૨૯-૨ના ફકરાઓ છે તે બધું મારેથીજ છે, તેથીજ ફ્રશો-કેરેતી થશે એટલે અએષમના બુરાઇ ઉપર

ગયા વગર 'ઉશ્તા અહુર્મ'=ઉશ્તાના સાહેબ જરથુસ્ત્રની મુરાદ જે મારી મરજીથી છે તે પુર્ણ થઇ શકે નહિ.

**ગાથા હા ૨૯–૨ માટે બગ નસ્કની તાવીલ:—**

**બગ નસ્ક વાંચો પાને ૧૩ થી ૩૨**

**બગ નસ્કનો** પહેલો ફ્રકરો કહે છે કે '**લા ચેહેવન્ત**'=ગેરહાજરી એટલે ફરજ નહિ બજાવવી–ફરજમાં ચુકવું–એમ આજે ચાલી રહે છે. હયાં ગોરપંદ તરફની ફરજ કહી છે. **ગોસ્પંદમાં સીરફ જાનવર–ગોસ્પંદ કહયા નથી, પણ'ગવ'ની ગતી જે જીવજાન તરીકે છે અને જેની સાથે જોરાને–જાન નામે મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ–ખેરદ રહયાં છે તેઓ તરફની ફરજ વીષે હયાં ઇશારાઓ છે.** કહે છે કે જે કોઇ ગોસ્પંદ ધરાવે તેઓએ તેઓને દરોસ્ત રાખવા એટલે જે કોઇ જીવતો રહીને અહુરમઝદની નેઆમત ચાખે તેણે જોરાને–જાનને ખીલવવા. જેઓ ઇચ્છા અને મરજીથી તે ગોરપંદોને વધારે (એટલે જે કોઇ જીવતી જીંદગીમાં ભોગવટો કરે) તેઓએ તેઓની સાથે સલુક રાખવી (એટલે ભોગવટાઓ રાહે રાસ્તીથી કરવા). '**ગેઉશ ઉરવા**' કહે છે કે આવાઓ કમયાબ છે. આ ભેદી અર્થ હા ૨૯–૨ની પહેલી લીટીને માટે છે. પહેલી લીટીમાં કહે છે કે 'ગેઉશ તષને' અપ વહીસ્તને પુછયું કે તારી '**ગવોઇ**' માટે–અંતર જગતને માટે કોણ સરદાર છે? હયાં જડ ગેતીના જાનને, જડ ગેતીનાં અંતરને વધારનાર કોણ છે એટલું જ નહિ લેતાં દરેકે દરેક ઇનસાનમાં જે નાનું જગત છે જે વિશાળ બહારના જગતનો નાનો નમુંનો છે, તે નાનાં દેખીતાં જગત (કહેનાં તન) ના જીવને અને જીવ સાથની શકિતઓને દોરવનાર કોણ છે એમ બહોળો અર્થ લેવા માટે દીનકર્દનો સાહેબ કહે છે. ત્યારે જરથુસ્ત્ર ગેતીમાં સીરફ ગેતીના જાનને વધારવા ઉતરે છે એમ નહિ, પણ ગેતીની રજેરજનો મુખી માનવ છે તે માનવના જીવજાનની દરોસ્તી માટે ઉતરે છે એમ કહયું છે. માનવ પોતાનો જાન જે ગવ છે, જે ગોસ્પંદ છે, જે પરદુખભંજની છે, જે દાદારની બક્ષેશ છે, દાદારે જેણીને બક્ષેશ તરીકે તેને આપી છે, જે ગવ જડતાને જીવડાવે છે, જે ગવ જડતાનો ભાર ખુશીથી ખમે છે, જેણી તે જડતાને પોતાની વાસ્નામાં લઇને પોતાનાં જેવી ગવની પરદુખભંજની કરવા માંગે છે તે જાનને મદદ કરે તો તે માનવ ગવોઇ રતુનો હમકાર થાય. એટલા માટે મનશ્ની–ગવશ્ની–કુનશ્ની કરી વીર–હોશ–ખેરદ ઉભી કરવા સલાહ તેને અપાઇ છે. એ સલાહ પ્રમાણે જે માનવ ચાલે,

પોતાના જાનની પરવરેશ કરે, માટે રતુ જરથુશ્ત્રે જે કંઇ ફરમાન આપ્યાં છે તેમ ચાલે, તો ગેઉશ ઉરવા અને જરથુસ્ત્રનાં કામમાં મદદ મળે. એમ ત્યારે 'ગવોઇ રતુશ'ના ઉંડા ભેદને હયાં વર્ણવેલો છે. (વાંચો આ ફકરો પાને ૧૩-૧૪ મે).

પછી બગ નસ્કના બીજા ફકરામાં ગોરપંદને એટલે પોતાના જાનને (તેમ બીજાના અને કુલ ગેતીના જાનને-અંતર જગતને) કઇ રીતે નેગાહમાં રાખવા તેની સમજ આપતાં કહે છે કે જે કોઇ યઝતોને લગતી ચીજોનું ચલણ જારી રાખે એટલે અષો જરથુસ્ત્ર જે 'ગવોઈ રતુ' છે એટલે ગવનો સરદાર છે તેના હોકમ મુજબ ચાલે-તરીકત ઉપર દીન ઉપર ચાલે, તે પોતાની ગવનો-બીજાઓની ગવનો-કુલ દુન્યાની ગવનો નેગાહબાન થાય છે. ત્યારે નસ્કનું આ લખાણ આ ભેદબી હા ૨૯-૨ ની પહેલી લીટીમાંના 'ગવોઇ રતુ'ને માટેજ છે. હયાં ત્યારે 'ગવ' શબ્દ સીરફ ગેતીને માટે નહિ પણ દરેક માનવના ગવ જીવ માટે કે દરેક ચીજમાંની ગવ જીવ માટે અને તે ચીજમાંના ગોરપંદ-પસુના ગવ-જીવજાનને માટે વપરાયો છે. ત્યારે કહે છે કે તરીકતથી ચાલી મનશ્ની-ગવશ્ની-કુનશ્ની પ્રમાણે વર્તી વીર-હોશ-ખેરદ ઉભો કરવાથી 'ગેઉશ તષન' જે અષને પુછે છે તે મુરાદ બર આવશે. ગેઉશ તષન અષને પુછે છે કે તારી આપેલી 'ગવ'=અંતર જગત, જીવ જાન, જે તેં દાદાર તરફથી જડ જગતને-જગતની દરેક ચીજોને-દરેક ચીજના સરદાર માનવને આપી છે, જેથી તે બધા જીવતા છે, તેવા તે જીવજાનને ટેકવનાર, વધારનાર, તેની મુરાદે પુગાડનાર 'રતુ' કોણ છે-જેનો જવાબ કે તે રતુ જરથુસ્ત્રજ કે જેથીજ જગત તરશે-એટલે કુલ જગતને માટે સરદાર તરીકે જરથુસ્ત્ર છે એટલુંજ નહિ, પણ જગતમાંની રજેરજના જીવનની ઉપરબી જરથુસ્ત્રની નેગેહબાની છે, કે જેવણથીજ આખરે ફરશો-ગર્દ થશે, અને એમ છે તેટલા માટેજ જરથુસ્ત્રે પોતાની વર્ણનાને તરીકતો એવી આપી છે કે તેના પાલનથી તેવણનાં કામને મદદ મળે, કેમકે જેઓ તે તરીકતને પાળે છે તેઓ તરીકતના નતીજાનો દસમો ભાગજ રાખી શકે છે, જયારે નવ ભાગ કુદરતને મળે છે, એટલે તરીકતનો પાળનાર જરથુશ્ત્રનાં બહોળાં મીશનને મદદ આપે છે, એટલે તરીકતનો પાલનાર 'ગવોઇ રતુશ'નો સાથી થઇને ફરશો-કેરેતી નઝદીક લાવે છે, એમ જરથુસ્ત્રની આપેલી રસમો પ્રમાણે પોતાની ગવની પાસબાની કરનાર જગતની ગવનો મદદગાર થાય છે, જગત માટેનું જરથુસ્ત્રનું મીશન ફળીભુદ થઇ રહે છે, કે જેને માટેજ ગાથાનો આ ફકરો છે.

પછી દીન કદ'ના બગ નસ્કના ત્રીજા ફકરામાં એજ હા ૨૯=૨ની પહેલી લીટીના 'ગવોઇ રતુશ' માટે વધુ શરેહ આપતાં તરીકતને પાળનાર 'ગવોઈ રતુશ' ને મદદ કરવે શું ફાયદો પોતે હાંસલ કરે છે, અને તેથી ખુદ 'ગવોઇ'ને શું ફાયદો થાય છે એટલે જરથુસ્ત્રનાં કામનો શું નતીજો આવે છે, હા ૨૯–૨ માં છેલ્લે કહે છે કે અએશમ હેઠો પડે છે તે કઇ રીતે બની આવે છે તેનો ભેદ ખોલતાં કહે છે કેઃ—કે જે કોઇ ગોરપંદને એટલે પોતાની ગવને-તેના ટેકાવને-તેની ખીલવણીને 'ગોસ્પંદના રતુ' ની સરદારી હેઠળ મુકે છે એટલે જે કોઇ દીન પ્રમાણે તરીકત પ્રમાણે ચાલે છે તે પોતે ખુદ 'ગોસ્પંદ રતુ' જેવો થઇ જાય છે, એટલે કુદરતના ભેદને પુગતો રહે છે. પછી 'ગોસ્પંદ રતુ'નો અર્થ સમજાવે છે, તે દરેક ચીજને કઇ રીતે તે ચીજના ખોદા મારફતે તેરવે છે તે બધું બતાવે છે, જેને માટે વાંચો પાના બગ નસ્ક ત્રીજો ફકરો પાના ૧૪ થી ૧૭. ત્યારે આ ફકરો 'ગવોઇ રતુશ'નો ઉંડો ભેદ તેમ એજ હા ૨૯–૨ ની છેલ્લી લીટી કે 'અએશમ'ને તે 'ગવોઇ રતુશ' મારશે તે બધાનો ઉંડો ભેદ ખોલે છે. દરેકે દરેક માનવના ગવ જાનની પાસબાની તરીકતને જોરે દરેક માનવ કરે-સત્ય પાળીને કરે, તો જોરાને-જાન ખીલે, જેથી અએષમ હારતો થાય, જેથી તે માણસ 'ગવોઈ રતુ' થઇને અષો જરથુસ્ત્રનો નાયબ થઇ રહે અને 'ગેઉશ તષન'ની પ્રસંશા મેળવી રહે અને અષ વહીશ્તનો હમકાર થઇ રહે આવો ઉંડો અર્થ તેમાં છે. પછી ચોથા ફકરા માં ઉપલા ત્રીજા ફકરા જેવોજ ભેદ છે, પણ ત્યાં વધુ બાબત એ છે કે તરીકતનો પાલનાર યઝતોને ખુશહાલ કરે છે, કેમકે 'ગવોઇ રતુશ' જે જરથુસ્ત્ર છે તે જરથુસ્ત્રને રતુ તરીકે નેગીને મદદ કરનાર દાદારની તરફથીજ યઝતો થઇ રહયા છે. માટે અષો જરથુસ્ત્રને મદદ કરનાર જેમ યઝતો છે તેમ યઝતોની ધારણા ફળીભુદ કરવામાં માનવનો હાથ હોવે માનવબી ઠડે છે એટલે અષો જરથુસ્ત્રને જેઓ તરીકત પાળીને મદદ કરે છે તેઓ યઝતોની દાદારની ખુશાલી ઉભી કરે છે.

આ ભેદબી ત્યારે હા ૨૯–૨ ના આખા ફકરા સમજ આપે છે· 'ગવોઈ રતુશ' દાદારેજ નેમ્યો અને તેવું કામ બજાવવાની રીત તેની દીની તરીકતો દાદારથીજ છે. દાદારનાંજ ફરમાનને બજા લાવનાર ગેઉશ છે અને તેનો મદદ કરનાર રતુ જરથુસ્ત્ર છે, જેવણ દીન ચલાવી ને લોકો મારફતે બુરાઇને તોડીને ગવનું કામ આસાન કરે છે. માટે તરીકતનું પાલન દાદારની ખુશાળી છે, આમ આ આખો ફકરો ભેદ ખોલે છે. હવે બગ નસ્કનો પાંચમો ફકરો સાધારણ

રીતે ઘણો વીચીત્ર લાગે છે. પણ તેમાં મઝની પડેલો છે. તે ફકરાને વાંચો પાને ૧૮ મે. ગોશ્ન છોડવાની બીના ત્યાં છે, ફરઝંદની પ્રાપ્તી વખતે પોતાની મોહરદાર તરફના કેવા ઉંચા વીચાર રાખવા અને પારકી ઓરતોને મા બહેન તરીકે પોતાનાં મનમાં રાખવી એમ વીચારની ગતીને હર હમેશ ઉમદા રાખવે તેની પુસ્તમાંથી શેર કરતાં સવાયા ફરઝંદો જન્મે છે એટલે ગવની ગતી-શકિત જે તેનામાં છે તે વધે છે. આ ભેદ હા ૨૯-૨ ની છેલ્લી લીટીમાં છે. ત્યાં કહે છે કે **ગવોઈ રતુશ** વાસ્ત્રા=કાનુનો મુજબની દીની તરીકતો આપશે કે જેથી ગેતી પાર પડશે. તે **'ઉશ્તા અહુર'** અષો **જરથુસ્ત્ર** આવી રીતે અએશમ એટલે ખરાબ વીચારમાંથી ઉભરાતી બુરી દેવીક ગતીને તોડી પાડશે. **દુન્યાના ભોગવટાઓ જો રાદી રીતે કરે તો તેમાંથી અએષમ જન્મેજ નહિ.** દુન્યાના ભોગવટાઓમાંનો નર-નારીની કદ ખોદાઇનો ભોગવટો હયાં લઇને તેના રાદી રીતના ભોગવટાથી ભલાં ફરઝંદો, તરીકતવાલાં દીન ઉપર ઉસ્તવાર ફરઝંદો જન્મીને જરથુસ્ત્રી દીન પ્રમાણે ચાલીને **'અએશમ'** ઉભો થવા દેશેજ નહિ- એમ અએશમ હણાંશે તે બતાવેલું છે. ત્યારે **જરથુસ્ત્ર** જેવણ **'ઉશ્તા અહુર'** છે, અમર ગતીની શાંતીવાળા છે તેવણે જે **'વાસ્ત્રા'**=દીની કાયદા બતાવેલા છે તેમાંથી **અએષમ** નહિજ ઉભો થશે અને આગળના વખતનો હશે તે તુટશેજ. તે બધા **'વાસ્ત્રા'**=દીની કાયદામાંનો એકજ **કદ-ખોદાઇ** ના ભોગવટા માટેના કાયદાનો ઇશારો કરીને તેમાંથી **અએશમનો** નાશ કેમ થઇ શકે તે બતાવેલું છે. આમ આ ફકરો અએશમને મારી હઠાવવાના કાયદાઓમાંનો કંઇક ચીતાર રજુ કરે છે. એવીજ રીતે **બગ નસ્કનો** પછીનો છઠ્ઠો ફકરોબી કોઇ ઉપર ઉપરના જોનારને વીચીત્ર લાગે, પણ તેમાંબી **જરથુસ્ત્રે** જે **'વાસ્ત્રા'**=દીની કાનુનો બતાવેલા છે તેમાંનો એક બીજો અગત્યનો કાનુન **ખએત્વોદથી**તે લગતો બતાવે છે કે જેથી અએશમ ઉભો થઇ શકેજ નહિ. એમ જરથુસ્ત્રે અએશમને મારી હઠાવ્યો છે તે બતાવે છે. આ ફકરાને માટે વાંચો પાને ૧૯ થી ૨૨. ત્યાં કહે છે કે ગવ પુખ્ત થાય નહિ ત્યાં લગી તેને કાપવી નહિ અને તે ગવની વસ્તીને વધારવી. હયાં ગવ એટલે જીવજાન અને મનસ્ની-ગવસ્ની-કુનસ્ની-વીર-હોશ-ખેરદ-ને ખીલવવા અને પાપો કરી તે જીવજાનને બરબાદ કરવા નહિ-મૃત્યુને હાથે કરીને નઝદીક બોલાવવું નહિ અને લાંબુ જીવીને પોતાના અંશોને **'વાસ્ત્રા'**ની તરીકતથી પોતામાં ઉમેરવા, કે જેથી ખએત્વોદથી ઉભી થાય અને સત્યસંગ વ્યાપે અને અએષમ તુટે. એવી રીતે ગવને વધારવાને માટે કહે છે. ત્યારે **બગ નસ્કનો** આ પાંચમો ફકરો ગાથા હા ૨૯-૨

ની છેલ્લી લીટી કે અએષમને જરથુસ્ત્ર મારી હઠાવે છે તેનો ચીતાર આપે છે. અએશમને મારી હઠાવવાના કાયદા રીતીમાંની એક બીજી રીતી કાયદાનો ભેદ ખોલે છે. કઇ રીતે જાનને પુખ્ત કરી જોરાને-જાનને ખીલવી તે મારફતે પોતાના અંશોને તેરવી તેઓનો **'પસે-રતુ દહ્યુપત'** થઇ તે બધાંને પોતામાં મેલવી દેવા-એમ અએશમને તોડવો તેનો ભેદ બતાવેલો છે.

વળી **બગ નસ્કનો** સાતમો ફકરોબી ભેદી છે. એ ફકરામાં **'હુઅઇતાન'** શબ્દ છે, જે **'હાતાંમચા'** અને **'અંઘહુષાંમચા' નાં** મુકત રૂવાનો જેઓ દાદારનો પેવંદ રાખી ગેતીને જરથુસ્ત્રની દાદાર તરફની વસીઅત પ્રમાણે નેકી તરફ લઇ જઇ રહે છે, અને એમ તેઓ ગેતીમાંથી બગી અને અએષમને તોડીને ફ્રશો કેરેતી લાવ્યા કરે છે, તેઓના ભેદ બતાવે છે. આવા **'હુઅઇતાન'** અશો જરથુસ્ત્ર દીનની તરીકત યસ્નથી ઉભા થતા જઇને અએશમ દેવને મારી હઠાવીને જરથુશ્ત્રનું કામ બજા લાવે છે તે બતાવે છે. (વાંચો પાને ૨૧-૨૨ ઉપર 'ત્યારે આમ છેકે'વાળો ફકરો). **હુઅઇતાન** એટલે હસ્તીના ભેદે પુગેલાઓ **અએશમને** તોડવાનાં જરથુસ્ત્રનાં કામને મદદ કરે છે, અને નવી ભલી ગતીના મીથ્રોને દુન્યામાં ઉભા કરે છે અને પાંથરે છે, એવો તાત્પર્ય જે **બગ નસ્કના** આ સાતમાં ફકરામાં છે તે ગાથા હા ૨૯-૨ ની છેલ્લી લીટી કે અએશમને જરથુસ્ત્ર મારશે તેની ઉંડી તાવીલ રજુ કરે છે.

**હવે બગ નસ્કનો** આંઠમો ફકરોબી ઘણોજ વીચીત્ર જેવો લાગે છે, પણ તેમાંબી ઉંડી સમજ સમાયલી છે. આ ફકરા માટે વાંચો પાને ૨૨-૨૪. કયો ઇનસાન સેતાયસ્નથી નેકી તરફ પુગી શકે? જયાં લગી તેમાં મીનોઇ શકિત ઉગે નહિ ત્યાં લગી તે નેકીનો કરનાર થાય નહિ. આવી શકિત પોતામાં પેદા કરવા તેણે પોતાની જાતને પોતાના સર્વસ્વને હેરખુદોને આપવા એટલે હેરખુદોના કહયાસર ચાલવું -કદી હેરખુદો તેની તરફ સખ્ત થાય તોબી તેણે હેરખુદોનીજ આણ રાખવી, તેઓની દોરવણી અને મદદથી તેનામાં શકિત ઉભી થશે એટલે તે પોતાના હવસોને કાબુમાં લાવીને મનને મજબુત કરીને નેકીનો કરનાર થશે-પરદુખભંજનનો થશે. એમ પછી ખુદ પોતે પોતાની મનશ્ની-ગવશ્ની-કુનશ્નીનો સાહેબ, વીર-હોશ-ખેરદવાળો થશે. આ બધી ગતીઓ જાન-ગવની કહેવાય છે માટે તે બધી ગતીઓના સાહેબ થઇ તે ગવનો-જાનનોબી સાહેબ થશે એટલે **'ગવોઇ રતુશ'** થશે. પોતાની નાની દુન્યા અને પોતાને લગતા અંશો અને પોતાના **ખએતુ=સગાંઓનો રતુ**

**–પસેરતુ થશે. બગ નસ્કના** આ આઠમા ફકરાનો આ બધો ઉંડો અર્થ હા ૨૯–૨ ની પહેલી બે લીટીમાં સમાવલો છે. ત્યાં કહે છે કે **'ગેઉશ તષને' અષને** પુછ્યું કે ગવને માટે જગતના દમને ચલાવવા દરોસ્તી રાખનાર તેમ જગત માંહેલી દરેક વસ્તીના દમ જીવજાનને ચલાવનાર–દરોસ્ત રાખનાર સરદાર કેવો હોય ? (હયાં જવાબ છે કે જરથુસ્ત્ર તે રતુ છે જે ગેતીની તેમ રજેરજના દમની દરોસ્તી કરી શકે –તે બધું કઇ રીતે તેવણુ કરશે માટે કહે છે કે :—) તે જરથુસ્ત્ર **'ક્ષયન્તો'**=ક્ષથ્રનો એટલે અહુરમજદ તરફથી મળેલા અધીકારનો રાખનાર હોવે અને ખુદ પોતે **'ગઓદાઓ'**=ગવની શકિતનો ધરાવનાર અને બીજાને આપનાર હોવે **'થ્વક્ષો'**=પોતાનાં કામમાં ચાલાક હોવે, **'વાસ્ત્રો'**=દીની –દીની કાયદા કાનુનો કરી આપી હમેશગી તરફ અમગીં તરફ દોરવશે એટલે ગેતીની ફ્રશો–કેરેતી કરશે અને ઇનસાનને ખુદને તેની **ગવનો**= જીવજાનનો અને તે જીવજાનની શકિતઓ જોરાને–જાનનો સરદાર કરશે. આમ **'ગવોઇ રતુશ'** ની ગતીએ પુગવાના **'વાસ્ત્રા'** કેવા હોય તેનો એક નાનો ચિતાર ઉપલા દીનકર્દના આઠમાં ફકરામાં બતાવેલો છે. ત્યાં જે કહે છે તે બધું ત્યારે હા ૨૯–૨ ના ફકરાની પહેલી બે લીટીની મુરાદ માટેનું છે તે દેખાઇ આવશે.

હવે પછીનો **બગ નસ્કનો** નવમો ફકરો ઉપરના આંઠમાં ફકરાની મુરાદ બર લાવવા માટેની શર્ત બતાવે છે. આ ફકરો વાંચો પાને ૨૪–૨૫ મે. ત્યાં કહે છે કે કોઇબી મુરાદે પુગવા માટે દરેકે જે કંઇ કરવું હોય તેમાં ઉસ્તવારી બતાવવી. દીનની વસીઅત મુજબની તરીકતો પાલવામાં ઉસ્તવારી બતાવવે **મ્યઝદ**=ભલો બદલો મળે છે જેથી ઉપરના આંઠના ફકરાની **'ગવોઇ રતુશ'** ની મુરાદ બર આવે છે. આમ ત્યારે આ ફકરો બી હા ૨૯–૨ ની પહેલી બે લીટીનો ભેદ ખોલે છે. ત્યાં **'વાસ્ત્રા'**= નીયમો તરીકતો જે કહયા છે તેઓનાં પાલન માટેની ઉસ્તવારી બતાવવે તે મુરાદની હાંસેલીઅત થઇ શકે છે, ગવના સરદાર=જોરાને–જાનના સાહેબ થઇ શકાય છે અને અએશમને મારી હઠાવાય છે અને **'ગેઉશ તષન'**નું કામ પુર્ણ કરી શકાય છે. ત્યારે આ બધા ફકરાઓમાં **માનવ** કઇ રીતે ગવોઇ રતુના ભેદના જરથુસ્ત્રથી વધશે તે જણાવેલું છે. આવી મુરાદ આ હા ૨૯–૨ ના ફકરાના અર્થોમાંની એક છે.

**બગ નસ્કના** પછીના દસમા ફકરામાં **મોઢું–ઝબાન અને અવઝાર** =આલાતો ઝબાનને પવિત્ર રાખવાની સામગ્રી રાખીને બહમનનાં રહેઠાણુ રૂપ થવાની સલાહ છે. આની સમજ માટે વાંચો પાને ૨૫–૨૮ મે.

આ ફકરોબી ઉપરના ફકરામાં કહેલા 'ગવોઇ રતુ'ના જેવો અર્થ રજુ કરે છે. હા ૨૯—૨ ની બીજી લીટીમાં ગેઉશ તષનને ગવને ચલાવવા માટે જોઇતા સરદાર મુખી અને તેવણુના કર્તવ્યની હકીકત છે એટલે જરથુસ્ત્રની હકીકત છે. તેમાં 'ગઓહાઓ' શબ્દ છે, ગવની ગતી—જીવની ગતી—પરદુખભંજનની ગતી આપનાર એટલે અમર ગતી રાખનાર અને આપનાર શબ્દ છે, જે તે સરદારને તેમ તે સરદારની વસીઅત પ્રમાણે જે કોઇ ચાલે તેને બેઉને તે શબ્દ લાગુ પડે છે એમ આ દશમા ફકરામાં કહે છે. તે સરદાર ખુદમાં બહમની ગતી હતી માટે તો તે 'ગઓહાઓ' હતા, અને તેવણુ જે કંઇ દીન અને ધર્મ ફરજ આપશે—આપી ગયા, તે બધાં શીક્ષણોબી ગઓહાઓજ છે, એટલે અમર ગતી તરફ લઇ જનારાજ છે, માટે જે કોઇ તેવણે આપેલી દીન અને તે દીનના આપેલા 'વાસ્ત્રા'ને અમલમાં મુકશે તેબી તેવા 'ગઓહાઓ' એટલે ગવને રાખનાર—આપનાર એટલે બહમનને રાખનારો થશે. એમ બગ નસ્કનો આ દસમો ફકરો તે હા ૨૯—૨ ની બીજી લીટીનો ભેદ શીખવી રહે છે. ત્યારે બગ નસ્ક શીખવે છે કે ગાથા હા ૨૯—૨ માં કહેલા અષ વહિશ્ત જે કોઇ સરદારને મોકલશે તે એવો છે કે તેનાં શીક્ષણોથી આ 'ગવોઇ' =જડ ગેતીનો જીવજાન અને શકિતની મરામત પામશે—તેમ તે જડ ગેતીનાં થવાનું—તે માંહેલી વસ્તીનાં થવાનું સાર્થક થશે, એટલે જડ ગેતીમાંની વસ્તીમાનાં મુળ માનવનું સાર્થક થઇને તે માનવથી જગત આબાદ થશે —એટલે હા ૨૯—૧ અને હા ૨૯—૨ ના ફકરાઓમાં સીરફ ગેતીના દમને—ઉસ્તાનને—જીવનેજ એકલાનેજ સમારવાની, અને તેટલા માટે તેના સરદાર થવા-નીજ હકીકત નથી, પણુ તે ઉપરાંત ગેતીમાંની રજેરજ કે જેમાં તેજ જીવજાન —ઉસ્તાન છે—તેજ ગવ છે, તે બધાંના સરદાર થવાની હકીકત છે, અને તે રજેરજ પોતેબી તે સરદારની માફક ગવનો રતુ, પોતાના જીવજાન અને તેની શકિતઓનો રતુ થઇ શકશે, એવો ઉંડો ભેદ હા ૨૯—૨ માં છે એમ બગ નસ્ક શીખવી રહે છે.

બગ નસ્કના હવે પછીના ૧૧ થી ૧૬ ફકરાઓમાં દએનના નીયમોના આકારો વર્ણવેલા છે. હા ૨૯—૨ માંની બીજી લીટીમાં કહે છે કે તે સરદાર 'વાસ્ત્રા'=ફરમાનો કાયદાઓ આપશે જે 'હદા'=હમેશ લગીના રહેશે. આવા હમેશગીએ પુગાડશે તેવાં બધાં ફરમાનોમાંનાં કેટલાકોને આ ૧૧ થી ૧૬ ફકરાઓમાં બતાવીને હા ૨૯—૨ ની બીજી વચલી લીટીનું ઉંડાણુ બતાવી રહે છે. તે ફરમાનો જેઓ ૧૧ થી ૧૬ ફકરામાં છે તેઓની આવી કંઇક વીગત છે કેઃ—યઝતોની ચીજો—આલાતો મારફતે દાદારને પુગવાની હીકમત જે

આપેલી છે તેનો પ્રચાર કરાવવે 'અવોઇ સ્તુશ' થવાય છે, 'ગઓદાઓ'નાગેટે પુગાય છે. વળી આગળ કહે છે કે હઓનની બીજી એવી બધી નેકીઓ જે કોઇ શીખવે છે–જાહેર કરે છે તેનો બદલો મોટો છે, કેમકે તેથીઓ 'અવોઇ સ્તુશ' થવાની–'ગઓદાઓ'ની ગતીએ પુગવાની સવળતા થઇ શકે છે. જે કોઇ અષવનો–દીન દસ્તુરો–નેકાનો જેઓ દીન પ્રમાણે ચાલીને ગેઉશ ઉરવાનને મદદ કરી રહયા છે તેઓની સ્તુતી કરે–તેઓને તેઓનાં કામમાં મદદ કરે–તેઓની સલાહ પ્રમાણે ચાલી બીજાને ચાલવાની સવળતા આપે તેઓનો બદલો ભારી છે. જે કોઈ દીની સંસ્થાનું કામ ફતેહમંદ રીતે ચલાવવા માટે પોતાનો ફાળો આપે તેનો બદલો ભારી છે. જે કોઇ અમલદાર શાહોની આગળ કોઇ નેક મર્દ અષવનની પ્રસંશા કરીને તે અષવનને નેકીનાં કામ કરવાની સવળતા આપે તેનો બદલો ભારી છે. જે કોઇ મોટા રામશાહો–ધર્મરાજાઓની નોકરીમાં પોતાને અર્પણ કરે છે તેઓ ખુદને દાદારને અર્પણ કરે છે, જેથી ખએત્વોદથીનો સામાન તૈયાર થઇ રહે છે. ઝર્ઝદાઈતી એટલે પોતાને અર્પણ કરવું અને ઉતયુઇતી એટલે મોટા શાહોને–ઉસ્તાદને–પોતાના વડીલોને–છેલ્લે દીનને–રતુ જરથુસ્ત્રને –અહુરમજદને એવા રાદ સીલસીલાને પોતાના સાહેબો ગણી તેઓના હોકમના તાબેદાર ઉભા રહેવું તે–આવી ઉતયુઇતી અને ઝર્ઝદાઇતીની બેઉની ઉત્તમ ગતીઓ જે અહુપરસ્તી તરફ લઇ જાય છે, તે બધાંથી ખએત્વોદથીએ પુગાય છે–એવાં સિધ્ધાંતોને આ બગ નસ્કના ૧૧ થી ૧૬ ફકરામાં શીખવેલા છે જેઓને તે બગ નસ્કનાં લખાણમાંથી પાને ૨૯ થી ૩૨ મે વાંચવા. આ બધું ત્યારે હા ૨૯–૨ ની બીજી લીટીની ઉંડી સમજ માટે છે, કેમકે આ લીટીમાં રતુ જે આવવાના છે, જેવણુ 'વાસ્ત્રા'=નીયમો–દીનની તરીકતો–સમજણો–શીક્ષણો આપશે, જે બધું 'ગઓદાઓ'=જીવની ગતીને અમર કરશે, તે બધાંનો સબક છે. 'વાસ્ત્રા'= દીની તરીકતોનો કંઇક ઇશારો આ બધા ફકરાઓમાં છે.

એમ ત્યારે દીનકર્દના સાહેબે ગાથાની જે સમજ આપી છે તે ઉપરથી ગાથા કેટલા ગુહય છે તેની સમજ પડશે. ઉપર ઉપરના લુખ્ખા વ્યાકરણી તરજુમાઓ ઉપરથી આજે અજ્ઞાન બકબકારો છેલ્લી અરધી સદી લગીમાં થઇ રહયો છે કે ગાથાઆં ફલાણું નથી–ફલાણું નથી તે બધું બોલવું હયાં કેટલું મીથ્યા અને બીન જોખમદારીવાળું છે, એટલુંજ નહી પણ મીનોઇમાં કેટલું

બધું જોખમવાળું જોખમદારીવાળું છે અને કહોની કે ગુનાહભરેલું છે-ખુદનુમાઇનું તુંદીવાળું-ખુદ પરસ્તીનું છે, તેની કંઇક સમજ આવશે. જમાનાઓથી ચાલી આવતાં શીક્ષણો ઉપરથી લખાયલી પહેલવી સમજને જરથોશ્તી દીનથી ઉલટી જુદી કહેવાની આજના અભ્યાસીઓની શેખી સીરફ અજ્ઞાનતાની અંધ ગતીજ છે, એમ કહેવું તદ્દનજ ખરૂં છે. આજના બેખબર કહેવાતા જ્ઞાનીઓ પહેલવી સાહિત્ય તરફ જે તીરસ્કાર દેખાડે છે તે તીરસ્કાર તેઓ ખુદ પોતા તરફ અને પોતાના વડીલો કે જેઓની નામનાથી આજે તેઓ માનવ તરીકે ગણાય છે-હેવાન તરીકે નથી ગણાતા-તે વડીલો તરફ છે, માટે ખુદ પોતાની બુન્યાદ અને ઓકાદ તરફ છે, તે તેઓએ ખુબ જાણવું ઘટે છે.




અહ્માઇ[52] અષા[53] નોઇત્[54] સરૅજા[55] અદ્વએષો[56] ગવોઇ[57] પઇતિ-મ્રવત્;[58]

અવએષાંમ[59] નોઇત્[60] વીદ્વયે,[61] યા[62] ષવઇતે[63] આદ્રૅંગ[64] ઍરૅશ્વાઓંઘ્રહો;[65]

હાતાંમ[66] હ્વો[67] અઑજિશ્તો,[68] યહ્માઇ[69] જવેંગ[70] જિમા[71] કૅરૅદુષા.[72]

તેને[52] (ગેઉશ તષનને) || અષ વહિશ્તે અષોઇને જોરે[53] || પ્રતી ઉત્તર આપ્યો[58] (કે) || અંતર જગતને[57] (જગતના જીવજાનને-જગતનાં મુળ પરદુખભંજની તત્વને) || દુખ-દરદ-એઝાબ રહિતનો-બુરાઇના ભારથી નહિ પીડાતો કરવા[56] (દવેશ વગરનો) || એક સરદાર તે એઝાબથી તે અંતર જગતને ખલાસી આપવાની અધીકારવાળો[55] || (જરથુશ્ત્ર વગરનો બીજો કોઇબી હસ્તી ધરાવતો) || નથી[54] || તેઓમાંનો[59] (એટલે પઓઇર્યો-ત્કએષ પાદશાહ પહેલવાનોમાંનો કોઇબી તેવો હોય-તેવા અધીકારથી સજ થયો હોય એમ) || હું જાણુતો[61] || નથી[60] (મારી જાણુમાં નથી), || કે જેથી[62] (જેના અધીકારથી-જેની સરદારીની

આણુથી—દસ્તુરીથી) || આબરૂદારને એટલે પોતાની અઇપીમાં સચ્ચાઇનો આબ રાખીને તે આબને ટેકવવા મથન કરનારને[૬૪] (અને) || સચ્ચાઇને પોતાની ઝબાન ઉપર રાખીને ટેકવનારાઓને[૬૫] || તે (એટલે તેઓનો ઉસ્તાદ રતુ) વૃદ્ધીમાં આગળ વધારી શકે[૬૩] (એટલે તે આબરૂદારની આબરૂની અને તેની અઇપીની શુદ્ધતા રખાવી શકે કે પેલા સચ્ચાઇવાળાની ઝબાનની સાચ્ચી ગતીને ટેકવી શકે—તેનાં આંઠમાં ચષ્મની ખાકને દાબી રાખવાની તોફીક આપી શકે), || (કેમકે) || હસ્તીએ પુગેલા—હસ્તી લગીનો અધીકાર રાખનાર એટલે યઝતો જેવો અધીકાર રાખનાર જીવતા નરોમાંનો[૬૬] || કોઇબી ખુદ પોતે[૬૩] || અઓજની કુદરતવાળો એટલે કુદરતના જેવા અધીકારવાળો બળીસ્ત—બધાંને પુગી વળનાર[૬૮] (એવો કોઇ હોય કે), || જેને માટે[૬૯] || ઉભા કીધેલા—ઉભા થયલા—કરી આપેલા[૭૨] || મુરાદી ગીથોને, ચાહેલી મુરાદોને[૭૦] (તેની આણુ હેઠળ થયલા આલાતો જેઓ રૂવાનની દરોસ્તી કરવાની મુરાદો રાખે છે તેવા આલાતોને) || હમો પુગી શકયે[૭૧] (તે આલાતોમાં વસી તે મુરાદ બર લાવ્યે, એવા કોઇને આજના 'હાતાંમ'વાળા પઓઇર્યો—તકએષોમાં રહેલો હમો જોતા નથી; એવે ભેદે પુગેલો નર હાલમાંના હૈયાત નરો પઓઇર્યો—તકએષોમાં કોઇ નથી).

## 'મીલ્સ'માં આપેલી પહેલવીની સમજ:—

## પહેલી લીટી માટે કહે છે કે:

**વલમન્ મૂન્ ઝક્ ઇ ગોસ્પેન્દાનૉ તનૉ સરદારીહ લા પવન્ અબેશીદારીહ (અમનશ પવન્ બેશીદારીહ) અષ વહિશ્તૉ પાસુખ્વૉ ગૂફ્ત્ (અઇઘશ પાદફ્રાસ્ વાહૂનૅન્દ)**=તે કે જેના ગોસ્પંદોના તન ઉપર સત્તા—દેખરેખ (હોય) તે દુખ—દરદ—અશાંતી વગરનો નથી (તે દુખથી ભરેલો છે) એમ અષ વહિશ્તે જવાબ આપતા કહયું (એટલે તેઓ પાદફ્રાહ શીક્ષા ઉભી કરશે). પહેલવીની આ સમજને ગાથાના આ ફકરાના શબ્દોની સાથે સરખાવીને વીસ્તારીને જોઇએ. ગાથાના આ ફકરાની પહેલી લીટીમાં કહે છે કે 'ગવોઇ' માટે એટલે ગવની સૃષ્ટી માટે—અંતર જગત માટે—જડ ગેતીના જીવજાનની દરોસ્તી માટે 'સરૅજા' નથી એટલે અધીકાર સાથનો સરદાર નથી, કે જે તે 'ગવ'ને દરોસ્તી આપે, એટલે 'ગવ'નો ઉદ્ધાર કરનાર કોઇ આજે નથી કે જે તે 'ગવ'ને દરોસ્ત રાખે, "ગવ"ને કંઇબી આઝાબથી બચાવે. એજ ખ્યાલ 'મીલ્સ'ની ચોપડીમાં આપેલા પહેલવી તરજુમામાં છે. ત્યાં કહે છે કે

'અષ વહિશ્તો પાસુખ્વો ગોફ્ત'=અષ વહીશ્તે તેને જવાબ આપતાં કહ્યું કે 'વલઅન મૂન જક્ઇ ગોસ્પંદાન તનુ સરૂદારીહ'=જે કોઇ ગોસ્પંદ એટલે ગવની પેદાયશનો સરદાર–હકુમતનો રાખનાર (આજે ગણાતો હોય તે કંઇ ખરેખરનો સરદાર–ઉદ્ધાર કરનાર નથી, કેમકે) 'લા પવન અબીશીદારીહ'=તે ત્બએશ–દવેશ–ખામીઓ વગરનો નથી (એટલે ખામીવાળો છે, માટે કંઇ અને કંઇ ભુલ કરે તેવો છે, માટે ઉદ્ધાર કરવાનાં અધીકાર વગરનો છે), કેમકે પછી કાઉંસમાં લખે છે કે 'મમનશ પવન બેશીદારીહ'=તે એમ દવેશ સાથનો–દવેશથી ભરેલો–ફરામોશીની અશાંતીથી ભરેલો માટે અધીકાર વગરનો છે, માટે 'અઇઘશ પાદ્ફ્રાશ વાદુનાઇદ્'=તેની ઉપર પાદેફ્રાહ=એક જાતની શીક્ષા જવાબદારી ઉભેલી છે–આવી પડેલી છે. એમ ત્યારે હયાંબી એમજ કહે છે 'ગવોઇ' કે જેને ત્યાં 'ગોસ્પંદાન તનુ' કહયું છે એટલે ગવની ગતીનું તન એટલે ગવની અંતર જગત કહી છે તેને દોરવનાર અધીકારી એટલે ઉદ્ધાર કરનાર કોઇજ નથી (ત્યાં અધ્યાહાર છે કે જયારે જરથુશ્ત્ર આવશે ત્યારે તે 'સરૅજા' થશે–ઉધ્ધાર કરવાની ક્ષમવાલો થશે). ત્યારે 'સરૅજા'નો અર્થ અધીકારી–મુખી–જે ઉધ્ધાર કરે તે, જેમાં દવેશ–કસર–ફરામોશી હોય નહિ તે, એવો અર્થ જે પહેલવી સાહેબો કરે છે તે વિષે આગળ વધુ નોંધ નીચે આપી છે. ત્યારે હયાં 'ગેઉશ ઉરવા' અને તેની બઓદીક ગતી નામે 'ગેઉશ તષન' એટલે કુદરતની શકિતઓ જરથુશ્ત્રની આવવાની વાર જોય છે. અષ વહીસ્તે પોતાની અંદરની અષ એટલે રયની આગાહીથી કહયું તે તે ગેઉશોએ માન્યું, કેમકે ગેઉશોમાંબી તેજ અષ માટે તેવી આગાહીને માન આપવાની ખેરહજ છે. આ અષના આવા પ્રભાવને લીધેજ આગળા બીજા ફકરામાં અહુરમજદે અષ વહિસ્તનેજ જવાબ આપવા ફરમાવ્યું હતું.

ત્યારે ગાથાના આ ફકરામાં અષને પહેલી વીભકિતને બદલે ત્રીજી વીભકિત આપી છે તેમાં 'અષ'ની શકિતથી થતાં જ્ઞાનનો મર્મ દેખાડેલો છે. માટે તે ત્રીજી વીભકિત ખાસ આપી છે. ત્યારે 'અત્થિષો' શબ્દ 'સરૅજા'=સરદારને તેમ તે સરદાર ગવોઇને પુર્ણ કરશે માટે ગવોઇને બેઉને લાગે છે. ત્યારે 'સરૅજા' માટે પહેલવી સમજમાં 'સરૂદારીહ'=અધીકારી–સત્તા રહાઈ આપનાર શબ્દ આપેલો છે.

'ગવોઇ'ને માટે પહેલવી સમજમાં 'ગોસ્પંદાન તનુ' શબ્દ આપેલો છે એટલે ગોસ્પંદની ગવની પેદાએશને 'આન'=લગતું, 'તનુ' એટલે સુક્ષ્મ–સ્થુળ અમલો એટલે–સ્થુળ સુક્ષ્મ જગત. 'અહૂવએશો'ને

માટે પહેલવી સમજમાં 'અબીશીદારીહ'=દુખ અશાંતી વગરનો એવો અર્થ આપેલો છે, જે 'ગોસ્પંદાનો તનુ'ની સરદારીને લગાડેલો છે, એટલે સરેજા અને ગવોઇ બેઉને લાગુ પાડેલો છે.

### બીજી લીટી માટે કહે છે કે:

**વલ્મનશાન્ લા આકાસ્ હોમંદ્ ઝક્ ઈ આશીહ વ રેશનૅા ઇ રાસ્તૅા (વલ્મનશાન દસ્વંદ્ પાદફ્રાસ્ ઇ પવન્ રૂબાનૅા મમનચંદ્ વાદૂનૅન્દ્ લા ખવીતૂનેદ્)**=તેઓમાંનો કોઇ શાંતી અને રાસ્તીની રોશની-ફાયદો જાણતા નથી (તેઓમાંનો કોઇબી દરવંદના રૂવાનને માટે કેટલો પાદફરાહ એટલે નતીજારૂપ સુધારનાર શીક્ષા તેઓ કરશે તે જાણતા નથી).

પહેલવીની સમજ ને ગાથાના આ ફકરાના શબ્દોની સાથે સરખાવી વીસ્તારીને જોઇએ. ગાથાના આ ફકરાની બીજી લીટીમાં કહે છે કે 'અએષામ'=તેઓમાંનો કોઇનેબી 'નોઇત્ વીદુયે'=હું જાણતો નથી-ઓલખતો નથી, યા=જેથી (કે જેની આણ હોય-દસ્તુરી હોય) તેની દસ્તુરીથી (ભલું શીક્ષણ ચાલુ કીધું હોય અને તે મકતબો થયલી હોય, જેમાં દીન-દસ્તુરો દીની પાઠો શીખવતા હોય-અને એમ) તે દીન દસ્તુર 'આદ્રૅંગ'=આબરૂદારને (એટલે આબરૂદાર થઇને વધવાનું) અને 'અૅરેષ્યાઓંઘહો'=સાચ્ચાઓને (એટલે જુઠું નહિ બોલવું પણ સાચ્ચા થવું એમ) સાચ્ચા થવાને માટે મહેનત કરનારને 'ષવઇતે'=આગળ ગીનોઇમાં તે વધારી શકતો હોય. હયાં કહે છે કે તે પાદશાહ-પહેલવાનોની સત્તાનું લોકોનાં તન મન ઉપર અસર થવાનું સાધન જે તેઓની દસ્તુરી છે તેજ નથી, કે જેથી ભલી સંસ્થાઓમાં ભલા ઉસ્તાદો લોકોને નેકી કરવાનું શીખવે. પઓઇર્યો-ટકએષો દેવોની સામે લડતા રહેતા, જેથી તેઓને જપ હતો નહિ કે બીજી ધાર્મીક બાબદો ઉપર લક્ષ આપે એમ તેઓને વખત અને શાંતી હતી નહિ કે તેઓ રાસ્તીનો ચેરાગ ગેતીમાં બળતો રાખવાની સંસ્થાઓ ખોલે અને અગર જો તેઓ તેમ કરતા, તો દેવો તે બધાનો નાશ કરતા. આવા મામલાથી લોકો બુરાઇ કરવા ઉપર ઢળતા અને તેઓને તે બુરાઇનો આયંદે જવાબ આપવો પડશે એટલું જ્ઞાન અને હોશબી તેઓ રાખી શકેલા નહિ-ગોયા મીનોઇ વૃધ્ધીનો સવાલજ તે વખતે ગેતીમાંથી ભુલાઇ ગયલો હતો. પઓઇર્યો-ટકએષોની દસ્તુરી ચાલતી નહિ એટલે તેઓનાં શીક્ષણો ચાલતાં નહિ, કે જેથી કોઇ દીન-દસ્તુર લોકોને આબરૂદાર થવા કે સાચ્ચો થવા શીખવે. પણ તે વખતે દેવોની જડ મતીનું શીક્ષણ ચાલતું હતું અને મરણ પછીની હૈયાતી છે

તેમાં જવાબ આપવો પડશે એમ તે જડ શીક્ષણમાં હતું નહિ–એવો અર્થ "યા પવઇતે આદૅંગ અૅર્ષ્યાઓંઘહો" (જેઓની આણુથી ભલા દસ્તુરો આબરૂદારને સાચ્ચાઓને તે ઉસ્તાદ વધારી શકે એમ 'નોઇત્' વીદુયે=હું જાણુતો નથી) એ વાકયનો થાય છે અને એવોજ અર્થ પહેલવી સમજમાં આવે છે. ત્યાં કહે છે કે 'વલ્મન્ શાન્ લા આકાસ્હોમંદ્ ઝકૂ ઇ આશ્તીહ્ વ રોશનો ઇ રાસ્તો'=તેઓમાંના કોઇને હું જાણુતો નથી કે જેને શાંતી હોય અને રાસ્તીની 'રોશની' પ્રાપ્ત થઇ હોય. તેઓ એટલે તે વખતના ગેતીના રક્ષકો પાદશાહ–પહેલવાનોમાંના કોઇને શાંતી નથી એટલે તેઓ નીરંતર દેવોની સામે લડયાજ કરે છે; એમ તેઓને જપજ નથી, તેઓ 'રોશનો ઇ રાસ્તો'=રાસ્તીની રોશનીનો પ્રતાપ દેખાડી શકતા નથી એટલે તેઓ ગેતીમાં ભલી સંસ્થાઓ ખોલીને નેકીનાં શીક્ષણો ઉભા કરાવે તેવો–તેટલો વખતબી તેઓને મળતોજ નથી, જેથી લોકોને ભલાં શીક્ષણો નહિ મળવાને લીધે તેઓ બુરાઇ ઉપર ચઢે છે અને જડતાનું ગ્નાન જે દેવોનું છે તે જલદીથી લેતાં શીખે છે. પાદશાહ–પહેલવાનોની કોપી તેઓ કરતાં નથી અને તેથી તેઓ બુરાઇ કરે છે અને મરણુ પછીની શીક્ષાનું ભાન ગ્નાન રાખતાંજ નથી આવો અર્થ છે. માટે કાઉંસમાં પછી કહે છે કે 'વલ્મનશાન્ દરૂવંદ્ પાદેફરાશ ઇ પવન્ રૂબાનો મમન્ચંદ્ વાદુનંદ્ લા ખ્વીતુનંદ્': વલ્મનશાન્ =તેઓ (એટલે જાહેર લોકો જેઓ દેવોની ખસ્લતનાં થાય છે તેઓ, જેઓ રથેશ્તારોની ખસ્લતના થતાં નથી, જેઓ 'આદૅંગ'=આબરૂદાર અને 'અૅર્ષ્યાઓંઘહ્'=સાચ્ચાં થતાં નથી તેઓ) 'દરૂવંદ્ પાદેફરાસ્'=અષોઇથી દુર જવા માટેની એટલે દરવંદ થવા માટેની શીક્ષા 'પવન્ રૂબાનો'=રૂવાન ઉપર શું થશે 'મમન્ચંદ્ વાદુનંદ્'=કેટલી બધી વધી જશે–વધેલી તેઓ કરે છે તે 'લા ખ્વીતુનંદ્'=તેઓ જાણી શકતાં નથી. હયાં 'અએષાંમ્'ને માટે 'વલ્મનશાન્' શબ્દ છે, જે પાદશાહ–પહેલવાનો–ગેતીના રક્ષકો જેઓની દસ્તુરી ચાલી શકતી નથી તેઓને માટે અને તેઓની દસ્તુરી નહિ ચાલવાને લીધે લોકોમાં ભલાઇ પંથરાતી નથી પણુ જડતા પંથરાય છે તેવાં લોકો માટે એટલે 'આદૅંગ'=આબરૂદાર અને 'અૅર્ષ્યાઓંઘહ્=સચ્ચાઇના ભેદે પુગવા જોઇતા લોકોને માટે–એમ બેઉને માટે આપેલો છે. હા ૨૯–૩ ના અવસ્તાની બીજી લીટી નોઇત્ વીદુયે યા પવઇતે આદૅંગ અૅર્ષ્યાઓંઘહો=( એટલે કોઇનેબી હું જાણુતો નથી, 'યા' જેથી એટલે જેની દસ્તુરી–આણુથી, જેની ઉભી કીધેલી સંસ્થામાંથી કોઇબી દસ્તુર–શીક્ષક આબરૂદારને એટલે શીખવા માંગતા-

ઓને-સચ્ચાઇએ ચઢવા માંગતાઓને વધારી શકે એટલે શીખવી શકે )- એ વાકય માટે પહેલવીમાં '**વલ્મનશાન્ લા આકાસહોંમદ્ ઝક્ ઇ આશ્તીહ્ વ રોશનો-ઇ રાસ્તો**' વાકય આપેલું છે, જેમાં એમ કહે છે કે તે વાલીઓમાંના કોઇનેબી હું જાણુતો નથી, કે જેમાં શાંતી હોય, જે પોતે રાખી બીજાને આપતો હોય. એટલે તેઓ દેવોની સામે લડતા પરવારતાજ નથી એટલે બીજા સુધારા કરવાનો તેઓને વખતજ નથી એટલે મકતબો-દીની સંસ્થાઓ ખોલીને '**આદ્રૅંગ્**'=આબરૂદારોને વધારે એવી કંઇ સવળતાજ ઉભી થઇ શકતીજ નથી. આ બધાંને માટે કહે છે કે તેઓને '**આશ્તીહ્**'=શાંતી નથી. જ્યારે વાલીઓને શાંતી નહિ હોય તો પછી લોકોને શાંતી કયાંથીજ હોય; તો પછી '**આદ્રૅંગ્**'ને= આબરૂદારોને કોઇ આગળ કઇ રીતે ચલાવી શકે? ત્યારે તે વાલીઓમાંના કોઇનેબી હું જાણુતો નથી, કે જેને '**રોશનો ઇ રાસ્તો**'=રાસ્તીની રોશની હોય એટલે કે જે રાસ્ત લોકોની રોશનીને બહાર કાઢી શકે એટલે ભલી સંસ્થા ખોલીને નેકીના પાઠો શીખવાય તેવું કરતા હોય એટલે '**અૅરૅષ્યાઓંધહો**'ને=સાચ્ચાઓના પ્રભાવને આગળ વધારે તેવું કરતા કરાવતા હોય એવો અર્થ થયો.

આમ ત્યારે પહેલવી સમજ અવસ્તાને બરાબરજ તેના ગ્રામર પ્રમાણેના અર્થ ખુલ્લા કરીને સમજાવે છે તે કોઇબી જોઇ શકશે.

## હવે પહેલવી સમજ ગાથાના આ હાની ત્રીજી લીટી માટે શું છે તે જોઇએ:

**મૂન્ અઇતાનો જક્ અઓજ્ હોમંદ્તર્ ( અઇધ્ અઓજ્ ઇ જક્ વલ્મન્ પવન્ કારતર્ ) મૂન્ અર્વા જક્ પવન્ કરીતૂનિશ્નો યામતૂનેદ્ અર્વા કર્દારીહ્ ( અઇધ્ અમતશ કરીતૂન્દ્ અઇધ્: કાર્ વ કિર્ફકૅા વાદૂન વાદૂનયેન્ )**=જેઓ હાલે ભલાઇ તરફના છે તેઓમાં તે સઉથી વધુ અઓજની કુદરત રાખનાર છે (એટલે તેની અઓજની શકિત જે છે તે ઘણીજ કામ કરનારી ચલીત છે) **કેર્દાર્** કીધેલાના નતીજા સહિત-તરીકતના પાલનના નતીજા પ્રમાણે **પવન્ કરીતૂનિશ્નો** માંગેલી મુરાદો સહિત જે કોઇ આવે તેને માટે (તે મુરાદ મેળવી આપે) (એટલે કોઇ તેની તરફ તેને ચરણે આવીને દુઆ કરે કે ભલાં કેરફેનાં કામો થાય-હું કરૂં, તો પછી તેવાં કેરફેનાં કામો બની આવશેજ) આ પહેલવી સમજ ગાથાના આ ફકરાની છેલ્લી લીટી

માટે કેટલી દરોબસ્ત છે તે, ગાથાના તે ફકરાની લીટીના શબ્દોના **અર્થ** સહિત જોઇએ :–**અવએષાંમ**=તેઓમાં–તેઓ જેઓ પઓઇર્યો–ત્કએષો છે, જેઓ ખુદ સાચ્ચા છે અને ગેતીના બચાવ માટે મહેનત લઇ રહયા છે, તેઓમાં રોશની તો છે, પણ દેવો સામેની નીરંતર મુઝાહેમતોને લીધે તેઓનો ગેતીમાં સળગાવેલો ચેરાઘ બુજાયાજ કરે છે, માટે તેઓની આણુ–દસ્તુરી ગેતીમાં ચાલતી નથી, એટલે બુરાઇની ગતી જે સામાને ડંખે છે–સામાની ઉપર રહે છે તેવા સાંપ '**અહિ**'ની સામે તેઓની આણુ ચાલી શકતી નથી. તેઓ કાંય તેવા છે, અને '**ગવોઈ**'નો સરદાર કેવો તેથી વધુ એટલે આણુવાલો હોવો જોઇએ, તેની ખુબી શું હોવી જોઇએ, તે માટે છેલ્લી લીટીમાં કહે છે કે આ પઓઇર્યો–ત્કએષ પાદશાહો પહેલવાનો '**હાતાંમ**'ના ભેદને બજાવી શકતા નથી. પછી **હાતાંમ**ના ભેદને બજાવનારને માટે કહે છે કે તે '**હાતાંમ**'ના નરો તો ઘણાજ જોરેમંદ એટલે કુદરતની **બખીશત** શકિત અઓજ કે જે યઝતોમાં રહે છે તેવી ગતીવાળા રહે છે અને તેઓનેજ સરદારી–અધીકાર મળે છે, જેથી તેઓ કોઇનીબી દાદ લઇ શકે છે, માટે આબરૂદારો અને સાચ્ચાઓ કે કોઇબી '**કૅરૅદૂષા**'=તરીકત–યત્નને જોરે ઉભી કીધેલી '**ઝવૅંગ**'=પ્રાર્થનાથી તેઓની મદદ મેળવી શકે છે, કેમકે હમો યઝતો તેને તે કામમાં મદદ કરી શકીએ છીએ. એટલે '**હાતાંમ**'ના નરોમાં આલાતની ગતી યઝત વસેલી ગતી હોય, તે **હાતાંમ**ના નરોની '**ઝવૅંગ**'=પ્રાર્થના '**કૅરૅદૂષા**'= તરીકતની રીતીએ–ખાસ દેખાડેલી રીતીએ કરવે તે **હાતાંમ**ના નરો તુરતજ મદદે જઇ શકે, કેમકે તેઓમાંજ હમો યઝતો રહયા છીએ, માટે હમારી મદદથી તે હાતાંમવાળાઓ આબરૂદારોની સચ્ચાઇઓની –ગવની મદદે જઇ શકે. કહેવાનો અર્થ આ છે કે તે વખતના ગેતીના બચાવ કરનારા આવા નથી કે જેઓની અંદર હમો યઝતો નીરંતર રહી શકયે, કે જેથી તેઓ તે ગેતીના બચાવ કરનારાઓ પોતાનાને તુરતજ મદદ કરી શકે. ટુંકમાં એમ અર્થ છે કે જે કોઇ '**ગવોઇ**'નો રતુ હોય તે '**હાતાંમ**'નો=યઝતી શકિતનો હોય, જેની પાછળ–અંદર યઝતો વસેલા હોય માટે તે તુરતજ કોઇનીબી મદદે જઈ શકે, તેઓ ખુદ આલાત હોય, તેઓની અંદરથીજ દાદારને મલી શકાય તેવા તેઓ હોય, માટે જે કોઇ તેઓને ચરણે આવે અને સવાલ કરે કે તેનો સવાલ તુરતજ ફળે–એજ વીગત ઉપર કહેલી પહેલવી તાવીલમાં છે. ત્યાં કહે છે કે '**મીન્ અઈતાનો ઝક્ અઓજ્હોમંદ્–તર્**' : '**અઇતાન્**'= **હાતાંમ** એટલે યઝતી ગતીવાલા હયાત નરોમાં યઝતોના જેવી કમાલની

કુદરત રહે છે, એટલે તેઓમાંની અઓજમાં કુદરત વસેલી છે-યઝતો વસેલા છે માટે તેઓ કંઇબી મહાભારત કામ બજાવી શકે છે. માટે કાઉંસમાં ત્યાં કહે છે કે '**અઇધ્ ઓજ્ ઇ ઝક્ ઈ વલ્મન્ પવન્ કારૂતરૂ**'=તેની અઓજની શકિત યઝતી ગતીનું જોર કંઇબી કામ બજાવી શકે તેવું '**કારૂતરૂ**'=કાર્યસાધક-તાત્કાળીક પુર્ણ કામ કરનારૂં હોય છે, ઉત્સાહી અને દરેક સંજોગને પુરૂં પડે તેવું હોય છે, એટલે તેઓ આલાત છે એટલે યઝત વસેલા હોવે યઝતો તેઓની મારફતે મદદે આવી શકે. પછી વધુ આગળ કહે છે કે '**મુન્ અવો ઝક્ પવન્ કરીતુનશ્નો યામતુનેદ્દ અવો કેરૂદારીહ્**' એટલે તરીકતનાં પાલનથી તેવી કાયેલી ગતીથી-તરીકતની કેરદારથી-તરીકતના ઉભા કીધેલા નતીજાથી '**કરીતુનશ્નો**'='**ઝવઁગ્**'=માંગેલી મુરાદો સહિત જે કોઇ આવે તેને તે મુરાદ તેઓ મેળવી આપે, એટલે તેઓ એટલે **હાતાંમ**ના નરોની અંદરની શકિત એવી છે કે આમ લોકોની મુરાદ જે કાયદેસરની છે તેને તેઓ પુર્ણ કરી આપે છે. હયાં '**ઝવઁગ્**'ને માટે '**કરીતુનશ્નો**' શબ્દ આપેલો છે. આની સમજ આપવા પછી કાઉંસમાં લખે છે કે '**અઇધ્ અમતશ કરીતુન્દ્**': **અઇધ્**' =જયારે કોઇબી તેઓને ચરણે આવે અને દુઆ કરે કે '**કારો કેરૂફાકો વાદુન્**'=ભલાં કેરફેનાં કામો હું કરૂં-મારેથી થાય એમ ઇચ્છે, તો પછી '**વાદુનયેન્**'=તેવાં કેરફેનાં કામ તેઓથી થશેજ, તેઓથી બની આવશેજ.

ત્યારે હયાં પહેલવીમાંબી કહે છે કે '**હાતાંમ**'ના જીવતા નરોમાં યઝતોની કુદરત અઓજ રહે છે માટે યઝતો તેઓમાં રહે છે. માટે જે કોઇ તે '**હાતાંમ**'ને ચરણે પડે તેની મુરાદ '**હાતાંમ**' બર લાવે કેમકે '**હાતાંમ**'માં હમો યઝતો છીએ તેઓ તે કામ બર લાવીશુંજ. ત્યારે '**અહ્માઇ**'=તેને માટે એટલે તે '**હાતાંમ**'ના નરને માટે કૅરૅદૂષા=કીધેલી ઝવઁગ્=દુઆને ફળીભુદ કરાવવા '**ઝિમા**'=હમો યઝતો આવવાનાજ, એ અર્થ તદદનજ દરોબસ્ત છે. આમ ત્યારે પહેલવીમાં જે શરેહ છે તે ઉપલા તરજુમાને સચાવે છે તે કોઇબી જોઇ શકશે. **પહેલી નજરે પહેલવી તરજુમો કંઈ નકામો જેવો લાગે છે પણ તેમાંજ ખરો અર્થ છે તે હવે કોઈબી જોઇ શકશે.** પહેલવી સાહેબો કાંઇ બ્યાકરણી બ્યાખ્યા કરતા નથી **પણ તેઓ શરેહ કરે છે જેમાં ગાથાના લોધતોના અર્થો ખુલ્લા બતાવે છે: જેમકે '**સરૅજા**'** માટે '**સરૂદારીહ્**'=અધીકારી ઉદ્ધાર કરનાર શબ્દ છે, '**કૅરૅદૂષાને**' માટે '**અવો કેરૂદારી**'=ઉભી કીધેલી શુભ કેરદારથી શબ્દ છે, '**ઝવઁગ**ને માટે '**કરીતુનશ્નો**'=માંગેલી મુરાદ શબ્દ છે, '**હાતાંમ**'ને

માટે '**અઇતાનો**' હસ્તીએ પુગેલાઓ પણ હયાત જીવતી હાલતમાં ઉતરીને કામ કરનારાઓ શબ્દ છે; '**અઓજિશ્તો**'ને માટે '**ઝક્ અઓજ્મંદ્ તર્**' શબ્દ આપેલો છે.

## હા ૨૯-૩ ના શબ્દ અર્થો :—

**અહુમાઈ**=તેને (ગેઉશ તષનને).

**અષા**=અષવહિશ્તે અષની શકિતને જોરે-અષમાં જે પુર્ણ રીતની '**રથ**'=આગાહી છે તે આગાહીને જોરે. અહિંયાં ખાસ ત્રીજી વીભકિત મુકી છે-પહેલી મુકી નથી કેમકે '**અષ**'નાં અચુક જ્ઞાનનો તે જવાબ છે એમ અહિંયાં દેખાડવા માંગ્યું છે, માટે તે ત્રીજી વીભકિત તે '**અષ**'નાં જ્ઞાનને બતાવવા માટે મુકી છે. આજના વિભકિતના કાનુનો ઉપરાંત અગાઉ અપવાદરૂપના કાનુનો હતા, જેઓ સ્તોત યસ્ન જે માંથીક બળ ઉભુ કરવાના કાનુનો બતાવે છે તે કાનુનોને અનુસરતા હતા. આવો ભેદ આજે જાહેરમાં રહયો નથી. આવા અપવાદના કાનુનો બતાવતો આ **અષા** શબ્દ છે, કે જેમાં પહેલી અને ત્રીજી વિભકિતઓનો મર્મ છે. આજે એટલુંજ કહી શકાય કે ત્રીજી વિભકિતનો પ્રત્યય જે આજે જાણીતો છે તેથી તે શબ્દનો ભાવાર્થ ભાખી શકાય. એટલે અહિંયાં ત્રીજી વિભકિતનો પ્રત્યય કહે છે કે અષનો તે જવાબ અશોઇની પુર્ણ રયોમંદ ગતીથી સજ થયલો એટલે ભુલ વગરનો લેખાય. **અષ-પથ** એવા એવા શબ્દોમાં વિભકિતના પ્રત્યયો જે આજે જાણીતા છે તેઓ કદી કદી ટકી નહિ શકતા લાગે છે. પણ તેથી એમ કહેવા નહિ લલચાવું જોઇએ કે ત્યાં ગ્રામરની ભુલ છે.

**સરૅજા**=આ શબ્દને માટે પહેલવી સાહેબો '**સરદારીહ્**'નો અર્થ એટલે અધીકારી થવાનો અર્થ આપે છે. આ શબ્દને માટે '**હરેઝ**' રૂટ જો લેવામાં આવે તો તેમાં તે અર્થ પડેલો દેખાડી શકાય. **હરેઝ** શબ્દના ઘણા અર્થો થાય છે જેમાં ગાળવાનો એક અર્થ છે. હોમને ગાળવાને માટેનો તે શબ્દ છે જે કચરાને દુર કરવાનો એમ શુધ્ધતા આપવાનો અધીકાર બતાવે છે. પણ **સરૅજા**માં જો **સર** અથવા **સરે**નો મુળ આકાર લઇએ તો પછી ત્યાં સરદારીનો અર્થ ખુલ્લોજ થાય કેમકે 'સર'માં સરદારીનો અર્થ છે.

બહેસ્ત-બહેરેહ કાવસજી કાંગા '**સરૅજન**'=માથું ભાજવું ઉપરથી ઘાતકી શબ્દ તરીકેનો અર્થ કરે છે. મી૦ પુનેગર સરેજામાં '**હરેઝ**'નો મુળ આકાર

જોઇને હુરેજને સંસકૃત સૃજ સાથે સરખાવીને to liberate છુટકારાનો અર્થ તેને આપે છે. માટે 'સર્જા'ને છુટકારો આપનાર તરીકેનો અર્થ આપે છે જેમાંથી સરદારીનોજ માટે અધીકારનોજ અર્થ આવે.

**અદ્વએષો**=બેએષ હવસો તન મન રૂવાનને લાગેલા દરદો અ=વગરના–કસર વગરના એટલે ઇનસાફી જમીરના. આ શબ્દ 'ગવોઇ'ને એટલે જગતના અંતર જગતને અને પેલા **'સર્જા'** શબ્દ બેઉને લાગુ પડે છે, કેમકે **'સર્જા'**માં જો દવેશ હોય, કચાસ હોય, તો તેવા દવેશવાળો જગતના અંતરના ભાગને બેએષની સામે બચાવી શકે નહિ. પણ જે કોઇ 'સરેજા' હોય–અધીકારી હોય તે તો પછી દાદારથી મેળવેલા તે અધીકારનાં જોમથી 'ગવોઇ'ને બેએષથી દુર રાખી શકે.

**અવએષાંમ**=તેઓમાંનો કોઇ; તેઓમાં પઓઇર્યો–કએષ પાદશાહ–પહેલવાનો જેઓ જરથુસ્ત્રના પેશરવો fore-runners હતા તેઓ આવે છે.

**નોઇત્ વીદુયે**=હું જાણતો નથી. મરહુમ કાવસજી કાંગા એ શબ્દને સામાન્યરૂપ (infinitive) તરીકે ગણે છે અને કહે છે કે ગાથામાં કેટલી વખતે એવો સામાન્યરૂપ ક્રીયાપદ તરીકેનો લેવામાં આવે છે.

મી. પુનેગર એ શબ્દને વર્તમાન કાળ આત્માને પદ ૧/૧ તરીકેનો લે છે. અને સમજાવે છે કે એ શબ્દ **વીદ**=મુળ ઉપરથી છે. **વીદ**નો વધારેલો આકાર **વીદુ** છે જેની ઉપર **'એ'** વર્તમાન કાળ આત્માને પદનો પહેલી એક વચનનો પ્રત્યય લાગુ પડેલો છે. આવા બીજા આકારો છે જેવા કે **સ્તુયે, સ્રુયે,** (જુઓ ગાથા પુનેગર પાને ૨૭).

**યા**=જેથી એટલે જે પેશરવોના અધીકારથી. અહિંયાંબી ત્રીજી વિભકિત મુકી છે તેમાં તેના અધીકાર–દસ્તુરીનો ભેદ જણાવવા ધારેલો છે. પહેલી વિભકિતના કરતા ત્રીજી વિભકિતમાં પહેલીનો તેમ ત્રીજીનો બેઉનો અર્થ આવી જાય. જે ઉપર **'અષા'**ને માટે કહયું છે તેજ અહિંયાંબી લાગુ પડે છે. ત્યારે **'યા'** એટલે જેથા એટલે તેઓની દસ્તુરી–આણુથી; તેઓની દસ્તુરી એટલે આણુ એવી નથી કે જેથી બીજાઓને રાહત મળે–એટલે તે વખતના વાલીઓ કે જેને માટે **'યા'** શબ્દ છે. તેઓની દસ્તુરી નથી એમ દસ્તુરીનો ભેદ બતાવવા **'યો'** નહિ પણ **'યા'** ત્રીજી વીભકિત આપી છે.

**'આદ્રંગ'**=આબરૂદારને; આ શબ્દમાં ઉંડો અર્થ છે. પોતાની અઇ-

પીને શુધ્ધ કરીને તેને શુધ્ધતામાં ટેકવવાને સચ્ચાઇનાં આપને તે અષપિમાં ટેકવી રાખનાર-પોતાની અષપિમાં ખોરેહ-યઝતી પ્રતાપને ટેકવી રાખનાર એટલે જે કોઇ મીનોઇમાં હજુર ઘણો આગળ વધેલો નહિ હોય પણ વધવા મહેનત કરી રહેતો હોય તેને જેને સાધારણ જબાનમાં આબરૂદાર કહે છે એવા આબરૂદારોને. એ શબ્દ 'આદ્ર'નું બીજી બહુવચન છે. એ શબ્દ સંસ્કૃત **આદર** ગુજરાતી આદર્પને મલતો છે. એ શબ્દમાં 'દર'=પકડી રાખવું અને 'આ'=કંઇક ખુબી બનાવનાર પ્રત્યય-એવા આકારો છે. અષપિમાં સચ્ચાઇના **આબ**ને પકડી રાખવાનો અર્થ એમાંથી નીકળે.

**અૅર્ષ્વાઓંઘહો**=પોતાની જબાનને સાચ્ચી ગતીમાંજ રાખનાર-જબાનની ખાકી ગતી એટલે જબાન ઉપરનું ખાકી ચખ્ર જે જુઠ્ઠું બોલાવી દે તેને દાબીને આતશી કરવા મથી રહેલાઓ. જબાન ઉપરનું કેહર્પનું આઠમું ચખ્ર જો આતશી થાય તો આદમી કદીબી જુઠું બોલી શકેજ નહિ-એમ ત્યારે જબાનની ખાકને દાબીને આતશ કરીને સચ્ચાઇનો નાદ કાઢનારાઓ-સાચ્ચા થવા માટે જીવતોડ મહેનત કરનારાઓ

**'ષવઇતે'**=તે વધારશે મીનોઇમાં આગળ ચલાવશે. ('ષુ'=વધવું આગળ જવું ઉપરથી વર્ત. આત્માને ૩/૧) (મીનોઇમાં એટલે મીનોઇ વૃદ્ધિમાં-તન પસીનની હાલતે પુગવામાં તનાસકની હાલતથી દુર જવામાં)

**'હાતાંમ'**=હરતી લગી જેઓના રૂવાનો પુગેલા છે-જે રૂવાનો ખએત્વોદથી મેળવી પોતાના ધર્મના બાપ દખુલ રૂવાનને મળીને આખા થઇને ગેતીને ફ્રશો-ગર્દ તરફ ચલાવવા કામ કરવા ગેતીની ઉપર સઓષ્યન્ત તરીકે-રથેશ્તાર તરીકે-ક્ષથ્રયાન દંઘહુપતી રામશાહ તરીકે ઉતરી રહે છે તેઓ (ઇલ્મ્યતમાં જેઓને **સમેત્યાતી રૂવાનો** કહે છે તેઓમાં જેઓ ગેતી ઉપર તે વખતે હતા તેઓમાં)

**'અઓજિશ્તો'**=અઓજની કુદરત કે જેમાંની દુઇ અદુઇની હાલતે પુગેલી રહે છે, જેમાં **'અહ્રી'**ની ગતીની જગાજ નથી તેવી કુદરતની બળિશ્ત શકિતવાળા

**યહ્માઇ**=જેને, જેને માટે

**જવઁગ**=(**જુ**=ભકિત કરવા-માગવું-અરજ કરવી-કીયા કરવા ઉપરથી)

**જવ**=આરાધના, ભકિત, અરજ, બોલાવવાની ઇન્તેજારી; **જવ**નું બીજી વિભકિત બહુવચન તે **'જવઁગ'** છે એટલે આરાધનાઓ-ભકિતઓને, બોલાવવાની અરજીઓ-કે જેનો જવાબ તુર્તજ મળે છે તે. ત્યારે **જવ**-

જવેંગમાં દાદારને મલવાની શકિત આલાતરૂપ શકિતનો અર્થ બી છે. ત્યારે ભકિત કે જેમાં દાદાર-યઝતો તેને આવી મળે છે તેવી પ્રાર્થના અને તેનો કરનાર ભકત જેને **આલાત ઝઓથ** કહે છે તે;—

**કેરેદુષા**=(કેરે ધાતુ ઉપર 'વહુ' perfect participle parasm લાગુ પાડવે એ આકાર થઇ રહે છે; 'કેરે' એટલે કરવું-તે ઉપરથી) કીધેલું હોય, ઉભું થયલું હોય, ઉભા થયલા, તેની મદદ માંગવા તરીકત યરનને જોરે ઉભા થયલા-એમ અર્થ થાય. પહેલવી તાવીલરૂપ તરજુમામાં એની સમજ માટે **'અવો કેરૂદારીહ'** શબ્દો આપેલા છે એટલે ઉભી કીધેલી શુભ કેરદાર સાથે એમ અર્થ છે જે ઉપરના અર્થને મળતીજ છે. આ અર્થ હમોએ **'પુનેગર'**ના ગાથા ઉપરથી લીધો છે.

**જિમા**=(જમ, ગમ, જીમ ઉપરથી એ શબ્દ છે; જીમ+મ=જીમ root aorist $\frac{1}{3}$ parasm). હમો પુગી વળીએ-મદદ માટે આવીએ

(**કેરેદુષા** અને **જિમા** શબ્દોને એવી રીતે મી૦ પુનેગરે બતાવેલા છે તેને હમો માન્ય રાખીએ છીએ કેમકે પહેલવી તાવીલરૂપ તરજુમામાં લગભગ તેવીજ સમજ છે.

### ક્ષ્નુમીક શરેહ:

આ ફકરામાં **'અષા'** શબ્દ ત્રીજી વીભકતીનો વાપરેલો છે; **'અષ'** શબ્દ પહેલી વીભકતીમાં વપરાયો નથી. ઉપર ઉપરના વિચાર કરનારને લાગે કે હયાં પહેલી વિભકતી હતે તો વધારે ઠીક થઇ પડતે. પણ હયાં ખાસ ત્રીજી વીભકતી આપવામાં મોટો અર્થ છે. બધી યઝતી શકિતઓનાં રૂવાનો એક વખત હુવીઅતવાળાં હતાં, એટલે દ્રવાઓની ગતી કહેતાં અજ્ઞાનતાનો પાસ રાખતાં હતાં. પણ તેઓના તે દ્રવાઓને તે દાદારે દુર કરી તે દ્રવાઓને ગવમાં ફેરવીને તે રૂવાનમાં મર્જ કીધો છે, જેથી તેવા તે રૂવાનો જેઓને યઝતો કહે છે તેઓ દાદારની સાથે સંબંધમાં આવેલા છે—ના, ખુદ તે દાદારમાં મળેલા છે. પણ સૃષ્ટીનાં બીજાં રૂવાનો જેઓ હજુ સુધર્યાં નથી પણ દ્રવાઓવાળાં છે તેઓને પોતાની પંકતી ઉપર લાવવા તે યઝતો બહાર નીકળીને કામ કરી રહયા છે. બહાર નીકળતી વખતે તેઓ દાદારની પુર્ણ ગતી જેને **'અષ'** કહે જે તે પોતામાં રાખીને તે **'અષ'** મારફતે દાદાર સાથે સીધો સંબંધ રાખી રહે છે, કે જેથી તેઓ અને દાદાર બેઉના વીચારો સાથે દોડી શકે છે. આમ થવાથી યઝતોની અકકલને '**બઓાદાંગ**' કહે છે અને

તેઓની તે અકકલથી થતાં ભાનનાં બહાર પડવાને 'ખદાત' કહે છે આ 'ખદાત'થી તેઓ જે કંઇ કરે તે દાદારના હોકમસરતુંજ રહે છે જેમાં જરાબી ભુલ આવતીજ નથી. એમ તેઓ દાદારના હોકમસરળ વર્ત્તે જેને માટે 'રથવ્ય ચષ્ન્ન' શબ્દ છે. **અષની આવી બળીહારી છે.** આ અષની શકિત કે જે દાદાર અને યઝતોમાં વહી રહે છે તે અષન બગને 'અષ વહિશ્ત' કહે છે. અષ વહિશ્ત ખુદ એક બગ છે એટલે યઝતી શકિત છે જેને અમશાસ્પંદ કહે છે. એટલે ખાસ રીતની અમઃ શકિત છે કે જેને દાદારે ખાસ એ અર્થે ઉભી કીધી છે કે જેથી અષની શકિત દાદારમાંથી બધા યઝતોમાં અને ત્યાંથી જગતમાં વહીને જગતના ઉદ્ધા રમાં કામે લાગી રહે. આમ છે માટે અષને વ્યવસ્થીક ગતી કહે છે, અને અષ વહિશ્તને વ્યવસ્થાનો બગ કહે છે. હયાં 'ગવોઇ'ની વ્યવસ્થા કરવાની છે માટે 'અષ વહિશ્ત'નો ઇલાકો ઉભો થયો છે. 'ગવોઇ' એટલે જગતની કુદરત અને તે કુદરતમાંથી ઉભો થતો દમ જે જડ ગેતીને ટકવે છે તે. આવી 'ગવોઇ'ને દરોબસ્ત રાખીને જડ ગેતીને સમારવાની વાત હયાં છે. આ 'ગવ'ની કુદરતને ચલાવનાર રૂવાનોને 'ગેઉશ ઉરૂવા' અને 'ગેઉશ તષન્' કહે છે. ગોયા 'ગેઉશ ઉરૂવા'ને ભાન આપતી શકિત–તે 'ગેઉશ ઉરૂવા'ની બઓદ તે 'ગેઉશ તષન્' છે. આ ગેઉશે યઝની શકિત છે માટે અષ રાખે છે, અને જયારે ગેઉશ તષન અષ વહિશ્તને જગતના સવાલ બાબે પુછે છે, ત્યારે ગેઉશની અષ અને અષ વહિશ્તની અષ જે બેઉ એકજ સંબંધમાં છે, તેથી ગેઉશની રયમાં અષ વહીશ્તની રયથી થતો જવાબ પ્રદરશીત થઇ રહે છે. ગેઉશો તે અષન સીલસીલામાં પોતાના મીથ્રો–વીચારોને મુકીને અષ વહિશ્ત સાથે વાતચીત કરી શકે છે. પોતામાં જે અષ છે તેજ બધા યઝતોમાં અને અષ વહિશ્તમાં છે અને તેથી ગેઉશોની 'રય' ખુલેલી ઉરૂની હાલતમાં એટલે અષ વહિશ્તની રયને પકડે તેવી છે, જેથી અષ વહિશ્તના વીચારોને તે ગેઉશે બરાબર પકડી શકે છે અને તેઓને અષ વહિશ્ત જે કંઇ કહે તેનું ભાન થાય છે. **એટલે એમ થયું કે 'ગેઉશો' પોતેજ પોતાની 'રય' સાથના અષને જોરે જવાબ વાળે છે. ગેઉશો પોતાનાં મનનની અંદર પોતે પોતાનેજ જવાબ આપે છે તે અને અષ વહિશ્ત તેઓને જવાબ આપે છે તે બેઉ એકનું એકજ થઇ રહે છે, જે ત્યારે મનનની પુર્ણ હાલત દેખાડે છે. ઇનસાનનાં મનન અને યઝતોનાં મનન વચ્ચે આસ્માન જમીન જેટલો ફરક છે.** ઇનસાનનો વીચાર–મનન અણુદીઠ રહે છે જે તે ઇનસાનને ગુજર્યા પછીથ

કેરદાર તરીકે દેખાશે. પણ યઝતોનું મનન તો તુર્ત જ કેરદાર તરીકે થઇને ઉભુ રહે છે. મોટા અપત્નોના અમલથી થતાં મનનની કેરદારખી તુર્ત જ થઇ શકે, પણ યજતોનાં મનનથી થતી કેરદાર તો કેહર્પરૂપની થઇ રહે છે એટલે ખુદ પોતે યઝત જેવી અને ઝરવાને અકરનેને માપે તેવી થઇ રહે છે. આવું ખુદ તે કેહર્પ રહે છે જે મીથ્ર બરીન તરીકેનું કહેવાય છે, જે ખુદ પોતે સાક્ષાત જવાબ આપી શકે છે. એમ ગેઉશોની પોતાની અષોઇનાં જોરે થયલાં મનનમાં અષનું જોર આવે છે તેથીબી જવાબ મળે છે, એટલે ખરેખર તો તે અષ કે જે રૂવાનમાં છે તેજ જવાબ આપે છે. આ જવાબ જે કંઇ મળે છે તે આમ અષની મારેફતનો છે માટે 'અષ' શબ્દ ત્રીજી વિભકિતમાં આપેલો છે. આ જવાબ શું છે? આ છે કે હાલની ગેતીને તેની 'ગવોઇ'ની હિફાઝતના કરનારાઓ, જેઓ પઓઇર્યો-ત્કએષો તરીકે ઓળખાય છે, જેઓ જરથુસ્ત્રના પેશરવો છે-નાયબો છે, તેઓ જો કે 'અદ્રુએષો' છે-ઇનસાફી છે-હવસો રહીતના છે, છતાં 'સર્જા'ના ભેદના અખીકારી નથી, એટલે ગેતીની તમામીઅતને છુટી છુટી દોરવી શકે તેવા નથી; તેઓ જો કે **હાતાંમ**ની હાલતે લગભગ પુગ્યા છે છતાં ખુદ ઝઓથ્રરૂપ થઇને આખી ગેતીના રન્જેરજથી થતી અરજીને-જવેંગને પુગી શકે તેવા નથી, એટલે આફત વખતે અરજી લાવનારાઓની અરજીને તુરતજ પકડી શકે નહિ-તેઓની અરજીને તુરતજ પકડી શકવાની ગતી તેઓમાં સચેત થયલી નથી-માટે આફત વખતે તુરતજ તે અરજી લાવનારાઓને દાદ આપી શકે તેવા નથી. તે વખતે કે જ્યારે દેવોનું જોર ભારે હતું ત્યારે બદી ધણીજ rampant જુલ્મગાર રીતે ચાલી રહેતી હતી. લોકોનાં મનને બુરાઇ ઉપર જવાની સવળતા તે વખતે ધણી મળતી હતી અને ભલાં લોકો-સાચ્ચાં લોકો ભલાઇ ઉપર ચાલવા માંગતાં પણ ચાલી શકતાં નહિ. આવાં લોકોને આબરૂદાર લોકો કહે છે. આબરૂદારમાં 'આબ' શબ્દ અંદરની સચ્ચાઇ દેખાડે છે, જે 'રૂ'=મોઢાં ઉપર પ્રદર્શીત થઇ રહે છે. વળી બીજાંઓ સચ્ચાઇને ઝબાન ઉપર રાખી અસત્યને જીતીને સત્યનું આબ મોઢાંનાં તેઝ તરીકે રાખવા માંગતા હતા. આવાંઓને મીનીટે મીનીટે જે કંઇ મદદ જોઇએ કેમકે મીનીટે મીનીટ તેઓને હવસોને બાંધવા પડતા, તે મદદને પુગી વળવાનું જોમ-હામ આ પઓઇર્યો-ત્કએષોમાં હતું નહિ. તેઓ ખુદ તો હવસોને બાંધીને ખાઇ જતા હતા અને દેવોનાં જોરને અટકાવી શકતા હતા, પણ જડ ગેતીના આરઝુમંદોની મીનોઇ હાલતને પુરા પડે તેવા તેઓ હતા નહિ. જડ જગતને દેવના દરોરાથી તેઓ

બચાવી શકતા પણ જગતનાં મનુષ્ય માત્રનાં મનના દેવને પુરા પડે તેવા તેઓ હતા નહિ. માટે કહે છે કે તેઓ ખુદ જો કે દવેશ વગરના હતા છતાં તેઓ ગેતીને 'અદ્રઓષો' કરે તેવા હતા નહિ. તેઓમાં એવી ગતી હતી નહિ કે તેઓ કોઇબી નર નારીની તરીકત મુજબની અરજીને તુરતજ પુગી શકે, કેમકે તેઓમાં જો કે અસત્ય હતું નહિ છતાં તેઓમાં ઝઓથ્રની ગતી-દાદારને પુગી વળવાનું મંદીર બંધાયલું હતું નહિ. તેઓ પુર્ણ રીતના આશાતરૂપ હતા નહિ એટલે તેઓમાં હુમો યઝતોનો નીરંતરનો વાસો હતો નહિ. **જે કોઇમાં હુમો યઝતો નીરંતર રહી શકયે તે નરજ પોતે 'ઝઓથ્ર' થઇ કોઇનીબી અરજીને તુરતજ પુરો પડે. આવો નર 'હાતાંમ'ના પુર્ણ દરજ્જાનો કહેવાય.** પઓઇર્યો-ત્કએષો કે જેઓને **'અવઓષાંમ'** કરીને હા ૨૯-૩ માં કહયા છે તેઓ તેવા હતા નહિ. 'ગવોઇ'નો સરદાર તો ત્યારે ઘણોજ પુર્ણ રીતનો થશે કે જેમાં હુમો વસેલા હોઇશું, કેમકે તે નરને ગેતીમાં વર્ષાની આમદ થવાની છે તે વર્ષા માટેની બધી સામગ્રી તૈયાર કરી રાખવાની છે. વર્ષાની દીનો જે કંઇ થશે તે બધીજ બર વખતે ઉગવા માટેની તૈયારી કરી રાખવાની છે.

ગેહસારણાં વખતે રૂવાન પોતાની તંગ હાલતથી આગાહ થયલું રહેવે તેને આ હા ૨૯-૩ ના માંથ્રો જેઓ જરથુસ્ત્રની વધાઇ આપે છે તેથી રાહત મળે છે. અષો જરથુસ્ત્રની દએનની યરનથી તે જવાબ પાર પડશેજ તેની હીમ્મત તેને આવે છે. આવું રૂવાન પછી અષો જરથુસ્ત્રની ઉપર હઝારો દરૂદ મોકલે છે. આવો ભેદ ગેહસારણામાં ભણવાનો છે.

**હવે દીનકર્દનાં નસ્કોની વીગત જોઇએ કે જેમાં આ ફકરાની ઉંડી તાવીલ શું છે તે દેખાઇ આવશે.**

### ગાથા હા ૨૯-૩ માટેની સુદકર નસ્કની ઉકેલ.

સુદકર નસ્કની વીગત **હા ૨૯-૩ માટે** શું છે તે જોવા વાંચો **સુદકર નસ્ક** પાને ૧ લે. એ નસ્ક કહે છે કે **'ફ્રમુશતન્'** એટલે જાતજાતની બેપરવાહી spiritual indifference તે વખતે જરથુસ્ત્રની અગાઉ હતી. બાપ દીકરો-દીકરો બાપ-વર બઇઅર વાગેરે વીગેરે એકમેક તરફ તે અમુક જમાનામાં બેપરવાહી બતાવીને ફરજના ચોર થતા હતા. કહે છે કે જે જમાનામાં **પતમાનજ** નહિ હોય, જયાં આગળ excesses બે નાકાંની અવધી યા ઘટતી હોય, ત્યાં એવોજ મામલો હોય, એટલે

ત્યાં જડ વર્ત્તન અને મીનોઇ તરફની બેદરકારીજ હોય છે. આ ભેદ હા ૨૯-૩ ના ફકરાની બીજી લીટીમાં છે. **'અવએષાંમ્ નોઇત્ વીદુયે યા પવઇતે આદ્રૅંગ્ ઍર્શ્યાઓંઘહો'**=તેઓમાંનો કોઇ એવો હોય કે તેની સત્તાથી આબરૂદારોને અને સાચ્ચાઓને આગળ કોઇ ઉસ્તાદ ચલાવે એટલે તેઓની એટલે જરથુસ્ત્રની અગાઉના પઓઇર્યો-તકએષોની સત્તાએ એવા ધોરણની સંસ્થાઓ ઉભી કીધી નથી, કે જેમાં ભલા દસ્તુરો લોકોને આબરૂદાર થવાનું-સાચ્ચા થવાનું શીખવે, એટલે કહે છે કે તે વખતે એવી ભલી રૂડી સંસ્થા હતી નહિ કે જ્યાં લોકો ભલાઇ શીખે, એટલે કહે છે કે તે વખતે બધેબધ સચ્ચાઇ અને ભલાઇ હતી નહિ એટલે બધેબધ મીનોઇ બાબદ ઉપર ધ્યાન અપાતું હતું નહિ-ફરજના બધા ચોરોજ હતા. એ ભેદ ત્યારે તે વચલી બીજી લીટીમાં છે તે દેખાઇ આવે છે. પણ વળી આગળ કહે છે કે ગમે તેવો તે વખતનો જડ જમાનો હોય છતાંબી ગાથાનો મીનો તો તે વખતે હતોજ. જે કોઇ ગાથાને યાદ કરતો તેને ગાથાનો મીનો મદદ કરવા ઉશ્તવાર હતોજ. આ ભેદબી ગાથાની એજ ઉપરની કહેલી લીટીમાંજ છે. ત્યાં કહે છે કે તેઓ એટલે તે વખતના જરથુસ્ત્રની આમદની અગાઉના ગેતીના રક્ષકોની આણ હતી નહિ, છતાં તેઓ તો સાચ્ચાજ હતા અને ગેતી માટે બદીની સામે લડયાજ કરતા હતા. પણ બદીને તેઓ તાબે કરી શકતા નથી. ત્યારે ગાથાનો મીનો એટલે દાદારની તરફની ફરમાન-બરદારી તો તે રક્ષકોમાં છે. જેઓ-જે લોકો તેઓનો દાખલો લઇને તેઓની પુઠે જતા તેઓને રૂડો ફાયદો થતો હતો. તે વખતે લોકો આવા મોટા રથએસ્તારોના ગુણોની કોપી કરતાં હતાં નહિ પણ દેવોની સંસ્થામાં જઇને જડ થઇ જતાં હતાં. એમ ત્યારે તે વખતે તે વાલીઓ તો ગાથાના મીનોનાં કર્તવ્ય પ્રમાણે ચાલતા હતા, માટે તેઓની જે કોઇ કોપી કરે તેને તે ગાથાનો મીનો મદદ કરવા આતુરજ હતો. આમ **'અવએષાંમ'**નો એટલે તે રથએસ્તારોનો ઉંડો ભેદ છે જેઓ પોતેજ ભલાજ હતા અને ગેતીને દેવના આઝાબથી દુર કરવા માંગતા હતા. તેઓમાં **ગાથાના મીનો**જ હતો એમ **સુદકર નસ્ક**માં બતાવેલું છે જેઓ તેઓની પુંઠ જાય તેઓ ગાથાના મીનોની પુઠેજ ગયલા કહેવાય-તેઓને ફાયદો મલેલોજ.

એજ **સુદકર નસ્ક**માં આગળ કહે છે કે ગાથાનો મીનો ફરયાદ કરે છે કે મોટા દસ્તુરો જેઓ **'ઉજદહી'** તરફ પેલી ગેહાન તરફ ગયા છે, એટલે જેઓએ ગેતીને છોડી છે, જેઓએ પોતાની જીવતી જીંદગીમાં નેકી ઉભી કરીને નેકીના ગુબારો કીધા છે, તે ગુબારોનાં કેહપ પાછા

તે મોટા દસ્તુરનાં મુલકમાં ઉતરતાં નથી એટલે તે ગુમ્બારેમાંથી ભલાઇ-આશીરવાદ જે પડવો જોઇએ તે પડી શકતો નથી એટલે તે ગુમ્બારેના આશીશોને ખેંચનાર તરીકે તે આમેદોનો વંશ તેવો હતો નહિ, જેથી ગેતી ઉપર નેકીનાં કામ થવાનો ઉત્સાહ થતો નહિ અને બુરાં ફરઝંદો જન્મી દીન-દુશ્મની કરતાં હતાં, અને ગેતીમાં 'કુરમુશતન'નો ભેદ-બેપરવાહીનો ભેદ-અત્યંત એકલપેટાપણું ચાલતું. બધાં ફરજ ચુકતાં હતાં. ત્યારે એમ અર્થ થયો કે તે દસ્તુરો તો નેકી કરીને ગુમ્બારો બાંધી ગયા, પણ તેઓની કુખમાંથી તેઓની આબુને-દસ્તુરીને રાખતાં ફરઝંદ થયલાં નહિ એટલે તે દસ્તુરોએ એવી સંસ્થા ખોલી નહિ કે જેમાં તેઓની દસ્તુરી ચાલે એટલે તેઓ નેકીને ખેંચીને ઉતારનાર ફરઝંદ-સંસ્થાઓ મુકી ગયલા નહિ, જેથી ગેતીમાં કુદરતી આશીશ પડતો નહિ અને લોકોમાં સદ મનશ્ની થતી હતી નહિ. આ ભેદ જેમ બીજી લીટીમાં છે, જેની સમજ મીલ્સનાં પહેલવીમાંનાં ઉપર કહેલાં લખાણમાં આપી છે, તેમ ઉપરથી આપી છે. વળી આ ભેદ હા ૨૯-૩ ની છેલ્લી ત્રીજી લીટીમાંથીબી જોઇ શકાય છે. હા ૨૯-૩ ની છેલ્લી ત્રીજી લીટીમાં કહે છે કે '**હાતાંમ્ હવો અઑજીશ્તો યહ્માઇ જવૅંગ્ જિમા કૅરેંદુયા**' =ભલા અષવન નરો-દસ્તુરો તો મીનોઇમાં જબર રહે છે,-એવા કે તેઓની અંદર હમો યઝતો આવી વસીએ છીએ, જેથી આમ લોકો તરીકત મુજબ ચાલીને કીધેલી માંગણીને તેઓથી પ્રાપ્ત કરી શકે છે. આવા દસ્તુરો તે વખતે ગેતીમાં હતા નહિ. ત્યાં કહેવા માંગે છે કે જરથુસ્ત્ર આવીને આવાઓને ઉભા કરશે, માટે જરથુસ્ત્રની વાર જોવી. ત્યારે જરથુશ્ત્રની અગાઉનાઓએ જો કે ભલાઇ તો ઉભી કીધી પણ તે ભલાઇને નીચે ઉતારનાર ફરઝંદો તેઓ પોતા પાછળ ગેતીમાં મુકી ગયલા નહી, એટલે આબુરૂપ ફરઝંદ-દસ્તુરીનું ફરઝંદ થયલું નહિ,-આલાતનો ભેદ થયલો નહિ, કે જેને સુદકર નસ્કમાં ગાથાના મીનોની ફરયાદ તરીકે કહી છે-લખી છે. પછી કહે છે કે ગાથાના મીનોનું જોર કેવું છે. કહે છે કે તે જોર જો ગેતીમાં જાહેર થાય એટલે આલાત થાય તો રૂવાનને 'દુશ અહુ'માંથી-તનાસકમાંથી છોડવે. આ ભેદ હા ૨૯-૩ ની છેલ્લી ત્રીજી લીટીમાં છે કે જ્યાં કહે છે કે '**હાતાંમ્**'ના નરોમાં હમો યઝતો હોવે તેઓ આલાતરૂપ થઇને કોઇની '**જવૅંગ્**' મુરાદ એટલે છુટકારાને બજા લાવે છે. પણ ગાથાનો તે મીનો એટલે આલાતરૂપના **હાતાંમના** નરોને ઉતરવાની વાર છે જે જરથુશ્ત્રથી ઉતરશે.

## ગાથા હા ૨૯-૩ ની તાવીલ માટે વરશત માન્સર નસ્કની ઉકેલ.

### પહેલે વાંચો વરશત માન્સર નસ્ક પાને ૨ થી ૧૩ મે.

**વરશત માન્સર નસ્ક**ના પહેલા ફકરામાં ગેઉશ ઉરવાએ એટલે કુદરતને દોરવનાર મુળ રૂવાને અહુરમજદની અમર શકિતઓની મીજલસ આગળ નીસ્તી-ગેતી અને તે માંહેલી વસ્તીઓને ચલાવવાનું-મુકિતએ પુગાડવાનું તેણીને સોંપાયલું કાર પુર્ણ કરવા પોતાની તાબેદારી બતાવી હતી. ગેઉશે પોતે ગેતીની ઉપર કઇ કઇ બદીઓ થશે તે જોઇ હતી. તે બધી બદીઓનો ખ્યાલ પહેલા અને બીજા ફકરાઓમાં આપ્યો છે. પછી ત્રીજા ફકરામાં ગેઉશ ઉરવા કહે છે કે જ્યારે તેણીને આવું મોટું કામ કરવાનું છે માટે તેણીને લાગણી જોઇએ નહિ. માટે લાગણી વગરની તેણીને કરવી અને તેણીથી થતી ગેતીના રક્ષકોમાં પોતાની તરફ લાગણીનું ઉંચ ઉશ્તાન આપવું, કે જેથી તેણીની જગતની પાસબાની થઇ રહે. પછી ચોથા ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવાની આવી સાચ્ચી અહુરમજદ તરફની વફાદારીથી જગત થયું અને કારોબાર ચાલવા લાગ્યો, જેમાં પહેલે બદીઓ ફાટી નીકળી માટે મોટા નરો એટલે પાદશાહ-પહેલવાનો-બરજીસી ખાલેસ લોકો-પહેલા મોટા નરો પઓઇર્યો-ત્કએષો ગેતીમાંની બદી અને અહીરીમનને હઠાવવા ઉભા થયા. અહીરીમને જેટલી જોઇએ તેટલી ખરાબીઓ કીધી અને કીકો-કરપોએ તે બદીઓને વધારી છતાં ગેઉશ ઉરવા કંઇ હઠી નહિ અને ગેઉશે તે પાપોનો ભાર દવેશ-ત્બએશનો ભાર ખમ્યો અને ગવોઇને ટેકવી. પઓઇર્યો-ત્કએષો કે જેઓ તે ગેઉશને મદદ કરવા ઉતરેલા તેઓએ ગેઉશને મદદ આપી, પણ તેઓ ગેઉશનો ભાર ઓછો કરી શકયા નહિ, એટલે પછી ગેઉશે પોતાની બઓદ ગેઉશ તષનની મારફતે મદદગાર માંગ્યો. તેને ઉતરતાં વાર છે એમ કહેવામાં આવ્યું. માટે પઓઇર્યો-ત્કએષોની મદદથી હાલમાં સબુરી પકડવી એમ સલાહ મળી. આવો બધો ભેદ હા ૨૯-૩ ની પહેલી લીટીમાં સમાયો છે, જેને કઇ રીતે જોવો તે નીચે છે. પહેલી લીટીમાં કહે છે કે: ગેઉશ તષનને અષ વ્યવસ્થાના સાહેબે કહયું કે ગવોઇને એટલે જગતના મુળરૂપ જીવજાનને 'અદ્વએશ' કરાવનાર એટલે પાપોના ભારથી મુકત કરાવનાર અધીકારી સરદાર આજે નથી, એટલે જેઓ આજે ગેતીના પાસબાન છે તેઓમાં કોઇ તેવો નથી, એટલે હવે નવો જે આવશે તે તેવું કરશે એમ તેમાંથી અર્થ થાય છે. અષ વહીસ્ત જે વ્યવસ્થા કરી જીવજાનને ટેકવનાર છે તેવણુ ગેઉશ તષન જે ગેઉશ ઉરવાની બુદ્ધિ છે તેને જવાબ આપે છે. એક ચીજનો જવાબ જયારે કોઇને માટે હોય ત્યારે તે કોઇ-તે ચીજની સાથે

સંબંધ રાખતો હોવો જોઇએ. એટલે ગેઉશ જેને અપ જવાબ આપે છે તે ગેઉશને જગતના જીવજાન સાથે અને જગત સાથે સંબંધ હોવો જોઇએ અને એમ તેણી જગતના સર્વસ્વને ટેકવીને ચલાવનાર છે એમ માલમ પડી આવે છે. અપ જે દાદારનો નાયબ છે તે અપજ ગેઉશને તે માટે સલાહ આપે છે. એટલે આ સાર સાફ નીકળે છે કે ગેઉશને જગતનાં સર્વસ્વને ચલાવવાની–ટેકવવાની સત્તા દાદારથીજ મળી છે, અને ગેઉશ તેમ ચાલે છે, કેમકે 'ગવોઇ'ની હૈયાતી તો છેજ. ત્યારે **વરશ્ત માન્સર નસ્ક**ના પહેલા ફકરામાં ગેઉશ દાદારની દરગાહમાં જે પેમાન આપે છે તેની હકીકત ત્યારે **હા ૨૯–૩ ની પહેલી** લીટીમાં પડેલીજ છે, કે જેના ઉપરથી તે લીટીમાં અપ તેણીને સલાહ આપી રહે છે. ત્યારે **વરશ્ત માન્સર નસ્ક**ના ૧ થી ૫ ફકરામાંની હકીકતોમાંની હકીકત કે ગેઉશ ગમે તેટલા આઝાબ છતાં જગતને ટેકવે છે તે હકીકત ત્યારે પહેલી લીટીમાંજ છે તે જોઇ શકાશે, કેમકે તે ગેઉશને તેમ જગતને ટેકવવાની સલાહ આપવાજ અપ બોલી રહે છે કે તેણીની હાલત તેવીજ રહેવાની, કેમકે હાલમાં **'સરૅજા'** કોઇજ નથી, માટે તેણીએ ભાર ખમવો. ત્યારે હા ૨૯–૩ ની પહેલી લીટીમાં આ સાર છે કે ગવોઇને ગેઉશે ટેકવેલીજ છે, જેથી તેણીએ દાદારના હોકમને બજાવેલોજ છે, કે જેની બજાવણી માટે તેણીએ દાદારની દરગાહમાં બાંગે બુલંદ અવાઝે પેમાન આપેલો. તેણી ઉપર ભાર છે માટે અપ તેણીને કહે છે કે તે ભાર રહેવાનોજ, કેમકે જેઓ હાલે તેની ગેતીના પાસબાન છે તેમાં 'સરૅજા'નો ભેદ કોઇમાં નથી. આમ જ્યારે 'સરૅજા' નથી કે જે જગતને રહાઇ આપે–પાપોનો ભાર ઓછો કરે, ત્યારે એમ થયું કે **વરશ્ત માન્સર નસ્ક**ના પહેલા બે ફકરા ગેઉશ જે બુરાઇનો સ્વપનો જોય છે તે બધું તે ભારની અંદરની વીગત છે, જેને માટે **અદ્રુએશો** શબ્દ વાપરેલો છે. આમ ત્યારે હા ૨૯–૩ ની પહેલી લીટીમાં **વરશ્ત માન્સર નસ્ક**ના ૧ થી ૫ ફકરામાં જે તેહકીકો આપી છે તે બધી સમાયલીજ છે, કે જેઓની મદેહનજરથીજ તે બે લીટીઓ લખાઇ છે. પહેલવી લખાણના તરજુમાથી તે ૧ થી ૪ ફકરા વાંચી જોવા, જેથી ગાથા હા ૨૯–૩ ની પહેલી લીટીનો સાર માલમ પડે. પછી **વરશ્ત માન્સર નસ્ક**નો પાંચમો ફકરો ૫–૬ પાને વાંચવો. ત્યાં ગેઉશ ઉરવાને આ નીસ્તીનાં **જગત** માટે કાંય નેમી છે, તેમાં માનવની શું જગા છે, જાનવરોની જગા અને હાલત કેવી છે, તે જાનવરોને કાંય તેવી હાલત આપી છે, જરથુશ્ત્ર ગેઉશને મદદ કરીને તેણીને સંતોષ આપશે, તેનું

ટુંક બ્યાન છે. આ ભેદબી હા ૨૯–૩ ની પહેલી લીટીમાંજ સમાય છે, કેમકે ત્યાં અષ વહીશ્ત ખુદ ગેઉશ તષનને એટલે ગેઉશ ઉરવાની બુધ્ધિ (મનન)નેજ જવાબ આપે છે અને કહે છે કે 'ગવોઇ'ને પાપના આઝાબ રહિતના અદ્રુએશો કરાવનાર 'સરૅજા' હાલમાં તેણીના હમકાર પએોઇર્યો–રકએષોમાં નથી એટલે અબ્યાહારમાં એમ કહે છે કે હવે પછી જ્યારે જરથુશ્ત્ર ત્યારે આવશે તેજ 'સરૅજા' તરીકે થશે એટલે તેણીની ઉપરથી પાપનો ભાર ઓછો કરાવીને જગતને અદ્રુએશો=દવેશરહીતનું કરશે. વરશ્ત માન્સર નસ્કના આ ફકરામાં માનવ અને જાનવર બેઉની લાગણીનો ફરક દેખાડેલો છે અને જરથુશ્ત્રને માણસ અને જાનવર બેઉનો ચલાવનાર કહયો છે. એટલે ત્યાંથી સાર આ નીકળે છે કે માણસમાં લાગણી અકકલ ફેલ છે, જાનવરમાં તે બધું મંદ છે, માટે પાપનો ભાર માનવ ઉપર છે માટે માનવે વર્તણુક કરી પોતાની તેમ જાનવરોની મુકિત લાવવાની છે, અને તે બધું કેમ કરવું તેનો બતાવનાર જરથુશ્ત્ર છે. એમ છે માટેજ હા ૨૯–૩ ની વચલી બીજી લીટીમાં કહે છે કે "આદ્રૅંગ" અને 'અૅર્ષ્યાઓંઘહુ' એટલે આબરૂદાર અને સાચ્ચાઓનો ઠાર તે વખતે થતો નહી; લોકો પોતાની ફરજમાં ભુલતા હતા અને 'અવએષાંમ' એટલે જગતના વાલીઓ ભલાઇ શીખવાની સંસ્થા ખોલી શકેલા નહી. હાલે જે મામલો છે તે ભવિષ્યમાં રહેશે નહિ, જરથુશ્ત્ર તે બધું સમુ કરશે. એમ ત્યારે માનવની ઉપરજ ગેઉશ ઉરવાને તેણીનો ભાર ઉંચકવા મદદ કરવાની ફરજ છે, જાનવરોની ઉપર તે ફરઝ નથી, માટેજ હા ૨૯–૩ ની બીજી લીટીઓમાં માનવ તેઓનું વર્ત્તન અને મોટા નરોની હકીકત અને તેઓની મદદે પુગવાની શકિત બુલંદી વીગેરે આપેલું છે, એટલે 'સરૅજા' હાલે નથી માટે માનવોમાં આબરૂની ગતી–સચ્ચાઇની ગતી નથી તેમ સરદારોબી અતી બળવાન નથી. આમ ગેઉશ ઉરવાની ઉપરનાં પાપોના ભારની સાથે માનવ–સરૅજા–હાતાંમ–ઝવૅંગ વીગેરેની બાબદને કાંય વણી છે તેનું કારણુ આ વરશ્ત માન્સર નસ્કના પાંચમા ફકરા અને પછીના ફકરાનાં બ્યાનોથી સમજાશે.

વરશ્ત માન્સર નસ્કના છઠ્ઠા ફકરામાં કહે છે કે દુન્યા ઉપર કે માનવ ઉપર જે કંઇ આફત–સીતમ વરસે છે તેમાં મારી હીકમત છે, જે ફ્રશો–કેરેતીની મતલબ રાખે છે.

સાતમા ફકરામાં 'ઘનામીન'ની ઇચ્છા બતાવી છે, જેને માટે વાંચો તે છઠ્ઠો અને સાતમો ફકરો પાને ૬ થી ૮ મે. હયાં ત્યારે હા ૨૯–૩ માં તેમ હા ૨૯–૧ અને હા ૨૯–૨ માં ગેઉશ ઉરવાનું જે

ખ્યાન છે, જગતની ખુરાઇનું જે ખ્યાન છે, તે બધું મારી હીકમતમાંજ છે–**અષ**ની સરદારી હાડમંદ જગતમાં લાવવાજ છે, એમ સમજાવવાનો છઠ્ઠા અને સાતમા ફકરાઓ હેતુ રાખે છે. પછી **વસ્ત માન્સર નસ્ક**ના આઠમા ફકરામાં કહે છે કે ગેઉશ મારફતે જગતને ઉભું કીધું છે તે ઉદયોગ કરીને સત્ય કરાવવાજ કીધું છે. ત્યારે **હા ૨૯–૩** માં **અષ** કહે છે કે 'ગવોઇ'નો ભાર ઓછો કરાવનાર આજે કોઇ નથી આજે જે સરદારો છે તેઓ જો કે સત્યવાલા છે–મહેનત કરી રહે છે, છતાં સમાજને ફાયદો થાય તેવું કરી શકતા નથી, માટે સમાજમાંના સાચ્ચાઓ બીજાઓને દોરવી શકતા નથી, પણ જયારે જરથુસ્ત્ર આવશે ત્યારે થશે;–આ બધું ખ્યાન **હા ૨૯–૩** માં છે તેમાં ઉદયોગ કરવાની ખુબી ખામી અને સત્ય કમાવાની મુશ્કેલીનો ખ્યાલજ આવીને ઉભો રહે છે.

હવે પછીનો **વસ્ત માન્સર નસ્ક**નો નવમો ફકરો **હા ૨૯–૩** માંની પહેલી લીટીમાંજ જણાવેલી '**સરૅજા**'ની વીગત જણાવે છે'–**સરૅજા**' કેવો હોય તે જણાવે છે–જરથુસ્ત્ર તેવા છે તે બતાવેલું છે અને જરથુસ્ત્રની આમદથી ગેતીમાં કેવા મોટા ફેરફારો થશે–ઝાડપાનમાંબી રસ આવશે–એમ '**સરૅજા**' અધીકારથી સદ્ વર્ત્તણુક કરાવનારા કેવા હોય તે બતાવેલું છે. પછી **વસ્ત માન્સર નસ્ક**ના દસમા ફકરામાં આવો '**સરૅજા**' જરથુસ્ત્ર થઇને જે કંઇ શીખવશે તેમ લોકોએ ચાલવું; નહિ તો શું થશે તેનું કંઇક ખ્યાન આપે છે. એમ **હા ૨૯–૩** ની બીજી લીટીમાં '**આદ્રૅંગ**' અને '**ઍરૅષ્ય**'=આબરૂદાર સાચ્ચાઓનો ઠાર જરથુસ્ત્રની અગાઉ હતો નહિ પણ જરથુસ્ત્રથી થશે, તેવું બધું જણાવે છે. **વસ્ત માન્સર નસ્ક**ના ૧૧ મા ફકરામાં જરથુસ્ત્રનાં શીક્ષણોમાંનાં કંઇક આપેલાં છે, 'જેથી લોકો '**આદ્રૅંગ**' વાળા થઇ શકે, માટે **હા ૨૯–૩** માંની બીજી અને ત્રીજી લીટીની ફરયાદ જરથુસ્ત્રથી લેવાશે તેનો લાભ લેવા સલાહ આપી છે.

ત્યાર પછીના **વસ્ત માન્સર નસ્ક**ના ૧૨ મા અને ૧૩ મા ફકરાઓમાં '**મ્યઝ્દ**'=માંગેલી મુરાદ વીષે–માંથ્ર સ્પેન્તના આશીશો વિષે–તે બધાંને લેવા વિષે, જરથુસ્ત્રે માનવી વર્ગમાં અષોઇનો રસ્તો ખોદયો અને એબગદને મારી હઠાવવાનું કરી આપ્યું–તરીકત–યસ્ન કરી આપી–એમ ગવોઇને '**અદ્વએષો**' થવાનું કરી આપ્યું, તે બધું વર્ણવે છે. આ બધું ગેતીમાં જરથુસ્ત્રની અગાઉ હતું નહિ એમ **હા ૨૯–૩** ની બધી ત્રણે લીટીઓ કહે છે. ત્યારે **હા ૨૯–૩** માં અષની સલાહ જે ગવને મળે છે તે જરથુસ્ત્રની આમદ માટે થોભવાની છે એમ બતાવે

છે. અષ ત્યાં ગેઉશને કહે છે કે આજે જો કે 'સર્જા' નથી પણ પછીથી જરથુસ્ત્ર 'સર્જા' તરીકે આવશે અને ગવોઇને 'અહૂએષા' મુકિત તરફ જઇ શકે તેવી કરશે. ત્યારે 'ગવોઇ'ને એટલે જગતના દમને તેમ માનવના દમને 'અહૂએષા' કઇ રીતે કરવો—અને હા ૨૯—૩ ની છેલ્લી લીટીમાં કહે છે કે 'જવૈંગ જિમા કૅર્‌દૂષા'=તરીકતની કેરદારીથી જે કોઇ મુરાદ માંગે છે તેને પુર્ણ કરાવવા યઝતો દીન-દસ્તુરોમાં જઇને તેઓ મારફતે તે મુરાદ બર લાવશે, તે બધું કઇ રીતે થશે, તેની ટુંક નોંધ વસ્શત માન્સર નસ્કના ૧૨-૧૩ ફકરામાં આપી છે. આમ ત્યારે મીલ્સના પોથામાંની પહેલવીની ઇબારત કરતાં દીનકર્દમાંનાં ત્રણ નસ્કોની ઈબારત ગાથાની સમજ માટેની જુદી છે. નસ્કોમાં તો તે ગાથાના ફકરામાં કેવા ઉંડા ભેદો રહયા છે અને કયા કેવા ફાયદાઓ રહયા છે અને તે ફાયદાઓ કઇ રીતે મેળવી શકાય માટે કઇ રીતે વર્તી નેકી કરવી તે બધું દેખાડેલું છે.

## ગાથા હા ૨૯—૩ ને માટે બગ નસ્કની તાવીલ:

(આ બગ નસ્ક માટે વાંચો પાને ૧૩-૩૨ મે).

આ નસ્કમાં કહે છે કે ગેઉશ ઉરવા 'લાયેહેવન્ત્'=ગેરહાજરી વીષે જાહેર કરે છે. એટલે ગવની ગતી કે જે ગેતીમાં ગેતીના જીવ-અંતર જગત 'ગવોઇ' તરીકે છે, તેમ તે ગવ દરેક માનવમાં તેના જાન અને જોરાને જાન નામે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદ તરીકે છે, તેઓની ભલી-બુરી ગતી વીષે છે. જેમ ઇનસાન પાપો કરે છે ત્યારે જાન ઉપર ભાર પડે છે અને જોરાને-જાન નામે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદ ઉપર ભાર પડે છે, એટલે મનશ્ની કે ગવશ્ની કે કુનશ્ની કે વીર કે હોશ કે ખેરદ રહેતાં નથી, તેમ ગેતીનાં બધાં ઇનસાનોના જાનો ઉપરના ભારથી ગેતીની 'ગવોઇ' ઉપર ભાર પડે છે. આવી ગવને હયાં ગોસ્પંદ તરીકે કહે છે, માટે હયાં કહેલાં ગોસ્પંદને માટે ઘેટાંનો અર્થ સીરફ કરવાનો નથી. ગેઉશ ઉરવા કહે છે કે ઉપર કહેલી 'ગવ'ની હેફાઝતની ગેરહાજરી બધેબધ થઇ રહે છે. જો આ 'ગવ' કે જે જીવ જાનરૂપ છે કે જે રજેરજને પોતાને ભાગે ટકવે છે તેની ઉપર ભાર નહિ પડે, તો પછી જરથુશ્ત્રને ઉતરવાની જરૂર પડતી નથી. પણ ગેઉશ કહે છે કે 'ગવ'ની હેફાઝતની 'લા યેહેવન્ત્'=ગેરહાજરી છે માટે જરથુસ્ત્રને ઉતરવાની જરૂર છે. ત્યારે હા ૨૯—૩ ની પહેલી લીટીમાં અષ કહે છે

તે '**ગવોઇ**'ને '**અદ્દ્વએષો**' કરવા–દોષ રહિતની પાપોના ભારથી નહિ પીડાતી કરવા '**સર્જા**' અધીકારી નર–ઉધ્ધાર કરનાર જોઇએ, કે જે જરથુસ્ત્ર વગર બીજું કોઇ નથી.

ત્યારે આ '**ગવોઇ**'ને અદવએષો કરવા–પાપના ભારથી મુકત કરવા '**અવએષાંમ**'=તેઓ એટલે પઓઇર્યો–તકએષો લાચાર થઇ રહે છે. એટલે પછી છેલ્લે જરથુસ્ત્રજ એકલા રહયા કે જેવણુ તે કામ કરી શકે. આમ ત્યારે ગવોઇ–ગોસ્પંદ ઘણી અગત્યની ઉત્તમ ચીજ છે, માટે **બગ નસ્ક**માં ૧ થી ૬ ફકરામાં ગવની ગોસ્પંદની હિફાઝત રાખવા એટલે '**લા પેહેવન્ત**'=ગવની હિફાઝતની ગેરહાજરીને તોડવાના મોટા ફાયદાઓ શું છે તે બતાવેલા છે. **જો માનવ પોતાની 'ગવ'ની એટલે જીવ અને જોરાને–જાનની હિફાઝત કરે** તો પછી તે બધાં સામટાં માનવોની ગવની હિફાઝત **થવે** ગેતીની **ગવોઇની**બી હિફાઝત થઇ રહે છે. એમ છે માટે **હયાં બગ નસ્ક**માં ગોસ્પંદ એટલે જાન–જોરાને જાનની હિફાઝતની જાતજાતની રીત અને ફાયદા બતાવે છે, જે બધું ત્યારે ગવોઇને '**અદ્દ્વએષો**' કરવા માટે છે એટલે તે બધો ભેદ **હા ૨૯–૩** ની પહેલી લીટીનોજ ગણાય. આ બધા ૧ થી ૬ ફકરાઓમાં કહે છે કે જો એક માનવ પોતાની ગવને એટલે જાનને અને જોરાને–જાનને મનશ્ની–ગવશ્ની–કુનશ્ની –વીર–હોશ–બોદને તરીકતથી દીનનાં સિદ્ધાંતથી સાચવે તો તેની શુભ આશા ગેઉશ ઉરવા લગી પુગે છે અને જરથુસ્ત્રના જેવું પુન્યવંતુ કાર તે કરી રહે છે. ત્યારે આવું પુન્યવંતુ કાર કેવું રહે છે તે બધાંને ૧ થી ૬ ફકરાની અંદર વીસ્તારેલું છે, જેને માટે વાંચો પાને ૧૩–૨૧ મે. તે બધાંને હયાં પાછું લખવાની જરૂર નથી. ત્યારે જે કોઇ **બગ નસ્ક**ના આ ૧ થી ૬ ફકરાઓ વાંચે તેઓને પહેલે તો વીચીત્ર લાગે કે આવું બધું હા ૨૯–૩ ની સમજ માટે પહેલવીવાળાઓએ કાંય લખ્યું હશે– પણુ ઉપલી સમજ ઉપરથી માલમ પડશે કે તેજ બધું **હા ૨૯–૩** ની પહેલી લીટીનો ઉંડો ભેદ ખોલી રહે છે. '**ગવોઇ**'ને '**અદ્દ્વએષો**' કરવા '**અદ્દ્વએષો નર='સર્જા'**' જોઇએ તેનો ભેદ સમજાશે. **અષ** કહે છે કે તે વખતના જગતના રક્ષકો જંગતની ગવને '**અદ્દ્વએષો**' કરી શકતા નથી, કેમકે નીચે કહે છે કે લોકો બુરાં થયાં છે. ત્યારે **જરથુસ્ત્ર** લોકોને સુધારશે. **લોકો પોતાની ગવની હિફાઝત કરશે એટલે પછી ગેતીની ગવોઇની હિફાઝત આપમેળે થશેજ.** ત્યારે એક માણુસ જે કોઇ જાનને બરબાદ નહિ કરે, હવસી જીંદગી નહિ ગુજારે, અને જોરાને–જાનને બરબાદ નહિ કરે, તે માનવ **હા ૨૯–૩** માં કહેલી

ગવોઇને 'અદ્દવઍષો'=પાપથી મુક્ત કરી શકે છે. આમ છે માટેજ બગ નસ્કના ૧ થી ૬ ફકરામાં માનવે ગવને કઇ રીતે પોખવી તેને માટે તરીકત વીગેરેનું બ્યાન આપેલું છે. આમ ગાથા હા ૨૯—૩ ની પહેલી લીટીના ઉંડા ભેદને માટે બગ નસ્કના ૧ થી ૬ ફકરાનું ઉંડાણુ આપેલું છે. હયાં ખાસ પાંચમા અને છઠ્ઠા ફકરાની નોંધ લેવાની છે.

પાંચમા ફકરામાં જુવાન માણસ પોતાની કદ—બાનુ સાથે ભોગવટો કરે ત્યારે કઇ રીતે વર્તવું જોઇએ, કે જેથી હમ-બીસ્તરની કુદરતી હાજતથી ગવની બરબાદી થાય નહિ અને જોરાને—જાનને ખમવું પડે નહિ; એમ ત્યારે ગવની હિફાઝત પુરી રીતે કરવી, કે જેથી જો બધાંજ માનવો તેમ ગવની હિફાઝત કરે તો ગેતીની ગવોઇની હિફાઝત થાય, તે બતાવેલું છે. વળી છઠ્ઠા ફકરામાં કહે છે કે જ્યાં લગી ગોસ્પંદ સંપુર્ણ રીતે ખીલે નહિ ત્યાં લગી 'લા કુશન્દ્ર'=તેને મારવું નહિ. ઉપરના ફકરામાં સમજાવ્યું છે તેમ હયાં કંઇ ગોસ્પંદ—જાનવરને મારવાની વાત નથી. હયાં તો ઉપર જોયું તેમ ગવ=જીવ જાનની હિફાઝતની વાત છે. ત્યારે હયાં કહે છે કે કોઇબી માનવમાંની ગવ=જીવ જાન જ્યાં લગી પુર્ણ રીતે ખીલે નહિ એટલે તે માનવ અષવન જેવો થાય નહિ, ત્યાં લગી તેની 'ગવ'—જીવ મરે નહિ, તેનું મૃત્યુ થાય નહિ, જે વિષે વાંચો તે છઠ્ઠો ફકરો પાને ૧૯—૨૧ મે. આમ ત્યારે બગ નસ્કના ૧ થી ૬ ફકરાની તાવીલ હા ૨૯—૩ ની પહેલી લીટીમાં છે તે જોઇ શકાશે.

વળી સાતમા ફકરામાં 'હુઅઇતાન્'=હાતાંમના નરો કેવા હોય તેની સમજ આપી છે. ત્યાં કહે છે કે 'હુઅઇતાન્'=હસ્તીના ભેદે પુગેલો નર અઓજની કુદરત રાખનાર હોય છે અને તેથી તેની ગતી 'કારતર' =ઘણીજ તેજ અને કાર કરાવી આપે તેવી રહે છે, એટલે તે નરમાં યઝતનો વાસો હોય છે, જેને ઝઑથ્ર=આલાત કહે છે. યઝતોમાં અઓજની કુદરત વસે છે. અઓજની કુદરતમાં ઘનાગીનની જગાજ નથી. અઓ-જની કુદરતમાં દુઇની મારામારીની સમાધાની થઇ હોય છે, જ્યારે 'ગવ'ની કુદરતમાં 'ઘના'ની જગા છે માટે તેમાં નીરંતરની હા—નાની મારામારી છે. સાધારણ માનવમાં 'ગવ'ની કુદરત છે, પણ જ્યારે તે નર પોતે અષવન થવાની ૬ થી ૯ પાહેડી નામે 'કર્શ' ઉપર ચઢે છે, ત્યારે તેની ગવની કુદરતની હા—નાની મારામારી સમાઇ જઇને તેમાં યઝતો જેવી અઓજની કુદરત ઉભી થાય છે, જેથી તે નર અને યઝતોનો રાદ પેવંદ થઇ રહે છે. તેથી જેમ યઝતો કોઇની દુઆ ફળીભુદ કરી કરાવી શકે છે, તેમ તે નરબી કરી શકે છે. આવા નરને 'યઑઝ'નો

રાખનાર '**યઓઝદાથ્રેગર**' ખુપે-રવાનનો ખુપનો ધણી કહે છે, જે ત્યારે ૩૩ આલાતોમાંનો એક છે. આવા **હાતાંમ**ની વીગત **હા ૨૯-૩**ની છેલ્લી લીટીમાં છે જેની સમજ **બગ નસ્ક**ના આ અને નીચેના આઠમા ફકરામાં છે. **હા ૨૯-૩**ની છેલ્લી ત્રીજી લીટીમાં કહે છે કે **હાતાંમ**ના નરોમાં યઝતોનો વાસો થવે તે નરો આલાત થઇને પોતાનાઓની દુઆ જો તરીકત વાળી હોય તો પુર્ણ કરે છે. આ બાબદની સમજ **બગ નસ્ક**ના સાતમા ફકરામાં છે. પછીના આઠમા ફકરામાં કહે છે કે '**હાતાંમ**'ના **નરો એટલે ખોદા-રસીદા નરો એટલે યઝત-વસેલા નરો** એટલે અઓજની શકિતવાળા નરોથી યઝતની માફક માનવની દુઆઓને પુર્ણ કરાવી આપે છે. યઓઝદાથ્રેગર ત્યારે તે નર છે કે જેમાં '**અઓજ**'ની કુદરત કે જે યઝતની કુદરત છે તે વસેલી રહે છે, જેથી મોટી પાવ મહેલની ક્રીયા યઝતોની સાથે કરીને પોતે **ઝઓથ્ર**=આલાત થઇને બીજાં જીવતાં કે ગુજરેલાંની મુરાદ ફળીભુત કરાવે છે. **હા ૨૯-૩** ની છેલ્લી લીટીમાં કહે છે કે '**હાતાંમ**' નરો '**અઓજીશ્તો**'=**અઓજ**ની કુદરત-વાળા એટલે હા-નાની મારામારીનું સમાધાન કરાવીને ખોદાને મળેલા હોય છે, જેઓમાં '**ઝીમા**'=હમો યઝતો વસેલા છીએ, કે જેવા નરની પાસેથી માંગેલી '**ઝવઁગો**'=મુરાદો જો **કુઁરૅદૂષા**=તરીકતની રૂઢીએ કીધેલી હોય તો પરીપુર્ણ થઇ રહે છે. આવા '**હાતાંમ**'નો નર કેવો હોય છે તેની કેફીઅત **બગ નસ્ક**ના આઠમા ફકરામાં છે, વાંચો તે ફકરો પાને ૨૨-૨૪ મે. જ્યાં **ગાથા હા ૨૯-૩** ની છેલ્લી ત્રીજી લીટીનો ભેદ સમજાવે છે. જવેંગ જિમા કેરેદુષાનો અર્થ આ સાતમા અને આઠમા ફકરાઓની ઉપરથી સીધ્ધ થાય છે. **કુઁરૅદૂષા**=તરીકતની બજાવણી-કેરદારી ઉભી કરીને કીધેલી '**ઝવઁગ**'=મુરાદોને બર લાવવા હમો યઝતો તે '**હાતાંમ**' કે જેમાં અઓજની કુદરત-હમારા જેવી કુદરત વસેલી છે, તેવા નરો મારફતે પુગીશું જ. ગાથાની તે લીટીના આવા અર્થમાંજ સચ્ચાઈ છે તે **બગ નસ્ક**ના સાતમા અને આઠમા ફકરાઓની વીગતોથી પુરવાર થઇ રહે છે. '**હાતાંમ**'**ના નરોમાં યઝતોના જેવી કુદરત નામે અઓજ રહે છે કે જે અઓજમાં 'ઘના'ની જગાજ નથી.** આ ભેદની સમજ માટે વાંચો આઠમા અને નવમા ફકરાનો પહેલવીનો તરજુમો પાને ૨૨-૨૫ મે. પછીના નવમા ફકરામાં '**જવઁગ**'=મુરાદો ગીથો '**હાતાંમ**'ના નરો પાસેથી આલાતોની મારફતે મેળવી શકાય છે તેવા મેળવી શકવાના પ્રયોગ-રીતો નામે **તરીકત** વિશે કહયું છે. **હા ૨૯-૩** ની છેલ્લી ત્રીજી લીટીમાં '**કુઁરૅદૂષા**' શબ્દ આવે છે તેની આ સમજ છે. '**કુઁરૅદૂષા**'ને માટે

'**અવો ફ્રેરૂદારી**' એવો શબ્દ પહેલવીમાં આપેલો છે જેઓનો અર્થ તરીકતોના ઉભા થવાથી એમ થાય છે જે વ્યાકરણના કાનુનથી સિધ્ધ થઇ શકે એમ છે. '**ફ્રૅરૂદૂષા**'થી એટલે કાયદા પ્રમાણેના વર્ત્તનથી જે '**જવૅંગ**'=દુઆઓ કીધી હોય તો '**હાતાંમ**' નરોની મારફતે પુરી પડશે તે વીચાર જે હા ૨૯-૩ માં છે તે માટેની તરીકતની સમજ અહિંયાં નસ્ક આપે છે. **બગ નસ્ક**ના પછીના દશમાં ફકરામાં માણુસે '**વોહુમન દાશતન**'=બહમનને પોતામાં વસાવવાનો છે એટલે ભલા થવાનું છે તે માટે તેને '**ચોન્ગ**'=મોઢું અને '**અવઝાર**'=આલાતોની સામગ્રી રાખીને ફરઝ ઉતારીને તે મોઢાંને શુભ કામ માટે વાપરવાનું છે. હયાંબાં તરીકતથી '**જવૅંગ**' મળશે તેનો ભેદ ખોલેલો છે, જે ત્યારે '**જવૅંગ જિમા ફ્રૅર-દૂષા**'માં (એટલે મુરાદ બર લાવવા માટે યઝતોની મદદ લેવાય છે), તેમાંનો '**ફ્રૅરૂદૂષા**'નો ભેદ તરીકતનાં વર્ત્તનનો ભેદ ખોલી રહે છે.

પછીના ૧૧ મા ફકરામાંબી 'આલાતો'ની બાબદ એટલે '**હાતાંમ**' નરોની બળીહારીની બાબદ છે. કહે છે કે જે કોઇ યઝતોને લગતી ચીજોને જારી કરવાનું ફરમાન આપે છે તેને ફલાનો ફલાનો ફાયદો મળે છે, જેને માટે વાંચો તે ફકરો પાને ૨૯ મે. હયાં યઝતોને લગતી ચીજો તે છે કે જે અઓજની કુદરતવાળી અને યઝતોનાં રહેઠાણવાળી છે, જે ત્યારે ઉપરની બાબદનેજ વર્ણવી રહે છે. આ પણ **હા ૨૯-૩** ની છેલ્લી ત્રીજી લીટીઓની સમજ આપે છે. '**હાતાંમ**' જે કોઇ હોય તે **અઓજ**ની કુદરત વસેલો હોય, જેમાં હમો યઝતો આવેલા છીએ, અને '**ફ્રૅરૂદુષા**'=તરીકતથી કીધેલી '**જવૅંગ**'ને તેઓ પુર્ણ કરાવી આપે છે. આમ '**હાતાંમ**'નો નર યઝતને લગતી ચીજ છે. આ ફકરો ત્યારે તેની છેલ્લી ત્રીજી લીટીની તાવીલનેજ છે.

પછી ૧૨ મા ફકરામાં નેક લોકો-અષવનો દીનનાં સિદ્ધાંતોને શીખવીને લોકોનું તારણ કરી રહે છે એ બાબદની નોંધ આપી છે. આ બાબદ ત્યારે **હા ૨૯-૩** ની વચલી બીજી લીટીઓમાં જે કંઇ કહયું છે, જે વિષેની ફરયાદ થઇ છે, તે ફરયાદની દાદ જરથુસ્ત્ર લેશે-જરથુસ્ત્રથી તે પાર પડેલું છે તેનો ભેદ ખોલે છે. વચલી બીજી લીટીમાં કહે છે કે '**અવએષાંમ**'=તેઓ (ગેતીના તે રક્ષકો)માંનો કોઇબી એવો નથી કે જેની આણ હોય એટલે જેણે સંસ્થા ખોલી હોય, જેણે આલાત કીધો હોય-પાવ મહેલ કીધા હોય, જેમાં તેની દસ્તુરી ચાલતી હોય, કે જેથી કોઇ ઉસ્તાદ **આદ્રૅંગ** અને **ઍરૅષ્યંઘહુ**ને વૃદ્ધિમાં વધારે એટલે લોકોને સીધા રસ્તા ઉપર મુકે. પણ જરથુસ્ત્ર આવીને પોતાની આણ ફેરવશે,

કે જેથી ઘણી સંસ્થાઓ થઇને તેઓમાં પછી શપીર મરદો લોકોને શીખવે છે તેનું બ્યાન આ ૧૨ માં ફકરામાં છે, જે ત્યારે **હા ૨૯–૩** ની લીટીની ફરયાદની શુભ દાદ છે. પછીનો ૧૩ મો ફકરોબી ઉપલા ફકરાની મુરાદને વધુ ફળીભુદ કરવાનો ઉપાય બતાવે છે એટલે એમાંબી **હા ૨૯–૩** ની વચલી બીજી લીટીની ફરયાદનો દરમાન છે. ઉપર કહેલા નેક મરદો ગેતીમાં દીન પ્રમાણેના સબકો પાંથરે તેઓને જે કોઇ મદદ કરે, તેઓનાં કામની જે કોઇ સ્તુતી કરે, તેને પેલી દુન્યામાં બહેસ્ત મળશે, એમ **હા ૨૯–૩**ની બીજી લીટીમાં કહયું છે. તે વખતે એટલે જરથુસ્ત્રની અગાઉ નેકીનો દુન્યામાં ઠાર હતો નહિ તેવી નેકીને જરથુસ્ત્રે ગેતીમાં ઠર પાડી, તેને વધુ ઠર પાડવામાં જેઓ મદદ કરે છે તેઓને મરણ પછી મોટો ફાયદો થાય છે.

પછી ૧૪ મો ફકરોબી ઉપરના ૧૨–૧૩ ફકરાનીજ મુરાદ રાખે છે કહે છે કે જરથુસ્ત્રે ગેતીમાં પોતાની આણુ–દસ્તુરી પાંથરી, જરથુસ્ત્ર **'સર્જા'** થયા અને નેક સંસ્થાઓ–પાવ મહેલો–આલાતો કીધા, જેઓમાં જરથુસ્તી દએન ચાલુ છે. આવી સંસ્થાઓની ઉપર જમાનાઓની અસર જ્યારે થાય ત્યારે તે સંસ્થાઓ–પાવ મહેલો–આલાતોને જેઓ પાછા તાઝે કરે, તેઓ ગોયા જરથુસ્ત્રના જેવું પુન્યવંત કામ કરી રહે છે. આ ફકરો ત્યારે **હા ૨૯–૩** ની વચલી બીજી લીટીની મુરાદને બર લાવનારો છે. **આદ્રૅંગ** અને **ઍર્ષ્યંઘહુ**ને દુન્યામાં જે ઠર મળેલો છે તેવાં મહાન કામને તે પુન્યવંત કામ કરનાર મદદ કરનારો છે.

પછીના ૧૫ મા ફકરામાં કહે છે કે મોટા અષવન **'હાતાંમ્'**ના ભેદના નરને જે કોઇ શહેનશાહ પાસે લઈ જઇને તેવણુની સત્તાથી ગેતીમાં દએન મુજબની સંસ્થા ખોલાવે તેમાં મોટું પુન્ય છે. હયાંબી **હા ૨૯–૩** ની બીજી લીટીની અંદરના સવાલનું નીરાકરણ છે. પછીના ૧૬ મા ફકરામાં કહે છે કે જરથુસ્તી દએનની શુભ અસરને ગેતીમાં શહેનશાહો ચલાવવા બંધાયલા છે. જેઓ શહેનશાહોને એવાં કામમાં તેમ બીજા દરેક રાદી કામમાં મદદ કરે, તેઓને પોતાની જાત અરપણ કરે એમ શહેનશાહોની આણને માટે દીનની આણને ચલાવ્યા કરે તેઓ ખુદ પોતાની નાની દુન્યાના પતી થાય છે એટલે ખએત્વોદથાનો સામાન તૈયાર કરે છે વીગેરે વીગેરે. ત્યારે આ ભેદ **હા ૨૯–૩** ના આખા ફકરાની મુરાદને પરીપુર્ણ કરાવનારો છે. **હા ૨૯–૩** મા **અષ વહીશ્ત** ગેઉશોને કહે છે કે હમણા ગેતીમાં **'સર્જા'** નથી માટે ગેતીમાં જડ મતી છે. જરથુસ્ત્રથી તે બધું સુધરશે. જરથુસ્ત્રનું કાર શહેનશાહો ચલાવશે, શહેનશાહોને

રૈયતે મદદ કરવાની છે. ત્યારે જે રઇઅત શહેનશાહને તેવી રીતે મદદ કરે છે તે ગોયા જરથુસ્ત્રનુંજ કામ તાઝે કરે છે. ત્યારે આ છેલ્લો ફકરો હા ૨૯—૩ ના આખા ફકરામાં કહેલી ગેઉશોની મુજવણુને ભલે કીનારે લઇ જવાનો ખ્યાલ આપે છે, એટલે જરથુસ્ત્રની દીન-સંસ્થા-પાવ મહેલ-આલાતો અને તેઓથી થતી દુન્યા ઉપરની શુભ અસરને દુન્યામાં પાંથરે છે એટલે 'સરૅજા'નું કર્ત્તવ્ય શું છે તે બતાવીને તેને પાર પડતું જણાવે છે.



## હા ૨૯—૪

મજદાઓ[૭૩] સખારે[૭૪] મઇરિશ્તો,[૭૫] યા[૭૬] જી[૭૭] વાવૅરૅજોઇ[૭૮] પઇરિચિથીત્,[૭૯]

દએવાઇશ્ચા[૮૦] મશ્યાઇશ્ચા,[૮૧] યાચા[૮૨] વર્ષઇતે[૮૩] અઇપિ-ચિથીત્;[૮૪]

હ્વો[૮૫] વીચિરો[૮૬] અહુરો;[૮૭] અથા[૮૮]—ને[૮૯] અંઘહત્[૯૦] યથા[૯૧] હ્વો[૯૨] વસત્.[૯૩]

જે બધું-ચીજેચીજ દરેકે દરેક બનેલુ[૭૬] ‖ આગલા વહી ગયલા વખતમાં[૭૯] (અને) ‖ હવે પછીથી[૮૪] ‖ દએવોથી[૮૦] (અરવાહી આલમની જાતજાતની વસ્તીની દરેકે દરેક વ્યક્તિથી) ‖ (તેમજ) માણસોથી[૮૧] (દરેકે દરેક માનવથી) ‖ ખરેખર[૭૭] (એટલે કરેલા કે કરવામાં આવ-વાના છાપો સહિત-જીવતી કેરદાર થઇ રહે એમ) ‖ કરવામાં આવ્યું છે[૭૮] (અને) ‖ કરવામાં આવશે,[૮૩] ‖ તે બધાંના શબ્દે શબ્દને-દરેકે દરેક બજાવણીને[૭૪] (જેબા કંઇ જરા જેટલીબી મહેનતે મન-બોલ-કે કર્મમાં થઇ રહેલું હોય તે બધાંને જરાકે જરાકને) ‖ ગણત્રીમાં લેનારો એટલે પાપ કેટલું-સવાબ કેટલું-તેની સઝા શું-જઝા શું, તે બધાંનો હિસાબો શુમાર કરનારો[૭૫] (છે). ‖ અહૂરા[૮૭] ‖ પોતે બોદાય ભોગવાવનાર[૮૫] ‖
૬૧ આરપારનો જોનાર-સારાં માઠાંનો ઇનસાફનો આપનાર[૮૬] (છે). ‖ જેમ[૯૧] ‖ તે પોતે ભોગવાવનાર[૯૨] ‖ ઇચ્છે છે[૯૩] ‖ તેમ[૮૮] ‖ હમુને[૮૯] ‖ થજો![૯૦] ‖

## મીહ્રસના પોથામાંની પહેલવી સમજ.

હા ૨૯-૪ ની પહેલી લીટી માટે સમજાવે છે કે :—

**અઉહુરમજદ સખૂનાન્ આમારીનીદાર્ (અઇઘ્ પવન્ વિનાસ્ વ કિર્ફક્ આમાર્ વાદુનયેન્). અઉહુરમજદ સખૂનાન્ આમારીનીદાર્**'=અહુરમજદ શબ્દોનો યાદ રાખનાર, હિસાબ કાઢનાર છે. પછી વધુ સમજ માટે કાઉંસમાં કહે છે કે: '**અઇઘ્**' એટલે કે "**વીનાસ્ વ કીર્ફક્ આમાર્ વાદુનયેન્**"=ગુનાહો અને સવાબના કારોને શુમાર હિસાબ તેઓ કરશે. અહિંયાં "**સખારે**" શબ્દ માટે "**સખુનાન્**" શબ્દ છે એટલે રજેરજના નાદ-ધ્વની શબ્દનો અર્થ છે. '**મઇરીશ્તો**' માટે '**આમારીનીદાર્**'=યાદ રાખનાર અને તેમાંથી હિસાબ કાઢનાર, સઝા-ઝઝા નેમી આપનાર છે અને એજ અર્થ માટે કાઉંસમાં '**ગુનાહ્ અને સવાબ્**'નો '**આમાર્ વાદુનયેન્**'નો શુમાર તેઓ કાઢશે એટલે બદલો થશે એમ સમજાવે છે.

હવે હા ૨૯-૪ની બીજી લીટીમાં કહે છે કે જેમાં પહેલી લીટીનોબી અર્થ આવેલો છે:-(b) '**મૂનશાન્ વરૂઝીદ્ પેશિક્ શેદાન્ વ આનસૂતાન્ વ મૂનિક્ વરૂઝેન્દ્ આખર્**'=તેઓથી એટલે દેવોથી અને માનવોથી આગળ થયલું-જેઓ કરી રહે છે એટલે હાલે કરે છે અને આખર એટલે આખરે કરશે. અહિંયાં '**પઇરી ચીથીત્**' માટે "**પેશીક્**"=અગાઉ અને '**અઇપી ચીથીત્**' માટે (**વરૂઝદ્**) આખર એટલે હાલ અને ભવિષ્ય એમ અર્થ આપેલો છે. અહિંયાં ભોગવટાઓનું ભુત-હાલ અને ભવિષ્ય આપેલું છે અને આપણે ઉપર જોયું કે "**યવએચ**"ના સાત ઝરવાને અકરનેના કાળોમાં નીસ્તી માટેના ભોગવટાનો ઝરવાન તે **ચોથો** છે. ત્યારે ચોથા ઝરવાને અકરનેના દોરમાંનો ભુત-હાલ અને ભવિષ્ય એમ અહિંયાં કહે છે. અહિંયાં ત્યારે મજદાનાં જ્ઞાનમાંજ બધુંજ છે-હિસાબો શુમાર કરનાર તેજ છે એટલે હદ+ઇનસાફથી વર્તનાર તેજ છે, એમ તાવીલમાં નીચે કહયું છે તેજ ભેદ આવેલો છે.

### હા ૨૯-૪ ની છેલ્લી લીટીમાં કહે છે કે:

**જક્ બરા વિજીદાર્ ખૂદાઇ (અઇઘ્ કાર્ વ દીના બરા વિજીનેદ્) અઇતૂનો લનમન્ હોમનેમ્ ચીગૂન્ વલમન્ કામક્ (અઇઘ્ લનમનિક્ અવાયસ્ત્ જક્ વલમન્). 'ઝક્ બરાવીજીદાર્ ખુદાઇ'**=

તે ઉત્તમ રીતે ભલાં બુરાંનો જાણનાર 'ખુદાઇ' અને ભોગવાવનાર સાહેબ છે એટલે જે બધું થાય છે તેને છુટું કરે છે—દીન પ્રમાણેનું કર્યું, દુન્યા પ્રમાણેનું કર્યું, તેમાંથી સારૂં કર્યું, બુરૂં કર્યું, તે બધાનો ઇનસાફ પ્રમાણે ભોગવટો કરાવીને હદ બાંધે છે એટલે જોઇએ તેટલોજ ભોગવટો ભોગવાવી પછી તે પરથી સઝા-જઝા કરાવીને નવો પાઠ-બેરદ શીખવે છે. એમ તે 'ખુદાયૂ' =ભોગવાવનાર સાહેબ છે જેને 'અહુરા' કહે છે, એટલે જ્યારે તે સાહેબ 'મઇરિશ્તો'=જાણનાર અને હિસાબ કરનાર રહે છે ત્યારે તેને મઝદા કહયો છે-જ્યારે તે ભોગવાવે છે ત્યારે તેને અહૂરા કહયો છે. એમ છે માટે કાઉંસમાં કહે છે કે 'અઇધ્ કારૂ વ દીના બરા વીજીનેદ્' એટલે કાર દુન્યવીપણાનું કર્ત્તવ્ય અને 'દીના'=દીન પ્રમાણેનું કર્ત્તવ્ય 'બરા વીજીનેદ્'=બેઉને ચુંટી કાઢી છુટા કરશે એટલે તે બેઉને છુટા કરીને ભોગવાવીને હિસાબ કરશે. પછી કહે છે કે તે સાહેબ મઝદા થઇને નસીબ મુકરર કરે છે, અહૂરા થઇને ભોગવાવે છે, તે બધુંજ હદ+ઇનસાફથીજ અને મોક્ષ ફ્રશો-કેરેતી માટેજ છે માટે તે બધાનો આજાબ ખુશીથી ખમીને મોજદ લેવો. માટે ગાથાના છેલ્લા પદો પ્રમાણેજ કહે છે કે :

'અઇતુનો લનમન્ હોમનેમ'=હમો તેવા છીએ (જે કંઇ હમારે માટે છે તે) 'ચીગુન્ વલ્મન્ કામગ'=જેવી કે તારી મરજીમાંના (તે બધું તારી મરજીનુંજ હોય છે), જેને સમજાવવા પછી કાઉંસમાં કહે છે કે 'અઇધ્ લન્મનીક્ આવાયસ્ત્ ઝક્ ઇ વલ્મન્' એટલે હમારે માટે તે થવું જોઇએ કે જે તારી મરજીમાં હોય. એટલે સુખ દુખ બધુંજ તેનાથીજ છે, જે બધું હદ+ઇનસાફ પ્રમાણેજ એટલે ઇનસાફથી બુરાઇની હદ લાવવાજ તે બુરાઇને સુધારીને અમર સુખ આપીને ફ્રશો-ગર્દ કરવાજ છે.

## ગાથા હા ૨૯—ફકરો ચોથો (૪):

## શબ્દ અર્થો.

મઝદાઑ=મઝદા

સખારે= શબ્દે શબ્દ

મઇરિશ્તો=ગણત્રી કરનાર-હિસાબો શુમાર કરનાર—સારાંને નરસાંથી ગોતી કાઢનાર-તે બધાંનો ભવિષ્યનો જવાબ ગણીને કાઢનાર-તાલો લાવનાર.

યા=જે બધું (બહુવચન પહેલી યા બીજી વિભકતી છે)

જી—ખરેખર (છીપેલાના છાપો પડીને કેરદાર થઇ રહે તેમ—જે કંઈ અમથુંબી થાય—સીરફ હવાનો દમબી ચાલે તોબી તે બધાની છાપ પડીને જીવતી કેરદાર એક વખત થવાનીજ—એટલે ગમે તેવું આછુંબી છપાઇને પોતાની જાત બતાવતું થવાનુંજ)

પઇરિચિથીત=આગલા વખતમાં

દએવાઇશચા મશ્યાઇશચા વાવેરેજોઇ=દેવ અને માણસથી કરવામાં આવ્યું હતું તે (મઝદા શબ્દે શબ્દનું પુર્ણ રીતે જરાબી ભુલ વગર જાણે છે)

યાચા=જે કાંઇ—

વરેષઇતે અઇપિચિથીત=હવે પછી કરવામાં આવે છે (તેના બધા શબ્દેશબ્દની તે ખબર તેવણુ રાખે છે એટલે ગેઉશ ઉરવા જે અર્થે મનન કરે છે તેની તેહકીક અને તેની શું દવા થશે તે બધું આગલથીજ તેને ખબર હતું. અહિંયાં મઝદાની ૨૫=હરવેસ્પ આગાહી omniscience ની નોંધ છે. એટલે જે કંઇ ગેરઇનસાફ જેવુંબી થાય તેબી તેની હિકમતથીજ છે, જેમાંથી એક દીન ઇનસાફ નીકળશે).

અહુરો હુવો=અહુરા પોતે ભોગવાવનાર માલેક

'વિચિરો'=ખરાં ખોટાંનો પારખનાર (જે બધું જાતજાતનું થઇ ગયું અને થશે તેને કઇ રીતે ઇનસાફથી સઝા—જઝા કરવી તે બધાંનો નીર્ણય કરનાર—જે કંઇ હદ હોય તેનો ઇનસાફનો કરનાર, હદને અનહદમાં લઇ જનાર. જે બધું થઇ રહે છે તે બધી બાબદોને કઇ રીતે ઠેકાણે લાવવી તેની ખબર અહુરાને છે. પહેલની તરજુમામાંબી વીચીદાર શબ્દ આવેલો છે જેનો અર્થબી ઉપર કહયો તેવોજ—ભલાંને બુરાંમાંથી ચુંટી કાઢીને તેઓમાંથી બદલો કાઢનાર તરીકેનોજ અર્થ છે. અહિંયાં મઝદા શબ્દ જ્ઞાન અને અહુરા શબ્દ જ્ઞાન પ્રમાણે વર્ત્તીને ચલાવનાર તરીકે વપરાયો છે. કુદરતમાંબી સપ્પર પહેલાં એમજ થયલું હતું. જયારે અહૂ અના-આંશ્વાઓ કેહપમાં જાહેર થયલા, ત્યારે પહેલાં તે સુધરેલાં માંથ્ર-સ્પેન્તનાં રૂવાનને મહા જ્ઞાન શીખવેલું, જેથી તે રૂવાનનાં કેહપને મઝદા કહેલું. પછી તે મહા જ્ઞાન પામેલાને વસો—ક્ષથ્ર આપેલી, જેથી તે મઝદા પોતે મઝદા—અહુરા, અહુરા—મઝદા થયલા, જેવણુ પછી દાદાર પેદા કરનાર ભોગવાવનાર વીગેરે થયા છે. ત્યારે મઝદા અને અહુરા બેઉ શબ્દો પેદા કરનાર માટેજ છે. પણ તે બેઉમાં મસરહરયાતનો એટલે

તેવણુના જાહેર થવાના જુદા મોકાનો ભેદ મુકેલો છે. ઉપર જોયલા પહેલવી તરજુમાંમાંબી અહુરાને માટે ખોદાય=ભોગવાવનાર શબ્દજ વાપરેલો છે, જેમાં વસો–ક્ષથ્રનો ભેદ છે, અહુનવઇર્ય પ્રમાણેના અખીકારથી સૃષ્ટી રચીને ચલાવવાનોજ ભેદ છે.

'અથા ને અંઘહુત્' માટે પહેલવીમાં અએતુનો લનમન્ હોમનમ્=તેવા હમો છીએ (એટલે હમારે માટે તેવું હોજો).

'યથા હુવો વસત્' માટે પહેલવીમાં ચીગુન્ વલ્મન્ કામક્ =જેવી જે કંઇ તેની મરજી હોય છે તેવી (એટલે જે કંઇ તેની મરજી પ્રમાણે થવાનું હોય તેમ). આમ પહેલવી તરજુમો ઉપર કીધેલા તરજુમાની બરાબરજ છે.

## શરેહ :

અહિયાં મઝદા=શબ્દ અને અહુરા શબ્દ તે એક સાહેબને માટે વાપરવાનો આ અર્થ છે કે મઝદામાં મહા જ્ઞાનીનો ભેદ અને અહુરામાં તે સાહેબ જે કંઇ ભોગવાવી રહે છે–સૃષ્ટીને ભોગવટાઓ મારફતે પોતાની હિકમતથી મોક્ષ તરફ ફ્રશો–કેરેતી તરફ લઇ જઇ રહે છે તેનો ભેદ બતાવેલો છે. મઝદાને મહા જ્ઞાની એવો કહયો છે કે જેનો ખ્યાલ માનવને આવેજ નહિ, કેમકે તે સાહેબ 'સખારે મઇરિશ્તો'=જેબી કંઇ જરા અમશુંબી બહાર પડશે–પોતાને માટે યા પારકાને માટે ચળવળો કરશે તે બધું તે જાણીને તેમાંથી ભલાં બુરાંનો હિસાબ વ શુમાર કાઢી શકે છે. અને જેબી કંઇ કરશે તે ઇનસાફથીજ કરશે, માટે મઝદાને 'ખોદાય' ભોગવાવનાર એટલે અહુરા કહયા અને 'વીચીરે'=ઇનસાફથી વર્ત્તનાર કહયો છે. જેબી કંઇ આ વીશાળ સૃષ્ટીમાં થઇ રહે છે તે બધું અહુનવઇર્યની હિકમતની અંદરજ છે એટલે તેના વઇર્યની હીકમતની અંદરજ છે માટે તેની જાણની હીકમતમાંજ છે એટલે મોક્ષ ફ્રશો–કેરેતી માટેજ છે માટે જેબી કંઇ આવી પડે તે ઉપર શુક્ર કરવાનું છે અને ગોખવાનું છે કે 'અથાને અંઘહુત્'=હમારે માટે તે થાજો, તે મુબારકજ છે, તે સુખ તે દુખ બધુંજ મુબારક છે, 'યથા હુવો વસત્'=કેમકે તેણે પોતે ભોગવાવનાર તરીકે તેમ હમારી ઉપર થવા ધારેલું છે.

અહીંયાં કહે છે 'પઇરીચીથીત્'=થઇ ગયલા વખતમાં કે 'અઇપીચીથીત્'=થતા કે થવાના વખતમાં દએવોથી એટલે ઇનસાનથી જુદી વસ્તી કે ઇનસાનથી થઇ રહે છે તે બધાંને જાણીને તેમાંથી ઇનસાફની રૂયે સઝા–જઝા આપીને બધાંને ફ્રશો–કેરેતી તરફ તે લઇ જઇ રહે છે.

આપી અવસ્તામાં લાંબામાં લાંબા કાળને માટે '**યવએચ યવેતા-એતે**' શબ્દ છે. ત્યારે ઝરવાન અકરને શું છે અને આ **પઇરીચીથીત્ અઇપિચીથીત્** શું છે? **ઝરવાને અકરને** તે કાળ છે કે જેનો છેડો અને શરૂઆત બેઉ મલી ગયલા છે. જેમ એક ગોલાઇની શરૂઆત શું-છેડો શું તેની નીશાન રહેતી નથી તેમ આ ઝરવાને અકરનેના કાળની શરૂઆત કે છેડાની નીશાન રહેતી નથી. **ગેતી**ની ઉપરનો કાળ તો અપુર્ણ છે. તે કાળનો બીજો ભાગ તે વિસ્તાર છે જે બેઉ નાશને પાત્ર એટલે બદલવા લાયકના છે. પણ દાદારની ગતીના કાળમાં વખત અને વીસ્તાર બેઉ મળેલા છે. આવો કાળ તે **ઝરવાને અકરને** છે. આવા સાત ઝરવાને અકરનેનો એક "**યવએચ**" થાય છે. તે અહૂમાં તો બેશુમારના બેશુમાર "**યવએચ**" પડેલા છે. જેથી તે અહૂ કેવો હોય તે સીરફ અંધકારમાં જઇ રહે, માટે અહૂ વીશે બધું અંધકારમાંજ છે. પણ જયારે તે સાહેબમાં ગતી જાહેર થઇને એક જાતની રોશની પ્રદર્શીત થઇ રહે છે, ત્યારે તે ગતી અને રોશનીને **નીરૂ અને આતરે શએદાન** કહે છે, જેઓ તે અહૂની અંદરના બેશુમાર "**યવએચ**"માંથી એકને કાઢીને તેની સીમા નામે "**ખાઓ અક્રજયમ્ન**" ઉભો કરે છે. એમ એક **ખાઓ** થઇ રહે છે, જેમાં "**યવએચ**"ના સાત **ઝરવાને અકરને** દોડી રહીને પછી તે અહૂમાં જશે, તે બનાવ ખતમ કરશે. આમ જયારે જયારે જગત થવાનું હોય, ત્યારે ત્યારે તે અહૂમાંથી એક '**યવએચ**' નીકળીને "**ખાઓ અક્રજયમ્ન**" થઇ રહે છે. આ **ખાઓ**માં તે અહૂના દરયાનાં ટીપાંનો એક અબજાંશ ભાગ જાહેર થઇ રહે છે, જેને આપણે મઝદા અહુરા કહીએ છીએ. મઝદા અહુરાની અઇપિ આસપાસની વાતાવરણ તે પેલી **ખાઓ અક્રજયમ્ન** થાય છે, જેમાં **નીરૂ ખદાત, આતરે શેદાન** અને **યવએચ**ની ત્રગદી છે જેને **તિશર*** કહે છે. આ તિશરમાં પછીથી બગાન **અહુનવઇર્ય, પઓઉર્વ ક્રવષિ અને બગ સ્તઓત યસ્ન**ની બીજી તિશર ઉભી થાય છે. આમ તે **ખાઓ અક્રજયમ્ન**માં **ડબલ તિશર** છે જેને **અષહે ખાઓ** કહે છે, જેઓમાંના અહુનવઇર્ય અને ક્રવષિ અને સ્તોત યસ્નમાંથી અનહુમાને ઉભા કરીને ઉરવાન અને બઓદની જુઝ= સામસામી ગતીઓ ઉભી કરે છે. પછી માંથ્ર-સ્પેન્ત નામના આશીશોથી ઉરવાનની અજ્ઞાનતાને રંગીને ઉરવાન-બઓદને મેળવીને તેઓને માંથ્ર-સ્પેન્તથી સુધરેલા એટલે માંથ્ર-સ્પેન્તના કરીને અહુરા તેને પોતાના રૂવાન તરીકે ઓળખે છે-આમ અહુરા થઇ યઝતો થઇ રહે છે તે બધા બનાવોને

---

* આ તીશરો ત્રગદીનો ભેદ વીસ્પર્દ કા ૧૩ માં છે. એને માટે જુઓ દિબાચો.

**'પરા મજે યાઓંઘહો'**ના બનાવો કહે છે. આ રંગાયલા રૂવાનમાંનો અમુક ભાગ કાચો રહે છે, જે **"પરા"**ના કાળમાં રંગાઇ શકાતો નથી. માટે તે અસલ તે **"પરા"**નો ઝરવાને અકરનેનો કાળ **અટકે** છે કે જે પછીથી બીજો **ઝરવાને અકરને શરૂ** થાય છે.

નવા શરૂ થતા **બીજા** ઝરવાને અકરનેના કાળને તે **"પરા"**ના થઇ ગયલા કાળના ૩૩ અહુ-૩૩ રતુ જે મીનોઇના તે **અષહે ખાઓ**ની ઉપર તે અહુરાના વસ્ત્રરૂપ તરીકે થયા છે, તેઓ તે **'યવએચ'**માંથી એટલે સાત ઝરવાને અકરનેના જુમલામાંથી કાઢીને ચલાવે છે-આમ **બુનદહેશ્નનો માઝીને**ા કાળ શરૂ કરી હસ્તીની રચના કરે છે, અને તે નહિ સુધરેલાં રૂવાનોને **"દસેમે"**ની પદ્ધતીએ સુધારે છે. **"દસેમે"**ની પદ્ધતીએ છેલ્લે જેઓ નથી સુધરતા ત્યારે તે બુનદહેશ્નનો માઝીનો કાળ પુરો થાય છે, કે જે પછીથી યઝતો પેલા બુનદહેશ્નમાં દસેમેના સિદ્ધાંતથી સુધરેલાં રૂવાનો જેઓને ગવ-ચિથ્રોનાં રૂવાનો કહે છે તેઓની હમકારી લઇને પેલા નહિ સુધ-રતાઓને સુધારવા **હાલનો** નીસ્તીનો કાળ જેને અવસ્તામાં **'યાઓંઘહુઇર્ય'**નો કાળ કહે છે તેને તે **"યવએચ"**માંથી કાઢીને શરૂ કરે છે, જેમાં ઉપર કહયું છે તેમ દએવ અને મષ્ય થઇ રહે છે. પણ તેઓ થઇને કંઇ આગળ મુકિત કમાઇ શકતા નથી એટલે તે **હાલનો ત્રીજો ઝરવાને અકરને** અટકે છે. પછીથી યઝતો **હાલી હાલના** જમાનાને જેને અવસ્તામાં **'દએ દોઇશત્'** કહે છે એટલે ભોગવટાઓ કરાવીને સુધારવાના **ચોથા** ઝરવાને અકરનેનો કાળ કહે છે તે **"યવએચ"**માંથી કાઢીને ઉભો કરે છે, જે ઝરવાનના વિશાળ દરયાવની ઉપર દએવ અને માનવનો વખત હોડીની કાની આજે તરી રહે છે. આ **હાલી હાલના** કાળને **'વંઘુઉહીશ્ચ અદાઓ'**=અદા કરીને નેકી કમાવવાનો અને **'વંઘુઉહીશ્ચ અષયો'**=કીધેલી નેકીમાંથી અશોઇને જોરે દાદારને મલવાનો કાળ કહે છે. આ કાળમાં દરેઘો ખદાતો ચાલી રહે છે-જે કેટલા થશે તેની ગણત્રી માનવ કે દએવ પાસેના આંકડામાં નથી. આ કાળ જ્યારે પુરો થશે ત્યારે તેને છેડેથી અને તેમાંથી થતા નવા **ભવિષ્યના પાંચમા** ઝરવાને અકરનેના કાળમાં ફ્રશો-કેરેતી થવાની શરૂઆત થશે. આ ચાલતા હાલી હાલના ઝરવાને અકરનેની ગતીના કાળના દરયા-વના નાના ભાગો તે હાવન-રપિથ્વન-ઉઝીરન-અઇવિસ્રુથ્રેમ અને તેઓના હમકારોના અઇઅર, સરેદ વીગેરે છે જેઓને યજશ્નેમાં યાદ કરે છે. આ દરયાવના આ નાના અંતર ભાગોમાં માનવના કાળની હોડી તરીને મરણથી ડુબે છે જેને તે ગાહોના અંતર કાળો પાછી કાઢી આપે છે. ત્યારે આ **હાલી હાલ**ના ઝરવાને અકરનેની ગતીના કાળમાંનો આજની

અગાઉનો એટલે હાલના ચાલુ ઝરવાને દરેથો ખદાતેમાં જરથુસ્ત્ર ઉતર્યા તેની અગાઉના કાળને **પધરિચિથીત્** કહે છે અને ચાલતા અને તે પછીના કે જ્યારે ફ્રશો-કેરેતી થઇને હાલીહાલનો કાળ ખતમ થશે તેને **અધપિચિથીત્** કહે છે. આટલી નોંધ આ બે શબ્દો માટે ઠીક થઇ પડશે. હાલી હાલના કાળને છેડે જ્યારે ફ્રશો-કેરેતી થવાનો સામાન તૈયાર થતો જશે ત્યારે તે કાળ અટકીને **ભવિષ્યનો ઝરવાને અકરને** થશે, જેમાં તનોમંદ હાલતો રૂવાનરૂપ થઇ ફ્રશો-કેરેતી શરૂ થઇને આગળ ચાલશે. પછીના બે કાળોમાં છઠ્ઠા અને સાતમા ઝરવાને અકરનેમાં રૂવાનરૂપ થયલી જગતો અનુક્રમે બઓદ અને ફ્રવષિરૂપ થઇને **પરાના** કાળના જેવા **"મઝે યાઓંધહો"** જેવા પુર્ણ થઇ રહેશે કે જે વખતે **રોશન રોઝ** થઇને બધુ અહુરામાં મળી જશે. અહુરા પછી તે અનંત અહુના શેદાનશેદના દરયાવમાં મળી જશે એમ સૃષ્ટી મજર્ થશે, અને પાછી થશે-એમ થયા કરે છે.

ત્યારે અહૂ સાહેબ તે છે કે જે શેદાનશેદના નુરોના નુરના દરયાવના એક ટીપાંના એક અબજાંશને ભાગે થઇને પેલા ખાઓમાં ઉતરીને તેમાં ડબલ ત્રગડીઓ કરે છે: એક **નીરૂ-આતરે શેદાન** અને **યવએચની** છે અને બીજી **અહુનવઇર્ય-ફ્રવષિ-સ્તોત યસ્નની** છે. આ બધા માંહેલા **સ્તોત યસ્નને અનહૂમા**રૂપનો કરીને તેમાંથી બઓદ અને ઉર્વની સામસામી જોડ કાઢીને **અફ્રષીમંત** જગત જે થશે તેને પોતાના માંથ્ર-સ્પેન્તથી **"ફ્રષીમંત"** કરીને તે બઓદ-ઉર્વને મેળવીને પોતાને લગતું કરશે, એટલે માંથ્ર-સ્પેન્તનું રવાન કરશે. આ **માંથ્ર-સ્પેન્તનું રૂવાન** તે અહૂનાં ડબલ ત્રગડીવાળા **ખાઓ અફ્રજયમ્નનું** વસ્ત્ર તરીકે થશે. આવા વસ્ત્ર વાળા ડબલ ત્રગડીવાળા તે અહૂને મઝદા અથવા મઝદા અહુરા કહે છે. પણ આ સુધરેલા તે માંથ્ર-સ્પેન્તના રૂવાનમાં કેઠે કચરાવાળું "રએ-થ્વવાળું" દ્રવાઓની ગતીનું રૂવાન માલમ પડે છે જેને બહાર કાઢીને ઉપર કહેલા માંથ્ર-સ્પેન્તથી ભલાઇનું કરે છે, ત્યારે ૩૩ અહુઓની ગતી થઇને તે મઝદા અહુરાનાં વસ્ત્રની ઉપર વણાઇ જાય છે. આવા ૩૩ અહુના રૂવાનીક ગોળામાંથી કેઠે દ્રવાઓ સાથનું રૂવાન માલમ પડવે તેનેબી બહાર કાઢી તેજ આશીરવાદ માંથ્ર-સ્પેન્તથી રંગીને ૩૩ રતુ તરીકે કરી પેલાં વસ્ત્ર ઉપરની નવી વણાત કરે છે. આવા વધુ મુકિત મેળવેલાં રૂવાનને પોતા તરફ વણનાર મઝદા અહુરાને અહુરા મઝદા કહે છે, જેને સૃષ્ટીનો સાહેબ કહે છે, કેમકે હવે તે અહુરા મઝદાને **'ખોદાય'** તરીકે ભોગવાવનાર તરીકે થવાનું છે, કાંય કે તે ૩૩ રતુ જેઓ છેલ્લે સુધરેલા તેઓમાં દએવ વિદાતુ સાથનો રૂવાનનો એવો ગોળો હતો, કે

જે પેલા આશીશોને લેતોબી નહિ અને લેવા માંગતો હતોબી નહિ. આવાં રૂવાનને ત્યારે તેઓની તે જડ મતીનો ભોગવટો કરાવી પાર પાડવા **જગત**ની રચના અહુરાએ શરૂ કીધી. આ રચના અતી સુંદર હતી જેની તરફ આખરે દએવ વિદાતુ સાથના રૂવાનના ગોળો ખેચાવા જેણું ફરી સુધરવા માંગ્યું. આથી તે રચના કરનાર અહુરાને **'ખોદાય'**=ભોગવાવનારબી કહે છે. ત્યારે અહુરા હવે **'ખોદાય'** થઇ પેલા યઝતો મારફતે તે દએવ વીદાતુનાં રૂવાન માટે તેઓનીજ સંમતીથી સૃષ્ટી શરૂ કરે છે, ત્યારે **મઝદા**માં તે ગતી છે કે જે ગ્નાની છે પણ **'ખદાય'**રૂપ નથી. અહુરામાં મઝદાની તે ગતી છે કે જે ગ્નાની છે પણ તે ખદાયરૂપ છે. ત્યારે તે એકજ સાહેબ સૃષ્ટીમાં જુદા જુદા મરકઝોમાં જુદું જુદું કામ કરી રહેશે માટે તે થતા જુદાં જુદાં કામના હિસાબ પ્રમાણે **મઝદા** કે **અહુરા** એવાં નામો આપેલાં છે.

## વધુ ક્ષ્નુમીક શરેહ.

આ ફકરામાં ગેઉશ **ઉરવા** અને પઓઇર્યો-તકએષો પોતાની **જર્ઝ-દાઇતી**=કુરબાની અને **ઉતયુઇતી**=તાબેદારી જાહેર કરે છે. સાધારણ માનવના બાબમાં તે મામલો પતેત કરવા જેવો થઇ રહે. તેઓ કબુલે છે કે દરેક ચીજ જે થઇ ગઇ-થશે-થવાની છે તે તેની જાણની અને તેની હિકમતની બહાર નથી. માટે આજે ગેતીની ઉપર દેવનો **"તબએષ"** છે તેબી તેની જાણમાં છે, તે તેને થવા દે છે, તેના થવા દેવામાંજ તેની હીકમત છે, જે આપણને ખબર નથી, આપણા માનીંદે કેશાશનોજ તે જવાબ હશે, માટે જયારે તેની મરજીથીજ તે છે તેને ખુશીથી ખમવો, કેમકે તે ઇનસાફી છે માટે હદ લાવવાજ આવી હિકમત કરી રહે છે-એમ આ સૃષ્ટીના અજાયબ જેવા ખેલમાં તેની હદ-ઇનસાફની ગતી પડેલીજ છે. જેમ તેની મરજી હોય તેમજ થજો; હમારૂં ધારવું થજો નહી. ત્યારે **'ગેઉશ ઉરવા ગૅરૅજ્દા'**માં કંઇ ફરયાદ નથી. ત્યાં મનન છે અને તે દાદારની તરફ તાબેદારી અને શુક્ર ગુઝારી છે. ગેઉશ ઉરવા તો **અમાલીદાર** છે-એટલે તેણી સંસારના બંધનથી મુકત છે-માટે તેણીની કંઇબી ફરયાદ હોય નહિ. તેણી તો અધુંજ જાણે છે. તેણીનો ધર્મ તો દાદાર તરફ **ઉતયુઇતી** બતાવીને પછી **ઝર્ઝદાઇતી** બતાવવાનો છે, જે તેણી કરી રહી છે, પણ ગેઉશની ગનોઇ અને ગેતીને માટે નેમાયલા રક્ષકો તે પઓઇર્યો-તકએષોમાં લાગણી છે, જે લાગણી ગેઉશની હિફાજત લેવા માટેની છે-માટે તેઓની ઉપર મોટી ફરજ છે જરથુસ્ત્રના

તેઓ પેશરવો છે માટે જરથુસ્ત્રનું કામ સરળ કરવાની તેઓને કાળજી છે એટલે તેઓના બાબમાં ફરયાદ જેવું થાય. પણ જેવું તેઓનું મનન ઉંડું થતું જાય છે તેવું તરત જ્ઞાન થઇને **"અજ અનાઇ ખુરૂશંદ હોમ"** ની યાદ તેઓને આવે છે, એટલે બુરૂં જે થાય છે તે સારાંને માટે છે તેની યાદ આવીને **"ઉમેદે-રસ્તાખીજ હમ દાદસ્તાંન હોમ"** નો સિદ્ધાંત એટલે તે ચીજ મોક્ષ આપનાર રસ્તાખેઝ (બુરાંમાંથી ભલાઇમાં જન્મ અપાવવાની મકસુદ) ની ભલાઇ સારૂજ છે એ સિદ્ધાંત તેઓ યાદ કરે છે-ગોખે છે-મુકરર કરે છે. આ સિદ્ધાંતને **પતેત** કહે છે. **જે કંઇ થાય છે તે તેની હિકમતમાંજ છે એમ હર ઘડી યાદ કરવું એટલે ઈનસાને પતેત કરવી અને ગુજરેલાં સારૂબી પતેત કરવી,** કેમકે પતેતમાં તેની હીકમતની ઉપર શુક્ર ગુઝારી અને દુખ શીક્ષા ખમવામાં હીંમત અને આખરીની ભલાઇની ઉમેદ છે. પતેતમાં કાંઇ માફીનો અર્થ નથી, પણ તેમાં ગુનાહો કરવાથી બાઝ આવવાની તોફીક માંગવાનો અને જે કંઇ કીધુ તેની શિક્ષા ખમવાની શકિત માંગવાનો અર્થ છે.

ત્યારે **'ગેઉશ ઉરૂવા ગૅરૅજદા'** મનનનો અર્થ શો છે તે તો આગળના ફકરાઓમાં જોઇ ગયા. અહિંયાં તો તે સૃષ્ટીના સાહેબના આવા અજાયબ જેવા ખેલની ઉપરતું મનન ગેતીના તે રક્ષકો પઓઇર્યો-ત્કએષો કરે છે તેની હકીકત છે. તેઓ મનન કરે છે અને મનન કરતાં કરતાં તેઓ ખુદને જ્ઞાન થતુંજ જાય છે તેની અહિંયાં તેહકીક છે. આ મનનમાં આખી સૃષ્ટી રચનાનો ખ્યાલ તેઓને આવે છે અને તેની આકેબત શું થશે તેબી તેઓ જાણતા થાય છે, છતાં બીજી કેટલીક બાબદો રહી જશે જેનો જવાબ પછીથી અહુરા તેઓને આપશે. એમ તેઓનો પુર્ણ વિશ્વાસ છે, જેને માટે તેઓની ચુનોચરા નથી. ત્યારે સૃષ્ટી રચનામાં જીરમોની ખુબી શું છે તેની જાણ તેઓને થઇ જાય છે અને તે જીરમોનો પાયો કોણ કેવી રીતે મુકશે તે જાણવા તેઓ વધુ મનનમાં પડે છે અને જેબી કાંઇ વીટે તે ખમવા તેઓ તત્પર થાય છે.

**હવે નસ્કોમાં એને વીષે વીગત છે તે જોઇએ.**

**પહેલે સુદકર નસ્કની તાવીલ જોઇએ.**

(વાંચો **સુદકર નસ્ક** પાને ૧ લે).

૧. ત્યાં કહે છે કે આ નસ્ક જાતજાતની **'ફ્રેમુરતન્'**=બેપરવાહી-ઓને માટે છે. પછી બધી બેપરવાહીઓ એટલે એક એક તરફ ફરજ

અદા થતી નથી તે બતાવે છે-કહે છે કે જમાનાની તાસીરને લીધે આવું બધું અધરમી બુરૂ ચાલી રહે છે. સચ્ચાઇમાં 'પતમાન'માં કંઇજ નથી-બધુ અઇવિબુદ ફ્રેબુદમાં છે: કેઠે પલ્લુ ઉપર છે તો કેઠે નીચે છે. જમાનાની તાસીર જડવાદના દેવોની અસરથી થઇ છે. માટે લોકો આજે જડવાદના દેવોની પુઠે જઇ રહે છે અને તેવી તાસીરને મજબુત કરે છે અને ગેતીના દેવોની સામેના રક્ષકો પઓઇર્યો-રકએષોની ફીદાગીરી કે જે **'ગાથાના મીનો'** પ્રમાણેની છે એટલે દાદારના રતુઓના હોકમસરની જ છે, તેમ ચાલતા નથી. પણ કહે છે કે આ બધુંજ જે કંઇ થઇ રહે છે દેવોથી જડવાદનું-માણુસોથી તેઓની પુઠે જવાનું-તે બધુંજ તે મઝદાને ખબર છે અને તેણે તેવું ચાલવા દીધું છે; કંઇબી તેના અધીકારની બહાર નથી. તે બધું તેની હિકમતમાંજ છે-જે રાહે રાસ્તીના કાનુન પ્રમાણેનું લેવું દેવું પુરૂં કરી રહીને પછી ભલો છેડો લાવવા માટેજ છે. આવો ભેદ ત્યારે હા ૨૯-૪ ની પહેલી લીટીમાં છે જયાં કહે છે કે હાલે અને અગાઉ અને હવે પછીથી દેવો-માણુસોથી જે કંઇ થશે તે બધું તે મઝદા જાણે છે જેવણુ તેમાંથી બદલો ભલો બુરો કરી આપશે; જેમાંથી આખરે ફ્રશો-કેરેતી થશેજ.

પછી બીજા કરદામાં કહે છે કે ગાથાનાં મીનોની ફરયાદ થાય છે કે મોટા દસ્તુરોથી થયલી ભલી કારદાનીના આશીશોને ગેતી ઉપર ઉતારનાર તેવા ભલાઓ આજે રહયા નથી. એટલે તે દસ્તુરોએ પોતે નેકી કીધી પણ પોતાની કુખમાંથી તે નેકીનો ભલો બદલો આપે તેવા ફરઝંદો કીધા નથી, કે જેઓ તે નેકીમાંથી ભલા આશીશો ગેતી ઉપર લાવી શકે. એમ ભલા આશીશો નહિ પડવે દીન દુશ્મની ઉભી થાય છે. આવા ભેદો માટે હા ૨૯-૪ના ફકરાની છેલ્લી લીટીમાં કહે છે કે જે બધું દેવોથી માનવોથી થાય છે તે બધાના નસીબનો ઘડનાર અને તેમ ભોગવટો કરાવનાર અહુરાજ છે-તેની મરજી હેય છે તેમજ થઇ રહે છે. એટલે કહે છે કે આ ગાથાના મીનોની ફરયાદમાંનું જે કંઈ થશે તે બધું ઇનસાફથીજ છે, જેનો નતીજે આખરે ભલાઇમાં આવશે, કેમકે જરથુસ્ત્રથી તે બધું સુધરશેજ. પછી (૩) ફકરામાં કહે છે. ગાથાના મીનોની મતી કેવી છે તે દુશઅહુમાંથી છોડવશે એટલે તનાસકમાંથી છોડવશે. ત્યારે ગાથાના મીનોની ફરયાદ થશે કે પછી તેની દાદ લેવાશે માટે જરથુસ્ત્ર ઉતરશે. એમ ત્યારે જે કંઇ થાય છે તે બધું દાદારના હદ+ઇનસાફથીજ છે. માટે માનવે તે દાદરને તાબે થવું-આવો ભેદ આ હા ૨૯-૪ ની છેલ્લી લીટીમાં છે કે બધાનો ભોગવાવનાર

અહુરા છેજ બુરાએ જે કંઇ ભોગવે છે તેબી ઇનસાફથીજ ચાલી રહે છે ગાથાના મીનોની ફરયાદબી બરહક છે તેમાંથીજ ભલું થશે, માટે જે કંઇ ચાલે, જે કંઇ હમારે માટે થઇ રહે છે તે બધું તારી મરજીમાંનુજ છે એટલે અહુનવઇર્ય પ્રમાણેજ થઇ રહે છે. ઇનસાફથી ભોગવાઇને હદ આવીને ફશો-ફેરેતી તેમાંથીજ થશે. આમ ત્યારે હા ૨૯-૪ ના ફકરાની તાવીલ આ સુદકરમાં કઇ રીતે આવી છે તેની સમજ હવે પડશે.

મોટા દસ્તુરોથી થયલી ભલી કારદાનીના આશીશોને ગેતી ઉપર ઉતારનાર આજે સદ ફરજંદો નથી અને ભલા આશીશો નહિ ઉતરવાથી લોકોની બુરાઇ શાંત થવાને બદલે અધરમીપણા ઉપર ઉતરી પડી છે. પણ પછીથી ત્રીજા ફકરામાં કહે છે કે ગાથાના મીનોની સરવોત્તમ સત્તા એવી છે કે તે રૂવાનને 'દુશ અહુ'માંથી છોડવશે. એટલે કહે છે કે ગમે તેવી 'ફરસુશતન'ની બેપરવાહીઓની હાલત હશે અને ભલેને આજકાલ ભલા આશીશો નહિ ઉતરવે લોકો ભલાઇ ઉપરથી દીલ ઉતારો કરી દરવંદ થતા હશે, પણ આખરે ગાથાનો મીનો ફ્રાવશેજ એટલે તે સાહેબની ધારણાનો શુભ છેડો રતુઓથી આવશેજ, કેમકે બુરાં જડપણાંની જ્યારે હદ આવશે ત્યારે તેમાંથીજ ભલાઇ ઉત્પન્ન થશે. આ ભેદ હા ૨૯-૪ ની છેલ્લી લીટીમાં છે જ્યાં કહે છે કે '**હુવો વીચીરો અહુરો**'= અહુરા પોતે ખરાં ખોટાંનું તોળ કરીને જોનાર છે; કોણને ક્યાં લગી જવા દેવું-કયાંથી અટકાવવું તે બધું તેની હિકમતમાંજ છે-બુરાઇ ચાલતી હશે તેનું ચાલવુબી તેની હિકમતમાંજ છે-આશીશો ઉતારવાના સાધનો નહિ હોય તેબી તે સાહેબની હિકમતમાંજ છે. માટે જેમ તે સાહેબનું ધારવુ હોય તેમ થાઓ. '**અથા ને અંઘહુત**'=હમારે માટે તેવું થજો '**યથા હુવો વસત**'=જેવું કે તે સાહેબ હમારે માટે થવા ધારતા હોય.

હવે **વરશ્ત માન્સર નસ્ક**ની વીગત જોઇએ.

## હા ૨૯-૪ ની તાવીલની સમજ માટે.

(વાંચો વશ્ત માન્સર નસ્ક પાને ૨-૧૩ મે).

પહેલે કહે છે કે **ગેઉશ ઉરવાએ** દાદારની યઝતોવાળી અંજુમનમાં પોતાને નીસ્તી-ગેતી માટે જે કંઇ કામ સોંપાયું, છે તે બજા લાવવાનું પેમાન બાગે બુલન્દથી આપ્યું, અને પોતાને કેવો મોટો ભાર ખમવાનો છે તે બધું પોતે જાણે છે, જે બધાંને પહેલા અને બીજા ફકરાઓમાં વર્ણવેલું છે. વાંચો પાને ૨ થી ૪ મે. પછી ત્રીજા ફકરામાં

કહે છે જ્યારે મારે આવો જબરો ભાર ખમવાનોજ છે માટે મને તેવી ખમવાની ગતી આપવી અને મને સંસારના બંધનમાં બાંધવી નહિ—મને લાગણી રહિતની કરવી, અને જે નેક મરદો પઓઇર્યો—તકએષો અષવનો મને એટલે ગવની પરદુખભંજનની ગતીને મદદ કરે તેઓને તેમ મદદ કરવા માટેની સુક્ષ્મ લાગણી આપવી. પછી ચોથા ફકરામાં કહે છે કે એવી રીતે દાદારે ગેઉશોની કુદરતને જોરે નીસ્તી—ગેતી ઉભી કીધી છે, જેમાં જરથુશ્ત્ર આવે તે અગાઉ મોટા રક્ષકો થયા છે, અને જો કે બુરાઓ અતી બુરાઇ કરે છે, જેને તે રક્ષકો પુરા પડતા હાંરી જાય છે છતાંબી ગેઉશ તો પોતાનો ભાર ખુશીથી ખમ્યાજ કરે છે અને એમ નીસ્તી—ગેતીનો મામલો ચાલ્યોજ જાય છે. આવો બધો ભેદ હા ૨૯—૪ ની પહેલી બે લીટીના માંથ્રોની તાવીલ માટે છે. ત્યાં કહે છે કે **દેવ કે માણુસ જે કંઈ કરે છે તેના શબ્દે શબ્દ અને રજેરજને મઝદા, નોંધે છે**—યાદ કરે છે અને તેમાંથી હિસાબો શુમાર કાઢશે—તે પ્રમાણેની સઝા—જઝાથી દરેકને સુધારી રહેશે—એટલે ગેતીની ઉપરનો મામલો તો ચાલ્યોજ જાય છે. દેવોનો જુલ્મ—માણુસોની પાપવૃત્તી કે નેકી બધું થયુંજ જાય છે અને ગેઉશ એમ ગવની કુદરત મારફતે જગતને ચલાવી રહી છે અને મઝદા તેનો હિસાબ લઇ રહે છે. પણ તેમાં બધાંમાં હિકમત તે સાહેબનીજ છે, જે ફ્રશો—કેરેતી લાવવા માટેની છે. કેમકે પછીથી કહે છે કે **'હુવો વીચીરો અહુરો'**=તે મઝદા ભોગવાવનાર થાય છે એટલે તે બધું દેવ—માણસનું ચાલવા દે છે ત્યારે તેને અહુરા કહે છે. તેવણ પોતાની ખોદાઇથી સાહેબીથી જે બધું થઇ રહે છે તે બધાંનો **'વીચીરો'**=જોનાર અને તેમાંથી સઝા—જઝાનો બદલો કાઢીને ભલી આકેબત લાવનાર છે.

પછી પાંચમા ફકરામાં કહે છે કે ગોસ્પંદોની મદદથી એટલે ગવના પરદુખભંજનના કે નેકીનાં કામોથી રોશનફેલથી ગેઉશ ઉરવા જેણી ગેતી—નીસ્તીનો ભાર ખમે છે તેણીને મદદ કરવાની છે. જાનવરો તેમ કરી શકે નહિ, કેમકે જાનવરોમાં તેવી ફેલની ગતી નથી—જાનવરોનો ભારબી માનવે ઉંચકવા ગેઉશ ઉરવાનને મદદ કરવાની છે—જરથુશ્ત્ર આવી માણુસને ભલી લાઇન ઉપર મુકશે, જેથી માનવ નેકી કરી ગેઉશ ઉરવાને મદદ કરશે અને જાનવરોનોબી ઉધ્ધાર કરશે, જેથી ગેઉશ ઉરવાની ખુશાલી થશે. આ ભેદ હા ૨૯—૪ ની છેલ્લી લીટીમાંથી દેખાઇ શકાય છે. ત્યાં કહે છે કે અહુરા પોતે કુલ મુખ્તાર સાહેબ છે; તેવણુની મરજી

મુજબનુંજ થાય છે તેમ થયા કરો. ત્યારે ગેઉશને નીસ્તી-ગેની માટે ભાર ખમવા નેમી છે તેમ દેવો માણસો ભાર કરે છે તે અને જરથુસ્ત્ર ભલાં શીક્ષણો આપી મામલો સુધારશે જેથી માનવો નેકી કરી ગેઉશને મદદ કરશે તે બધું તે સાહેબ અહુરાનીજ હિકમતમાં છે, જેની છેલ્લી મુરાદ ફ્રશો-કેરેતીનીજ છે. ત્યારે માનવે 'ગત્ર'ના થઇને જરથુસ્ત્રના કહયાસર ચાલીને તે નેમને પુરી કરવી-માટે તેઓએ શું કરવું તે બધું પાંચમા ફકરામાં કહયું છે.

પછી છઠ્ઠા ફકરામાં કહે છે કે "**વીશાપીશ્ન વીચારીશ્નીહુ**" =નાશનો ઇલાજ છે એટલે જેબી કંઇ બુરાઇ અને નાશ થાય છે તે તે સાહેબની હિકમતમાંજ છે-તે બધું હદ+ઇનસાફના તેના કાયદાની રૂયેજ છે. વળી 'ધનામીન'નો ભાવબી તેની હિકમતમાંજ છે, જે વિષે સાતમા ફકરામાં બયાન છે. આવો બધો ભેદ હા ૨૯-૪ ના આખા ફકરામાં છે તેમ તેની છેલ્લી લીટી કે '**અથા ને અંઘહુત્ યથા હુવો વસત્**'=જે પ્રમાણે તારી મરજી હોય તેમ હમારે માટે થજો-એટલે જે બધું થઇ રહે છે તે તારી '**કામંદ્**'=મરજી એટલે હિકમતમાં છે માટે સુખ દુખ બધુંજ આશીરવાદરૂપનું છે-તેમાં છે.

પછી આઠમા ફકરામાં કહે છે કે ગેઉશને કાંય ઉભી કીધી એટલે ગેઉશ નીસ્તીનો-ગેતીનો ભાર કાંય ખમી રહે છે? એટલે દુન્યા ઉપર બદી કાંય થાય છે, નેકી કાંય કદી ઓછી થઇ જાય છે; કહે છે કે તે બધું '**તુખ્શાગી**'=મહેનત કરીને '**પદ્દમાનીક**'=સત્ય કમાવવા માટેનું છે. બદી જે થઇ રહે છે તે તેનાં લહેણાં દેવાં માટે થઇ રહે છે, જેને પુરી કરીને ભલાઈ કમાવવાની છે. આ ત્યારે હા ૨૯-૪ના આખા ફકરાનો ટુંક ભેદ છે. ત્યાં કહે છે કે મઝદા તો દેવ કે માણસ જે કંઇગી કરે તે બધું જાણે છે અને તેમાંથી હિસાબો શુમાર કાઢે છે. અહિયાંજ ત્યારે '**તુખ્શાગી**' અને '**પદ્દમાન્**' એટલે ભલી મહેનત કરીને સત્ય કમાવાનો ભેદ ઉભો થાય છે, કેમકે જે કંઇ બુરૂ હશે તેની શીક્ષા થઇને તે શીક્ષા પામેલાને બેરદ મળશે કે જે પછી તે ભલાઇ કરશે. ત્યારે બદીનો કરનાર બુરાઇ કરી શીક્ષા ખમીને ભલાઇએ પુગે છે એમાંજ '**તુખ્શાગીહુ**'=ભલી ખેતી અને '**પદ્દમાન્**'=સચ્ચાઇ કમાવવાની ગતી આવી. પછી કહે છે અહુરા બધાનાં કર્ત્તવ્યોને જોઇ માપી તપાસીને આખરે ભલાઇએ લઈ જશે, માટે જેમ તારી મરજી હોય તેમ થાઓ એટલે જે કંઇ દુખ પડે તે ત્યારે આગલાં પાપોની શીક્ષા હશે, અને

આ દુખથી હવે ભલી ખેરદ આવશે કે જેથી આગલાં પાપો થશે નહિ. અહિંયાંબી ત્યારે **'તુખ્શાગીહ્'** એટલે ખેતી કરી ઉદયોગ કરીને **'પતમાન્'** =સચ્ચાઇ-રાહેરાસ્તી-પરમાર્થ કમાવવાની વાત આવી. **'હવો વીચીરો અહુરો'** શબ્દમાં ઉપર કહ્યું તેવો ભેદ છે. **"વીચિરો"**માં પુર્ણ ઇનસાફથી ચાલવું, આસપાસ જોઇને ભલાંને ભલું-બુરાંને બુરૂં આપીને બુરાંને ભલાઇએ લઇ જવા શું કરવું તેનું જોનાર-તોડ કાઢનાર એવો અર્થ છે. ત્યારે હા ૨૯-૪ નો આખો ફકરો આગલા હા ૨૯ ના બધા ફકરાઓની માફક ઉદયોગ અને નેકી કમાવાનો ભેદ રાખે છે એમ ટુંકમાં કહી શકાય.

૯ મો ફકરો ઉપરના ફકરાની વીગત વધુ ખોલે છે એટલે તેમાંબી હા ૨૯-૪ ના ફકરાનો વધુ ભેદ છે, ઉપર ઉદયોગ કરવા અને સત્ય કમાવાની વાત આવી હતી. હવે ઉદયોગ કોણ શીખવશે અને ઉદયોગમાં શું શું આવે, હિફાઝત કરવું તે શું, **પસુશ હરૂન્**=પસુઓની ચોકી તે શું અને સત્ય કઇ રીતે મળશે તેના ઇશારાઓ બતાવે છે. ત્યારે ઉદયોગ શીખવનાર જરથુસ્ત્ર અને તેને લગતાઓથી આખરે ભલું થશેજ તે મુદ્દો **'હવો વીચિરો અહુરો'**માં છે. અહુરા દરેક ચીજની આકેબતને જોઇને પાર પાડનાર-પાર પાડવા માટેના સાંધનોવાળો માટે **'અથા ને અંઘહત્ યથા હવો વસત્'**=જેમ તેં હમો માટે થવા ધાર્યું છે તેમ હમારે માટે થાઓ. અહિંયાં જરથુસ્ત્રની પેગામ્બરી-આમદ અને તેવણનાં શીક્ષણો કે જેથી ભલી ખેતી થઇને સત્ય મળશે તેના ભેદભરમો રહયા છે.

પછીના દસમા ફકરામાં ગોરપંદને વધારવાની વાત છે જેમાં ગોરપંદને **'પતમાન્ ખ્વૂરીશનીહ્'**=પતમાનથી ખાવાની વાત છે તે કંઇ ગોરપંદને કાપવાની વાત નથી, કેમકે અહિંયાં ગોરપંદની હિફાઝતની વાત છે એ વિષેના ખુલાસા માટે વાંચો પાને ૧૦-૧૧ મે. અહિંયાં **'ગવ'**ની ગતીને ખીલવવાની અને સ્વાર્થને તજવાની વાત છે કે જેથી **'હવો વીચિરો અહુરો'**=અહૂરા પોતે દરેકને જોનાર, દરેકને ઇનસાફથી બદલો આપનાર છે, તેનો શુભ નતીજો આવે એટલે ગવના પોખનારમાં ગોરપંદી વૃત્તી થવે તે **ગેઉશ ઉરવાનો** હમકાર મદદગાર થઇ રહે.

હવે પછીના ૧૧ મા ફકરામાં તો હા ૨૯-૪ ની બધી ત્રણ લીટીનો સીધો તરજુમો તેની કંઇ વધુ વિગત સાથે આપેલો છે. જેમ ગાથા હા ૨૯-૪ માં પહેલે કહે છે કે **'મજ્દાઓ સખારે મઇરિશ્તો...... અઇપીચીથીત્'**=ગયા કાળમાં કે હાલે કે ભવિષ્યમાં દેવો-માણસોથી જે કંઇ થઇ થયું-થઇ રહે છે-થશે, તે બધું શબ્દે શબ્દ હું અહુરા

જાણું છું-યાદ રાખું છુ તેમાંથી હિસાબ વ શુમાર કાઢું છું-તેમજ પહેલવીમાં કહે છે કે '**મદમ્ ગોબીશ્ન ઇ અહુરમજ્દા દેનાઈક્ અઇધ્**'=અહુરમજદની જુબાની છે કે '**મુન્ મીલાયા હઇત્ ઇ સ્તી-હાન્ જક્ ઇ કોલા દુઅહ્‌વાન્ રાઇ ચેમલંલુન્દ્**'=આ બધા શબ્દો જે દુન્યાના નીસ્તીના બધાઓ બે હયાતી માટે બોલી રહયા છે એટલે જે કંઇ તેઓ કરી રહે છે તે બધું '**આમારીનીદાર્ હવમ્**'=તે બધું મારી ગણત્રીમાંજ છે તેમાંથી હિસાબો શુમાર થશે.

'**આકાસ્ હવાઅમ્ કુનીશ્ન મુન્શાન્ વરૂઝીદ્ બઇન્ અસ્તો-મંદ્ અહ્‌વાન્ શેદા વ મરૂદુમ્**'=ઇનસાન કે દેવો આ જડ નીસ્તીમાં કરી રહે છે તે બધાંથી હું માહીતગાર છું.

પછી જેમ ગાથા હા ૨૯-૪ માં કહે છે કે "**હ્‌વો વીચિરો અહુરો**"=જેમ અહુરા દરેકને હદ+ઇનસાફ્થીજ ભોગવટો કરાવે છે-ઇનસાફ્ આપી સઝા-જઝા આપે છે, તેમ તેવીજ રીતે પહેલવીમાં લખે છે કે '**વ મુન્-ઈક્ વરૂઝંદ્ હવા હવામ્ બરા વીચીંદાર્ ખોદાઇ**' =જે કંઇ તે દેવો કે માણસોથી થઇ રહે છે તે બધાંનો ન્યાય આપનાર ખોદા સાહેબ હું છું. અહિંયાં અહુરાને **ખોદાય** એટલે ભોગવાવનાર અને મઝદાને બધાંનો જાણનાર કહયો છે. એટલે તે એક સાહેબ જ્યારે બધાનો હીસાબ શુમાર લે છે-બધાંની બગોબખ્તની ગતી ઘડે છે ત્યારે તેને **મઝદા** કહે છે, અને તેજ સાહેબ જ્યારે તે બધાના ભોગવટાઓને ચલાવી રહે છે ત્યારે તેને **અહુરા** કહે છે, જેને માટે અહિંયાં **ખોદાઇ** શબ્દબી ખાસ રીતે આપેલો છે, જેની સમજ ઉપર જોઇ. જેમ હા ૨૯-૪ માં કહે છે કે '**અથા ને અંઘહત્ યથા હ્‌વો વસત્**'=તારી મરજી હોય તેમ હમારે માટે થાવ, તેમજ પહેલવીમાં કહે છે કે '**વએદુન્ હઇત્ ચીગુન્ લી કામગ્**'=જેમ હું દાદારની મરજી છે તેમ થયું જાય છે. દાદારની મરજી ફાંટાબાજ નથી પણ હદ-ઇનસાફની છે-લાગણી રહીતની છે અને બધાંને ફરઝંદ તરીકે ભલાઇ તરફ દોરવનારી છે. માટે આગળ ઉપલા સિદ્ધાંતને સમજાવતાં કહે છે કે '**હરૂવેસ્પ્ ઝક્ મદમ્ ખદીતુનમ્ પવન્ ઝક્ ઇ લિ ખ્રતુ વ ફરૂઝાનગીહ્ મૂન્ ચેહેન્વૂત્ મૂન્ હેઇત્ મૂન્ ઇક્ અકરજ્ ચેહેવૂનેદ્**'=હું દાદાર મારી ખ્રતુ એટલે મહાન બઓહની ગતીથી અને '**ફરૂઝાન્ગી**'=ડહાપણથી એટલે મારી હરવેસ્પ-આગાહીથી બધું જે કંઇ પાપ સવાબ થઇ રહે છે

તે બધાંને જોઇ શકું છું–જે બધું થઇ ગયું–થાય છે–થશે તે બધુંજ મારી હીકમતમાંજ છે એટલે તે બધાંથી ફ્રશો–ગર્દ થશે.

આમ ત્યારે અહિંયાં હા ૨૯–૪ ના આખા ફકરાનો ભેદ ખોલેલો છે તે માટે વાંચો પાને ૧૧–૧૨. પછીના બે ફકરામાં **'માંથ્ર–સ્પેન્ત'**નો ભેદ જણાવેલો છે જે ત્યારે ભલી કારદાનીમાં આવે, કે જેથી માનવનો ભલો હીસાબો શુમાર થાય. આ ભેદ **"હુવો વીચિરો અહુરો"**માં આવે એટલે અહુરા જે પોતે ભોગવટાઓ પ્રમાણે ઇનસાફ આપે છે તે પ્રમાણે ભલાઇ મળશે, જે ખુદ માટે નહી પણ પારકાને અર્પણ કરવા માટેની એટલે **ગેઉશ ઉરવાને** મદદ કરવા માટેનીજ હશે. જેમ **ગેઉશ ઉરવા** **કુલ** નીસ્તી–ગેતીને માટે કામ કરી રહે છે, તેમ તે નરની તેજ ગેઉશનો હમકાર થશે. આ ત્યારે માંથ્ર–સ્પેન્તનો ભેદ થયો. આમ ત્યારે **વરશ્ત માન્સર નસ્ક** હા ૨૯–૪ ના ઉંડાણનો ભેદ ખોલે છે.

## ગાથા હા ૨૯–૪ ના ગાથાના ફકરા માટેની સમજ માટે બગ નસ્કની વીગત.

(વાંચો પાને ૧૩–૩૨ મે).

અહિંયાં દરેક માનવે ગોસ્પંદની પરવરેશ કરવી અને તેઓને કઇ રીતે કરવી તેના પાઠો આપેલા છે. આખી નીસ્તી–ગેતીને ઉત્પન કરીને ચલાવનાર, કાળી બાજુનો ભાર ખમનાર અને સફેદ બાજુને મદદ કરનાર કુદરત નામે ગવનું રૂવાન નામે **ગેઉશ ઉરવા** જે આખી વિશાળ કુદરત તરીકે હદપાર વગરની નીસ્તી ગેતી માટે કામ કરે છે તેજ તે કુદરત (ગવ અને તેનું રૂવાન) દરેકે દરેક વ્યકિતના જીવ જાનને ટેકવતી રહે છે. ત્યારે ગેઉશ ઉરવા જેમ વિશાળ કુદરત તરીકે નીસ્તી ગેતીને ટેકવે છે તેમ રજેરજની નાની દુન્યાને તેમ માનવની ગવની દુન્યાને ટેકવે છે. અહિંયાં દરેક માનવની નાની કુદરતને ટેકવતી ગવની નોંધ આપી છે. રજેરજમાં માનવની વ્યકિત મુળ છે અને માનવની કુદરતની ગવે મજબુત થઇને **ગેઉશ ઉરવાને** મદદ કરવાની છે માટે અહિંયાં દરેક માનવના ગવની તકરીર આપી છે. ત્યારે અહિંયાં કહેલું ગોસ્પંદ તે સીરફ જાનવર નહિ પણ ઇનસાનમાં રહેલી ભલી ગોસ્પંદી તેવીષી–તેનો જીવજાન અને જોરાને જાન નામે મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ–ખેરદ તે બધું છે, જે બધાની જાળવણી માટેની દીની તાકીદ આપી છે, અને **ભોગવટાઓ વખતે કુજી ગતી ગવ–દરેસ્તીને અને તેથી મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ–ખેરદને**

**હલાક નહિ કરે-ઉતારી નહિ પાડે** માટે કાળજી રાખવા કહી છે, અને આવા ભોગવટાઓમાંનો ગુહ્ય ભોગવટો ગુશ્ન છોડવાનો છે તેની નોંધ આપી છે-તે હમગાશ્તરના ભોગવટાથી ભલા ઓકાદવાલાં ફરઝંદોનો ફાયદો હાંસલ કરવો અને બુઝીની ગતીને નીરમુળ કરવી તે બધાંની તાકીદ આપી છે. ટુંકમાં ઇનસાને પોતે એવું પુન્યવંતું કંઈ કરવું કે તેથી ભલો હિસાબો શુમાર થાય કે જેથી પુરી રીતના ગોસ્પંદ થઇને ગેઉશ ઉરવાના હમકાર થવાય. આ બધું ત્યારે હા ૨૯-૪ ની છેલ્લી ત્રીજી લીટીના ભેદમાંનું કહેવાય. ત્યાં કહે છે કે **અહુરા** બધાનો ભોગવાવનાર છે અને તેવણુ ઇનસાફથી બધાને સઝા-જઝા આપશે. જો ગવની પાસબાની કીધી હશે એટલે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ્ર-ખેરદ રાખ્યા કીધી હશે તો પછી ભલો ફાયદો થશે જે **ગેઉશ ઉરવાની** પંકિતએ તેને લઇ જશે આમ ગાથા હા ૨૯-૪ માં મઝદા અને અહુરા દરેકનો હીશાબો શુમાર રાખીને ભોગવટાઓ કરાવે છે અને સઝા-જઝા મુકરર કરે છે એવું જે વર્ણવ્યું છે તેમાં ભલા ભોગવટાઓ કઇ રીતે કરીને ભલો બહેરે ઉભો કરવો તે બધાની તાકીદ આ નસ્ક આપે છે. એમ ભલાઇ કઇ રીતે ઉભી કરવી-ભલો હીસાબ કઇ રીતે કરવો તેની સમજ આ **નસ્કના** એકથી પાંચમા ફકરા આપે છે જે બધું ત્યારે તે હા ૨૯-૪ ની છેલ્લી લીટીના ભેદનું થયું.

પછીના છઠ્ઠા ફકરામાં કહે છે કે ગોસ્પંદ પુખ્ત થાય નહિ ત્યાં લગી તેને મારવું નહિ. અહિંયાં કંઇ ગોસ્પંદ જાનવરને કાપવાની વાત નથી. **અહિંયાં તો ગવની હિફાઝતની વાત છે.** આની સમજ માટે વાંચો પાને ૧૯-૨૦ મે. અહિયાં 'ગવ' તે જીંદગી છે-ગવનું પુખ્ત થવું તે ગોસ્પંદી તેવીશીનું રાજ શરીરમાં ચાલે તે કરવાનું છે એમ ગવને પુખ્ત કરવાનો ભેદ છે અને પછી **ગવને મારવાની વાત છે તે બુઢ્ઢાપણાંની મૃત્યુની વાત છે કે લાંબી જીંદગી પામી ગોસ્પંદી વૃત્તી શખીને જીવી કેશાશો અમી નેકી કરીને પછી મૃત્યુ થાય તેમ કરવું; "અહુમાઇ દરઁઘાંમ્ દરઁઘો-જીતીમ્"**નો ભેદ બતાવે છે. આમ ગવની હિફાઝતની વાત છે જેબી ત્યારે **'હવો વીચિરો અહુરો'**= **અહુરા** પોતે ભોગવાવનાર છે, દરેકને ઇનસાફથી સઝા-જઝા આપનાર છે, તેનાજ ભેદની વાત થઇ, કેમકે જો ગવ-દરોસ્તી રાખે તો પછી તે ઇનસાનનો ભોગવટો પાર પડેલો કહેવાય, કેમકે અહુરા તેને ગેઉશ ઉરવાના હમકારની પદવીએ ચઢાવે એટલે પરદુખભંજનવાળો ઠેડવે. **બગ નસ્કના**

આ છઠ્ઠા ફકરાનો તરજુમો વાંચવો, જે આ હા ૨૯-૪ ના ભેદમાની વહેવારૂ બાજુ practical side બોલે છે.

પછી આ નસ્કના સાતમા અને આઠમા ફકરામાં '**હુઇઅતાન્**' એટલે '**હાતાંમ્**'=જીવતી જીંદગીમાં હસ્તી લગી પુગેલાં; આ નાશવંત કાયાને છેક અમર ગતી લગી તેરવી ગયલો નર કેવો હોય, તેમાં અઓજની કુદરત એટલે હા-નાની મારામારીને સમાધાન કીધેલી કુદરત '**નિંદા સ્નઇથિશ-ફ્રસ્પાયઓખેદ્રાંમ્**'ના ભેદની કુદરત વસ્તી હોય તેની અને તેના ઝઓથ તરીકે રહેવાના મહાન દરજ્જાની યાદ છે. **આવો નર પોતે દાદારને મળવાનું મંદીર હોવે, આલાત-ઝઓથ હોવે, કોઇબી તેની મારફતે દાદારને પુગી શકે.** આ વીધે વાંચો તે ફકરાઓ પાને ૨૧-૨૩ મે. અહિંયાં ત્યારે ગેઉશ ઉરવાના હમકાર થયલા નરોની નોંધ છે, જેઓને 'અહુરા' પોતે '**વીચિરો**'=આરપારથી જોઇ જાણીને મોટા ફાયદાઓ આપે છે. ત્યારે આ '**હાતાંમ્**'નું ઉંડાણ-તેનો ભેદ હા ૨૯-૪ ના છેલ્લી લીટીના ભેદોમાંજ આવે.

પછી નવમા ફકરામાં **ખીશકારીહુ ઇ કદારૂચાઇ**=કોઇબી કામની ખેશકારી માટે ઉસ્તવાર રહેવું અને તેનો લાભ બીજાને આપવો એટલે સચ્ચાઇ રાખીને તેનો લાભ બીજાને આપવો, એમ નેકી કરીને જગતને તેનો લાભ આપવો તેની તાકીદ આપી છે, અને દસમા ફકરામાં '**વોહુમન્ દારતન**'=બહમનને એટલે સ્વાર્થ રહિત ગતીને રાખવાની તાકીદ છે. આ બેઉ ફકરાનો તરજુમો ૨૪-૨૫ માંથી વાંચી લેવો. અહિંયાં ત્યારે નેકી કરવાની ગવને ટેકવવાની તાકીદ છે, જેબી ત્યારે હા ૨૯-૪ ની છેલ્લી લીટી કે '**હ્વો વીચિરો અહુરો**'=અહુરા પોતે બધાને સત પ્રમાણે બદલો આપશે; એટલે નેકીના કરનારાઓને ગેઉશ ઉરવાની પંકતીએ ચઢાવશે એટલે તેણીના હમકાર થવાનું-કુદરતના અનુયાયી થવાની નેક બખ્તી આપશે-તે બાબદનેજ લગતું બ્યાન છે.

પછી બાર થી સોલ ફકરાઓમાં જાતજાતની નેકીનાં કામોની નોંધ છે, જેથી નેકીનો ફાયદો તે કરનારને અને દીન દુન્યાને મળશે તેવી બધી નોંધો છે, જે ૨૯-૩૨ પાને આપેલા તરજુમામાંથી વાંચવી. આ પણ ત્યારે ઉપરનીજ માફક હા ૨૯-૪ ની છેલ્લી લીટીનોજ ભેદ રજુ કરે છે.




**અત્ વા[૯૪] ઉસ્તાનાઇશ[૯૫] અહુવા[૯૬] જસ્તાઇશ[૯૭] ફ્રીનેમ્ના[૯૮]
અહુરાઇ આ,[૯૯]**

**મે[૧૦૦] ઉર્વા[૧] ગેઉશ્ચા[૨] અજ્યાઓ[૩] હ્યત્[૪] મજ્દાંમ્[૫] ફ્રઇદી[૬]
ફ્રેરસાબ્યો[૭],**

**નોઇત્[૮] ઑરૅજ્જેજયોઇ[૯] ફ્રજ્યાઇતિશ,[૧૦] નોઇત્[૧૧] ફ્રષુયેન્તે[૧૨]
દ્રૅગ્વસૂ[૧૩] પઈરી[૧૪],**

આ[૯૯] (બધી અમર શકિતઓ, ૩૩ અહુ + ૩૩ રતુઓ)માં ‖ અત્=ત્યારે તો ‖ તમો[૯૪] ‖ મઝ્દાને[૫] (પુર્ણ જ્ઞાનવાલા અધિકારીને) ‖ (હમો બેઉ એટલે) ‖ મારૂ[૧૦૦] (હુ ગેઉશ ઉરવાનું) ‖ રૂવાન[૧] (અને) ‖ ફ્રરી રહેલા-દવ્વાર ગીરદેશ કરી રહેલા[૩] (જોડીદાર) ‖ કુદરતનું-હસ્તીના આસ્માનોમાંની કુદરતનું-ફરતા આસમાનોનુ[૨] (જોડીદાર રૂવાન એટલે ૩૩ રતુઓના રૂવાનોની કુલયાની ગતી રયોમંદ શકિત) ‖ બુન્દક મનશ્નીવાળી એટલે ખાકસારી-તમીઝ-સબરયાત-બરદાસ્તના શકિતરૂપ ગુણોવાળી, પુર્ણ મનશ્નીથી ભરેલા-આરમઇતીની વૃત્તીથી ભરેલા-દુઆ કરવા અને લેવા ઉંચા કીધેલા[૯૫] ‖ હાથોથા[૯૭] ‖ અહુરા માટેના **'આ'**= બધા[૯૯] ‖ પુછાયલા[૬] (બુરી દએવીક ગતી એટલે માનવના રૂવાનોની મુળ પાંચ વર્ણોને લગતી 'અક'ને સુધારવા માટે ચાલી રહેલી કુદરતની હિકમતને લગતા, ટુંકમાં નીસ્તીની કુદરતમાં ચાલી રહેતા પ્રભાવો માટે પુછાયલા-નીસ્તીના paradoxical-દોરંગીપણુાના ભેદોની ઉકેલામણુ માટે પુછાયલા-શકમાં નાંખી દેવાનો ભુલાવો આપતા હા-નાની મારામારીના ભેદો માટે પુછાયલા) ‖ સવાલો-પ્રશ્નો માટે[૭] ‖ જે કંઇ[૪] (દિલપસંદ ખુલાસાઓ-જે કંઇ ભલો મોઝદ મળ્યો છે તે માટે) ‖ હમો બેઉ અંતકરણથી-પુર્ણ ભકિતભાવથી **'નીયાએશ'** કરતા[૯૮] (રહીએ છીએ-હમો બેઉ હું ગેઉશ ઉરવા અને મારી જોડ આ **ગાવે-અઝ** એટલે ચરતી ગાયનો અલંકાર રાખતાં હસ્તીનાં ફરતાં આસમાનોની કુદરતનું રૂવાન જે ૩૩ રતુઓનું કુલ્યાતી રૂવાન છે તે બેઉ અંતકરણથી પુર્ણ ભકિતભાવથી

નીયાએશ કરતા રહીએ છીએ અને જાહેર કરીએ છીએ કે આ નીસ્તી ગેતીની જગતમાં ગમે તેવા paradoxes સામસામેના વિચીત્ર નહિ સમજ પડે તેવા બનાવ હોએ-સાધારણ રીતે ગેરઇનસાફ જેવું દેખાડતા બનાવો બનતા હોએ-ઉપર ઉપરના જોનારને બધું અન્યાય જેવું તંત્ર લાગતું હોએ-દાદારમાં હદ ઇનસાફ નથી એમ શક શુબે ઉભુ કરાવે તેવું માલમ પડતું હોએ તોપણ આ સત્ય દરેકને રોશન છેજ કે) ‖ સત્યની-એતેકાદની જીંદગી ગુજારનારને[૯] (બુન્દક મનસ્નીવાલી તરીકતી એટલે પરમાર્થી જીંદગી ગુજારનારને) ‖ નાશ જેવું-હમેશ પુગે તેવી ખરાબી જેવું-દળીદ્રતા જેવું[૧૦] ‖ (રહેતું) નથી;[૮] ‖ મીનોઇ રીતની ખેતીથી મીનોઇનો વધારો કરનારને[૧૨] (રૂવાનના પોતાને લગતા અંશોને સંઘરનાર પોતામાં ઉમેરનારને) ‖ ઘટતીનો-છેતરામણથી અંધ થઇ ફરેબ પામવાનો[૧૩] (રૂવાનને પોતાને લગતા રૂવાનો નહિ મળવે રૂવાનમાં વધુ રય નહિ ઉમેરાવે ઉભો થતો) અવિશ્વાશની દએવીક ગતીનો-બુરાઇએ ચઢાવવાનાં મનની દએવીક છાકટ ગતીનો ‖ ઘેરો-ઇલાકો[૧૪] ‖ (ઉભો થઇ શકતો) નથી.[૧૧] ‖

## મીલ્સના પોઠામાં આપેલી પહેલવી સમજ.

### પહેલી લીટીની આવી સમજ આપે છે કે:

(a) અઇતૂનૅા મિન્ લેકૂમ (અમેશાસ્પૅન્દાનૅા) પવન્ ઑાસ્તાનિશ્નીહ્ (મીનિશ્નીક ઑાસ્તાનૅા) દસ્તીહ્ તુખ્શાકીહા ક્નામમ્ અવૅા અઉહરૂમજદ્દ જક્ (અઇધ્ મિન્ અમૅશૅાસ્પૅન્દાનૅા અવૅા મિનદ્દવમ્ અઉહરૂમજદ્દ વૅશ ક્નામમા મિનદ્દવમ્ ઇ અઉહરૂમજદ્દ વૅશ વાદૂનમ્-ઇ): અઇતૂનો=ત્યારે તો એ અમર શકિતઓ મિન્લેકૂમ્=તમારામાંથી અવો અઉહરૂમજદ્દ જક્=તે ખાસ અહુરમજદ તરફ પવન્ ઑાસ્તાનિશ્નીહ્=ઉશ્તાન બાતેન દમની માફક ઉભાવેલા એટલે ઉંચાઇએ ઉઠાવેલા (મન-ભાનને બુલંદીએ લઇ ગએલા) દસ્તીહ્=હાથોથી તુખ્શાકીહા=તારા હોકમ ઉપર બેગુમાન રહીને તારો હોકમ શક વ સોબેહ વગર ઉઠાવવાની ચાલાકીથી પુર્ણ ફરમાનદારીને ફેદાગીરીથી ક્નામમ્=પ્રણામ કરૂં છું નમન કરૂં છું. આ લીટીઓની સમજ માટે પછી કાઉંસમાં લખે છે કે 'અઇધ્ મિન્ અમશાસ્પંદાનો અવો મિનદવમ્ અઉહરૂમજદ્દ વેશ ક્નામમ મિનદ્દવમઇ અઉહરૂમજદ્દ વેશ વાદુનમ્-ઇ': એટલે કે 'અવો મીનદમ્'=આ બાબદમાં મિન્ અમેશાસ્પંદાનો=અમશાસ્પંદો એટલે ધર્મની શકિતઓ કરતાં અઉહરૂમજદ્દ વેશ ક્નામમ્=અહુરમજદને વધુ નમું છું. મિનદ્દવમઇ

**અઉિહુરમઝદૂ=અહુરમઝદનો ઇલાકો વેશ વાહૂનમ–ઇ=**તેઓ કરતાં ઘણો છે એમ લઉ છું. અહિંયાંના હુ શબ્દને હમો તરીકે લેવાનો છે કેમકે હુ અને સાથે બીજો કોઇ એમ ખ્યાલ ત્યાં છે જે નીચેની લીટીમાંથી પ્રદ-રશીત થઇ રહે છે. હમોમાં ગેઉશો રહી છે. ગેઉશોમાં હુ **ગેઉશ ઉરવા** અને બીજું સાથનું કોઇ તે **ગાવે–અઝ** છે. આ ગેઉશો ખુદ બ ખુદ અમર શકિતઓ છે. માટે તેઓ કહે છે કે હમો યઝતોને નમતા નથી એટલે હમો હમારી જાત ઉપર મુસ્તાક રહેતા નથી એટલે હમો ગુમાન કરતા નથી–હમો દાવો કરતા નથી કે અહુરમજદ જેવા હમો છીએ, હમો અહુરમજદના બંદા છીએ અને અહુરમજદે હમોને આવી યઝતી ગતીએ પુગાડેલા છે માટે હમો યઝતો કરતાં એટલે હમારી જાત કરતાં અહુર-મજદને વધુ ગણીએ છીએ. ગેઉશો અહિંયાં જાણાવે છે કે તેઓમાં ખુદ–પરસ્તી નથી પણ અહુ–પરસ્તી છે. અહિયાં ત્યારે **'અહુવા'** શબ્દને માટે **'મીનલકુમ' અને 'મીન્ અમશાસપંદાનો અહુરમજદ વેશ'** એટલે તમો બધામાં તમો અમર શકિતઓમાં અહુરમજદને વધારે એમ અર્થ બતાવે છે, જેમાં ત્યારે કાંગાજી કહે છે તેમ **'અહુવા'**ને **આહુવ** તરીકેજ લેવાનો છે. જાણવું કે આ પ્રમાણે **ગાવે અઝ** અને ગેઉશ ઉર્વા જેઓ ખુદ યઝતો છે તેઓજ કહે છે. તેઓ પોતાની યઝતી પંકતીના મુળ દાદાર કે જેમાંથીજ તેઓને જ્ઞાન મળે છે તેનેજ નમ્યા કરે છે. દાદારથી તેઓને જે કંઇ કામ સોંપાયું છે માટે તે દાદારથી તકવો લઇને તેઓ કર્યાજ કરીને દાદારને એમ નમ્યાજ કરે છે. અહિંયાં હમો એઉમાં ત્યારે **"ગાવે–અઝ"** અને **"ગેઉશ ઉરવા"**નેજ લીધા છે; અન્ય ઠેકાણે ધારવામાં આવે છે તેમ માનવને એટલે માનવમાંના પઓ-ઇર્યો–તકએષોને લીધા નથી–કેમકે પઓઇર્યો–તકએષો કંઇ યઝતી દરજ્જાના નથી–તેઓ તો નર દરજ્જાના છે. તેઓના નર દરજ્જાની ઉપર યઝતનો દરજ્જો છે માટે તેઓ અને દાદારની વચમાં યઝતોનો **'પોહલ'** પુલ છે કે જે ઉપરથીજ પસાર થવે તેઓ દાદારને મળે. તેઓને યઝતો મારફતે દાદારને મળવાનું છે. અહિંયાં તો ગેઉશો જેઓ ખુદ યઝતો છે તેઓજ એમ કહી શકે કે હમો યઝતો ખુદ હમુને યા અમારા જેવાને કે જેઓ હમારી અંદરજ છે તેને આ બાબદમાં નમવાનું નથી. આમ ગેઉશો અને ગાવે–અઝ જેઓ ખુદ યઝતો છે તેઓ કહી શકે કે હમો યઝતોને હમારા જોડીદારને આવાં મહાન મુશ્કેલ કામ કે જે હમારી ગતી ઉપરાંતનું છે તેની ઉપર કઈ રીતે મુસ્તાક રહી શકયે એટલે યઝતોને નમી શકયે નહી પણ દાદારને નમ્યે, કેમકે તે સાહેબ અહુનવઇર્યને પુર્ણ રીતે પોતામાં

રાખે છે—તે મુળ સાહેબ છે અને તોફીકનો આપનાર તેજ છે. એમ હમો બેઉ ઉંચે હાથે તુને નમીએ છીએ તેમાં માનવ નથી પણુ ગેઉશો અને ગાવે-અઝ છે. ગાવે-અઝ કે જેને અહુઇની કુદરતનું રૂવાન કહયું છે તેને માટે એક જાણુવાજોગ રાઝ એ છે કે આ 'ગાવે-અઝ' કે જે હસ્તીનાં આરમાનોનું રૂવાન છે જે ૩૩ રતુનાં રૂવાનનો ગોળો છે તેને ત્રણુ વર્ષની ગાવ તરીકે ભેદી જબાનમાં ઓળવે છે. ગવ એટલે પરદુખભંજનની ગતી રાખતી કુદરત, પણુ ત્રણુ વર્ષ તે ગવને કેમ કઇ રીતે હોઇ શકે, તે તો અમર છે; અગણીત દરેઘો ખદાત લગીની છે. ત્રણુ વર્ષ-માંનો ત્રણુ શબ્દ સુચવે છે કે 'હુ-તું-તે'ની મારામારી જે જડતામાં છે તેને સમાવીને તે ગવ હવે એકયતાની ગતીમાં આવી છે. તુંજ છે, તુંજ છે, તારામાંજ મળવું અને બીજાને તેમ કરવાની તોફીક આપવી એ સિદ્ધાંત તે ત્રણુના ભેદની ગાત્રનો છે, તેણી ત્યારે તેટલા માટે તે એકનો હોકમ બજા લાવે છે, જે સે મુસ્તસલા કરવાનો છે એટલે દ્રવાઓને સુધારવા હસ્તી કરી તેમાંથી નીસ્તી કરીને તે નીસ્તીને હસ્તી કરવાની છે કે જેથીજ તે દ્રવાઓ સુધરશેજ. ત્યારે ગાવે અઝ તે કુદરત રાખે છે કે જેમાં હું-તું-તેની મારામારીનો ભેદ ચાલતો નથી પણુ જેમાં એક થયલી દુઇ-મળેલી દુઇનું રાજ છે જે કુદરત હસ્તીને ટેકવી-તેમાંથી નીસ્તીને કાઢવા તે નીસ્તીને બરની ગવની સામસામી ગતીનો ભેદ રાખતી કુદરતને કાઢીને તે મારફતે પછી સમાધાની લાવશે-આમ "ગાવે-અઝ"ને અલંકારમાં ત્રણુ વર્ષની ગાવ કહે છે. અવસ્તા ઉશ્તાનાઇશ જશ્તાઇશ કે જેને માટે સાધારણુ રીતે આજે ઉંચા કીધેલા હાથોથી એમ અર્થ કરે છે તેને બદલે પહેલવીમાં સમજ આપે છે કે 'મીનિશ્નીક ઉશ્તાનો' કરી એટલે મન-ભાન-વીચારે ને ઉંચ દાદારના ખાદેમ બનાવીને તેવા મનવાળાં શરીરના 'ઑશ્તાનિશ્નીહ દસ્તીહ'=ઉંચા કીધેલા હાથોથી-એમ અર્થ લેવો, 'ઑશ્તાનાઇશ જસ્તાઇશ'નો આવો ઉંચો ખ્યાલ આપવા ત્યારે પહેલવીમાં આમ શબ્દો આપે છે જેમકે (a) મીનીશ્નીક ઉશ્તાનો=ઉંચ કીધેલી મનસ્નીથી (b) તુખ્શાગીહ=ચાલાક થઇને શક સુબે દુર કરી દાદારમાં પુર્ણ ભરોસો રાખીને માંગવું.

### પહેલવીની સમજ પછીની હા ૨૯-૫ ની બીજી લીટી માટે કહે છે કે :

**અઇધ્ ઝક્ ઇ લી રૂબાનો તોરા ઇ અજ લેવતમન્ (યેહે-વૂનાદો અઇધમ્ રૂબાન્ મોજદ્દ યેહુણુર્નન્દ) અઉહુર્મજદ્ ઝક્ ઇ**

**પવન્ ગૂમાનીક્ હમપુરૂસેની (અઈધ્ અક્ ઇ ગૂમાનીક્ યહુવૂનાની અમ્ મિન્ અઉહરૂમજદ્દ લવ્તમન્ તૂબાર્નો યહુવૂનાદ્દ પૂરૂસીદર્નો):**
મારૂં રૂવાન તું ગાવે-અઝના રૂવાન સાથે **અક**=જે કંઇ (કરવાનું છે તે) માટે (રહેવાનુંજ એટલે એમ સાથે રહીનેજ તે મારા ગેઉશ ઉરવાનને તેઓ '**મોજદ્દ**'=ફાયદો બદલો ટકવો મદદ આપી રહેવાનાજ છે). જે કાંઇ શકશોબેહ સાથનું હોય તેને માટે અહુરમજદને પુછીશ (એટલે કે જે કંઇ માટે મને શક રહેશે તેને માટે અહુરમજદને પુછી શકું એમ બનો અને બનશેજ). અહિંયાં ત્યારે કહે છે કે ગેઉશની કુદરત અને ગાવે-અઝની હસ્તીની કુદરત એક બીજાના હમકારો છે અને એમ થવાથી ગેઉશને ફાયદો થાય છે. ગેઉશની કુદરતને જે કંઇ **મોજદ્દ** જોઇએ તે તે હસ્તીની ગાવે-અઝજ આપે છે-આવી કુદરતમાં જે બધા દોરંગી બનાવો થઇ રહે છે તેઓ માટેની સમજ તેઓને યઝતોથી નહિ પણ દાદારથી મલે છે માટેજ તેઓ કહે છે કે હમો યઝતને નહિ પણ દાદારને નમીએ. એમ નીસ્તીના બધા અજાયબ દોરંગી બનાવોની સમજ તેઓ જાણે છે-દાદાર તેઓને તે વિષે કહી રહે છે. પણ જે કંઇ સંશયવાળુ ભેદી હોય, જેનો ફડચો થતો નહિ હોય તે વિષે તેણી ગેઉશ ઉરવા અહુરમજદને પુછશે; જેને માટે પછી કાઉંસમાં કહે છે કે જે કંઇ વિષે હું ગેઉશ ઉરવાને શક હોય-જે કંઇ ગુમાનવાળું હોય તે વિષે દાદારને પુછી શકવાની સત્તા મને મળતી રહો અને રહેશેજ-અહિંયાં ત્યારે સમજાવે છે કે આ સ્રષ્ટીમાં ઘણા બનાવો એવા બને છે કે જેથી આપણ માનવો તે દાદારની હિકમત ઉપર ગુમાન લાવી દઇએ છીએ પણ ગેઉશ કહે છે કે હમોને તો એટલે યઝતોને એટલે દએવ વગરનાને તે 'ગુમાન' થવાનું કારણ નથી કેમકે હમો દએવ વગરના હોવે દાદારના સીધ્ધા સંબંધમાં છીએ દાદારના ખુદના ઉસ્તાનનો દમ લઇ રહીએ છીએ માટે તે બધાં વિષેની માહેતી હમોને દાદાર આપ્યાજ કરે છે. હમો ચુનો-ચેરા વગરના તે દાદારના હોકમના પાબંદ બજાવનાર છીએ માટે હમો '**અહુવા**' તેઓ એટલે યઝતો કરતાં એટલે હમારી પોતાની જાત કરતાં, હમારી પોતાની ગતી કરતાં, હમારી જાતમાં ગુમાન રાખ્યા વગર-અહૂ પરસ્તી રાખીનેજ ખુદ પરસ્તી નહિ રાખીને દાદારને વધુ ગણીને તેનો હોકમ બર લાવ્યાજ કરીએ છીએ, '**ફ્રીનેમ્ના**'=દીલોજાનથી તેની સેપાસ કર્યાજ કરીએ છીએ, દાદારનું કામ જેબી કંઇ હોય તે કર્યાજ કરીએ છીએ, માટે હમોને દાદાર તે બધો ભેદ સમજાવી રહે છે. જો આદમબી એમ દાદારના હોકમના '**ફ્રી**'=દોસ્તી રાખનારા થાય તો તેનેબી '**દૂવઇદી**

**ફેરેસાબ્યો'**=તે બધા મોટા સંશયવાળા બનાવોને માટે '**હુયત્**' તે કંઇની સમજ મળેજ. અહિંયાં ત્યારે '**હુયત્ દુવઇદી ફેરેસાબ્યો**' (દોરંગી જમાનના paradxical સામસામી ગતીના દેખીના ગેરઇનસાફી બનાવોના ફડચાના નીવારણ માટે)ની સમજ માટે પહેલવીમાં '**ઝક્ ઇ પવન્ ગુમાનીક્ હામપુરસેની**" (જે કંઇ ગુમાનવાળું-સંશયવાળું હોય તે તે વિષે પુછીશ) આ વાકય આપેલું છે. અહિંયાં ગુમાન શબ્દ કુદરતના paradoxical બનાવો-સામસામી ગતીના દેખીતા અન્યાયી અને દેખીતા અર્થ વગરના કુદરતી બનાવો કે જેઓને માટે દીલમાં ગુમાન થયા વગર રહેજ નહિ-ભલેને ભગતો ગુમાનને તરછોડે પણ ગુમાન તો પહેલી નજરે થાય છેજ- તેવા બનાવોની ભેદી વર્તણુક દેખાડવા ગુમાન શબ્દ વપરાયો છે. ગેઉશ ઉરવા કહે છે કે હું યઝત છું; મારા યઝતો કરતાં એટલે મારી જાતનાં કરતાં અહૂને મોટો ગણું છું અને તે અહૂના હોકમનું કામ કર્યાજ કરૂં છું અને અહૂ મારામાં જ્ઞાન મુકયાજ કરે છે, જેથી મને તો સંશય રહેતો નથી-આવો અર્થ ઉપલા '**ઝક્ ઈ પવન્ ગુમાનીક્ હમપુરસેની**'નાં વાકયમાં છે. પછી આગળ કહે છે કે '**ઝક્ ઇ ગુમાનીક્ ચેહુવુમાની**=જે કંઇ માટે ગુમાની બનું એટલે જે કંઇ ભેદ નહિ સમજ પડે '**અમમિન્ અહુરમજદ લેવત્મન્ તુબાનો ચેહેવુનાદ્ પુરસીદ્દાનો**'=તો હું અહુરમજદની સાથે આવીને તે માટે પુછી શકીશું કેમકે મને કહેતાં યઝતને દાદાર સાથે સીધો સંબંધ છે. ના હમારો દમ તેજ દાદારનો દમ છે. ટુંકમાં અહિંયાં કહે છે કે નીરતી-ગેતીના બનાવોની સમજ હમુને મલ્યાજ કરે છે-ગુમાન લાવવાનું હમુને કારણ રહેતું નથી. ત્યારે મારૂં રૂવાન (ગેઉશ ઉરવાનું રૂવાન) ગાવેઅઝની સાથે રહીને જગતના મોટા મોટા બનવાના બનાવોનો ફડચો મેલવ્યાજ કરે છે. એવા તું મહેરબાનની હમો સ્તુતી કરી રહીએ છીએ-કરીએ તેટલી ઓછી છે-આવો ભેદ હા ૨૯-૫ ની બીજી લીટીમાં છે.

**હા ૨૯-૫ ની છેલ્લી લીટી માટે કહે છે કે:**

**લા ઘલ્ રાસ્તૉ ઝીવિશ્નૉ ફ્રાજ્ અવાસિહિશ્નીહ્ (અઇધ્ મૂન્ પવન્ રાસ્તીહ્ ઝીવેદ્દા અશ અવાસિહિશ્નીહ્ ઇ પવન્ રૂબાનૉ લા ચેહેવૂનેદ્) લા ઘલ્ ફ્શૂવીનીદારૂ (અઇધ્ અવૉ ફ્શૂવીનીદારૂ મૂન્ મિનદવમ પવન્ ફ્રારૂનૉઇહ્ યખસેનુનેદ્ લા અઇતૂનૉ ચીગૂન્) બરા મિન્ વલ્મન્ ઇ દરવંદ્ (મમન્ અવૉ દરવંદ્ ઘલ્ ચેહેવૂનેદ્દા): લા ઘલ્ રાસ્તો ઝીવીશ્તો ફ્રાજ અવા-**

સિહિશ્નીહુ'=રાસ્તીની રાહે જીવનારાઓ માટે પડી ભાગવાનું હોય નહિ 'અઇધ્ મૂન્ પવન્ રાસ્તીહુ ઝીવેદો અશ્ અવાસિહિશ્નીહુ ઈ પવન્ રૂબાનો, લા ચેહેવૂનેદ્દ' એટલે કે જે કોઇ રાસ્તીથી જીવે છે ચાલે છે તેના રૂવાન સાથે સબડવાની કમનસીબી–પડી ભાગવાની ગતી હોય નહી. 'લા ધલ્ ફ્રશુવીનીદારૂ'=જે મીનોઇમાં આગળ વધતો હોય તેને તેમ હોય નહી. 'અઇધ' એટલે કે 'અવો ફ્રશુવીનીદારૂ'=વૃદ્ધિ તરફ જઇ રહેલા માટે 'મુન્ મીનદ્દવમ્ પવન્ ફ્રારૂનૅાઇ યખસેનુનેદ્દ'=જે સચ્ચાઇ સાથની બાબદો પ્રમાણેજ ચાલે છે તેને 'એતુનો ચીગુન્'= આવું (સબડવાનું) કેમજ હોય–નહી હોય. 'બરા મીન્ વલ્મન્ ઇ દરૂવંદ્દ'= દરવંદો કરતાં તે ભલો માટે દુર રહે છે. અહિંયાં આ છેલ્લી લીટીમાં કહે છે કે ભલેને જગત દોરંગીપણાનું ઠગારૂં હોય યા નહી હોય–ભલેને તેમાં ધનાગીન હોય અને ગમે તેવો ભાવ ભજવતો હોય–ભલેને માનવને ગુમાન આવતો હોય–ભલેને માનવમાંની અજ્ઞાનતા પોતાની જાત બતાવે તે ગમે તે હોય પણ આ તો અચળ સત્ય છે કે, નોઇત્ એરેઝેજયોઇ= સત્ય પ્રમાણે જીંદગી ગુજારનાર–તરીકત પ્રમાણે રહેનારને 'ફ્રજયાઇતિશ'= આગળ વધવા માટેની મુશ્કેલીઓ નથીજ અને 'ફ્રુષુયન્તે'=જે કોઇ રાહે રાસ્તીથી વધ્યો ચાલ્યો જાય છે એટલે જે કોઇએ–યઝતનો દામન પકડેલો છે તેને દએવ કબીગી ઘેરી શકેજ નહી તેવા વૃધ્ધિ કરનારને કોઇ અટકાવી શકતુંજ નથી. 'દ્રૂગ્વસુ'=દેવનો દુજીનો કહેતાં તનાસકની કમનસીબીના ફરેબનો ઘેરો તેને રહેશેજ નહી. આમ જગતમાં ભલેને ગમે તે હોય ભલેને કોઇ કહે કે જગતમાં અન્યાય છે, પણ જે કોઇ રાહે રાસ્તી ઉપર ચાલે છે અને ચાલીને યઝતનો દામન પકડી યઝતના સત્ય-સંગનો દમ લઇને ભલો ખેડુત થઇ રહયો છે તે તો આખરે મુકિતએ પુગશેજ.

અહિંયાં આ ફકરામાં 'ગેઉશ ઉરવા' ખાત્રી રાખીને બેગુમાન થાય છે કે ભલેને આજે ધરતી ઉપર દેવોનું જોમ ભારી હોય, પણ આખરે દેવો પડશે, કેમકે જરથુશ્ત્ર આવીને બધું સમુ કરશે. 'દૂવઇદી ફ્રેરેસાબ્યો'=આ બનાવો થવાના છે જરથુશ્ત્ર આવવાનો છે, તેવણુ બધા સવાલો–માગણીઓને પુરી કરશેજ. તેની ખાત્રી અહીંયાં છે. હવે ત્યારે જરથુશ્ત્રના આવવાની વાત આવશે.

## ગાથા હા ૨૯–૫ ના શબ્દ અર્થો.

આ ફકરાના અનેક શબ્દોના એકથી વધુ અર્થ થતા ધારવામાં

આવે છે. દરેક અર્થ એક યા બીજી રીતે ખરો હોય એમ લાગે છે. પણ **આ બધા અર્થમાં પહેલવી સમજના અર્થો અસલના હોય એમ માનવું કંઇ મુશકેલ નથી. પહેલવી સમજ જમાન-દર-જમાન ચાલી આવતી સમજ છે, માટે તેજ સમજને ખરી લેવી જોઇએ.** આ બધું પહેલવીમાંનું લખેલું સાસાન જમાનમાંનું છે, જે કદીમ જમાનથી ઉતરી આવેલું છે. સાસાન જમાનમાં કુલ દુન્યાનો જાતજાતના કળા કોશલ્યની મકતબો પુર બહારમાં ચાલતી હતી. એમ ખુદ પશ્ચિમના વિદ્વાનો કહી રહે છે. **અરબ લેખકોબી કહે છે–ખુદ ઇસલામના નબીએબી કહયું છે કે દુન્યાના કુલ ઇલ્મ અમલનું બજાર ઈરાન છે.** દરેકે દરેક ભાષા પશ્ચિમના દેશોની કે પુર્વના દેશોની ત્યાં ચાલુ હતી. સાસાન જમાનમાં સંસ્કૃત ભાષા ઘણીજ ચાલુ હતી. શાહનશાહ શાપુર પહેલા તેમ બેહરામગુર તેમ શાહનશાહ અનુશેરવાન અને શહેનશાહ ખુશરૂ પરવેજના વખતમાં **સંસ્કૃત સાહિત્ય ઇરાનમાં ચાલુ હતું** અને તેમાંની કલીલ અને દમનની નસીહતરૂપ વાર્તાઓનું પહેલવીમાં ભાષાંતર થયલું હતું અને દરેક ધર્મોની ફીલસુફીઓ ઉપર વાદવીવાદ ચાલતી હતી,–વીગેરે હકીકતો તો ઇતિહાસીક છે. **વળી અરબી ભાશા તો સાસાન ઇરાનના પશ્ચિમના ભાગમાં બોલાતી ભાષા તરીકે ચાલુ હતી. આજે આપણમાંના કેટલાકો કહેવાની સરકસી કરે છે કે સાસાન જમાન કરતાં આજે અવસ્તા વધારે સમજી શકાય છે તે** ખરેજ એક સમજ વગરનો બકબકારો છે. સાસાન જમાનમાં દુન્યાની દરેક ભાષા તેના પુર બહારમાં ચાલુ હતી, ખુદ સંસ્કૃતબી ચાલુ હતી–તેમ અવસ્તા ભાષાનું ગ્રામર ચાલુ હતું, એટલુંજ નહિ પણ **'સ્તોત યસ્ન'** નામની કદીમ વિદ્યા કે જેની અંદર સૃષ્ટી રચનાનાં જ્ઞાનનાં બીયાં હતાં તેવી જ્ઞાન કંઇક દરજજે હતું એમ માનવાનાં ઘણાં કારણ છે. વળી દએનની હકીકત કહેતી ફીલસુફી નામે **'ક્ષ્નૂમ'**બી તે વખતે ચાલુ હતી. આજે આપણી પાસે અવસ્તાનું ગ્રામર નથી એટલુંજ નહિ પણ **'સ્તોત યસ્ન'** જેવી મહાન વિદ્યા હતી તેનું ભાન તેની યાદ તેમ **'ક્ષ્નૂમ'** નામની જરથોસ્તી ફીલસુફી હતી તેનું ભાન તેની યાદબી આજે નથી. આજે અવસ્તાનું ગ્રામર તો માંગી તાંગીને યુરોપીયન વીદવાનોએ સંસ્કૃત ઉપરથી ઉભુ કીધું છે અને સ્તોત યસ્ન અને ક્ષ્નુમ જેવું કંઇ છે તે તો હમારા પુજ્ય ઉસ્તાદ સાહેબથી જાણીતું થયું છે, જેને આજેબી કેટલાકો બહારનું (foreign) અજરથોસ્તી હોય એમ કહેવાનું ઉતાવળીઆપણું અને કમ અંદેશી બતાવી રહે છે.

જ્યારે આવો મામલો આજે ઉભો થયો છે, તો પછી કહેવુ કે આજે સાસાન જમાન કરતાં અવસ્તાનો અભ્યાસ પુખ્ત છે તે ઘણું નવાઇ ઉપજાવનારૂં છે—એવા કહેનારાઓના અભ્યાસનું માપ દેખાડનારૂં છે.

પહેલવી સમજ પ્રમાણેજ આજના યુરોપ્યન વિદ્વાનો ચાલવા પ્રેરાય છે ખરા, પણ પહેલવી તરજુમા જરથોસ્તી હકીકતને જોરે થયલા હોવે અને જરથોસ્તી હકીકતી ગ્નાન જેવું ગ્નાન આજે નહિ હોવે તે બધું તે વિદ્વાનોને ગળે ઉતરી શકતું નથી. છતાંબી યુરોપ્યન વીદવાનો તે બધાંને ઘણાજ માન સહીત હાથમાં ધરે છે, અને કદી જુદા પડે તો ઘણી ઓઝરખાહીથી જુદા પડે છે, જ્યારે કહેવાતા ઘણા ખરા પારસી વીદવાનો પોતાના તેજ ન્યાગાનોને ગાળ દેવાનુંજ બાકી રાખીને અઝીમ ગુનાહની બેઅદબી બતાવી રહે છે.

ઉસ્તાનાઇશ જસ્તાઇશ=ઉંચે કીધેલા હાથથી એમ આજે તરજુમો કરે છે. પહેલવી લખાણુમાં 'મીનીશનીક્ ઉશતાનો' એટલે ઉંચે કીધેલી મનશ્નીથી એટલે બુંદક મનશ્નીથી કહેતાં સંપુર્ણતાની મનશ્ની એટલે દાદારની અંદર પુર્ણ રીતનો વિશ્વાસ મુકેલી મનશ્નીથી—કંઇબી શક સુબેહવાળા બીનએતેકાદ વગરની મનશ્નીથી પહોળા ઉંચા કીધેલા હાથો મારફતે દુઆ કરવી એમ અર્થ આપે છે.

'વા': અમુક મેન્યુસ્ક્રીપ્તમાં 'વાઓ' શબ્દ છે. બેઉના અર્થો એકજ સરખા છે; બેઉ ચોથી બહુવચનમાં છે: 'તમુને' તમારે માટે એમ અર્થ થાય છે. કાંગાજી 'વા' શબ્દને તેની આગળના 'અત્' શબ્દની સાથે લઇને 'તેમજ' અર્થ કરે છે, જેમ અહિંયાં લેવાનું દરૂસ્ત લાગતું નથી.

'અહુવા': અમુક મેન્યુસ્ક્રીપ્તમાં અહુવાઓ શબ્દ આપેલો છે—અમુકમાં 'અહુરા' શબ્દ છે. 'અહુવાઓ' તો 'અંઘ્હુ' હયાતીનું છઠ્ઠી વીભકતી dual number દવીવચન છે, પણ 'અહુવા' શબ્દને માટે બે જાતના અર્થો સુચવેલા છે:

અહુવાને માટે કાંગાજી કહે છે તે 'આહુવ'નું ગાથારૂપ છે, એટલે અવસ્તામાં [redacted] વપરાય તેને ગાથામાં 'અહુવા' તરીકે વાપરે છે. 'આ' દર્શક સર્વનામ (Demonstrative pronoun) છે,

જેની સાતમી વીભકતી બહુવચન તે 'આહુવ' છે, એમ 'આહુવ'નો અર્થ 'તે બધાંઓમાં' 'આ બધાઓમાં' એમ કરે છે. પહેલવી લખાણમાં આના જેવો લગભગ અર્થ કીધેલો છે. ત્યાં 'એતુનો મીનૂલેકુમ્' શબ્દ આપેલા છે એટલે આ પ્રમાણે તમારા કરતાં અથવા આ પ્રમાણે તમારામાં–કાંગાજી જેવોજ આ અર્થજ અસલનો લાગે છે. મીલ્સ અને બીજા યુરોપ્યન વીદવાનો 'અહુવા'ને 'આહુવ'નું ગાથીક રૂપ લેતા નથી, પણ તેઓ તેને 'અહુ'=ક્રીયાપદનું રૂપ લે છે,–પરસ્મૈપદ અપુર્ણ ભુત પહેલી દ્વીવચન તરીકે લે છે. એટલે 'હમો બેઉ હતા–હોઇએ' એમ કંઈ અર્થ લે છે.

મી૦ પુનેગર તો 'અહુવાઓ' શબ્દ તરીકે વાંચીને 'બેઉ હયાતીઓ' એમ અર્થ લે છે.

**પણ પહેલવી સમજને અનુસરતો અર્થ તો 'આ બધાઓમાં' બરાબર લાગે છે**–જેને ઉપલા તરજુમામાં લીધો છે. કાંગાજી 'આ બધામાં' દીની બાબદોનો સમાવેશ કરે છે, જ્યારે પહેલવી સમજમાં 'આ બધામાં' યઝતી શકિતઓને લીધી છે.

'ફ્રીનૅમ્ના'='હમો બેઉ પ્રેમથી ભકિતભાવ રાખતા યા રાખનાર' એમ અર્થ થાય છે; nominative dual તરીકે છે.

'અહુરાઇ આ'=અહુરા માટેના 'આ' એટલે અમુક ભેદો Paradoxes in Nature–નીસ્તીમાં દેખીતો નહિ સમજ પડતો પ્રભાવ છે તે બધું. 'આ' શબ્દ નીસ્તીના ભેદભરમની બાબદો બતાવે છે. અહિંયાં અહુરા શબ્દને ચોથી એકવચનમાં લીધો છે, અને પછીથી આવતા 'મઝદાંમ્' શબ્દને બીજી એકવચનમાં લીધો છે. માટે અહિંયાં અહુરા શબ્દ અને મઝદા શબ્દોનો ભાવાર્થ જુદો રહેવા ધારેલો છે. ઉપર જોયું તેમ બેઉ શબ્દો તે દાદાર માટેજ છે, પણ દાદારની કુદરતમાંની જુદી જુદી ખીશ્કારી બતાવવા તેઓને એમ જુદાં જુદાં નામે વાપરેલા છે. મઝદા તે મહાગ્નાની સાહેબ છે. પણ જયારે તે સાહેબ સ્રષ્ટી–રચનાનાં જુદાં જુદાં મરકઝો ઉપર જુદો જુદો પ્રભાવ બતાવીને કુદરતના બહુરંગી ભેદો ઉભા કરે છે, ત્યારે તે બધું દરશાવવાને માટે એટલે સૃષ્ટીના ભેદભરમના કરનારા માટે 'અહુરા' શબ્દ છે. 'આ' શબ્દથી જુદા જુદા ભેદની રચનાનો પ્રભાવ દેખાડે છે.

'મે ઉરવા': 'મે'=મારૂં અને 'ઉરવા'=રૂવાન. અહિંયાં 'ઉરવા'

શબ્દ પહેલી એકવચન દેખાડે છે. માઇં રૂવાન એટલે ગેઉશ ઉરવા કે જેને માટે આ હા લખાયો છે તેનું રૂવાન; નીસ્તીની સામસામી જતી બાજુની કુદરતને ચલાવવું રૂવાન નામે ગેઉશ ઉરવા.

'ગેઉશચા અજ્યાઓ'=ફરતાં આસ્માનોની ગવનું કહેતાં કુદરતનું રૂવાન, જે રૂવાનને ૩૩ રતુઓનાં રૂવાન તરીકે ધ્હમ્યતમાં લીધેલું છે. ફરતાં હસ્તીનાં સાત આસ્માનોને ઉભા કરનાર ૩૩ રતુઓ છે. ૩૩ રતુઓ તો એકના એકજ છે. ૩૩ શબ્દ ૬ ની કુદરત,–પેદા કરવાની શક્તિ–અખીકાર દેખાડે છે, અને જો કે તેઓ એકજ છે છતાં નીસ્તી માટે છુટી છુટી ૩૩ યઝતી ગતી થઇ શકે છે–એમ તેઓ માનવની માફક યઝતી વ્યક્તિઓ પણ દાદારમાં મળી જઇને રહી શકે તેવી વ્યક્તિઓ છે, જેઓને ઝરવાને અકરનેની ગતી કહેતાં કેહપ રાખતી શક્તિઓ કહે છે. આ શક્તિઓ પોતાનાં સંબંધનાં રૂવાનો જેઓ સુધરી શકતાં નથી, એટલે જેઓ પોતાને સુધારવા માટે જોઇતા સબકો લેવા રહેવાનું ઠામ–યઓાન=મકાન બનાવી શકતા નથી તેઓને માટે તે ૩૩ રતુઓ પોતે હસ્તી–નીસ્તી રચી આપે છે, કે જેમાં તેઓ વસી ભોગવટા ભોગવી સુધરે. –એમ તે રતુઓ હસ્તી નીસ્તીમાં તેઓને ચલાવીને સુધારે છે. એમ ત્યારે ફરતાં આસ્માનો આ ૩૩ રતુઓથી થયલાં છે માટે તે ફરતાં આસ્માનોનું રૂવાન ૩૩ રતુ છે. આ હસ્તીનાં આસ્માનો કે જેઓને ૩૩ રતુઓએ ઉભાં કીધાં તેઓમાં ત્યારે ૩૩ રતુઓની કુદરત કે જે દાદારમાંની કુદરતમાં છે તે કુદરત કામ કરી રહે છે. આવી કામ કરતી કુદરતને 'ગવ' કહે છે, કેમકે તે પોતા માટે નહિ પણ બીજા માટે કામ કરી રહે છે. આમ 'અજ્યાઓ' એટલે ફરતી–દબ્વાર ગીરદેશ કરતી અને 'ગવ' એટલે કુદરત જે હસ્તીની છે તે. ત્યારે 'ગાવે–અજ' એટલે હસ્તીનાં ફરતાં આસ્માનોમાંની અદુઇની કુદરત–હા–નાની મારામારીનું સમાધાન કરતી કુદરત. અહિંયાં 'ગેઉશ' શબ્દ છઠ્ઠી એકવચનમાં છે. 'અજ્યાઓ' શબ્દ વિશેષણ verbal adjective કીયાપદ વિશેષણ છે. 'અજ'ની ઉપર 'યઅ' નો પ્રત્યય લગાડવે 'અજ્યઅ' શબ્દ થયો જેને verbal adjective કહે છે, કેમકે કીયાપદોના મુળ ધાતુ ઉપર 'યઅ' લગાડવે verbal noun કીયાદપ નામ થઇ શકે છે. આવા 'અજ્યઅ'ની ઉપર 'આઓ'=સાતમી દવીવચનનો પ્રત્યય લગાડવે તે 'અજ્યાઓ' થયું, ત્યારે 'અજ્યાઓ' દવીવચનમાં છે. આ દવીવચન રાખતો 'અજ્યાઓ' શબ્દ ત્યારે તેની આગમચની બે 'ગવ'ને લાગે છે: એક 'મે ઉરૂવા'વાલી ગેઉશ ઉરવાને તેમ આ 'અજ્યાઓ'ની ગેઉશને. ગેઉશ ઉરૂવા તે નીસ્તીની

કુદરતને ચલાવતું રૂવાન છે, જે ગેઉશ તષનની સાથે રહી એટલે બહ-મનની બુદ્ધી રાખીને નીસ્તીની કુદરતને, હા–નાની મારામારીવાળી કુદરતને ફેરવી રહે છે–ભલાઇને ટેકવી રહે છે તેમ બુરાઇનો ભાર ખમી રહે છે.

ત્યારે 'ગાવે–અજ્'માં હસ્તીનાં આસમાનોમાંની કુદરત છે કે જેમાં હા–નાની મારામારીનું સમાધાન થયલું છે, જેને 'અદ્દવન'ની–અદુઇની કુદરત કહે છે. આ અદુઇની કુદરત આ ગેઉશ ઉરવાની દુઇની કુદરતના જોડીદાર–હમકાર તરીકે રહીને મદદ કરી રહે છે. માટે અહિંયાં દવીવચનનો ભેદ 'અજ્' શબ્દને તેમ આ ફકરાના બીજા શબ્દોને આપેલા છે. નીસ્તીમાંની ગેઉશ ઉરવા અને તેની બુદ્ધિરૂપ ગેઉશ તષનની હા–નાની મારામારીવાળી કુદરતને મદદ કરનાર–તેઓની નીસ્તી રચનાને હદ+ઇનસાફથી સમાધાની તરફ–અદુઇ થવાની હાલત તરફ લઇ જનાર કુદરત તે આ ગાવે–અજ્ છે. ત્યારે ગાવે–અજ્ દવીવચન રાખવાને લીધે હસ્તીની કુદરત તેમ નીસ્તીની કુદરત બેઉનો અર્થ બતાવી શકે. હસ્તીમાંની અદુઇની આ ગાવે–અજ્ને ગાથા ૪૬–૬ માં 'અજીમ્ ગામ રાન્યો સ્કૅરૅતિમ્' કહી છે. પહેલવીમાં 'ગાવે–અજ્' કરીને મોઘમમાં લખેલું છે જેમાં હસ્તી તેમ નીસ્તીની કુદરતનો અર્થ સમાય છે. પહેલવી તરજુમામાં એ વિષેનો ભેદ કઇ રીતે ખુલે છે તે નીચે જોઇશું. આજે 'ગાવે–અજ્' એટલે 'ગેઉશ અજ્યાઓ'ને ગેઉશ ઉરવા તરીકે ધારે છે તે બરાબર નથી. અહિંયાં આ હામાં 'ગેઉશ ઉરવા'ની માંગણી બતાવી છે. ત્યારે 'મે ઉરૂવા' તે ગેઉશ ઉરવા માટે છે અને 'ગેઉશ અજ્યાઓ' કે જેની સાથની સમજ માટે પહેલવીમાં 'મોઝદ' આપવાનો ભેદ લખેલો છે, તે હસ્તીનાં આસ્માનોની કુદરત છે. 'મે ઉરૂવા' અને 'ગાવે–અજ્' બેઉ સાથેજ હોય, માટે પહેલવીમાં લેવત્મન્ યહ્વુનેદો=સાથેજ રહે–હોય અને તેથી 'મે ઉરવા'ને મોઝદ ફાયદો મળે એમ ટુંકમાં કહે છે. અહિંયાં ત્યારે તે ગેઉશ ઉરવાના હમકાર તરીકે હસ્તીની કુદરત છે તેનો ભેદ બતાવે છે.

'હુયત્'=તે જે કંઇ મળે તે–નતીજો આવે તે કંઇ. આ 'હુયત્' શબ્દ પછી આવતા શબ્દોનો ભેદ ખોલે છે–નતીજો બતાવે છે. પછી આવતા શબ્દો દુવઇદી ફેરસાબ્યો છે એટલે પુછેલા સવાલોને માટે જે કંઇ નતીજો આવ્યો–સવાલોનો નિર્ણય આવ્યો એમ બતાવે છે. 'હુયત્' શબ્દ અનેક રીતે વપરાય છે–કદી ક્રીયા વિશેષણ અવ્યય યા કદી સર્વનામ નાન્યતર જાતી યા કદી વિશેષણ તરીકેબી આવી શકે.

'દૂવઇદી' : કાંગાજી આ શબ્દને સંસ્કૃત 'દ્વિવધા' ઉપરથી જાતજાતનું એમ અર્થ કરે છે. આવો અર્થ અહિંયાં લીધો નથી. આ શબ્દ 'દુ' ક્રીયાપદ ઉપર 'વઇદી'નો અપુર્ણ ભુત દ્વી વચન પરસ્મૈપદનું ચીન્હ લાગવે અપુર્ણ ભુત પહેલો પુરૂશ દ્વી વચન તરીકે લીધો છે–'હુમે બેએ પુછેલા' એમ અર્થ લીધો છે. પણ એ શબ્દની ભેદી સમજ આટલેથી અટકતી નથી; કેમકે 'દુ' એટલે દેવનું બોલવું–અવિશ્વાસનું બોલવું અથવા શક ભરેલા સવાલો માટેનું પુછવું–કુદરતના ભેદ ભરમથી અજાણ હોઇને પુછવું–એવો અર્થ રાખે છે. 'વચ' શબ્દમાં પુર્ણ એતેકાદથી ભરોસો રાખી–કુદરતી ભેદભરમની અંદર જવાની કંઇબી જરૂર નથી એમ માની લઇને વચન કાઢવો એમ અર્થ રાખે છે. આગલ વધેલા માનવનું લક્ષણ 'વચ' શબ્દનું હોવું જોઇએ. બધા માંથ્રો –બધા અકવાલો–આપેલાં ફરમાનો બધું 'વચ' શબ્દમાં આવે. ગુનાહ-ગારોનાં કર્તવ્યથી થતા કુદરતના દોરંગી સામસામા બનાવોના બનવાના ખોલાસાઓ માટે પુછવાનો શબ્દ 'દુ' છે. આ 'હુ' ગેઉશ ઉરવા માટે છે એટલે ગેઉશ ઉરવા ઉપર એટલે આ જગતમાં કે જેમાં દુઇની મારા-મારી છે–તેમા જાતજાતના એવા બનાવ બને છે કે જે સાધારણ રીતે ગેરઇનસાફી લાગે; તેઓના નિર્ણય માટે છે. આવા બધા બનાવો થવાનું કારણ શું હોય–તે બધાંની પુછપરછ જે ગેતીમા ચાલુ છે તે માટે 'દુ' શબ્દ વાપરેલો છે. આવી દુન્યા કાંય થઇ–દેવ અહિરીમનનું કાંય ચાલવા દેવામાં આવે–દુન્યામાં સામસામી કાંય આવે; દેવોનો આઝાબ કાંય રહે–સુદકર અને વર્શ્તમાન્સર નસ્કોમાં ગાથાના હા ૨૮ અને ૨૯ માટે જે બધું લખેલું છે તે બધું કાંય થાય, તેના સવાલોની પુછપરછ માટે 'દૂવઇદી' શબ્દ છે. આ દુન્યામાં જે જે ફાની સીરતના બનાવો બને છે તે બધાનું બ્યાન પુછપરછ માટે 'દુ' શબ્દ હોય, આ દુન્યામાં અને નીરતીમાં જે જે અજાયબ જેવા–નહિ સમજ પડે તેવા બનાવો બની રહે છે તેમાં તે સાહેબની કરામતજ છે. ધનામીનનું થવું–અહીરી-મનનું થવું–અને આ દુન્યાના તખ્તાની ઉપર તેઓની ધમાલ થવી–તેઓની સામે સ્પેનામીન અને યઝતી ગતીનું હોવું–વીગેરે વીગેરે બધું જે કંઇ ગેઉશની કુદરતમાં થઇ રહે છે તેની માહેતી તે ગેઉશની કુદરતનાં રૂવાનો ગેઉશ ઉરવા–તષનને ખબર છે તેમ તે ગેઉશની હા–નાની મારામારીની કુદરતને ટકવો આપતી હસ્તીની કુદરત જેને અદવનની કુદરત કહે છે તે 'રાન્યો સ્કર'ની ગાવે–અઝનેબી ખબર છે. તેઓ યઝતી ગતીના હોવે દાદારથી આગાહ થયા છે. આવો ભેદ જે નીરતીની ગતીને લગતો છે તે

તેઓને ખબર છે–તેઓએ અહુરમજદથી જાણેલો છે એમ કહેવા માટે **'દૂવઇદી ફ્રેરેસાબ્યો'** શબ્દ અને **'હુયત'** શબ્દ અને **'ફ્રીનૅમ્ના'** શબ્દો વાપરેલા છે. **દીનકર્દ**નાં નસ્કોમાં આવી તેહકીક છે તે તેની જગાએ દેખાડીશું. અહિંયાં નોંધ લેવાની છે કે જેને આપણે કુદરત કહીએ છીએ તે કુદરત ગેતીમાં જે ભાવ ભજવે છે તેજ ભાવ ઉપલી બહેસ્તી જગતમાં **નીસ્તીએ–અવ્વલ**ની જગત એટલે મુક્તિ મેળવી રહેતી **'મેરેત'** રતોતોનાં તનોવાળી જગતમાં કે હસ્તી કે જે અમર છે તેઓમાં ભજવતી નથી. **જેવી દુન્યા હોય તેને બરની કુદરત હોય** કેમકે કુદરતને તે તે દુન્યાને તારવવાની છે. ત્યારે આ નીસ્તી કે જે જડ છે તેમાં આવી ગતની કુદરત છે, કે જેમાં બે બાજુ સામસામી છે જે સામસામીજ રહે છે, અને જ્યારે મળી જશે ત્યારે તે દુન્યા અમર જેવી સુક્ષ્મ થશે. આવી હમેશની મારામારીવાળી નીસ્તીની ઉપર જે નીસ્તી છે જે લગભગ અમર જેવી છે, તેમાં ત્યારે ઘનાગીનની સામણા અહીરીમનનો ડંકો નથી એટલે ત્યાં સમાધાની છે, તેમ વળી હસ્તીમાંબી એવોજ મામલો છે. માટે ત્યાં જે કુદરત છે તેણી તેવી તે તે જગતને રૂચે તેવી માટે હા–નાની મારામારીને સામાધાનીએ પુગાડી રહેલી એટલે અદુઇની અદવનની રહે છે. એટલે ત્યાં મોક્ષનો સામાન તૈયાર છે–આવી કુદરતના જોર ઉપરજ સામસામી ગતી રાખતી કુદરત પોતાનો ટકવો લઇને કામ કરી રહે છે. આ બેઉ કુદરતનાં રૂવાનો તો દાદારને મળેલાંજ છે માટે **ફ્રેરેસાબ્યો** એટલે જગતના મોટા સવાલો problemsથી આગાહજ છે–જગતના આવા problemsની જાણને માટે **'દૂવઇદી ફ્રેરેસાબ્યો'** અને **'હુયત'** શબ્દો છે.

**'ઍરૅઝેજયોઇ'**માં **એરેઝ=અર્શ**=સાચ્ચું અને **'ઝી'**=જીવવું એમ મુળો છે–એટલે સચ્ચાઇની–દુજ પરહેજીની તરીકતી જીંદગી જીવવા માટે એમ અર્થ છે.

**'ફ્રજયાઇતિશ'** શબ્દને માટે પહેલવીમાં **'અવાસીહીશ્ની'** એટલે **'ખરાબી'**–ઉતરતી હાલતનો બિગાડો, કચડાઇ જવાની હાલત, વૃદ્ધિમાં નહિ જતાં દુખમાં સબડવાનો અર્થ આપેલો છે.

**'ફ્રજ્યાઇતિશ'**માં **'જ્યા'**નો ધાતુ સંસ્કૃત **જ્યા**=કરમાઇ જવાની ઉપરથી કાંગાજીએ લઇને **'નાશ'**નો અર્થ આપેલો. બીજા બધા વીદવાનોબી એવોજ અર્થ કરે છે–તેઓ પહેલવી અર્થની ઉપરથીજ તેવો અર્થ કરી રહેતા માલમ પડે છે. પણ મી૦ પુનેગર દલીલ કરે છે કે એ શબ્દ કાંય માઠી રીતનો લેવો જોઇએ? જેમ **'અજ્યાઇતીમ'** શબ્દ અને **'હુ-**

જયાઇતી' શબ્દ અને 'દુજ-જયાઇતી' શબ્દમાં 'જયાઇતી' શબ્દ (જે 'જી'=જીવવું અને 'આતી' પ્રત્યય ઉપરથી થયલો છે અને) જીવવાનો અર્થ રાખે છે કે જેની ઉપર 'અ' અને 'હુ' અને 'દુજ' શબ્દો ભલું કે બુરૂં અનુક્રમે દેખાડવા લગાડેલા છે તેમ અહિંયાં તેજ 'જયાઇતી' શબ્દની ઉપર 'ફ્ર' લગાડેલો છે, જે 'ફ્ર'નો અર્થ વૃદ્ધિ માટેનો એટલે વૃદ્ધિ માટે જીવવું એમ અર્થ થવો જોઇએ. મી૦ પુનેગરની આ દલીલમાં તત્વ છે, પણ તેમાં હકીકતી જ્ઞાનનું તેજ જ્યારે ઉમેરવામાં આવે છે ત્યારે ખુલાસો એમ થાય છે કે એ 'ફ્રજ્યાઈતીશ' શબ્દ બે તબક્કા દેખાડે છે :

પહેલો તબક્કો કીધેલાં કર્મ પ્રમાણે શીક્ષા ખમીને સંકોચાવાનો છે કે જેમાંજ બીજે તબક્કે વૃધ્ધિનો ભેદનો ઉકેલ પડેલોજ છે. અહિંયાં 'નાશ'નો અર્થ eternal damnation નો નથી પણ વૃદ્ધિ થવા માટેની શીક્ષારૂપનો છે. 'ફ્રજ્યાઇતીશ' એટલે વૃદ્ધિ મેળવવા માટે કીધેલાં કર્મો પ્રમાણેનાં દુખો ખમીને શીક્ષારૂપની ખરાબીએ પુગવાનો અર્થ છે, જેમાં આખરની નેમ તો વૃદ્ધિનીજ છે.

'ફ્રુષુયેન્તે' શબ્દમાં 'ફ્રુષુ'=મીનોઇમાં વધવુંનો ધાતુ રાખે છે. મીનોઇમાં વધવાને માટે આ શબ્દની સાથે 'વાસ્ત્યોશ' શબ્દબી વપરાય છે-મીનોઇ રૂવાનીક ખેતી માટેનો અર્થ તેમાં છે. આ શબ્દની સામેનો શબ્દ 'દ્રેગવસ્'=દેવની હાલતનો એટલે મીનોઇમાં નહિ વધવાની હાલત-છેતરાવાની હાલત એટલે પાપી હાલતનો અર્થ રાખે છે.

'પઇરી'માં ઘેરાવાનો અર્થ છે.

ઉપર કહેલા શબ્દ અર્થો પ્રમાણેજ પહેલવી તરજુમો છે માટે તે કેટલો અગત્યનો છે તેનું તોલ કોઇબી કરી શકશે. **હકીકતી જ્ઞાનની ગેરહાજરીમાં પહેલવી તરજુમાની અગત્યતાને વાસ્તવીકપણે આજે જોઇ શકાતી નથી.**

હવે આ **હા ૨૯-૫** ને માટે દીનકર્દમાંના ત્રણ નસ્કોની સમજ લઇએ:

**પહેલે સુદકર નસ્ક જોઇએ.**

વાંચો આ **નસ્કનું** બ્યાન પાને ૧ લે.

આ નસ્કનો આખો સાર ગાથા હા ૨૯-૫ ના ફકરાને સામાન્ય રીતે લાગુ પડે છે. આ નસ્કમા ત્રણ વિચારો આપેલા છે. એક વિચાર બ્યાન કરે છે કે આજે ગેતીમાં બધેબધજ 'ફ્રૂસુશતન'=બેપરવાહી

જામેલી છે, ફરજના આજે બધા ચોરો બનેલા છે–બાપ દીકરા–માબાપ વીગેરે વીગેરે એક એક તરફની ફરજ અદા થતીજ નથી. પહેલે આ વિચાર લઇને પછી જોઇએ કે તે હા ૨૯–૫ માં કઇ રીતે લાગુ પડે છે, આ પ્રકરામાંની પહેલી બે લીટીમાં ગેઉશોનું મનન છે–તેઓ કુદરતને ચલાવે છે અને તેઓને દાદાર ઉપર ભરોસો છે માટે તેઓ દાદારને નમ્બાજ કરે છે અને કુદરતમાં બનતા બનાવો કાંય થાય છે તેની સમજ લઇને કુદરતને ચલાવીને જગતનો દોરંગી મામલો કે જેમાં ફ્રેમુશ્તન એટલે ફરજના ચોર થવાનો મામલો એક છે તે બધાને ચલાવ્યાજ કરે છે,–એ આશાએ કે આમ થવાનાંથી હદ આવશેજ–જરથુશ્ત્ર હદ આણશે. ત્યારે ગેઉશ ઉરવા કે જે આ જડ જગતને ચલાવે છે તેણી ઉપર ભાર છે, એટલે જગત સીધ્ધું ચાલતું નથી, જેમાં ઘણા અન્યાયો છે, જેમાંનો એક આ 'ફ્રેમુશ્તન'નો છે. ત્યારે ગેઉશો ઉંચા હાથે ભલી તાબેદારીની બુંદક મનશ્નીથી દાદારને નમીને શુક્ર ગુજારી કરે છે તેમાં એ ભેદ છે કે ગેઉશો કે જેની ઉપર બુરાઇઓનો ભાર છે–ફ્રેમુશ્તનનો ભાર છે તે આખરે જરથુશ્ત્ર મારફતે જશેજ.

હવે આ નસ્કનો બીજો ખ્યાલ લઇએ. ત્યાં કહે છે કે ગાથાનો મીનો એટલે યઝતી ગતી કે જે ગેઉશ ઉરવાને મદદ કરીને ગેતીમાંની વર્ણોને ચલાવીને પાર પાડવા માંગે છે માટે વર્ણોના સરદારો ગાથાઓનું કામ સરળ કરવા માગે છે, જે ગાથાઓની ત્યારે જગતનાં કલ્યાણ માટેની મોટી કાળજી છે, માટે જગતમાંનો એટલે જગતની વર્ણોને પારપાડવાનાં ભલાંને માટે ગાથાનો મીનો મુળ તરીકે રહે છે, માટે અહિંયાં ગાથાના મીનાને જણાવેલાં છે, જે ગાથાનો મીનો બીજા એક મામલાને જગતના બીજા એક દોરંગી બનાવને જણાવે છે, જેને ફરીયાદ તરીકેનો લીધેલો છે. ત્યારે આ બનાવ જગતના દોરંગીપણાના બનાવોમાંના ઉપર કહેલા ફ્રેમુશ્તનના ફરજના ચોર થવાના બનાવથી બીજો જુદો છે, કે જેનો ભાર ગવ ખમીને આખરે તેનું નીવારણ જરથુશ્ત્ર મારફતે કરાવશે એટલે વર્ણોને ઉભી કરી તે વર્ણોની દીનો મારફતે સત્યસંગ જગતમાં જમાવશે. ત્યારે હા ૨૯–૫ ની પહેલી બે લીટીમાં ગેઉશોનું મનન છે, તેમાં ત્યારે એજ ભેદ છે કે જગતનો ભાર તેઓ ખમે છે, જેમાં ફ્રેમુશ્તનનો એક ભાર છે અને ગાથાના મીનાની ફરયાદનો બીજો ભાર છે (જે ભાર એ છે કે જગતમાં આશીરવાદો ઉતરવાનાં સાધનો કમ થયા છે. મોટા આબેદો નેકી કરીને ભલા ગુબારો બાધી ગયા છે ખરા કે તેમાંથી ભલાઇ વરસે અને ગેતીનું ભલું થાય, પણ તે ભલાઇના

વરસાદનાં વાદળાં ચઢી શકતાંજ નથી કે જે પછીથી તેમાંથી ધેરાન થઇને વરસાદ વરસે-એટલે તે આખેદાની કુખમાંથી આખેદા જેવાં ફરઝંદો જન્મતાં નથી, પણ આશ્મોઘો જન્મે છે કે જેઓ આશીરવાદના-દુન્યા ઉપર ભલાઇ વરસાવવાનાં વાદળાંના ગર્ભને વાંઝયો કરી નાંખે છે એટલે પોતાનાં માવતરથી ઉલટા થઇ દુન્યામાં બદીને જમાવે છે. આ ભાર બીજો છે, જે ગાથાના મીનોની ફરયાદરૂપ છે). આ ભાર આખરેબી જશેજ-જરથુસ્ત્રથી ઉતરશે-એમ હા ૨૯-૫ ની પહેલી બે લીટીમાંના ગેઉશોના દાદાર પ્રત્યેની સેપાસદારીની અંદર રહેલો ઉંડો ભેદ છે. પહેલી બે લીટીમાં કહે છે કે 'અહુરાઇ આ'=અહુરાની આ બધા લીલા એટલે જગતનું બહુરૂપીપણું-દોરંગીપણું જે ભાવ ભજવી રહે છે તેનો ભેદ હમો ગેઉશો કે જેઓ કુદરતને ચલાવી જગતને ચલાવીને તે દોરંગીપણું ચલાવી રહીએ છીએ તેઓને ખબરજ છે. મજદાએ તે ભાવ હમુને કહયો છે-'હુયત્ મજદાંમ્ દ્વઇદી ફ્રૅસાઅ્યો'=તે બધા મોટા દોરંગાં બનાવોના સવાલોનો ફડચો આમ આણ્યો છે માટે અએ મજદા 'ફ્રિનૅમ્ના'=તારી ઉપર હજારો હજાર દરૂદ હમો મોકલીએ છીએ. જે કંઇ ભારરૂપ બનાવો જેવા કે ફ્રમુશતનનો (ફરજના ચોર થવાનો) (આશમોઘોના વધીને દુન્યાની બરબાદી કરવાનો વીગેરે) થાય છે તે થવા હમારી કુદરત તેઓને કામે લાગે છે-તારા હોકમથી હમો કરીએ છીએ, કેમકે તે બરબાદીમાંથીજ જુલ્મમાંથી 'દાદ' ઇનસાફ ઉગશે-જરથુસ્ત્ર આવીને બધાંની હદ લાવશે.

પછી આ સુદકર નસ્કનો ત્રીજો વીચાર આમ ચાલે છે કે ગેતીમાં ગમે તેવું હો પણ ગાથાના મીનોની સરવોત્તમ સત્તાનું જોમ કદીબી ગેતી ઉપરથી જશેજ નહિ-એટલે જે કોઇ ગાથાના મીનોને યાદ કરી તેની મદદ માંગશે એટલે જે કોઇ રાહેરાસ્તીએ જશે અને 'ફ્શુયન્તે' થઇ નેકી કમાનારો થવા હમારો પેવન્દ પકડશે તે પારજ પડશે, દુશઅહૂ =બુરી દુન્યાના બન્દ-તનાસકમાંથી છુટશેજ. આ ભેદી બયાન હા ૨૯-૫ ની છેલ્લી ત્રીજી લીટીનેજ સમજાવે છે, જયાં કહે છે કે જગતમાં ગમે તે હો પણ 'નોઇત્ ઍરૅજેજયોઇ ફ્જયાઇતિશ'=સત્ય પ્રમાણે ઇનસાફી વૃત્તીથી પરદુખભંજનપણાનું જીવન કાઢનારને હાની નથી-તેની મુકિતજ છે. 'નોઇત્ ફ્શુયન્તે દ્રૅગ્વસ્સૂ પઇરી'=જે કોઇએ નેકીનો વધારો ઉપર કહેલી ભલી જીન્દગાની કીધો અને તેને માટે ગાથાના મીનોનો પેવન્દ પકડયો તેને 'દ્રૅગ્વસ્સૂ'=દએવની નાશનો 'પઇરી'=ઘેરો રહેજ નહિ, કેમકે સુદકર નસ્કમાં કહે છે કે ગાથાના મીનોની સત્તા તો છેજ, માટે જે કોઇ એવી

રીતે યઝતને પેવન્દ પકડશે–નેકી કરશે–ભલો ખેડુત થશે તે તો પાર પડશેજ. આમ ત્યારે હા ૨૯–૫ ની ગુહય સમજ આ સુદકર નસ્ક આપી રહે છે તેનું કંઇક ભાન થશે–અને આજે આપણે આજની આપણી ઉપર ઉપરની જોવાની રીતથી ગાથાને સમજીને ઇનસાફ આપી શકીશુંજ નહિ તેનુ સત્ય કોઇનેબી ભાખશે.

## હવે ગાથા હા ૨૯–૫ માટે વરશ્ત માન્સર નસ્ક સમજ આપે છે તેનો ભેદ જોઇએ.

વાંચો આ નસ્ક પાને ૨ થી ૧૩ મે.

અહિંયાં પહેલા ૧ થી ૪ ફકરામાં ગોશોરૂન એટલે ગેઉશ ઉરવા દાદારની દરગાહની અમર શકિતઓની અનજુમન આગળ પોતાની તાબેદારી જાહેર કરે છે, અને નીસ્તી–ગેતીનો ભાર કેવો છે તે જણાવે છે, અને તેણી તે ભાર ખમીને પાર પડવા ઉસ્તવાર રહે છે, અને પોને લાગણી રહિતની હોવી જોઇએ એટલે માનવની માફક તેણી સંસારના બંધનથી મુકત હોવી જોઇએ તેની માંગણી કરે છે અને પોતે પોતાનો પાઠ ભજવે છે એટલે નીસ્તી–ગેતીને દોરંગી રીતે હોકમ મુજબ ચલાવી રહે છે અને મોટા પુરૂષોથી રક્ષણ પામે છે અને જરથુસ્ત્રથી આરાસ્તે થવાની ઉમેદ રાખે છે; જરથુસ્ત્ર આવે તે પહેલાં મોટા પુરૂષો પઓઇર્યો–ત્કએષો તેણીની કુદરતને જોર આપે છે જો કે તે વખતના આશમોઘો પઓઇર્યો–ત્કએષોને તે મહાન કામમાં ખલલ કરે છે છતાંબી ગેઉશ તો પોતાનું કામ કરી રહે છે;–આવું કંઇક ભેદી બયાન કે જે ગેઉશનાં મનનનું છે તે, આ નસ્કના ૧ થી ૪ ફકરામાં છે તે ત્યાંથી વાંચવું. આવું બયાન હા ૨૯–૫ ને કઇ રીતે લાગુ પડે; હા ૨૯–૫ માં ગેઉશો દાદારની સ્તુતી કરે છે અને કહે છે કે "હયત્ મઝદાંમ્ ફ્રવઇદી ફ્રૅરૅસાબ્યો"=દુન્યાના દોરંગી બનાવોના સવાલોનો ફડચો મઝદાએ હમુને જ્ઞાન આપીને કીધો છે હમો હમારૂં ગેતીને દોરંગીપણામાં ચલાવવાનું કામ કરી રહીએ છીએ અને તે દોરંગીપણાંના જુલ્મનો ભેદ જાણીએ છીએ અને તેથી નીરાંત છીએ કેમકે ઇનસાફ તે જુલ્મની હદ જરથુસ્ત્રથી લાવશે–આમ આ પહેલી લીટી જે ગેઉશોના મનનની છે તે મનન કઇ રીતનું હોય તે બધી વીગત આ ૧ થી ૪ ફકરાઓમાં છે.

આ નસ્કના પાંચમા ફકરામાં માનવ જાત એકલીજ એવી છે કે ગેઉશને તેણીના ભાર ઉંચકવામાં મદદ આપે; બીજી મુગી વસ્તી તેમ કરી

શકે નહિ. પણ માનવે તે મુગી શકિતની વતી ગેઉશને તે ભાર ઓછો કરવા માટેની મદદ આપવાની છે. જરથુસ્ત્ર આવીને માનવને તેમ કરતાં શીખવશે. એમ ત્યારે ગેઉશની ખુશાલી જરથુસ્ત્રથી થશે માટે ગેઉશ દાદારની શુક્ર અદા કરે છે. આવો ભેદ હા ૨૯-૫ ની પહેલી લીટીમાં છે જેમાં ગેઉશે ઉંચ વૃત્તીની ખાહેશ રાખનાં મનવાળા હાથથી દાદારની સેપાસદારી કરે છે. આ સેપાસ શાને માટે છે તેની કંઇક વીગત નસ્કના આ પાંચમાં ફકરામાં છે.

આ નસ્કના છઠ્ઠા ફકરામાં કહે છે કે 'વીશોપીશન્ વીચારીશ્નીહુ'=જે કંઇ નાશને પાત્ર છે તે કંઇ ઇલાજ રાખે છે એટલે નાશથી આખરે વૃદ્ધિ થવા ધારી છે. અહિંયાં કહે છે કે ગેઉશનો જે કંઇ ભાર છે એટલે ગેતીમાં જે બધો અન્યાય થઇ રહયો છે-દોરંગીપણું ચાલે છે તે બધુંજ તે દાદારની હિકમતમાં છે-તે બધું દએવીક ગતી જે રવાનને વળગી છે તેનો સ્વભાવ ખીલવી તે ખીલવેલા સ્વભાવનો ભોગવટો કરાવી તેની સઝા-જઝા કરાવીને તે દએવને પાર પાડવા માટે છે. આ ભેદ હા ૨૯-૫ ની બીજી વચલી લીટીમાં છે. ત્યાં કહે છે કે 'દવઇદી ફ્રૅસાબ્યો'=ઉપર કહેલા તેવા દોરંગી બનાવોની સમજ જે અપાઇ છે તેથી હમો ગેઉશો તારી સેપાસ કરીએ છીએ-એટલે હમારી કુદરત જે દોરંગી બનાવોને ચલીત કરે છે તે બધામાં તારીજ હિકમત છે એમ તેં હમુને જણાવ્યું છે તે માટે તારી શુક્ર ગુજારી કરીએ છીએ. એમ હા ૨૯-૫ ની પહેલી બે લીટીમાં ઉપર કહેલો નસ્કનો ભેદ છે.

પછીનો સાતમો ફકરો જે તે નસ્કમાં છે તે વાંચનારને વિચીત્ર લાગે કે ધનામીનની વાત આ હા ૨૯-૫ માં કેમ આવી શકે. ત્યાં ફકરામાં ધનામીન સૃષ્ટી નહિ થાય એવું પુચ્છે છે. ધનામીન નાશ થાય એમ પુચ્છે છે, વીગેરે ભેદી બ્યાન છે-તે બધાંની સમજ ત્યાંજ આપી છે. પણ હા ૨૯-૫ માંની પહેલી બે લીટીમાંજ એવોજ ભેદ છે 'દ્વવઇદી ફ્રૅસાબ્યો' =દોરંગી બનાવો એટલે ધનાની દખલના બનાવો દુન્યામાં કેમ બને છે તેનો ફડચો મજદાએ ગેઉશને આપ્યો, કે જેમાંથી ગેઉશોને રાહત થઇ. આ ફડચામાં 'ધનામીન' વિષેનું જે કંઇ હોય તે દીનકર્દના આ આઠમા ફકરામાં છે તે ત્યાંથી નવમાં પાને વાંચવું.

વળી પછીના આઠમા ફકરામાંથી તેના સીલસીલાનોજ ભેદ છે. ત્યાં ગેઉશ કહે છે કે મને કાંય ઉભી કીધી-કહે છે કે ઉદયોગ કરી સત્યની ખેતી કરવા. ત્યારે અહિંયાં પેલા 'દ્વવઇદી ફ્રૅસાબ્યો'=દોરંગી બનાવોનો

ભેદ જે મઝદાએ ગેઉશાને કહયો છે તે ભેદનું ટુંક અર્થસુચક બ્યાન છે- એમ આ ૫ થી ૮ ફકરાઓમાં એક સીલસીલાની વીગત છે, જે હા ૨૯-૫ ની પહેલી બે લીટીની અંદરના ભેદ વિષે કહી રહે છે.

પછીના તે **નસ્કના** નવ અને દસમા ફકરામાં તે દોરંગી બનાવોનો ભલો નતીજો આવશે-અને તે લાવવા જરથુસ્ત્ર ઉતરીને દીનને ફાયશ કરશે અને શું શું નીયમો આપશે તેનું બ્યાન કરે છે. દોરંગી બનાવોને ભલાઇ તરફ લઇ જવાથી તેઓની હાલત ભલી પરદુખભંજની થશે તેને **ગોસ્પંદ** શબ્દમાં વર્ણવી છે. ત્યારે ગોરપંદ માટે શું કરવું તે જે કંઇ ત્યાં નવમા અને દસમા ફકરામાં કહે છે તે ત્યારે ઉપર કહેલા દોરંગી બનાવો કે જેનો ભાર ગેઉશ ખમે છે તેની ભલી આકેબત-ભલી ખેતી બતાવે છે. જરથુસ્ત્ર આવીને આ બધા નીયમો આપશે તે બધાંનો ભેદ બતાવે છે.

આ ભેદ **હા ૨૯-૫** ના આખા ફકરામાં છે. ત્યાં ગેઉશોનું મનન અને સેપાસદારી જે કહી છે-ગેઉશોને **"ફ્રીનેમ્ના"**=દાદારના ખાદેમ સ્તુતી ગાનાર કહયા છે તેમાં એમ અર્થ છે કે ગેઉશો જે કંઇ ભાર ખમે છે-અન્યાયી ગતીને ચાલવા દેવી પડે છે, તે બધું જરથુસ્ત્રથીજ સમુ થશે. માટે જરથુસ્ત્ર આવીને ગોરપંદો-પસુઓનો ભેદ ઉભો કરીને સમુ કરશે. આમ ત્યારે ભારને ભલાઇમાં ફેરવવાની ઉમેદ ગેઉશોને છે તે બધું આ નવમા અને દસમા ફકરામાં આપેલું છે, અને **હા ૨૯-૫** ની છેલ્લી ત્રીજી લીટી કે **એરેઝેજોઇ**=નેકી પ્રમાણે જીવનાર અને **"ફ્શુ-યન્તે"**=તેમ કરી નેકીની ખેતી કરનારાઓનો જયજ છે તે નેકી અને તેની ખેતી કઇ રીતે થાય તેનો ભેદ આ નવમા અને દસમા ફકરામાં છે

પછીના તે **નસ્કના ૧૧** મા ફકરામાં દાદાર કહે છે કે આ બધો ગેઉશો ઉપરનો ભાર તેની રજેરજ મને ખબર છે-બધુંજ મારી હિકમતમાં છે તેથીજ મુકિત છે-દોરંગીપણું અને મુકિત સાથેજ જાય-આ સમજ **હા ૨૯-૫** ની છેલ્લી લીટીને લાગુ પડી શકે. ત્યાં કહે છે કે **દોરંગી-પણું ભલેને ગમે તેવું હોય પણ જે કોઈ સત્ય પ્રમાણે દીન પ્રમાણે ચાલીને નેકી કરે તેની મુકિતજ** છે-એટલે આ દોરંગી ભેદ આખરે સત્ય પામીને મુકિતએ પુગવાજ દાદારે કીધો છે. **આમ તે નસ્કનો** ૧૧ મો ફકરો **હા ૨૯-૫** ના ભેદોમાંના ભેદને કહી રહે છે. છેલ્લે તે **નસ્કના** બારમા અને તેરમા ફકરાઓમાં કહે છે કે માંથ્ર સ્પેન્તમાં દાદારની બરકકત છે જેઓને ભણવે સત્યની જીંદગી થશે, અને માનવને માટે જરથુસ્ત્રે એમ જાતજાતના ઉપાયો બતાવ્યા છે કે જેથી નેકીવાળા

થઇને નેજાત પોતાને તેમ બીજાને મળે એમ થઇ શકે–આ સમજ હા ૨૯–૫ ની છેલ્લી ત્રીજી લીટીના 'અૅરૅઝેજયોઇ' અને 'કૃષુયન્તે' શબ્દની સમજ માટે છે.

'અૅરૅઝૅજયોઇ' એટલે સત્યથી જીવનાર શખ્સને 'મીલાયા'= માંથ્ર ભણીને સત્ય બોલવાનું છે અને તેથી 'કૃષુયન્તે' એટલે નેકીનો વધારો થઇ શકે. એમ ત્યારે દએવને મારવાનું–પરહેઝ કરવાનું જે 'ચારગ્'=ઉપાયો–હિકમતો બતાવી છે તેથીજ 'અૅરૅઝેજયોઇ'=સત્યનું જીવન અને 'કૃષુયન્તે'=નેકીનો ખજાનો વધતો રહે છે, એમ હા ૨૯–૫ **ની** છેલ્લી લીટીનો વધુ ભેદ તે બે છેલ્લા ફકરાઓ ખોલી આપે છે.

## હવે આ ૨૯–૫ ની સમજ દીનકર્દના બગ નસ્ક પ્રમાણે કેમ થાય તે જોઇએ.

વાંચો **બગ નસ્ક** પાને ૧૩ થી ૩૨ મે.

આ નસ્કમાં ગોસ્પંદ તરફની ફરજ વિષે કહ્યું છે. કહે છે કે ગેઉશ ઉરવાએ '**લા યેહેવન્ત્**'=ગેરહાજરી વિષેનું જાહેર કીધું–એટલે ગોસ્પંદ તરફની ફરજની ગેરહાજરીનું જાહેર કીધું. ગોસ્પંદ શબ્દ સીરફ બકરાં મેઢાં માટે અહિં વપરાયો નથી, પણ ગવની પરદુખભંજન ગતીનાં ચારીત્ર માટે–તરીકતોના પાલનનાં નતીજાથી જીવજાનની દરોસ્તી રાખી શકાય છે તેને માટે વપરાયો છે. ગોસ્પંદ જે કોઇ ધરાવે તેણે તેઓને દરોસ્ત રાખવા. જે કોઇ યઝતી ગતીની ચીજોનું ચલણ રાખે તેણે ગોસ્પંદની નીગાહબાની કીધેલી હોય છે, જે પછી દાદાર તરફ તે પુગી રહે છે–ગોસ્પંદને દસ્તુરોની પનાહ હેઠળ મુકવે મોટો ફાયદો સવાબ હાંસલ થાય છે–દરેકે ગોસ્પંદ–રતુ થવું–ગોસ્પંદ થવાનો રસ્તો અને નેમ–ગોસ્પંદને પુર નીખાલેસીથી રાખનારનો ભલો ફેજ–ગોસ્પંદોની ગુસ્ન છોડવાનો ભેદ–ગોસ્પંદ જ્યારે પુખ્ત થાય ત્યાર પછી તેને મારવો એમાંનો ઉંડો ભેદ–'**હુઆઇતાન**' એટલે આગળ વધેલો અષવનમાં અેાજની ગતી એટલે આલાત થવાની ગતી અને તેથી તે '**કારૂતરૂ**'=બીજાને માટે કામ કરનાર થઇ પડે છે તેનું ચારિત્ર; આવા **અેાજૂઅવમંદૂ** નરોનો વધુ ભેદ–કોઇબી જાતની ખીશ્કારી માટેની પહેલી ફરજ તે ચીજ ઉપરની ઉસ્તવારી –મ્યઝદને પુગવાની શકિત તેથી થતા ફાયદાઓ–'**યોન્ગ**'=મોહું અને '**અવઝાર**'થી બહમનને દીલમાં વસાવવાનો ભેદ–દીનની સામગ્રી પાવીકતમાં સમારવાની રાખવાની કાળજીનો ભલો **નતીજો**–આવી બધી બાબદોની **ગુહ્ય સમજ આ નસ્કમાં છે,** જે પાને ૧૪ થી ૨૯ વાંચવે **સમજી શકાશે.**

આ બધાનો ટુંક સાર 'ગવ' એટલે જાનની અને તે જીવ જાનની શક્તિઓ મનશ્નની-ગવશ્નની-કુનશ્નની-વીર-હોશ-ખેરદની તકેદારી ખીલવણી કરવા માટેનો છે-જીવતી જીંદગી સત્યની સ્વાર્થ રહીતની રસમના કાનુન મુજબની-તરીકત રસમ મુજબની કઇ રીતે ગુજારવી-શું શું કરવું કે જેથી ગવની જીવજાન અને તેના જોરાનની ખીલવણી થાય તે બધું આ નસ્કમાં બતાવેલું છે એટલે હા ૨૯-૫ માંની છેલ્લી ત્રીજી લીટીની મુરાદ શું છે અને તે કઇ રીતે પુગાય તેનો ભેદ આ નસ્કમાં ખોલેલો છે. 'અૅઈજેજયોઇ'=સત્યની પરમાર્થની જીંદગી અને 'ફ્રષુયન્તે'=તેથી એકઠી કીધેલી નેકી-ભલી ખેતી આખરે ખુદને અને જગતને ફાયદો કરે છે, જેથી તે નર ગેઉશોના હમકારરૂપ થાય છે-થઇ રહે છે તાત્પર્ય હા ૨૯-૫ ની છેલ્લી લીટીમાં છે-તે બધું કઇ રીતે બજા લવાય, તે માટે શું શું કરવું તે બધું કરવાનો ભેદ આ બગ નસ્કમાં છે. ત્યારે આખા બગ નસ્કનો ભેદ ૨૯-૫ ની બે છેલ્લી લીટીનો તાત્પર્ય ખોલે છે.




અત્[15] એ વઍોચત્[16] અહુરો મજ્દાઍ[17] વીદ્વાઓ[18] વફૂશ[19] વ્યાનયા,[20]

નોઇત્[21] અએવા[22] અહૂ[23] વિસ્તો[24] નએદા[25] રતુશ[26] અષાત્ચિત્[27] હચા.[28]

અત્[29] જી[30] થ્વા[31] ફ્રષુયન્તએયા[32] વાસ્ત્ર્યાઇયા[33] થ્વોરૅશ્તા[34] તતષા.[35]

એમ ત્યારે[15] ‖ અહુરા મઝદાએ[17] ‖ મહા જ્ઞાની-સર્વજ્ઞ હોઇ[18] ‖ સાતેસાત કાળમાં પસરેલો, માહિતગાર જાણુકાર હોઇ[20] ‖ બુરાને ભલાઇમાં વણીને આબાદી કરનાર તરીકે-દરેકે દરેક બલા કચાસ-નુકસાન માટે સુખનો, પુણ્યતાનો, ફાયદાનો ઇલાજ મુકરર કરનાર અને તેઓને તે ઇલાજથી આબાદીમાં લાવનાર તરીકે[19] ‖ 'એ' કહેતાં બનવા કાળ કદીબી ફરે નહિ તેવી અચળ રીતની 'વચ'=કદીબી ફરે નહિ તેવી વાણી આગાહી કીધી, કે[16] ‖ અપુર્વ રીતનો કોઇ એકબી[22] ‖ કુલમુખત્યાર સાહેબ અહુ તરીકેના પુર્ણ અખીત્યારથી રાજ ચલાવનાર શહેનશાહ[23] ‖ (તેમ) અશોઇની દરેકે દરેક

રીતી પ્રમાણે ચાલીને[૨૭] ‖ નતીજા રૂપની શકિત મેળવેલો[૨૮] ‖ સરદાર દીન દસ્તુર તે અહુ સાહેબના હાથ નીચેનો[૨૯] ‖ (આજની ગેતીમાં હયાત રહેલો કામ કરી શકતો ) ‖ જણાયલો[૨૪] (હસ્તી ધરાવનો) ‖ નથી[૨૧·૨૫] ‖ એમ ત્યારે[૨૯] ‖ ખરેખરજ[૩૦] ‖ તુંને[૩] (તું જરથુસ્ત્રને) ‖ વૃધ્ધી કરાવનાર તરીકે–ઉરવાનીક ફાયદો મેળવી અપાવનાર તરીકે[૩૨] (પતમાન–સત્યના દોલત પેદા કરાવનાર તરીકે) ‖ ભલો–ઉદયોગ, ભલી ખેતી કરી ભલાં વસ્ત્ર કરાવનાર તરીકે[૩૩] (એટલે ભલો ઉદયોગ–રોશન ફેલ કરીને નેકીની દોલત કરાવી આપનાર તરીકે 'તુખ્શાગ'=ભલો ઉદયોગ અને **પતમાન**=સત્યની રોજી અપાવનાર તરીકે) ‖ કુલ જગતને ઘડનાર અને તારણને છેડે લઇ જનાર અહુનવઇર્ય પ્રમાણેના બગોબખ્તે એટલે અહૂની યોજના પ્રમાણે ચાલનાર શકિતઓએ[૩૪] ‖ અગાઉથીજ તારે ઉભા થવાની યોજના કરી રાખેલી છે.[૩૫] ‖

## હવે મીલ્સના પોથામાંની પહેલવી સમજ લઇએ:

(a) ત્યાં પહેલી લીટી માટે કહે છે કે:–'અઇતૂનાશ પવન્ **પૂમન્ ગૂફ્તૉ અઉહુર્મજદ્દ આકાસીહા**': અહુરમજદે પુર્ણ આગાહીથી તેને પોતાનાં મોંહડેથી કહયું કે '**વીશૂપિશ્નો વીજારીશ્નો**'=નાશને માટે–નુકસાન આફતને માટે ઇલાજ કરી રાખેલો છે. પછી કાઉંસમાં સમજાવે છે કે ('**અઇઘશ દાનિશ્નીક્ ગૂફ્ત્ અઇઘશ અનાકીહુ મીન્ ગનરાક્ મીનવદ્દ ચારક્ અઇતો**'=તેણે આમ દાનાઇથી કહયું કે દરેક નુકસાન જે ઘનામીનથી છે તે માટે કંઇક અર્થ છે–તેનો ઇલાજ થવા ધારેલો છે.) અહિંયાં દાદાર દરેકે દરેક રંજને એક દીન તારવશેજ; નાશ જેવું કંઇજ નથી, એવો અર્થ 'વકુશ'ને માટે આપેલો છે જે દાદારને લગાડેલો છે જેની સમજ નીચે આપી છે.

(b) બીજી લીટી માટે કહે છે કે '**લા અઇતૂનો આહૂકીહુ વીનદિશ્નો**'=આ પ્રમાણેની અહુગીરી શેઠાઇ ઇલાકો–પાદશાહી મળી શકાતી નથી. **અઇઘ** એટલે કે '**જક્ ઇ પવન્ જીનાક્ ચારક્ કરૂદનો લા શાયદો**'=કોઇબી જાતનો ઇલાજ અહિંયાં બની શકતો નથી, કેમકે '**હુનારાઇ ખુદાઇ પવન ખુદાઇ લા યખસુનન્દ્દ**'=(તે ઇલાજ ફરમાવનારો) સાહેબ અધીકારી ખરા અધીકારી જેવો આજે હયાત નથી. અહિંયાં કહે છે કે આજે દુન્યામાં એવો સાહેબ કોઇબી નથી કે જે ગેતીમાંની આફતને દુર કરી શકે–ગેતીને દેવના આજાબથી તારવે. '**વ લા દહિશ્ન ઇ રદીહુ મીન્ અહુલાયીહુ ચીગામ્ ચાઇ**' અને '**રતીહુ**'=સરદાર **મીન્ અહુલા ઇ ચીગામ્**

**આઇ'=અશોઇની કંઇબી શક્તિ સાથનો** આ જગતમાં નથી, **અફઇ=એટલે 'દસ્તોબરીક્ અઇતુનો ચીગુનો આવાયદ્ દારતનો લા યખસેનન્દ'=** સરદાર દસ્તુરની દોરવણી જેવી જોઇએ તેવી મલતી નથી–(એટલે અહિંયાં કહે છે કે આજે ગેતીના પાસબાનો કે તેના હાથ નીચેનાઓ એવા નથી કે ગેતીનો તાલો જે બગડેલો છે તે સમારે. અહિંયાં '**અહૂ**' શબ્દ જે આવેલો છે તેને માટે શાહ અધીકારીનો અર્થ આપેલો છે અને 'રતુ' શબ્દ માટે તે શાહ અધીકારીના સરદારનો અર્થ આપેલો છે. ગેતીના તે વખતના હયાત નરોમાં કોઇ એવો નથી કે ગેતીને તારવે એમ કહે છે–એટલે અહિંયાં કહે છે કે જરથુસ્ત્રના ઉતરયાં વગરનો છુટકોજ નથી).

(c) ત્રીજી લીટી માટે કહે છે કે: **અઇતુનો લફ્ અવો વલ્મન્ ઇ કૂશુવીનીદાર્ વ વરૂઝીદાર્ બરેહીનીદ્ હોમનિહ્ વ તાશીદ્** હોમનિહ્ એટલા માટે ત્યારે તું (એટલે આ જગત) તે વૃદ્ધિ કરાવનાર નેકી કરાવનાર અને તેને માટે રોશન ફેલ કરાવનાર માટે (એટલે હવે પછી આવવાના જરથુસ્ત્ર માટે) નકકી થઇને ઉભી થઇ છે; **અઇઘ=**એટલે કે '**અવો વલ્મન્ ઇ તૂખ્શાક ઇ પદ્માનીક્ ચેહ્બૂન્દ હોમનીહ્**'=તે પતમાન સત માટે ખેતી કરાવનાર કામ કરાવનાર (જરથુસ્ત્ર) માટે તું જગત થયલી છે.

આ તરજુમો ત્યારે ઉપર કહેલા તરજુમાના જેવોજ છે

અહિંયાં પહેલી સમજમાં '**એ વઓચત્**' અને '**વ્યાનયા**' શબ્દને માટે, પોતાનાં મોઢાંથી કહયું એમ અર્થ આપેલો છે. ત્યારે '**વ્યાનયા**' શબ્દને માટે મોઢાંનો અર્થ ઘણો અર્થસુચક રીતે કીધેલો છે. મોઢું ગવાહી આપવાનું સાધન છે. દાદારની વાચા આખા સાતેસાત કાળની ગવાહી પુરી શકે છે માટે સાત કાળની માહેતી માટે મોંઢુ શબ્દ છે. 'એ' augment નો જોશનો પ્રત્યય 'મોઢુ' જે સાત કાળ વિષે બોલનાર છે તેમાં સત્યજ છે–ખરેખરનું થવા ધારેલું છે તેજ છે તે બતાવે છે. ત્યારે 'મોઢું' શબ્દ સાત કાળની અંદરની માહેતી બતાવે છે. સાત કાળમાંની ખાસ તે જરથુસ્ત્રની વીગત શું છે તે માટે અહિંયાં અવસ્તામાં 'એ' પ્રત્યય છે. મોઢું એટલે સાક્ષાત ગતી એટલે પુર્ણ રીતની હાજરી એટલે સાતે સાત કાળમાં પસરેલી ગતી.

પહેલવીમાં **વીદ્વાઓ** માટે આકાસીહ પુર્ણ આગાહીનો અર્થ આપેલો છે.

'વંકુશ' શબ્દ માટે 'વીશુપીશનો વીજારીશનો' શબ્દો–આપેલા છે જેને માટે નીચે વકુશ શબ્દમાં તેમ વશ્શત માન્સર નશ્કના પાને ૭ની ઉપર સમજ આપી છે.

અહુને માટે દુન્યવી અધીકારી અને રતુને માટે તેના હોકમનો બનાવનાર દસ્તુર સરદારનો અર્થ આપેલો છે.

પહેલવીમાં 'અએવા અહૂ'ને માટે 'ખુદાઇ પવન ખુદાઇ' એટલે ખરેખરી સત્તા રાખીને ચલાવતો શાહ એમ અર્થ આપેલો છે–એટલે કહે છે કે આજે ગેતીની બધી વસ્તીની ઉપર સત્તા રાખતો કોઇબી મુખી નથી.

પહેલવીમાં 'રતુશ અષાત્ ચિત્ હચા'ને માટે 'રતીહ મીન્ અહલાઈ ચીગમ્ ચાઇ'=કંઇબી જાણુવાજોગ રાખવાજોગ–અષોઇ સાથની સરદારી એટલે અશોઇની શકિતથી કામ બજાવતો સરદાર એમ અર્થ આપેલો છે.

પહેલવીમાં કૃષુયન્ત માટે 'કૃશુવીનીદાર્'=મીનોઇ વૃદ્ધી કરાવનાર અર્થ છે.

પહેલવીમાં વાસ્તર્યા માટે વર્ઝીદાર્=મહેનત કરાવનાર ભલી ખેતી કરાવનાર ઉદયોગ બતાવનાર શબ્દ છે જેને માટે 'તુખ્શાક્ ઇ પદ્દમાનીક્'= સત્યના મીજાનવાળો સત્યની ખીશ્કારી કરાવવાનો ઉદયોગ કહયો છે.

પહેલવીમાં થ્વોરૅશ્તા તતષા માટે 'બરેહીનીદ્ હોમનીહ્ વ તાશીદ્ હોમનીહ્' શબ્દો આપેલા છે એટલે નકકી થઇને અગાઉથી નેમાઇને ઉભા થવા ધારેલો એમ અર્થ છે:

### હા ૨૯–૬ ના શબ્દ અર્થો.

'એ વર્ઍાચત્': આ શબ્દ ક્રીયાપદ છે, imperfect 3/1 પરસ્મૈ છે–'વચ' ઉપરથી છે. 'વચ' શબ્દ દાદારના વેણો જેઓ સત્યના હોય અને કદીબી ફરે નહિ તેવાને માટે વપરાય છે–માંથ્રોબી તેવાજ હોવે માંથ્રને માટે 'વચ' શબ્દ છે. 'દુ' શબ્દમાં નીસ્તીના નાશકારક બનાવો જેઓ બદલાવવા કાબીલ છે માટે અમર નથી તેઓને માટે વપરાય છે, જેને માટે ટુંકમાં કહે છે કે 'દુ'માં દેવનું બોલવું આવે–દએવ એટલે અજ્ઞાનતા જે સુખ-

રવા કાબેલ છે તે. હા ૨૯-૫ માં 'દૂવઇદી ફ્રૅસાબ્યો'નાં બ્યાનમાં આ સમજ જોઇ. ત્યાં જે સવાલો પુછ્યા છે તે પુછવાને માટે 'દૂવઇદી' શબ્દ વાપરેલો છે, જે 'દુ' ઉપરથી છે, જેથી ત્યાં કહેવા ધારેલું છે કે આ સવાલો ગેતી અને નીસ્તીમાંના બનાવો જેઓ અમર નથી તેઓ બાબે છે. તે સવાલો કંઇ આ હા ૨૯-૬ ના ફકરામાં કહેલી સત્ય વાણી અચળ વાણીઓ કે જેમાં જરથુશ્ત્રની નેમણુકની આગાહી માંથ્રોની ચીગતો વીગેરે આવે-તેઓમાંની નથી.

અહિંયાં 'વઓચત' શબ્દની આગળ 'એ' આવેલો છે જે નકકી-પણુંની સત્ય વાણીનો ઇમલો બતાવે છે, જેને augment ના પ્રત્યય તરીકે વ્યાકરણમાં ઓળખે છે.

'વ્યાનયા' શબ્દને માટે અહિંયાં પહેલવી તરજુમામાં તેમ નઇર્યોસંઘના સંસ્કૃત તરજુમામાં 'મોઢેથી' એમ અર્થ આપેલો છે. 'વઑાચત્'ની આગળનો 'એ' શબ્દ augment જોશ માટેનો છે તે કહે છે કે આ મોઢું સાત કાળમાં જે કંઇ થશે તેની વાણી કાઢી શકે છે-માટે સાત કાળના બનાવોમાંનો જે બનાવ થવાનો છે તે આ મોઢું કહે છે. એમ 'મોઢાં'ને સાત કાળના ભાખનાર તરીકેનું લીધેલું છે એમ 'એ' શબ્દ અને 'વ્યાનયા' શબ્દની રૂપરેખા ઘેરવા માટે પહેલવીમાં તેમ નઇર્યોસંઘના સંસ્કૃત તરજુમામાં 'મોઢેથી' એમ અર્થ કીધો છે. દાદારે પોતાનાં મોઢાંથી કહયું, એમ કહે છે. દાદારનું મોઢું તે શું હોય કે જે સાતેસાત કાળનું જાણીને જરથુશ્ત્રની આગળ રજુ થઇને તે સાત કાળોના બનાવોમાંની વાણીઓ કાઢી શકે. પણ ગાથામાં 'યાનીમ્ મનો'નો ભેદ કહયો છે જેમાં 'યાન' શબ્દ લોઘતીક છે જે ઉંચમાં ઉંચ બસારત વિષે છે, જે વિષેની સમજ માટે વાંચો ગાથા સીરીઝ પહેલી પાને ૪૦ દાદાર અને જરથુશ્ત્રનું કેહપ કે જે સાત અમશાસ્પંદોને લગતું છે તે બેઉ રાદપદવંદમાં આવીને વાતચીત કરે છે, જેથી જરથુશ્ત્રનું 'તન' કે જે કેહપના જેવું પણ કેહપથી જુદું છે તેમાં તે વાતચીત બસારતરૂપે પકડાય છે. ત્યારે જરથુશ્ત્રનાં કેહપેનું દાદાર સાથે રાદપેવંદમાં આવીને સાત કાળથી માહીતગાર થવું તેને માટે દાદારનાં મોઢાંનો અલંકાર આપેલો છે અને સાત કાળની હકીકતોના ભેદને જણાવવા 'યાન' શબ્દ આપેલો છે, જે 'યાન' પેલા જરથુશ્ત્રનાં કેહપ મારફતે જરથુશ્ત્રનાં તનની ઉપર ઉતરે છે. દાદાર અને જરથુશ્ત્ર વચ્ચેની વાતચીત જે સાત કાળ લગીના બનાવો માટેની છે તે બધાનો ભેદ જણાવવા

અહિંયાં 'એ' અને 'વ્યાનયા' શબ્દો આપેલા છે, જેને માટે ટુંકમાં પહેલવી સાહેબો દાદારનું મોટું કરીને અર્થ સુચક રીતે કહી રહે છે.

'વીદૂવાઓ' શબ્દ 'વીદૂ'=જ્ઞાન આપતી, વાકેફી નામરૂપમાં અને વિદ્ એટલે જાણવું-જોવું-વાકેફ થવું ક્રીયાપદ રૂપમાં છે તે ઉપરથી 'વીદૂવંઘહુ' શબ્દ પુર્ણભુત કૃદંત પરસ્મૈપદ (perfect participle) તરીકે છે, જેનો પહેલવી એક વચનનો આકાર 'વીદૂવાઓ' છે.

'વ્યાનયા': 'વી'=આરપાર વીંધાઇ જવું-પસાર થવું ઉપરથી-આરપાર નજરને દોડાવી રજેરજને વીંધીને જોતો રહેલો આખી કુળ સૃષ્ટીનો સાહેબ તે 'અહૂ' છે. સૃષ્ટી એક યવએચ યવેતાતએના સાત ઝરવાને અકરને લગી ચાલીને તે અહૂમાં મર્જ થશે. એવા તો બેશુમાર 'યવએચ' તે સાહેબમાં છે. ત્યારે આ બેશુમાર 'યવએચ'માંનો એક કાઢીને તેના સાત ઝરવાને અકરનેમાં આ સૃષ્ટીને તે અહૂ ચલાવે છે, માટે **તે અહૂને સાતેસાત ઝરવાને અકરનેમા શું શું થશે તેની ખબર વાળો કહયો છે. સાતેસાત ઝરવાને અકરનેમાં 'વી' આરપાર તેવણની ઝહેન જાય છે માટે તે ઝહેનને 'વ્યાન'** કહે છે. ના, એટલુંજ નહિ પણ તે સાતેસાત કાળમાં થતી અનેક સૃષ્ટીની રજેરજની ઉપર તે સાતેસાત કાળમાં શું શું થશે તે બધાંની માહેતી તે અહૂને છે, તે બધા ભેદની આરપાર તે જઇ રહયો છે, માટે તેને 'વ્યાનયા' સાતેસાત કાળની અંદરની સૃષ્ટીના રજેરજના બનાવની માહેતીવાલો થઇ રહેતો એમ કહયો છે. 'વી' ક્રીયાપદ ઉપરથી perfect participle atmane ભુત કૃદંત તરીકે છે.

'વકુશ'=ધાતુ 'વપ' વણવાની ઉપરથી 'વણકર'નો અર્થ થાય. બુનદહેસ્નમાં જાહેર છે કે દાદારે દ્રવાઓને સુધારવા એટલે અજ્ઞાનતા જે અહૂને સાહેબ તરીકે માનતી નથી-અહૂ સાથે ગુમાન કરે છે તેને સુધારવા એટલે તેનો એતેકાદ દાદાર ઉપર સાબેત કરવા સૃષ્ટી ઉભી કીધી. દ્રવાઓ રૂવાન સાથે લાગેલો હતો એટલે રૂવાનની અંદર તેવી તબે થયલી, તે દ્રવાઓને રૂવાનની ગવ કહેતાં ભલી ગતી સાથે અને યઝોની ગવ-ભલી ગતી સાથે વણીને સૃષ્ટી કીધી છે: સૃષ્ટી રચનાનો આવો ભેદ બતાવવા 'વકુશ' શબ્દ વણકર તરીકેનો દાદારને લાગુ પાડેલો છે "વપ" ધાતુ ઉપરથી 'ઉફ્યામી' ક્રીયાપદ વર્તમાન પરસમૈ ૧/૧ બી છે, જેમાં ભકિત કરવાનો અર્થ છે, દાદારની ગતીને પોતામાં વણીને દાદાર જેવો થવાનો અર્થ છે. આપણે ગુજરેલાં માટે શ્યાવ

કરાવીએ છીએ, જે શ્યાવ ઉપર ભણેલા માંથ્રના સ્તોતો તે રૂવાનને 'ઉકૂયામી'ના જેવી બંદગીનો નતીજો આણી આપે છે, એટલે રૂવાનમાં તેના અંશોને વણી નાખે છે તેમ તે રૂવાનનાં તન અને તે રૂવાનના અંશોનાં તનોને ગવહોમંદ કરીને તે રૂવાનમાં વણી નાખે છે. એમ 'વપ' શબ્દ અનેક રીતે અવરતામાં વપરાય છે. પહેલવીમાં તેમ નેરયોસંઘના સંસ્કૃત તરજુમામાં 'વકુશ'ને માટે 'વીશુપીસ્નો વીજારીશ્નો'= આફતને માટે ચારો છે એમ અર્થ આપેલો છે, અને કાઉંસમાં સમજાવે છે કે: 'અઇઘશ દાનીશનીક્ ગુફ્ત'=એક મહા ડહાપણનું ગોહર તેણે કહયું છે કે 'અનાકી મીન્ ગનરાક્ મીનાવદ્'=ઘનામીન તરફથી આવતી હલાકીઓ માટે 'ચારક્ અઇતો'=ચારો-ઇલાજ રાખેલો છે. આનો અર્થ બી ઉપરના જેવોજ છે. કહે છે કે દરેક ચીજ તે દાદારની હિકમતમાં છે; બુરાઈ જે કંઇ થઇ રહે છે તેમાં હદ+ઇનસાફ છે; એટલે દ્રવાઓની અજ્ઞાનતામાંથી નીકલતી ગતીઓને 'વીશુપીસ્નો'=નાશ-આફત અથવા અનાર્ઝાહ-વિપત્તી કહયા છે. **જ્યાંબી અજ્ઞાનતા હોય ત્યાં આફત આવશેજ, કેમકે અજ્ઞાનતામાં સ્વાર્થ છે, પરમાર્થ નથી.** આવા **દ્રવાઓ**ની ગતીને સુધારીને **ગવ**ની કહેતાં સ્વાર્થ રહિતની કરવા તે **દ્રવાઓ**ને ગવની વાસ્નામાં લાવે છે, કે જે **ગવ**ની વાસ્ના ગવની નસીહત સોહબત દ્રવાઓને સુધારવાનો એકલો ઇલાજ થઇ રહે છે. **આમ ત્યારે દ્રવાઓને ગવમાં વણવે સૃષ્ટી થાય છે અને તે સૃષ્ટીમાંની વ્યકિતઓ થાય છે,** જેમાં ગવ=જીવજાન અને ભોગવટાની ગતી આપે છે અને તે ભોગવટાઓમાં **દ્રવાઓ**ની સીરતના ઉછાળાથી હવસો થઇ રહે છે; જે હદની બહાર જવે પછીથી શીક્ષા પામીને સુધરી રહે છે. આમ ત્યારે ઇલાજ થયો. એમ ત્યારે દ્રવાઓ તે અનાકી-આફત છે અને તેનો ઇલાજ તે દ્રવાઓને ગવમાં વણી સૃષ્ટી કરી તે સૃષ્ટીમાં દ્રવાઓના ઉછા-ળાથી આફતો લાવી તેના નતીજામાં તેને સુધારીને ભલી ખેરદ અપાવવાની છે. આમ દ્રવાઓને ગવમાં વણવું તે '**વીશુપીસ્નો**'=નાશની ગતી માટેના '**વીજારીશ્ન**'=ઇલાજ છે. આવો અર્થ ત્યારે ઘણો અર્થસુચક છે જે ત્યારે વણાત એટલે વાસ્નાનો ભેદ ખોલે છે. આવો અર્થ '**વકુશ**' દાદારને માટે વપરાય છે, **જે બુરાઇને ભલી ગતીની વાસ્નામાં લાવવા ભલી ગતી સાથે વણીને તે બુરાઇનો ઇલાજ કરી રહે છે.** ત્યારે દાદારની આખેરની મુરાદ મુકિત માટેની છે એટલે પરમ આનંદ લાવવાની એટલે આબાદીની છે માટે આબાદીનો નતીજો તે વણા-તથી આવી ઉભો રહે છે. એમ **વકૂશ** શબ્દ વણકર માટે વપરાયો છે,

જે જગતને ઉભું કરીને તેને સ્થાવરૂપનું કરીને પોતા ઉપર તેને ઓરવી તેને પોતાનું એટલે હમેશગીની ઉસ્તાવાળું કરે છે.

અએવા=પહેલે નંબરનો એવો કોઇબી

અહૂ=એટલે સાહેબ કે જે 'અંઘહૂ'=ભલો સ્વભાવ રાખે તે-દાદારના જેવોજ સ્વભાવ-દાદારનો ભાવ અંતકરણમાં રાખે તે; જે ત્યારે અધીકારી હોવે તેને ક્ષથ્રવાળો 'ક્ષથ્રયાંન'=શાહ કહે છે.

રતુશ=ઉપર કહેલા અહૂની હાથ નીચેનો

'અષાત્ચીત્'=અશોઇની જરાએ જરા ગતી તરફનો

'હચા'=અશોઇના કાનુનની પુઠે જઇ રહેતો

'વિસ્તો': 'વીદ' જાણવા ઉપરથી perfect participle passive છે. એટલે જણાએલો એમ અર્થ થાય.

તતષા: 'તષ' યોજના કરીને ઘડવું ઉપરથી પુર્ણ ભુત પરસમે પદ ત્રીજી એકવચન-ત્રીજા તેમ પહેલા પુરૂષ બેઉ માટે એ ક્રીયાપદ વાપરી શકાય, કેમકે 'અ' પ્રત્યય બેઉ પહેલા તેમ ત્રીજા પુરૂશ પુર્ણ ભુત માટે આવે છે. અહિંયાં 'તતષા'માં reduplicated form છે એટલે 'તષ' યોજીને બનાવવા માટેના ભુતકાળને ઘણોજ દુરનો અને અચુક કહેવા ધાર્યો છે કે જે 'અહુનવઇર્ય'ની મુનાદીની શરૂઆતનો કાળ બતાવે છે, કે જે વખતે શું શું થશે તે નેમાઇ ગયલું: આમ 'તતષા'માં અગાઉથી નેમાઇ ગયલું તે પ્રમાણે ઘડાઇ જવાનો અર્થ છે.

'ર્‌વોર્‌શ્તા'માં ઘડનાર એટલે યોજક અને યોજના પ્રમાણે ચાલનાર માટે 'બગોબખ્ત'=યોજના પ્રમાણેનો ભાગલો અને તેને ચલાવનાર બગ ઇશ્વરી શકિત-યઝતી શકિતનો અર્થ છે.

'ર્‌વોર્‌શ્તા'માં દ્રવાઓની ગતીને ઘડી ઘડીને સુંદર કરવાનો અર્થ છે, માટે બગોબખ્ત અને ફ્રશો-કેરેતીનો ભેદ તેમાં છે, એટલે જે ફ્રૂ ભાગલા નીકળ્યા તેમાં દ્રવાઓ છે, દુખ આફત અનાકી વીશાપીસ્ન છે પણ તે બધું આખરેબી 'ફ્રેરેશો અહુમ' એટલે અમર કાયાએ મુકિતએ-હમેશગીએ પુગશેજ.

અહિંયાં 'થ્વાર્‌શ્તા' તે બગ શકિતઓ છે જેઓ 'બજ' થયલી નીરમાણ થયલી સાટીને ભલાઇમાં વણી વણીને આખરે દાદારનાં વર

રૂપની કરશે. એવા 'થ્વોરેશતા'ના ભેદનાં જગતને માટે 'તતષા'નો ભેદ થયલો એટલે તેજ 'બગ' શકિતએ જરથુશ્ત્રને ઉભા કરવા માટેનું જે કંઇ નીર્માણ છે તેમ કીધું-જરથુશ્ત્રને ગેતીમાં ઉતરવાની સવળતા જે નીર્માણ થઇ છે તે કરી આપી.

ત્યારે 'તતષા'માં ભુતકાળનું predetermination છે-બગો-બખ્તીએ પુગેલી=અગાઉથી વહેંચાયલી યોજનાનો અને તે પ્રમાણે થઈ રહેવાનો ઉંડો ભેદ છે.

## તફસીલવાર જુદીજુદી પણ એકસરખા ભેદની સમજ:

**અહુરો મજદાઓ=**અહુરા મઝદા (જે) **વીદ્વાઓ=**પુર્ણ જ્ઞાની, પુર્ણ રયવાળો-વરૂશ=વણકર-આબાદીમાં દરેકને ગુંથનાર-(ગવ-વેહુનને વણીને સૃષ્ટી કરનાર વણકર-આકેબતે જે બધું બુરૂં ભલું થશે તેને ફ્રવષીમાંની હાલતમાં વણીને તૈયાર કરનાર વણનાર વણકર) (છે, જે) **વ્યાનયા=**દરેકમાં મલનાર, દરેકની હાલત જાણનાર, જે કુલ સૃષ્ટીમાં વસી રહયો છે, (હસ્તીમાં હામોઇની રીતે વસી રહયો છે એટલે હસ્તીમાં તે બધેજ મળેલો છે, પણ નીસ્તીમાં 'વીત'ની રીતે વસેલો છે, એટલે બુરાઇ જે તેની પાસેથી નાસે છે તેને તફાવતમાં રાખી ભલાઇ જેમાં તે છે તેમાં રહી બુરાઇને માપીને તેને ઘડી રહયો છે. એમ બધેબધ તે પસરી રહયો છે), તેણે એમ અહુનવઇર્ય પ્રમાણેજ કહયું, કે કોઇ એકબી એવો અહુ-મુળ દહયુપત=યઝત=શાહેન-શાહ જેવો રાજ કરનાર-ગેતીને ચલાવનાર શાહ જણાયો નથી, (કે જેને લગતો કોઇબી તેના હાથ નીચેનો-તે અશો જરથુશ્ત્ર જેવો અશો રતુ સરદાર હોય), કે જે તેનો રતુ અષની સાથે રહી અષમાંથી નીકલતી અનેક વ્યવસ્થીક ગતીઓ માટેજ ઉસ્તવાર રહીને અષની પુઠેંજ રહે (એટલે સૃષ્ટીને અષની તરફ લઇ જાય) એવો કોઇ નથી. વધારે અર્થ સુચક રીતે એમ લખી શકાય કે એવો એકબી અહુ એટલે યઝતી દરજ્જાનો દહયુપત શહેનશાહ જણાયો નથી (કે જેનો સરદાર=હાથ નીચે કામ કરનાર હમકાર) રતુ (તે અહુની-તે યઝતી દરજ્જાવાળી દહયુપતની અશોઇનો સીલસીલો પોતામાં રાખીને તે અષને જોઇ તે વખતે પોતામાંથી કાઢીને તે અહુના હોકમનું કામ તે અષથી બજાવે તેવો કે જે તે) અષને લીધે (તે અહુ તરફજ તાબેદારી કરતો રહે) એવો કોઇબી જણાયો નથી.

**અત્=**તેટલા માટે-**ઝી=**ખચ્ચીતજ-**થ્વા=**તુંને (તું જરથુશ્ત્ર જે અહુની સાથે અષથી જોડાયો છે તેને તે અષથી સજ કરીને) **કૃષુયન્ત-**

**એચા**=ભલી વૃદ્ધી કરનાર તરીકે-મીનો તરફ આગલ લઇ જનાર તરીકે અને **વાસ્તરયાઇચા**=મીનોઇ રીતના ખેડુત તરીકે-અનાસરને નુર તરફ લઇ જઇને વૃધ્ધી કરનાર ખેડુત તરીકે **તતષા**=ઘાટ ઘડનારાઓએ અહુન-વઇર્યના હુકમ મુજબ કમાલની રીતનો ઘડયો છે.

'**અહુરો મજદાઓ વર્ઓચત**'=અહુરા અઝદાએ વાણી કાઢી એટલે જે બનવા કાળ હતું તે જાણીને કહયું એટલે અહુનવઇર્યમાં હતું જે પ્રમાણેજ થઈ ગયું-થયું જાય છે અને થશે તેવા અહુનવઇર્યમાં જે હતુ તેમજ કહયું, જેમાં ફેર પડે નહિ.

**વીદ્વાઓ**=સર્વ જ્ઞાની-પુર્ણ રયવાલો, જેમાં **વંઘહુ-અષ-દાત** છે, જેમાં **ક્ષથ્ર-આરમઇતી-હુવરેતાત** છે એટલે જેમાં સાત અમેષી= અમર્ગા અને બે દાત **મઝદદાત-અહુરદાત** મલીને નવની કમાલ્યત છે, જે અહુરામઝદા છે, જેને અહુનવઇર્યનો પુર અધીકાર છે, જેના ફ્રવષિ અને સ્તોત યસ્ન હમકાર છે, જે ફ્રવષી '**ખર્ઓઝદિશત**'=ઘણીજ દ્રઢ રીતે સ્તોત યસ્નની મીનોઇ ડહાપણની ટોંચની મીનો હીદાયત '**ખ્રથ્વીશ્તૂ**' આપે છે, જેથી તે મહાજ્ઞાની પુર્ણ ડહાપણવાલો=**વીદ્વાઓ** છે, પુર્ણ ક્ષથ્રવાલો દાદાર છે.

**વફુશ**-વણકર, વણનાર છે, એવી રીતે વણે છે કે આબાદીજ થાય માટે તે આબાદી કરનાર છે, ઘણોજ ભલો ઘાટ ઘડનાર, જે ખુબસુરતીનો આપનાર '**હુકેરેપ્ત**' છે; જેમ આસ્માનોની વણાત તેણે આરમઇતી-મહેર -રશ્નુના પાયા ઉપર એટલે મહેર=યઓન-રશ્નુ અને આરમઇતીના પાયા ઉપર કીધી છે, તેમ તેણે બીજી અનેક જાતની વણાતથી તુરતજ યા લાંબા કાળે સવાબ અને આબાદી થાય એવી રીતની સૃષ્ટી કીધી છે એવો **તે વણકર** છે; ઉરવાનોને **દએવ**ની બેખબરી અને છેતરામણ વળગી હતી માટે તે દએવનો ઇલાજ કરવા તે દએવની સદગતી કરવા તેણે સૃષ્ટી કીધી. સૃષ્ટી તેણે યઝતોની-ગેઉશોની **ગવ**=કુદરતને અને ઉરવાનની **ગવ**ને એટલે તાબેદારી અહુ-પરસ્તી અને રાસ્તી અને ખુદાશનાસી બતાવતા તત્વને અને તે ઉરવાન સાથેના દએવને એટલે તરોમઇતી-ખુદ પરસ્તી-દરોઘી અને નાશનાં છેતરામણના તત્વને તે બધાંને મેલવીને ઉભા કીધી. એટલે તેણે દએવને ચલાવી, તેની નાશની વૃત્તીને જેને **અફ્રષીમન્ત**= અચલીત એટલે આબાદીની સામેની વૃત્તી કહે છે તેવી તે વૃત્તીને ઇશ્કની ચલીત આબાદી લાવનારી વૃત્તીમાં આણીને **ગવ**ની સાથે વણી **વોહુન** રૂપી કરીને તે વોહુનને પોતાની મહેરના ઇનસાફના સ્વાતું પોશાણ આપીને

દક્ષતરૂપ, જડરૂપ ઉભી કીધી. એમ તેણે દએવની હુવી અને ગવની હુમતને પોતાની મહેરથી વણીને સૃષ્ટી કીધી, જેથી તેને 'વહુશ' કહે છે. ('હુવી' એટલે અહૂનો ઇનકાર કરનાર બુરી મતી અને હુમત એટલે અહૂની સાહેબીને સ્વીકારીને અહૂ-પરસ્તી કરનાર મતી)

**વ્યાનયા**=પોતાની વણાતમાં પોતે પંથરાઇ જનાર=સર્વ વ્યાપક. હસ્તીમાં હામોઇની રીતે તે સર્વ વ્યાપક છે; નીસ્તીમાં '**વીત**'ની રીતે સર્વ વ્યાપક છે. હામોઇની રીતે દાદાર **હસ્તીમાં** સર્વ વ્યાપક છે એટલે હસ્તીની રજેરજને તે દાદારની શ્રેષ્ટ ગતીનો નાદ લાગેલો છે-રજેરજ તે નાદમાં લીન્ન થઇનેજ તે નાદના હોકમ પ્રમાણેજ ભુલ વગર કામ કરી રહે છે, અને જે મહાન યોજના માટે તે હસ્તી નેમાઇ છે તે યોજનાનું કામ અપુર્વ રીતે બજાવી રહે છે, અને તે દાદારની સાક્ષાત હાજરીને તે જોઇ જાણીને માપી શકે છે. પણ નીસ્તીની રજેરજને તે દાદારની શ્રેષ્ટ ગતીનો નાદ લાગેલો નથી, માટે નીસ્તીની રજેરજ તે નાદમાં લીન્ન બનીને તે નાદને પામી શકતી નથી. નીસ્તીની રજેરજનું બંધારણ ત્યારે હસ્તીથી જુદુંજ છે. નીસ્તીમાં **ગવ**ની વસ્તી અને **વોહુન**ની વસ્તી એઉ છે. ગવની ચીજોવાળી જગતને **ગવેમ** કહે છે જેમાં યઝતોનાં ઉશ્તાનો છે એટલે યઝતોનો નાદ તેઓને સંભળાય છે. યઝતોના ઉશ્તાન-મીથ્રની ગતીથી, સાધારણ જબાનમાં બોલ્યે તો એમ કહેવાય કે યઝતોની રોશન ચલવલેથી નીસ્તીમાંની આ **ગવેમ**માં એક **રથવ્ય ચખ્ર** તેનાં હોકમસરની સંસ્થાનું ચક્ર થઇ રહેલું છે એટલે એવી એક સંસ્થા થઇ છે કે જેમાં દાદારની મરજી મુજબનુંજ કામ થઇ રહે છે-ગોયા તેમાં દાદારની હાજરી છે-જેને '**વીત**' કહે છે. આ **વીત**ની તલેસમાતીક શકિતથી તે યઝતોને નીસ્તીની દરેકે દરેક ચીજની ખબર અને આકેબતની જાણ થઇ શકે છે. ત્યારે **ગવ**ની ચીજો **વીત**માં જઇ શકે અને **વીત**માંની યઝતી ગતી **ગવ**ને પુગી શકે. પણ વોહુનની ગતીની ચીજવાળી જડ જગતમાં એટલે પર-દુખભંજનની ગતી વગરની સ્વાર્થી મતીવાળી ચીજ જે દાદારનાં ફરમાન તરફ બેવફા છે તેવી બધી વસ્તીની દુન્યામાં યઝતી ઉશ્તાન માઇ શકે-રહી શકે નહિ-માટે **વીત**ની ગતી નીસ્તીની જડતામાં રહી શકે નહી. જો વોહુનની જડતામાં **વીત**ની ગતી આવવા માંગે તો વોહુન વોહુન તરીકે એટલે સ્વાર્થી મતી તરીકે-હવસોનો ભેદ રાખનાર તરીકે રહી શકેજ નહિ-માટે વોહુનની જડતામાં '**વીત**' નથી એટલે દાદારની સાક્ષાત હાજરી તે જડતાને લાગે તેમ તેવી આવશ્યકતા નથી-અને તેથી એમ કહેવાઇ શકાય કે **વીત**માં એટલે યઝતી ગતીના પ્રભાવમાં-દાદારની સાક્ષાત

હાજરીમાં વોહુનની જડતા નથી. પણ વોહુનનાં તત્વને તે દાદારે ગવની સાથે રાખેલો છે. ગવ પોતે વોહુનમાં રહી–વોહુનની ઉપર પોતાનો સત્ય સંગ નાંખ્યા કરે છે–માટે તો આ જડ જગત જીવતું રહીને ભોગવટો કરી શકે છે. વોહુનની જડતાને જીવ આપીને પોતાની ખાસીઅતનું પ્રદરશીત કરાવનાર આ ગવજ છે અને વોહુનને પોતાના ભુરા ભોગવટાઓનું ભાન કરાવનારથી આ ગવજ છે; એમ ગવ–વોહુનનો સંબંધ જડતામાં જામેલો છે. ત્યારે વીતની અંદરની શકિત ગવની મારફતે વોહુનની દરેક ગતીને માપીને તેમાંની રજેરજને જાણી શકે છે, તેને પુગી વળી શકે છે અને તેને આખરે ઉરૂ તરફ ચલાવશે. **આમ અહુરમજદ–બધેબધ પસરી રહેલો છે–સર્વવ્યાપક–'વ્યાનયા' છે.**

આ બાબદ સારૂ જુઓ "**નીકીઝે–વેહદીન**" ભાગ પહેલો પાને ૨૬૬ થી ૨૭૨.

## ક્ષ્નૂમીક શરેહ :—

**હા ૨૯–૫** ના આગલા ફકરામાં આપણે ગેઉશોનું મનન જોયું છે, જેમાં તેઓ આ ગેતી ઉપરના બનાવોનાં ખરાં કારણો જાણીને ધીરજ પકડે છે અને દાદારની સ્તુતી કરી રહે છે. તેઓની સ્તુતીમાં એ તાત્પર્ય છે કે હવે જરથુસ્ત્ર આવવાનો વખત નજદીક છે, માટે તે બનાવો જેઓ ગેતીને બરબાદ કરી રહે છે, જેઓ તે સાહેબની હિકમતમાંજ હતા, તેઓનો હવે અંત આવશે, તેમાંથી હવે ભલું ઉભું થશે. ત્યારે અહિંયાં આ ભેદ રહ્યો છે કે ગેતી જે જગરેલથી પાછી શરૂ થઇ છે તેમાં અહિરીમનના સરદાર અઝીદેહાકની શકિત છુટી હોવે તે અઝી દેહાક પોતાની દસ એબો કહેતાં પુર્ણતાની ખરાબી ગેતીની રજેરજમાં પાંથરી રહે છે અને તેથી ગેતી અહિરીમનની વાસ્નાની થઇ ગઇ છે. અહિરીમન ગેતીનો દમ જે ગવથી–ગેઉશોથી ચાલે છે તેને બંધ કરવા માંગે છે. પણ ગેઉશો પોતાની અચળ શ્રદ્ધાથી ગેતીનો તે ભાર ખમી ગેતીને ચલાવ્યા કરે છે અને દાદાર પાસેથી દુઆ માંગે છે, કે હવે ગેતીની નવ રચના કરવા માટેના પ્રયાસો શરૂ થવા જોઇએ, કેમકે ગેઉશોની ધીરજ હવે ખુટતી જાય છે એમ જો કહીએ તો તે ઘણું અતીશ યુકતી ભરેલું કહેવાશે નહિ–જોકે ગેઉશો તો અચળ છે, તેઓ યઝતી ગતી છે, તેઓએ તો દાદારની મીજલસમાં ગેતીનો ભાર ખમવાનું પેમાન આપ્યું છે માટે ગેઉશોની ધીરજ અખુટ છે, છતાં સીરફ તસવ્વર માટે એમ લખી શકાય. આ વખતે દાદાર તેઓને તે બધા બનાવો દુવઇદી ફેરેસાબ્યોના પુછેલા

સવાલોનું નીરાકરણ કરીને જરથુસ્ત્ર હવે ઉતરશે તેની આગાહી આપે છે, જે આગાહી તે પછીના હા ૨૯-૬ ના ફકરામાં આવે છે. ત્યાં કહે છે કે આવી ગેતી કે જેમાં દસ એઓ કહેતાં પુર્ણ રીતની બદી છે, તે ગેતીને જે રથેસ્તારો-દહયુપતો એટલે અહૂ અને રતુના ભેદનાઓ મહા મુશ્કેલીએ ચલાવે છે તેઓમાંનો કોઇબી એક એથી વધુ પાસબાની કરી શકે નહિ, તો પછી ગેતીની નવ રચનાની ઉમેદ તેઓથી કેમજ થઇ રહે? પણ આવાં અસાધારણ કામને માટે જરથુસ્ત્રની નેમણુક અગાઉથી થઇ છે, જેને માટે ત્યાં 'થ્વોરૅશ્તા તતષા' શબ્દો આપેલા છે. દીનકર્દમાં કહે છે કે ગેતી એક વખતે ગરોદેમાનની હતી એટલે બહેસ્તી હતી, જેમાં અહિરીમન-ધનામીન કોઇઆ હતા નહિ, જેને અન્ય વર્ણની દીનોમાં બાગે અરમ Garden of Eden ની કહી છે. ધનામીન અહિરીમનને લઇને આવી ગરોદેમાનની ગેતીને ઘેરો નાખીને પડેલો હતો; ગેતીમાં આર-મઇતી ભલી કારીગીરી કરી રહેલી માટે ગરોદેમાનની ગેતીની રજેરજમાં બુન્દક મનશ્ની હતી. આવો બનાવ ગેતીની જીંદગીના બાર હજારામાંના પહેલા ત્રણ હજારા લગી બન્યો જતો હતો. પણ દીનકર્દમાં લખે છે કે ચોથા હજારાથી ગેતીમાં ધનામીન અહિરીમનને લઇને ઘુસવાનો છે માટે ત્રીજા હજારાની આખેરીએ જરથુસ્ત્રને તૈયાર રાખવાની સામગ્રી થવા લાગી હતી. ગેતીમાંનાં લોકોજ તેઓને અંદર દાખલ કરી તેઓની બુરી સલાહ લેવા માંડશે, જેથી તે લોકોનાં ખભાંની ઉપર એટલે રોશનફેલ કરવાની ગતીની ઉપર તેઓ એટલે ધના અને અહીરીમન પોતાનો હાથ મુકશે એટલે ધના અને શેતાન તેઓને પોતાને મળેલા ફેલનો બુરો ઉપયોગ કરવા શીખવશે. આવે અર્થે પહેલાં તેઓ તે લોકોનાં ખભાંને ચુમ્બશે, જેથી તે લોકોના ખભાંની ઉપર સાંપો ઉગશે, એટલે તે ખભાંઓ જેઓ બીજાઓની મદદ માટે હતાં તેઓ તે બીજાઓનાં નુકશાન અર્થે કામ કરશે એટલે લોકોમાં સ્વાર્થ જામશે-પરમાર્થ રહેશે નહિ. તેઓની સાથે એમ દીલલગી કરીને પછી તે ધના સેતાન સહિત તે લોકોનાં કેહર્પોનાં ૧૬ ચખો-શહેરોમાં પોતાની બદીઓ સાથે દાખલ થશે. આમ જે કંઇ ચોથા હઝારામાં થવાનું છે માટે ત્રીજા હજારાની આખેરીમાં દાદાર જરથુસ્ત્રનાં કેહર્પને તૈયાર કરી રાખે છે, કે જેવણુ તે સ્વાર્થી ગતીનાં લોકોને સુધારતા રહે. આમ જે થયું છે, તેને માટે અહિંયાં 'થ્વોરૅશ્તા તતષા' શબ્દો આપેલા છે.

જ્યારે ચોથો હઝારો શરૂ થયો કે પછી ગેતીમાં જન્મતાં લોકો જેઓ હવે બરજીશી વર્ણનાં નહિ પણ અન્ય વર્ણોનાં ઘણી દ્રવાઓની ગતીનાં ભુલાવાવાલાં હતાં તેઓ બરજીસી વર્ણને પેટેજ જન્મીને ઉતરીને

પોતાની દએવીક ગતીનો પ્રભાવ બતાવી રહેતાં, કે જેથી તે પ્રભાવ ખરચાઇ જઇને પુરો થઇ તેની કઝાએ પુગીને ગવની હાલતનો થાય, તે લોકોએ હવે તે ઘનામીનને અહીરીમનના લશકર સાથે ગેતીમાં દાખલ કરી ગેતી જે ગરોદેમાનની હતી તેને દુજે-દેમાનની કીધી છે. આવી ગેતીને માટે હવે દાદારે તે દએવની સામેના ઇલાજરૂપ 'દાત' નામે **'વીદએવો દાત'** આપીને જરથુશ્ત્રને મોકલ્યો કે જેવણુ દએવ જે ગેતીની રજેરજનાં ૧૬ ચખ્રોમાં પેદા પડેલો છે તેને **વીદએવોદાત**થી મારીને પોતાના **જરથુશ્ત્રી દાત-અહુરદાત**થી તે ખુરાઇને ગવની ગતીમાં સજીવન કરે. ત્યારે હવે પછીના ચોથા હઝારાથી આગળ ચાલતાં બીજા આઠ હઝારાઓમાંના અગણીત દરેઘો ખદાતમાંના દરેકમાંનાં પહેલાં ૪૦૦૦ વર્ષ લગી **ઘના** અને **અહ્રી** છુટા રહે છે. પણ પછી ૪૦૦૦ વર્ષને છેડે જરથુશ્ત્ર આવીને અહીના સરદાર અઝી દેહાકને દમાવન્દ ઉપર બાંધે છે એટલે તે એઓની પુર્ણતાની ગતીને બાંધે છે એટલે એઓનાં જોશને કમ કરી નાખે છે. એમ જરથુશ્ત્ર આવીને ગેતીને ફરીથી ગોયા ભલાઇની રચનામાં લાવે છે-ગેતીની નવરચના કરે છે. આવું મોટું કામ જરથુશ્ત્ર વગર કોઇગી કરી શકે નહિ-તે વખતના અહુ-રતુ કહેતાં ગેતીના પાસબાનોમાંનો કોઇગી તે કરે નહિ, પણ તે મહાન કામને માટે તો ત્રીજા હઝારાની આખેરથીજ કે જયારે હજુર તો એ ગેતી ગરોદેમાનની હતી તે વખતથીજ જરથુશ્ત્રનાં કેહપને નેમેલું હતું. **થ્વોરૅશ્તારે** એટલે બગોઅખ્તનો ભેદ જે અહુનવઇર્ પ્રમાણે છે તેની **બગ** શકિત જે નીરમાણ થઇ છે-દાદારે પોતાની હરવેસ્પ-આગાહીથી નેગી છે, તે થ્વોરેશ્તારે જરથુશ્ત્રને **'તતષા'** તે ભુતના ભુતકાળમાં એટલે અહુનવઇર્ના **પરા**નો કાળ કહયો છે તે કાળમાં તેવો દાદારની હીકમત પ્રમાણેનો ઉભો કરીને ગેતીમાં ઉતારશે કે જેવણ એકલાજ આવી ગેતીને દરોસ્ત કરીને તે ગેતીને એક દરેઘો ખદાત લગી જીરડાવીને ફ્રશો-કેરેતી નજદીક લાવવાનું કામ કરવાનું જોમ આપી શકશે. આવો ભેદ ત્યારે **હા ૨૯-૬** ના ફકરામાં છે-ક્ષ્નુમ કે જે જરતોશ્તી દએનની હકીકત છે તેની ઉપરજ ગાથા તેમ અન્ય અવસ્તાનો ભેદ રહયો છે માટે તે બધાંઓનો ભેદ ગુહય તાત્પર્ય ક્ષ્નુમની હકીકત વગર તેની પુર્ણતામાં સમજાઇ શકાતો નથી, તેનો આ ફકરો અને આગળા ફકરાઓ દાખલા પુરા પાડે છે. ક્ષ્નૂમનાં જ્ઞાન વગરની અવસ્તાની ઉકેલ દીનની ઉપરના ચુથણા જેવા થઇ પડી છે તે સત્યની ગવાહી ભવિષ્યનો કાળ પુરશે.

**હવે દીનકર્દનાં નસ્કોની** વીગત જોઇએ.

## પહેલાં દીનકર્દનાં સુદકર નસ્કનો ભેદ આ હા ૨૯-૬ માટે શું છે તે જોઇએ.

વાંચો **સુદકર નસ્ક** પાને પહેલે.

આ **નસ્ક**માં કહે છે કે દુન્યા તદદનજ જડ અને બુરી થઇ ગઇ છે,—એટલા લગી કે મા દીકરા—બાપ દીકરા—ભાઇ બહેન—ધણીધણીઆણી એમ કોઇનીબી વચ્ચે રહેવો જોઇતો સંબંધ—વિવેક રહયાં નથી—ભલા આઓદોમાંથીબી ભલું ફરઝન્દ એવું થતું નથી કે જે બાપની કીર્તીને ચલાવે, વીગેરે—આવા મામલાને માટે ત્યારે જરથુસ્ત્ર જોઇએ, કે જેવણુ તે મામલાને સુધારે—ત્યારે આવા બુરા મામલાને સુધારવા મથી રહેતા તે વખતના શાહો કે દસ્તુરો નકામા માલમ પડયા છે, માટે હવે તો જરથુસ્ત્રની જરૂર પડે છે, કે જેવણુની નીમણુક સૃષ્ટીની શરૂઆતથીજ થયલી છે એટલે ખુદ અહુનવઇર્યમાં છે; આવો બધો ભેદ આ **હા ૨૯-૬** માં છે. **હા ૨૯-૬** નો આખો ફકરો ત્યારે ઉપર કહેલા **સુદકર નસ્ક**માંના બનાવોને સુધારવા માટેનો છે; ત્યારે **હા ૨૯-૬** માં જણાવેલો સુધારક કઇ કઇ બદીઓને કઇ કઇ રીતે સુધારશે—તે બધી બદીનું બયાન આ **સુદકર નસ્ક**માં છે.

## વરશ્ત માન્સર નસ્કનો ભેદ હા ૨૯-૬ ના ફકરા માટે શું છે તેની વીગત.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૨ થી ૧૨ મે).

આ **નસ્ક**માં ગેઉશ ઉરવા પોતે દાદારની દરગાહમાંની યઝતોની મીજલસમાં પોતે પોતાને સોંપાયલાં કામ માટેની ફરમાનબરદારી બજા લાવવાની ખાત્રી આપે છે—પોતાને કેવું મોટું ભારી કામ કરવાનું છે, કેવી કેવી બલાઓનો ભાર ખમવાનો છે તે જાહેર કરે છે, અને તે બધો ભાર ખમીને દાદારની હીકમતની ફત્તેહ તેણી કરશેજ તેની ખાત્રી આપે છે—આ બધો ભાર તે દાદારે કંઇ અમસ્થો કીધો નથી, પણ તેમાં તે દાદારની ઇનસાફી હીકમત છે કે જેથી ગેતી અને તેની વસ્તી પાર પડશે. ગેતીનો ભાર કઇ રીતનો અહુરમજદની હિકમતમાંનો છે અને તે ભારને ઓછો કરવા શું ઉદયોગ કરવો—પતમાન આવશે ત્યારે તે ભાર ઓછો કેવી રીતે થશે—માનવેબી તેને માટે શું શું કરવું—આવું બધું ગુહય બયાન આ **નસ્ક**માં છે. આ **બયાન** હા ૨૯-૬ ના **'વકુશ,' 'ફ્રુષુયન્ત,' 'વાસ્ત્ર્ય'** શબ્દોની **સમજ** માટે છે. **'વકુશ'** ને માટે આગળ આપેલી પહેલવી સમજમાં જે શબ્દો છે તેજ અહિંયાં

છે એટલે **વીશુપીશ્નો વીચારીશ્નો** શબ્દબી અહિંયાં આપેલા છે એટલે દરેકે દરેક રજની બલા માટેનો ઇલાજ છેજ-રજેરજનું શું થશે તેની ગણત્રી **તે સાહેબની** પાસે છેજ.

વળી **તુખ્શાગીહુ** કરીને **પદમાન** કમાવવું એટલે ભલો ઉદયોગ કરી એટલે સત્ય પ્રમાણે-તરીકત મુજબનું એટલે હોકમસરનું એટલે જરથુસ્ત્રે બતાવેલું જીવન પાળીને હવસોને શાંત કરવા, કે જેથી જગતનો ભાર ઓછો થાય, તે ભેદ **'કૃષુયન્ત'** અને **વાસ્તરયમાં** છે. અહિંયાં આ **નસ્કમાં** કહે છે કે તે દાદારને રજેરજનો શુમાર ખબર છે, બધુંજ તેની હીકમતમાં છે, આ ભેદ ત્યાં આવેલા **વીદૂવાઓ** શબ્દનો છે. આમ **હા ૨૯-૬** ફકરાની ઉંડી ભેદી હકીકત કે જેને માટે ત્યાં ચોકસ શબ્દો આવેલા છે તે બધાંનું નીરાકરણુ આ **નસ્કમાં** છે. દાદારે **એવી ગેતી કાંય ઘડી-ગેઉશ તે બધાંનો ભાર ખમે છે-જરથુશ્ત્ર તેને પાર પાડશે** -આ મુળ વિચારોનાં કારણુ પરિણામો અને તેઓની બજાવણી માટે આ આખો **૨૯ મો હા** છે. આ **હા**ના દરેકે દરેક ફકરાઓમાં આ મુળ બાબદોનોજ પડઘો કઇ રીતે પડે છે તે હવે જોઇ શકાશે. આ **નસ્કમાં** જરથુસ્ત્રની માંગણી ગોશોરૂન કરે છે અને જરથુસ્ત્રની નેમણુક થઇ રહેશે તેનો ભેદ આપેલો છે-માનવે ગવની ગતીને વધારવી અને ભલા ખેડુત થવું કે જે વિષે જરથુસ્ત્ર શીખવશે-આવોજ ભેદ આ **હા ૨૯-૬** ના ફકરામાં છે જ્યાં આગળ જરથુસ્ત્રજ એકલો નીસ્તી-ગેતીને પાર પાડવા રોજે-અવ્વલથી નેમાયો છે, **થ્વોરૅશ્તા તતષા**=ઘડનારે પહેલેથીજ ઘડી રાખ્યો છે તેનો ભેદ રહેલો છે.

## બગ નસ્કનો ભેદ આ હા ૨૯-૬ ફકરાને માટે શું છે તેની વીગત.

(વાંચો **બગ નસ્ક** પાને ૧૩ થી ૩૨ મે.)

આ **નસ્કમાં** ગોસ્પંદની પાસબાની કરવાની અને દીન અને દુન્યા તરફ ફરજ બજાવવાની ફરમાશ છે-ઇનસાને ગોસ્પંદના પાસબાન-પાના થવું જોઇએ, અને ગોસ્પંદના તેવા પરવરતાર-પાના થવા માટે શું શું કરવું તેની લંબાણુ વીગત ત્યાં આપી છે. દીન અને દુન્યા તરફ ફરજ બજા લાવવા શું કરવું તે બતાવ્યું છે. **ગોસ્પંદનો અર્થ** અહિંયાં ભેદી રીતે લેવાયો છે. ખાલી બકરી બકરાઓનો અર્થ કહેવા ધારેલો નથી પણુ તેમાં ગવની કુદરત જે જીવજાન તરીકે છે, જેની સાથે મનસ્ની-

ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદ જોડાયલા છે, તે બધાંનો અર્થ છે. ગેઉશ ઉરવા જે ભાર ખમે છે તેમાં શરીક થવા ઇનસાને શું કરવું તે બધું ત્યાં કહે છે. ગેઉશ ઉરવા કહે છે કે આમ કોઇ આજે કરતું નથી, માટે જરથુસ્ત્ર આવીને તે બધું શીખવો. આ ભેદ ૨૯-૬ ની છેલ્લી ત્રીજી લીટીને સમજાવે છે. '**અત્ જી થ્વા ફ્ષુયન્તએચા, વાસ્ત્રૂયાઇચા થ્વોરૅશતા તતષા**'=તું જરથુસ્ત્રને ભલી ગતી-નેકીનો વધારો કરાવનાર રોશન ગતીનો ઉદ્યોગ કરાવનાર એટલે ઉપર કહે છે તેમ ગોસ્પંદોની પાસબાની કરાવનાર તરીકે તે કેમ કરવી તે બધું શીખવનાર તરીકે કુદરતે સપ્પર પહેલેથીજ નેમીને ઉભો કીધો છે. ત્યારે જરથુસ્ત્ર જે કંઇ શીખવે છે તે ગોસ્પંદના વધારાને માટે એટલે ગવ=જીવજાન અને તે જીવના જોરાને-જાન નામે મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ-ખેરદને વધારવાનું શીખવે છે;-તે બધું શું હોય તે ત્યારે આ **બગ નસ્કમાં** આપેલું છે.




**તેમ[36] આઝૂતોઇશ[37] અહુરો[38] માંથ્રેમ[39] તષત્[40] અષા[41] હુજઑષો,[42]**

**મજ્દાઑ[43] ગવોઇ[44] ખ્શ્વીદૅમ્ચા[45] હુવો[46] ઉરુષએઇબ્યો[47] સ્પૅન્તો[48] સાસ્ન્યા.[49]**

**કસ્તે[50] વૉહૂ[51] મનંઘહા[52] યે[53] ઇ[54] દાયાત્[55] એઑઆવા[56] મરૅતએઇબ્યો.[57]**

એટલા માટે ત્યારે[36] ‖ અહુરાએ[38] ‖ અષ સાથે[41] ‖ એક મરજીના થઇને ખીશ્કારી કરી-દીલોજાનનો સહકાર કરી[42] ‖ મુરાદ બર લાવી આપનારા, સેતાયશ્ન કરવા માટેના, નેઆમત કરમ બક્ષેશ મેળવી અપાવ-નારા, વૃદ્ધિ-અવઝુની કરાવનારા[37] ‖ માંથ્રો-એજમતી કલામો[39] ‖ બનાવ્યા -ઉભા કીધા[40] ‖ મઝદાએ[43] ‖ પોતે[46] (પોતાની ગીરોથી બક્ષેશ તરીકે) ‖ 'ગવ'ને લગતી વરતી માટે-ગોસ્પંદ થયલાઓ માટે[44] ‖ તકવો-મીઠાશ-[45] (અહુનવરના નાદની પુખ્તી આપવાની ગતી મુકરર કીધી છે). ‖ ઉરવાનની ઉર કરનારાઓ માટે[47] (એટલે પોતાને લગતી

હેઠળી દુન્યામાં રહેલા રૂવાનના અંશોને મોટી ક્રીયાઓથી ગોસ્પંદી પસુના કરીને ક્રીયા મારફતે તેઓને ખાઇને પોતાનાં રૂવાનમાં મર્જ કરી ઉરવાનની રચને બસીત કરનારાઓ માટે-ટુંકમાં ગોસ્પંદને ખાનારાઓ માટે) ‖ વૃદ્ધિ કરનાર[48] ‖ ધર્મ સિદ્ધાંતો-તરીકતી કાનુનો-ક્રીયાની રીતીઓ[49] ('સીનાક મસીહ' કહેતાં સીનાના અંદાઝ પ્રમાણે અને 'બાજા મસીહ' કહેતાં બાજુના અદાજ પ્રમાણે પોતાને લગતા અંશોવાળાં ગોસ્પંદોને ખાવાના ગુહ્ય ભેદો શીખવ્યા). ‖ કોણ[50] ‖ વોહુમન-બહમનથી[51] (નસીહત પામેલો, બહમનને પોતાનામાં વસાવેલો માટે પરદુખભંજનની ગતીવાળો-દુન્યાના નીવારણ માટેના પરદુખભંજનના વિચારો-કામ કરી રહેલો) ભલાં મનની ખાસીઅતથી[52] ‖ તે બધા[54] (દીની માંથ્રો-સિધ્ધાંતો-તરીકતો)ને ‖ મોઢાં મારફતે[56] (યઝનો મારફતે ભણવાને માટે-શીખવાને માટે શીખવવાને માટે) ‖ માનવ જાતને[57] ‖ આપે[55] (એવો) ‖ તે[53] (નર જરથુસ્ત્ર વગરનો બીજો કોણ છે). ‖

**હવે મીલ્સના પોથામાં આપેલી પહેલવી સમજને જોઇએ, કે જેની મદદ ઉપરના ઉકેલમાં લીધી છે.**

**હા ૨૯-૭ ની પહેલી લીટીની સમજ માટે લખે છે કે:—**

(a) '**જક્ ઇ અકૂજૂનીશીહ્ પવન્ માંસર્ અઉહુર્મજ્દ્ વલ્મન્ વલ્તાશીદાર્ મૂન્ પવન્ અહ્લાયીહ્ હમ્દોશિશ્નીહ્**'= **અહુરમજદ** જેવણ અશોઇ સાથે સદકાર સહકાર કરી તેના એટલે માંથ્રના બનાવનાર છે તેવણ તે માંથ્રથી નેઆમત વૃદ્ધિ અપાવનાર છે, (**અઇધ્=** એટલે કે '**મૂન્ કાર્ વ કિર્ફક્ વાહૂન્યેન્**'=જે કોઇ ભલાં નેકીનાં કામો કરે છે તેને '**જક્ મોઝદ્ ઇ મિન્ માંસર્ પેદાક્**'=માંથ્રનો જે કંઇ ભલો બદલો થવાનો હોય '**અવો વલ્મન પેહ્બૂન્દ્**'=તે તેને મળશે).

(b) પછીની વચલી બીજી લીટી માટે લખે છે કે: '**અઉહુર્મજ્દ્ ગોસ્પંદ્ વખ્શીનીદ્**'=અહુરમજદ ગોસ્પંદને વધારે છે (**અઇધ્**=એટલે કે '**બરા અફ્ઝાયીનેદ્**'=ઉંચ હાલતની તરક્કી કરે છે), '**અવો ખુર્દારાન્**'= ખાનારાઓ માટે તે ગોસ્પંદને વધારે છે-તરક્કીમાં લાવે છે, (**અઇધ્ એટલે** કે '**પવન્ પદ્માન્ વરતમૂનેદ્**'=પદમાનની રીતે ખવાય તેવા કરે છે). **અહિંયાં કહે છે** '**ગવોઇ**'ને **એવી** બાલેતર ઉંચ કરે છે કે તેના ખાવાથી **તે આમેદનાં શરીરમાં હવસ** જેવું થાયજ નહિ, **પણ પતમાન** જામે **એટલે અષેમ વૉહૂ**નો નાદ જામી રહે. આમ ક્યારે થાય? જ્યારે તે

ખવાયલાં ગોસ્પંદનું રજેરજ ગવનું થઇ નુરમંદ થઇ તે ગોસ્પંદનાં રૂવાનને મળીને તે ખાનારનાં રૂવાનમાં ભળે ત્યારે. આવી રીતના ગોસ્પંદની ગતીના ખોરાકને પતમાનનો ખોરાક કહે છે, જેમાં કંઇ ગોસ્ત ખાવાની સાધારણ વાત નથી. આ તો ગોસ્પંદની વાત થઇ. હવે તે ખાનારની લાયકાતને માટે કહે છે કે **વલ્‌મન્ ઇ અફ્રજૂનીક્ (અફ્રિહુરમજ્દ)**=પછી તે વૃદ્ધિ કરનાર અહુરમજદે **'આમુખ્ત્ (પવન્ સીનાક્ મસીહ્ વ બાઝાએ મસીહ્')**=તેને શીખવ્યું–શું શીખવ્યું? સીનાના અંદાઝથી અને બાઝુના અંદાઝથી ખાવાનું શીખવ્યું, જે વિષે નીચે પુરતું લખી ગયા છીએ; એટલે તે આમેદ પોતાનાં કેહપને અને તનુને એકરસ કરીને પછી તે ગોસ્પંદને ખાઇને પોતામાં એકરસ કરે છે તે શીખવ્યું, કે જેને માટે નર્યોસંઘના તરજુમામાં કહે છે કે, **'સુશીક્ષી તે ભય્'**=અતી ઉત્તમ રીતનાં શીક્ષણો લીધેલો તે **'મહત્વમ'**=મહા ગુહ્ય રીતનું ભણવાનું દીની ઇલ્મ શીખેલો હોય તેથી–ક્રીયાના જપો કરવાનું શીખેલો હોય તેથી **સીના મસીહ અને બાજા પે મસીહ્** રીતે (તેને ખાશે). આ વીષેની સમજ નીચે આપી છે.

### પછીની છેલ્લી બે લીટીઓ માટે કહે છે કે:

**'મૂન્ લક્ હુના વોહૂમન્'**=બહમન સાથેનો પરદુખભંજની તે (જરથુસ્ત્ર) તારો (અહુરમજદનો છે), (અઇધ્=એટલે કે **'હુના ઝીત્ ઘલ્ હુઇત્ યૂનેદ્'**=જે કંઇ તારૂં દાદારનું છે તેનો લાવનાર તે છે). **'મૂન્ પવન્ જક્ ઇ કોલા દો (અવસ્તક્ વ ઝન્દ) પૂમન્ યેહુમૂનેદ્ હોશમૂરદારાનો એરૂપતાનો'**: ભણનારા (આમ લોકોને) અને એરૂપત =આગળ વધેલાઓને તે બે અવસ્તા અને ઝંદની બધી ચીજો સાથનું જે કાંઇ હોય તે બધાનું સ્મરણ કરવા માટે મોઢું કરી આપે છે.

આમ ત્યારે આ તરજુમામાંથી આ હા ૨૯–૭ ની ઉંડી વીગત જાહેર થઇ રહે છે. આવી રીતે કોઇબી જોઇ શકશે કે **આ પહેલવી તરજુમામાં જે ગુહ્યતા છે તે ખાલી શબ્દ અર્થનાં જ્ઞાનવાળાથી મપાઇ શકાય નહિ–પણ ક્ષ્નુમીક હકીકતનાં કંઇક મીઠાંથી તેને સમજી શકાય એમ છે. ક્ષ્નુમનું જ્ઞાન જાહેરમાં નહિ હોવે અત્યાર લગીમાં આ તરજુમાઓની કદર થઇ નથી.** છતાંબી યુરોપ્યન વીદ્વાનોએ જે કંઇ મહેનત શ્રમ લઇને તે પહેલવી સંસ્કૃત તરજુમાઓના આકારોને ઉભા કીધા છે, (કે જે વગર તેઓની હસ્તીની ઘનનસલબી ખબર પડતે નહિ) તેને માટે તેઓનો જેટલો ઉપકાર

માન્યે તેટલો થોડો છે. તે યુરોપ્યન વિદ્વાનોએ ઘણીજ ખંત-ઉકમાઈ-કાળજી-શ્રમ-મહેનત-ઉમંગ હામથી તેઓને ઉભા કીધા અને પોતાનાં ભેજાંનાં જોરે તેઓને ઉકેલવાના પ્રયાસો કીધા, જ્યારે આપણા પારસી કહેવાતા સ્કોલરોએ કોઇક અપવાદ વગર તેઓને નકામા ગણીને તરછોડયા છે એમ કહેવામાં જરાબી સરાઘાત નથી. હમો ઇચ્છીએ છીએ કે હમો ખોટા હોઇએ.

હા ૨૯-૭ ના શબ્દ અર્થો :—

**તેમ**=તેને માટે-તે છે માટે, આમ છે તો, એટલે આગલા ફકરામાં જે કંઇ કહયું છે તેની બજાવણી માટે આવો અર્થ છે.

**આજૂતોઇશ:** 'જૂ'=to invoke દુઆ માંગવી ઉપરથી છે; દુઆ માંગવા માટેના; દાદારને પુગવા માટેના; પહેલવીમાં એને માટે **અફ્જૂનીકીહ** એટલે કરમ બક્ષેશ, નેઆમતવાળા અને નેઆમત આપતા-એમ અર્થ આપેલો છે.

**માંથ્રેમ**=મંત્રોને; શબ્દ રચના કે જેમાં **'માંથ્ર-સ્પેન્ત'** નામના અહૂના આશીશો આવેલા હોય તે. આ માંથ્ર-સ્પેન્તના આશીશોમાં આતરે શેદાન અને નીરૂની કુદરત વસેલી હોય છે. આવા આશીશોની કુદરત રાખતી શબ્દ રચના જે તલેસમાતીક હોય છે તે.

**'આજૂતોઇશ'** શબ્દ **'માંથ્રેમ'** શબ્દની સાથે લેવાનો છે. અહુરાની સાથે લેવાનો નથી.

**હુજઓષો:** 'હુ' અને 'જઓષ' એમ બે શબ્દનો બનેલો છે. 'હુ' એટલે સાથે અને 'જઓષ' એટલે પુર્ણ ઇશ્ક: **દીલોજાનના સહકારથી:** પહેલવીમાં એને માટે '**હમદોશિશનીહ**' શબ્દ એવાજ અર્થનો આપેલો છે.

'ગવોઇ': **ગવને લગતું અંતર જગત;** આ જગત બહારનું વિશાળ હોય કે દરેક માનવ કે જાનવરને લગતું પોતાના શરીરોની અંદરનું હોય. **જાનવરો જેઓના જાહેર તનમાંનું ગવનું અંતર જગત તેઓનાં જાહેર તનનો ઇલાકો લઇ તેઓને ગોસ્પંદો કરે છે તેઓ ટુંકમાં ગોસ્પંદો;** રૂવાનના અંશો જેઓ હેઠળી દુન્યામાં તનોમંદ હાલતે ખરફસ્ત્રી તોરે હતા તેઓની સદ ગતી થવે તેઓ ગવના ગોસ્પંદી ગતીના થયલા રહે છે તેવા ગોસ્પંદોનો ગુરૂહ. પહેલવી સમજમાં તેઓને માટે **ગોસ્પંદ** અર્થ ઉપર કહેલા ભેદમાં આપેલો છે.

**ક્વીદૅમચ્યા:** એ શબ્દ અંગ્રેજી Sweet જેવો છે; એ શબ્દ **મીઠાશ -ચરબી-પોશણ** એવા અર્થો રાખે છે. મીઠાશનું ચરબદાર પોશણ અહુનવરના નાદનું જો હોય તો ગમે તેવો ખરફસ્ત્ર હોય તેની ગોસ્પંદ બની જાય છે, માટે '**ક્વીદૂ**' શબ્દ અહુનવરના નાદના પોશણ તરીકેની લેવાય.

**ક્ષવીદૂ-ક્વેદૂ** શબ્દ સંસ્કૃતમાં નાદ તરીકે આવે છે.

પહેલવી સમજમાં એને માટે **વખ્શીનેદૂ, અફ્ઝાયીનેદૂ** વધારે છે એટલે પોશણ આપે છે એવા શબ્દો આપેલા છે, જેમાં ભલું પોશણ જે અહુનવરના નાદના સ્તોતોનું હોય તેથી તે હેઠલા વર્ગના જાનવરોમાં ગોસ્પંદી ગતી આવીને વધતી રહે છે તેવો ભેદ બતાવેલો છે.

'**હુવો**'=પોતે આ શબ્દ મઝદાને લાગે છે. મઝદા પોતે એટલે મઝદા પોતાની ખુશીથી એટલે જે કોઇ ભલાઇ તરફ જવા એકગણી કોશેશ કરે તેને ઉતેજન આપવા '**મજ્દા હુવો**'=મઝદા પોતે પોતાની ગીરોથી નવગણું જોર આપે, એવો ભેદ '**મજ્દા હુવો**'નો છે.

**ઉરૂપએઇબ્યો:** એ શબ્દમાં '**ઉરૂ**'-'**યઅ**,' '**અઇબ્યો**' આટલા આકારો છે. '**ઉરૂ**' એટલે બરીન થવું-આ '**ઉરૂ**' શબ્દ ઉરવાનને માટે અઇવિસ્રુથ્રેમ ગેહમાં '**અઍાર્વતાંમ્ ઉરૂને**' તરીકે આપેલો છે, જેમાં રૂવાનની રયના વધવાનો એટલે તે રૂવાનને લગતા અંશો તેઓ સાથે રહેલા દ્રવાઓને લીધે બહાર પડેલા, જેઓ સૃષ્ટીની શરૂઆત વખતે તે મુળ રૂવાનમાંથી ૧/૧૦ ને કાયદે છુટા પડી તનોમંદ હાલતના થઇને હેઠલી દુન્યાની વસ્તી તરીકે છે તેઓ તનોમંદ હાલતને સુક્ષ્મ કરીને એટલે દ્રવાઓને ગવરૂપનો કરી ર્યોમંદ થઇ તે રૂવાનમાં આવી મળે, કે જેથી તે રૂવાનની રય વધે એમ ભેદ છે. અહિંયાં ત્યારે '**ઉરૂ**' શબ્દ રૂવાનની રયના વધારા માટેજ છે અને '**યઅ**' ભવિષ્યનો પ્રત્યય-ભવિષ્યમાં તે થશે એમ બતાવે છે. '**અઇબ્યો**' તો ત્રીજી બહુવચનમાં પ્રત્યય છે. ત્યારે '**રૂવાનની રયને વધારવા માંગતાઓ માટે**' એવો અર્થ એ શબ્દનો થાય. પહેલવીમાં એ શબ્દને માટે '**અવો ખુરદ્દારાન્**' =ખાનારાઓ તરફ એવો અર્થ આપેલો છે. ઉપરના ગવોઇના ગોસ્પંદને ખાવું ખાનાર એમ અર્થ આપેલો છે. પછી કઇ રીતે ખાવું તેને માટે આગળ લખે છે કે '**અઇધ્**'=એટલે કે '**પવન્ પદ્દમાન્ વરતમૂનેદૂ**'= પતમાનની રીતે, જોઇએ તેથી વધુ કે ઓછું હોય નહિ તેમ ખાય. ખરેજ ત્યારે અહિંયાં ખાવાનો ભેદ કંઈ સાધારણ રીતનો પાપી પેટનો હોજરાંને

પાપથી ભરીને નર્કથી તે ખોરાકના કચરાને બહાર કાઢવાનો નથી. ત્યારે પ્રસંગતની ગેરહાજરીમાં આ અર્થ ઘણાને વીચીત્ર લાગે છે. કોઈ ધારે છે કે પહેલવીમાં 'ખાનાર' કરીને અર્થ આપેલો છે, માટે તે શબ્દ જે 'હુવો ઉરૂપઓઇઝ્યો' એમ આકારમાં છે તેને બદલે 'હુવરૅશઓઇઝ્યો' તરીકે પહેલવી સાહેબોએ વાંચ્યો હોય કે જેથી ખાવાનો અર્થ આવી રહે. પણ એવી કંઇ ત્યાં ભુલ નથી અને તે શબ્દને એમ બદલ-વાનીગી જરૂર નથી. 'ઉરૂપઓઇઝ્યો'માં ખાવાનોજ ભેદ આવે છે માટેજ પહેલવી અને નઇર્યોસંઘના સંસ્કૃત તરજુમાઓમાં ખાનાર એમ અર્થ આપેલા છે. વળી કઇ રીતે ખાવું 'સીના'ના અને 'બાજુ'ના અંદાજથી ખાવું એમ કહે છે તે નીચે તેની જગાએ જોઇશું. અહિંયાં આટલી નોંધ ઠીક થઇ પડશે કે જે માનવ પોતાનાં રૂવાનને અષોઇથી ઉરૂ કરવા માંગે **અઉર્વતાંમ્** ઉરૂનેના ભેદમાં જવા માંગે એટલે પોતાનાં રૂવાનની રયને વધારી શરીરમાં તે રયને પાંચરી શરીરને ગવહોમંદ કરી તન પસીનના ભેદે પુગી—'**ખાશ્રવંત તન્વો**'ના ભેદે પુગીને પોતે યઝતને મળે તેવો થવા માગે, તેણે પોતાનાં રૂવાનની રયને વધારવી જોઇએ કે જેથી તે રૂવાન પુખ્ત થાય. આને માટે તેણે શું કરવું? બાકીની વધારા માટેની રય જે તેને લગતી હેઠળી વસ્તીનાં રૂવાનોમાં છે તે બધી રયને તેઓનાં રૂવાન સહિત પોતાનાં રૂવાનમાં ઉમેરવી જોઇએ. આને માટે તેણે નેક થઇ પોતાની તે હેઠળી વસ્તીને નેક કરી મોટી ક્રીયાઓ કરી પોતાને લગતાં જાનવરોના અંતર જ્ઞાનને ખીલવી તેને પોતાને ઓળખતા કરાવી એમ તે જાનવરોને 'ક્ષ્નીટ્ટ' અપાવી ગોસ્પંદો કરીને તે બધાને એક પસુ તરીકે ઉભા કરીને 'પસુપચ'ની ક્રીયાથી તેઓનો આહાર કરવો જોઇએ. એમ ખુશન્દ ક્રીયાથી તેઓને ગોસ્પંદી કરી તેઓને એક પસુમાં આણીને તે પસુની દીલોજા-નની ખુશીથી તે પસુને ક્રીયામાં ઝબેહ કરીને ખાવા જોઇએ, કે જેથી તે ગોસ્પંદનાં રૂવાન તે માનવ અશવનનાં રૂવાનમાં જાય: આ વીષે વાંચો **નીકીઝ પહેલી** પાને ૧૩૮ થી ૧૬૨. આવા ભેદને માટે પહેલવીમાં 'ખાનાર' શબ્દ આપેલો છે, જેને **પદમાનીક** પતમાનથી એટલે સત્યની રીતે ખાવું એટલે ખાધેલાનું રજેરજ અંગે લાગી રૂવાનમાં જાય એમ ખાવું કહેલું છે. આ કાંઇ સાધારણ રીતનું ખાવાનું નથી, કે જેમાં તો ખાધેલી ચીજો શરીરની જમીનમાં ગોયા દટાઇને વાસ મારતી થઇને બહાર પડવા માંગે છે—નર્કરૂપનો ભેદ ઉભો થાય છે, જેને અવસ્તામાં 'નસુસ્પા' તરીકે ઓળખે છે. વધુ સમજ નીચેના શબ્દ અર્થમાં છે.

**'સાસન્યા'**=ધર્મનાં સિદ્ધાંતો, ક્રીયાનાં સિદ્ધાંતો, તરીકતનાં સિદ્ધાંતો.

**'સ્પૅન્તો'**=વૃદ્ધી કરનાર **'સાસન્યા'**ને લાગે છે. આ **'સાસન્યા'** કહેતાં ધર્મ ક્રીયા **સ્પૅન્તી** તરફ કઇ રીતે લઇ જાય છે તેને માટે પહેલ-વીમાં તેમ સંસ્કૃતના નઇર્યોસંઘના તરજુમામાં જે ગુહ્ય વચનો કહયા તેની ક્ષનુમની વીગત નીચે છે.

આ **'સાસન્યા'** અને **'સ્પૅન્તો'** શબ્દને માટે પહેલવીમાં તેમ નઇર્યોસંઘના સંસ્કૃત તરજુમામાં આપેલી સમજ ક્ષનૂમનાં જ્ઞાન વગરના-ઓને વિચીત્ર જેવી લાગે છે, પણ હકીકતી જ્ઞાનવાળાને તે અર્થો ખરાં તાત્પર્ય તરફ લઇ જાય છે.

રૂવાનોની ૧/૧૦ ની વહેંચણી કે જેને **'દસેમે'**ની **વહેંચણી** કહે છે તેનો ભેદ અહિંયાં ખુલે છે. તેમ કેહપનાં ૧૬ ચપ્રાની ઉંચ હાલત કઇ છે તેનો ભેદબી ખુલે છે.

પહેલવીમાં આવો અર્થ બતાવે છે કે: **'વલ્મન્ ઇ અફ્રૂજૂનીક્ અઉહુરૂમજ્દ્ આમુખ્ત્ (પવન્ સીનાક્ મસીહ્ વ બાઝાયે મસીહ્)'**: તે નેઆમતના આપનાર અહુરમજદે શીખવ્યું-શું શીખવ્યું? સીનાના અંદાઝથી અને બાઝુના અંદાઝથી કેમ ખાવું તે શીખવ્યું. **'ઉરૂપઓઇબ્યો સ્પૅન્તો સાસન્યા'** માટે આવી સમજ આપવી એ ખરેજ ક્ષનૂમનાં જ્ઞાન વગર નરમ શબ્દોમાં બોલ્યે તો ચક્રભ્રમ કરનારનું કામ કહેવાય? અને એમજ છે કેમકે કોઇબી વિદવાન એની ઉપર હા-ના-ખરા ખોટાની કંઇબી શરેહ કરતોજ નથી. નઇર્યોસંઘના સંસ્કૃત તરજુમામાં એને માટે કહે છે કે: **'મહત્વ'**=તે મારી ગુહ્ય ચીજો-શીક્ષણો **'સુસીક્ષીતભ્ય'**= પુર્ણ રીતે ભલી રીતે શીખેલાઓને શીખવી-શું શીખવ્યું? કહે છે કે **'સીનામસાઇ'** **'બજામસાઇ'** એટલે સીના અને બાજુના અંદાજથી ખાવાને માટેની **'મહત્વ'** ગુહ્ય રીત-ક્રીયાને જપવાનું શીખવેલું હોય છે. નઇર્યોસંઘ સાહેબ અહિંયાં મોટી ક્રીયા કરવી અને તેને માટે ભલા ભકતોને ઉભા કરવા અને તેઓને તે ખાવાનું શીખવવું એમ ઉપરની પહેલવી સાહેબનીજ વીગત વધુમાં કહે છે, **અને પોતે સીનામસાઇ અને બાજા મસાઇ પહેલવી શબ્દોબી એમના એમજ સંસ્કૃતમાં લખી મુકે છે. આમ ત્યારે પહેલવી સમજ કંઇ ખાલી શબ્દ અર્થનો તરજુમો નથી પણ તાવીલી તરજુમો છે તે કોઇબી જોઈ શકશે.** આ ભેદ હવે ક્ષનૂમથી જોઇએ. ઉપર જે **'ઉરૂપઓઇબ્યો'** માટે ખાવાની જે હકીકત આપી છે તેજ હકીકત અહિંયાં વધુ રીતે

કહે છે. જ્યારે હેઠળી વસ્તી કે જે તે માનવ અશવનનાં રૂવાનને લગતી છે, તેને દાદાર 'ગવોઈ ક્વીદ્'ના ભેદમાં લાવે છે એટલે 'ક્વીદ્' કહેતાં ભલું પોશણુ–અહુનવરના નાદના સ્તોતો આપી તેઓને ગોરપંદ કરે છે, ત્યાર પછી તેઓ પેલા અશવનથી ખવાય તેવા થઇ રહે છે. પણુ સમજાવે છે કે તે, 'ગવોઇ'ને તે બધી હેઠલી વસ્તી જે ગોરપંદની થઇને એક પસુ રૂપમાં આવી છે તેને 'પવન્ પદ્માન્ વશતમુનેદ્'= પતમાનથી પુર્ણ રીતે ખાવાની છે. એટલે તે ગોરપંદ એવું થઇ રહે છે એટલે પુર્ણ રીતનું થઇ રહે છે કે તેના ખાવાથી હવસ નહિ થતાં શરીરમાં પતમાનની ગતી જામી રહે. પહેલવી શબ્દ 'વશત્ મુનતન્' શબ્દનું અવસ્તા 'અઇવીશ ખ્વર' છે એટલે રજેરજને ખાઇને અંગે લગાડવું કચરો પડે અને વ્યર્થ જાય તેમ નહિ ખાવું. એટલે કહે છે કે એવી રીતે તે 'ગવોઇ'ને ખાવી કે પતમાન સત્ય જળવાય. નર્કનો કચરો થઇને વ્યર્થ જાય તેમ નહિ ખાવું. પણુ રજેરજ બધુંજ રૂવાનરૂપનું થઇને ખાનારનાં રૂવાનમાં જાય એવી રીતે પતમાનથી ખાવાને માટે 'સાસ્ન્યા'=કીયાકામો આપેલા છે જે નઇર્યોસંઘ્ધ સાહેબ 'મહુત્વ'= ગુહ્યમાં ગુહ્ય કહે છે. આ ક્રીયાથી તે ખાનાર અશવનમાં 'સીના'નો અંદાજ અને 'બાજુ'નો અંદાજ થાય છે એટલે સીનામાંનું દસમું ચખ્ર અંદાજમાં પુર્ણતામાં આવે છે એટલે પગનાં તળ્યાંથી તે છાતી લગીના ૧૬–૧૫–૧૪–૧૩–૧૨–૧૧ ચખ્રો બધાં શુદ્ધ થઇને દસમાં ચખ્રમાં મળી જાય છે ત્યારે દસમાં ચખ્રમાં અષ વહિસ્તની ગતી આવી ચઢે છે. પછી 'બાઝુ' એટલે જોર આપતાં, કામ કરવાની શકિત આપતાં ચખ્રો જે ૯ મું, ૮ મું, ૭ મું, ૬ ઠ્ઠું, અને ૫ મુ ચખ્ર છે તેઓ બધાં એક થઇ જઇને પાછા તેજ ઉપર કહેલાં દસમાંમાં મળી જાય છે જ્યારે બહ્મનની ગતી ત્યાં આવી ચઢે છે એટલે તે નરનાં કેહપમાં કુદરત પુરબહારમાં વસે છે એટલે અષ અને બહમન વસી રહે છે. આમ તે નરમાં ખરફ્સ્ત્રી ગતી રહેતી નથી. તેનું તન 'ખાશ્રવત' થાય છે, ગવહોમંદ થઇને ખાશ્રવત=નુરમંદ થઇ જાય છે. આમ જે થઇ રહે છે તે 'સીનામસીહ' સીનાનો અંદાજ અને બાજુ મસીહ=બાઝુના અંદાઝ પતમાન આવેલો મામલો કહે છે, જેને દીનકર્દના નસ્કોમાં વોહુમનદારીનો ભેદ કહ્યો છે– બહમનને તનમાં વસાવવાનો ભેદ કહ્યો છે. આ વખતે તે નર અશવનબી ખએત્વની પુર્ણ હાલતે પુગેલો હોય છે એટલે તેનામાં હવસો રહેતા નથી. તેનામાં મહેરજ રહે છે અને પેલા ગોરપંદને પછી પસુપચની ક્રીયા જે 'સાસ્ન્યા'માં આવે છે તે ક્રીયામાં તેનો આહાર કરે છે જ્યારે

તે રજેરજ તેનાં રૂવાનમાં જાય છે, કેમકે તેનું **ખાથ્રવત** તનખી રૂવાન જેવુંજ છે–ત્યાં નર્કનો કચરો પડે તેવી આવશ્યકતા હોતીજ નથી. ત્યારે '**સીના મસીહ**'=સીનાનો અંદાજ અંતકરણમાં મહેર યઝતના વસવાનો અને '**બાઝુ મસીહ**'=બાઝુનાં જોરમાં શાહેરેવરની ક્ષથ્ર અખી-કાર આવવાનો હોય છે. મહેર અને ક્ષથ્રથી પછી તે નર પેલાં ગોસ્પંદ 'ગવોઇ'નો આહાર કરીને પોતે 'ઉરૂ' થઇ રહે છે. આમ '**ઉરૂપએઇબ્યો સ્પૅન્તો સાસ્ન્યા**' શબ્દમાં ઉંડો અર્થ છે, જેને પહેલવી તેમ સંસ્કૃત તરજુમામાં પતમાનથી પુર્ણ રીતે ખાવું–સીના અને બાઝુના અંદાઝથી એટલે મહેર અને ક્ષથ્રના મેલવ્યાથી ખાવું કહયું છે; જેને માટે સમજાવે છે કે '**સુસીખ્શીતભય**'=મોટા પુર્ણ ભકતો કીયા મારફતે તે કેમ ખાવું તે શીખેલા હોય છે. આ ઉંડી વીગત ઇલ્મે ક્ષ્નુમમાં શીખવવામાં આવતાં કેહપના ૧૬ ચખ્રો અને રૂવાનના ૧/૧૦ અંશોની ઉંડી ગુહય હકીકતની ઉપર લઇ જાય છે. ઉપર ચખ્રો વિષે બોલી ગયા છીએ તેની સમજ આમ છે કે આપણાં દેખીતાં શરીરની અંદર અને સહેજ બહારથી અણદીઠ અને લગભગ મુકિતએ પુગેલી પરદુખભંજનની ગતીનું શરીર રહે છે, જેને કેહર્પ કહે છે, જેની મકદુર તો છેક હસ્તી લગી બસીત થઇ જવાની છે પણ તે કેહપ આ જડ શરીરને ટેકવવા માટે જડ શરીરની અંદર અને આસપાસજ બંધાઇને જડ તનને પાર પાડવા માટે પરદુખભંજની થઇ રહયું છે. આ કેહર્પથી તે રૂવાનના અસલ કચરા દ્રવાઓવાળુંજ હતું પણ તે પછીથી સુધરીને બીજો રહેલો કચરો જે જડતન રૂપનો છે તેને સુધારવા કામ કરી રહયું છે. ત્યારે આ કેહર્પમાં ૧૬ ચખ્રો છે એટલે કામ કરતા ૧૬ અંગો છે. આ અંગો–ચખ્રો પોતે આપણાં જડ તનને ઉભુ કરીને તેને જીવાડયા કરે છે. કુદરત પોતેજ આ કેહર્પનાં ૧૬ ચખ્રમાં રહીને જડ તનને ઉભુ કરીને જીવતું રાખ્યા કરે છે. જડ તનના અભડાટમાં કેહપનાં બધાંજ ૧૬ ચખ્રો આવતાં નથી. જડ તનને **ટેકવવા તે જડ તનની અંદર જે ચખ્રો રહે છે તેઓને 'ખાકી ચખ્રો' કહે છે.** તે ચખ્રો અસલમાં તો સુક્ષ્મ છે પણ તેઓ માતાની માફક થઇને જડ તનને પોતાના ખોળામાં લઇને બચ્ચાંની માફક પોખે છે, જેથી જડ તનની વાસ્નાના તેઓને થવું પડે છે, તેઓને **ખાકી ચખ્રો** કહે છે. આ **ખાકી ચખ્રો** જડ તનમાં આવવે તેઓમાં 'કુદરત'ની ગતી રહી શકતી નથી, માટે ૧૬ ચખ્રોમાંના બીજાં કેટલાંક ચખ્રો તે જડ તનના અભડાટ વગરના રહી કુદરતને પોતામાં રાખીને પેલાં ખાકી ચખ્રોને પોખીને જડ તનને ટેકવવાની મદદ હિદાયત શકિત પુરી પાડયા કરે છે.

પણ જ્યારે **સીનાક મસીહ** અને **ખાઝાએ મસીહ**નો ભેદ ઉભો થાય છે, ત્યારે તો તે **ખાકી ચખ્રો** પોતાની અસલ સુક્ષ્મ હાલતે પુગી રહે છે, કેમકે તેઓના ખોળામાં મુકાયલું જડ તન હવે સુધરીને ગવનું થયું છે, માટે જડતાનો અભડાટ હવે ગયો છે અને સુક્ષ્મતા આવી છે, જેથી તે સુક્ષ્મ થતું જડ શરીર પેલાં ખાકી કેહપની ઉપર ભાર સમાન થતું નથી. ત્યારે ૧૬-૧૫-૧૪-૧૩-૧૧ એ ચખ્રો ખાકી હતાં અને દસ-બાર ચખ્રો કુદરત વસેલા હતા, માટે જ્યારે ૧૬-૧૫-૧૪-૧૩-૧૧ મા નંબરનાં ખાકી ચખ્રોને સોપાયલાં જડ તનનાં અંગો સુક્ષ્મ થયા એટલે તે બધાં ચખ્રોબી સુક્ષ્મ થઇને પેલાં ૧૨ અને ૧૦નાં કુદરત વસેલાં ચખ્રોની સાથે સીધા સંબંધમાં આવે છે, જેથી તેઓમાંબી કુદરત આવી વસે છે અને તેઓને રસ્તે અષનો નાદ-અષ વહિશ્તની બલીહારી દાખલ થઇને ઉપર અંતકરણ ઉપર ચઢે છે. એમ અષ વહિસ્ત પોતે ત્યાં વસે છે-વળી મહેર યઝત ત્યાં વસે છે અને તે શરીરમાં મહેર-સચ્ચાઇ-ભવિષ્યવાણી કહેવાની શક્તિ આવે છે. આવી હાલતને **સીનાક મસીહ**=સીનાનો અંદાજ એટલે સીનાની નજદીકનાં-દસમાં ચખ્રનાં અંદાજનાં બધાં ૧૬-૧૫-૧૪-૧૩-૧૧ માં ચખ્રો થયલાં કહે છે અને ૧૨ મું ચખ્ર તો પહેલેથી કુદરત વસેલું છે, એટલે અંતકરણપુર્વક ચાલવાની ગતીવાળાં થયલાં એટલે કુદરત વસેલાં અષવહિશ્ત અને મહેર યઝત વસેલાં થયલા છે. અને જ્યારે આમ હેઠળાં ચખ્રો સુધરે છે, જ્યારે અંતકરણમાં મહેર યઝત વસે છે-અષ વસે છે એટલે સત્ય અને વ્યવસ્થા જામે છે-દુજ હવસો તુટે છે-ગેરબંદોબસ્તી-બરખેલાફી રહેતી નથી ત્યારે તે માનવની લાગણીઓ સુદ્ધ થાય છે લાગણીને ચલાવતાં ૫-૬-૭-૮ ચખ્રોબી પોતે સુક્ષ્મ થતા જાય છે, કેમકે લાગણીઓનો આવેશબી એવી હાલત્તમાં સુક્ષ્મ થવે તે તે ચખ્રો પોતાની અસલ હાલતે પુગીને દસમાં ચખ્રને મળે છે, જેથી ભલી કુદરતી ગતી કરવાનો અધીકાર ક્ષથ્ર-શહેરેવર અને બહમનની શકિત આવી વસે છે, જેને '**ખાઝાએ મસીહ**'ના ભેદ તરીકે ઓળખે છે એટલે બાજુનું જોર, '**ક્ષથ્ર**' ખરા અધીકારવાળું-દાદારના કહયાસરતું બહમનની પરમાર્થની ગતી માટે કામ કરનાર થાય છે. જ્યારે આમ થાય છે ત્યારે તે ઇનસાનતું જડ તન કેહપના જેવું થઇ રહી તે કેહપમાં સમાઇ જાય છે, જ્યારે તેને તનપસીનનું તન એટલે છેલ્લામાં છેલ્લું તન કહે છે, જેને ખાશ્રવત કહે છે એટલે ખાથ્ર=નુરની ગતી મેળવવા લાયકનું કહે છે. આવું ખાથ્ર-વત તન પસીનનું તન રૂવાનના જેવું થતું આવી એટલે ખાથ્રનું થતું આવીને રૂવાનમાં મર્જ થતું જશે કે જે વખતે બધુંજ રૂવાનરૂપનું થઇ

રહેશે. ઉપર કહેલાં તન પસીનની હાલતે પુગી રહેતા શરીરમાં ત્યારે **'આઝા મસીહ–સીનાક મસીહ'** એટલે શહેરેવર અને બહમનની ગતી અને અષ વહિસ્ત અને મહેરની ગતી આવી વસે છે અને હવે તે રૂવાન પોતાનાં તનને પોતાનાં જેવુંજ કરવા પોતાના અંશો જે હેઠળી દુન્યામાં છે, જેઓ ગવોઇ ક્ષ્વીદ્દના ગેરપંદ થયાં છે, તેઓનો આહાર પોતાનાં તેવા તન મારફતે કરાવીને તેઓને પોતામાં લઇ લે છે. આવી રીતનું જે કોઇ કરે છે તેને 'ઉરૂષઓઇઝ્યો' કહયો છે.

**'વોહુ મનંઘહા'**=બહમનથી વસેલો–એટલે સંપુર્ણ કુદરત વસેલાં કેહપને રાખનાર. અહિંયાં અશો જરથુસ્ત્રને માટે એ ઇશારો છે. તેવ-ણનું કેહપ તો અમશાસ્પંદોમાંનું એક હતું માટે તેવણમાં બહમન અને અષ હમેશાંજ વસતા હતા. અહિંયાં ત્યારે **'બહમન સાથના'** જરથુસ્ત્રને કહેવા ધારેલા છે.

'ઇ' એટલે તેઓ–તેઓ બે એટલે દીની **'સાસ્ન્યા'**–દીની ભેદ-દીનમાં શીખવેલું બધું મીથ્ર–માંથ્ર–યસ્નની ગતીનાં શીક્ષણો, જેઓ સાધા-રણ રીતે ઝંદ અવસ્તા તરીકે ઓલખાય છે તેઓ.

'ઇ' શબ્દ દર્શક સર્વનામ બહુવચનમાં છે એટલે 'આ બધું.' 'ઇ' શબ્દ દ્વી વચનમાંબી આવે. આ વખતે તેને માટે અવસ્તા વ ઝંદ-માંનું બધું એમ અર્થ કરે છે. આવો અર્થ પહેલવીમાં છે.

**'એએઆવા'**ને માટે પહેલવીમાં **'પુમન'** એટલે મોઢું શબ્દ આપેલો છે. મોઢાંથી દીનનો ઇલ્મ શીખી માંથ્રો ભણી સત્ય બોલીને ઉરૂની હાલતે પુગે. **મોઢાંમાં** સત્ય બોલવાની ગતી છે માટે **'મોઢાં'**થી પાર પડાય છે. મોઢું જયારે સત્યનું બોલતું થાય, કે પછી મોઢાંમાં ઉપર કહયું છે તેવો ખાવાનો ભેદ ઉભો થાય. માટે **'એએઆવા' મોઢું** અને **'સાસ્ન્યા'** બેઉને સંબંધ આપેલો છે. માણસને જ્યારે તેની ભાષાની ઉપર કાબુ રહેતો નથી એટલે માણસની ઉપર જયારે બુરા કેશાશી પ્રવાહો પડે છે, ત્યારે તેણે **પોતાનાં મોઢાંને પતેત અને મહેર પ્રમાણે ચાલતું કરવું એ મોટામાં મોટી તરીકત છે.** મોઢું તો માઝીનાં કર્મને લીધે અસત્ય બોલશેજ–તે જન્મ્યો ત્યારથીજ તેવું થવા કુદરતે તેનાં પાપોને લીધે ધારેલું છે. પણ જેવું અસત્ય બોલાયું કે તુરત તેનો અંગીકાર કરીને હવેથી તેમ નહિ થાય તેની ચોંપ રાખી, તે અસત્ય ઉપરથી હાથ ઉઠાવવો તેને **'પતેત અને મહેર'** કહે છે. આવાં માણસો

કે જેઓના મોઢાંમાં ખાક છે તેઓ કંઈબી ખોરાક ખાય તે તો તેનાં શરીરરૂપ તનમાં દટાઈને વાસ મારતો થવાનોજ, જેને અવસ્તામાં **'નસુસ્પ'** કહે છે. પણ જયારે એક ઇનસાનની ઝબાનમાં મહેર વસે છે, ત્યારે તો તે મહેર યઝતથી અને અષ વહિશ્તથી દોરવાશે-તેઓની કુદરતનાં કહયાસરનુંજ ખાશે, જે કુદરત તે ખોરાકને ગવનો કરીને તેનાં રૂવાનમાં આમેજ કરશે, જેથી તેનું ખાધેલું તેનાં જડ તનમાં દટાઈને વાસ મારતાં નર્કના ભેદે પુગશે નહિ. આમ મોઢું અવ્વલ અને આખેર બેઉમાં અગત્યનું છે. મોઢાં અને **'સારન્યા'**=દીની સિદ્ધાંતો બેઉ સાથેજ જાય. માટે અહિંયાં **'એએઆવા'**ને મોઢાંનો અર્થ પહેલવી અને સંસ્કૃતમાં આપેલો છે.

## હા ૨૯–૭ની ક્ષ્નૂમીક શરેહ:

ગાથાનો આ ફકરો **'માંથ્ર'** કેવા છે, તેઓની જાત બુન્યાદ શું છે, તે વિષે કહે છે. માંથ્રો તો **'આજૂતોઇશ'** છે એટલે મુરાદ બર લાવનારા છે, માટે **માંથ્રો**ની ઉપર શક લાવવો એ ખુદ દાદારની કુદરત ઉપર શક લાવવા જેવું છે એમ ખુદ ગાથા કહે છે. અહિંયાં ક્ષ્નૂમના ઘણા ભેદો પડેલા છે, જે બધું ઉપરના શબ્દ અર્થની વીગતમાં જોવું. જરથુસ્ત્રની મકદુર શું છે અને જરથુસ્ત્રને દાદાર કેવી બુલંદ ચીજો આપીને મોકલે છે તેનો ભાશ અહિંયાં આપેલો છે. અહિંયાં કહે છે કે **'મઝદાઓ ગવોઇ ક્ષ્વીદ્દેમચા હુવો'**=મઝદા પોતે ગવની ચીજોને તકવો–સ્તોતોનું બળ આપે છે–પોતે ખુદ બ ખુદ આપે છે, એટલે જે કોઈ માણુસ દીન ઉપર ચાલવા મથન કરે તેને મદદ કરવા મઝદા ખુદ પોતે તેઝી આપે છે. જેમ જેમ પેલો માણુસ તરીકત ઉપર ચાલવા મથે છે તેમ તેમ મઝદા તે માનવને લગતી તેની હેઠલી વસ્તીમાંની દરેકને ગોસ્પંદ થઇ શકે તેવો નાદ–**'ક્ષ્વીદ્દ'**=તેવું પોશણ આપીને તેની ખરફસ્ત્રી ભુલાવી દે છે. પછી જયારે તે માનવની ઝબાન મહેરવાલી થઇ રહી કે પછી મઝદા તે ગોસ્પંદ થયલાઓને ઉપર કહયું છે તેમ **'બાઝા મસીહ'** અને **'સીના મસીહ'**ના ભેદમાં લાવીને પાર પાડે છે. ત્યારે **ઍરૅતેઈબ્યો** કાં તો ગુનાહગાર કે અશવન બેઉ હોય તે બેઉને **'એએઆવા'**=મોઢાંની ગતીથી 'ઇ' એટલે **'સારન્યા'**=દીની સિદ્ધાંતો પાળવે ફાયદો થશેજ, એમ બધું કરાવનાર જરથુસ્ત્ર વગરનો બીજો કોઇબી નથી એમ અહિયાં કહે છે. ત્યારે અહિંયાં **ગવોઈ ક્ષ્વીદ્દ** શબ્દો માનવને લગતી હેઠળી વસ્તીને માટે તેઓની વીગત માટે લાગુ પડે છે.

**'ગવોઇ'** તે અંતર જગત છે, તે કેહર્પ છે, કે જેમાં કુદરત

વસીને તે જગતના જડ ભાગને સુક્ષ્મ કરવા પોતે કશ્ત કરીને તે જડ જમીનમાં રહીને પોતાનું કામ કરી રહે છે. માનવને લગતી તેની હેઠલી દુન્યાની વસ્તીમાં દાદાર 'ક્ષ્વીદ્ર' એટલે sweetness એટલે ભલું પોશણ એટલે અહુનવરના નાદના સ્તોતો આપીને તે બધી વસ્તીની દરેક ચીજને ગવોઇવાળી કરે છે એટલે તે દરેક ચીજમાંની ગવને તે ચીજનાં તનમાં સર્વોપરી કરી નાંખે છે. ત્યારે 'ઉરૂ' થાય તેની આગળ એટલે માનવ હજુર તરીકત ઉપર ફાંફાં મારે છે એટલે હજુર તેની ઝબાનમાં ખાક છે અસત્ય છે ત્યારથીજ કુદરત તેને લગતી હેઠલી વસ્તીમાં 'ક્ષ્વીદ્ર' ની ગતી આપી સ્તોતો આપીને તેમાં 'ગવ'ને મજબુત કરીને તેને ગોરપંદ કરી નાંખે છે. જ્યારે તે માનવની બધી વસ્તી ગોરપંદ થતી જાય છે તેટલા અરસામાં તે માનવ પોતાની જબાનની ખાકને દાબીને સત્યવાન થઇ રહે છે, જે પછી તે 'સાસ્ન્યા'નો ભેદ પામીને દસ્તુર નઇર્યોસંઘ સાહેબ કહે છે તેમ કોઇ ઉસ્તાદથી શીખી રહીને 'સુસીખ્શીતભય'= સુશોભીત ભકત થઇ રહે છે—બધી યસ્ન શીખી રહે છે અને ક્રીયાના જપો કરીને પોતે 'બાઝા મસીહ'-'સીના મસીહ'ને ભેદે પુગીને પેલાં પોતાનાં ગોરપંદોને એક એકમાં મેળવીને એક પસુમાં આણે છે જેને 'હોમોગોન પસુ' કહે છે, અને પછી પસુપચથી તેનો આહાર ઉપર કહ્યો છે તેવો રોશન ગતીનો કરે છે.

અહુરમજદ પોતે માંથ્રોને રચીને તે માંથ્રોને જોરે bounty નેઆ-મત ખેંચી અપાવે છે-એટલે પોતાનાં રૂવાનને લગતાં અંશોને ખેંચવા માટેનું જોર ઉભું કરાવી આપે છે. જે કોઇ મોઢાંની ખાકને દાબી મહેર પતેત કરે અને માંથ્રો ભણે-તરીકતો પાળે, તેને તે માંથ્રો કુદરતની બક્ષેશ અપાવીને સત્યવાદી થવા તરફ દોરવી લઇ જાય છે. આમ જેમ જેમ થતું જાય છે, તેમ તેમ કુદરતી કાયદે તેનું તે કામ નવગણાં જોશે વધતું જાય છે એટલે કુદરત તેને નવગણો જોશ આપી રહે છે. કુદરત પોતાની bounty કરમ બક્ષેશ જેને 'ક્ષ્વીદ્ર' કહે છે, મીઠાશ કહે છે, ભલા નાદોના સ્તોતો કહે છે, તે 'ક્ષ્વીદ્ર' મારફતે તે ઇનસાનને લગતી હેઠલી વસ્તીને ખરફસ્ત્રી ગતીમાંથી ગોરપંદી કરાવતી રહે છે. આમ માનવનો એક મરતબેનો રોશન ફેલ કુદરતના દસ મરતબાના ફેલનો ફાળો પામવા નસીબવંત થઇ રહે છે. આમ કુદરત તેને માટે ગવોઇ=ગોરપંદનું ટોળુ ઉભું કરાવી રહે છે. આ ગોરપંદો પછી પોતાના તે માનવનાં રૂવાનને માટે દુઆ કરે છે, જેથી તે માનવ-ની ઝબાનમાંથી ખાક જઇને સત્ય થઇ રહે છે. આથી માનવને ઉસ્તાદ મળે છે, જે તેને 'સાસ્ન્યા' શીખવે છે-માંથ્રો ભણાવી ઘણી બારીક તરીકત

ઉપર ચલાવીને કુદરતની bounty કરમ ઘણીજ ખેંચાવી અપાવીને તેનામાંનાં ખાકી ચશ્મોને રોશન કરાવે છે. 'બાઝા મસીહ' અને 'સીના મસીહ' નાં ભેદ પુગાડે છે, જેથી તેનામાં બાજુનો જોર ક્ષથ્ર એટલે ચીરની ગતી આવે છે અને સીનાનું જોર અષ એટલે હોશ અને ખેરદનું જોર આવે છે, જેથી પછી તે પોતાની હેઠલી વસ્તીને 'મસનચ' ની કરે છે એટલે તે વસ્તી એક એકમાં ખોરાકથી મળે એમ કરે છે. જમાદાતને નબાતાતના ઉગવાના ભેદથી નબાતાતમાં મેળવી નબાતાતને પોતાના ગોસ્પંદે-હુદાતથી ખવડાવી-ગોસ્પંદોને એક પસુમાં આણે છે-એમ અંશોને મસનચના કરી એટલે એક એકમાં મલીને મસ=મોટા કરી તેમાં 'વંઘહુનચ'=રૂ ખોલીને તેઓને 'સ્પયન્ચ' એટલે તે માનવમાં મળે તેવા રોશન કરે છે, જે પછી ઉપર કહ્યું છે તેમ પસુપચથી તે માનવમાં 'પસ' થઇ રહે છે-આવી મળી રહે છે-ખએત્વેદથી કરે છે. આમ ત્યારે ક્ષ્નૂમની ફીલસુફીનો મોટો ભાગ આ ફકરાના ભેદમાં રહયો છે તે કોઇબી જોઇ શકશે.

•

ત્યારે આ આખા ર૯મા હામાં કહે છે કે ગેતીની શરૂઆતનો ભાવ જે કંઇ હતો તે એવો હતો કે તેથી ગેતી ટકી શકેજ નહિ, પણ ટુંક વખતમાં નાશ પામે. ગેતીને તો એક ચકરાવો ૮૧,૦૦૦ વર્ષનો લેવાનોજ છે, કે જે પછીથી તે ગેતી અમુક વખત લગીમાં રહીને પાછી ઉગીને બીજો તેવો ચકરાવો શરૂ કરે. પણ ગેતીને આમ બરફની બલામાંથી જીવતી થવાને ભાગ્યેજ ૪૦૦૦ વર્ષ થયલાં એટલામાં તો ગેતીમાં એવો ભાવ થવા લાગ્યો કે બીજા ૪,૦૦૦ વર્ષ લગી તે ભાગ્યેજ ટકી શકે. ગવ એટલે નીસ્તી-ગેતીને ટેકવતી કુદરત અને તે કુદરતનો ધણી કુલ મુખતાર ગેઉશ ઉર્વા અને તેની પુર્ણ બુધ્ધી ગેઉશ તષન, કે જેઓને ગેતીને આવા ૮૧,૦૦૦ ના દવ્વારોમાંથી ચલાવવા દાદારે નેમેલા છે, તેઓ હવે ૪,૦૦૦ વર્ષ પછી ગેતીની નવરચના એવી કરે છે કે જેથી ગેતી ૮૧,૦૦૦ વર્ષનો દોર દરેઘો ખદાત પુરો કરી શકે. આવું બંધારણ કરવા જે કોઇ નર ઉતરે તે ભલેને ઇનસાનના રૂપમાં હોય, પણ તે ગેઉશોનો સાથીજ હોવો જોઇએ, કે જે નરને તે દાદારેજ ગેઉશોની માફક અગાઉથી નેમેલો હોવો જોઇએ અને તે નર તેવું મહાન કામ ટુંક મુદતમાં કરી શકે માટે તેવી મોટી કામ કરવાની સામગ્રીબી સાથે સાથજ તેના જન્મ અગાઉથીજ કાપેલી હોવી

જોઇએ. આ સામગ્રીને *મીનો ગાસ કહે છે એટલે ઉપઇરી-દખ્યુનાં કુદરતનાં સ્થાન ઉપર ઉભી કીધેલી સંસ્થા કહે છે. આ ગાસમાંની સામગ્રીઓમાંની મુળ સામગ્રી તરીકે માંથ્રોનો ભેદ-"ગવોઇ ક્વીદૃ"નો ભેદ 'ઉરૂષએઇબ્યો' એટલે અશવનો અને મેરેતબ્યો એટલે ગુનાહગારોનાં તારણ માટેનો ઉભો થયો છે, જેઓ 'સાસ્ન્યા' તરીકે ઓળખાય છે. પેલાં ૪,૦૦૦ વર્ષ લગીમાં પઓઇર્યો-ત્કએષ નરો પાદશાહ પહેલવાન તરીકે ગેતીના રક્ષકો તરીકે હોય છે. તેઓ આ ૨૯ મા હાના સુત્રોના ભેદમાં મોટો ભાગ ભજવે છે. તેઓજ કહે છે કે હમો શું કરી શકીએ, હમો તો વેઠીઆની વેઠ કરનાર જેવા છીએ કેમકે હમારી પાસે તેવાં હથ્આર નથી અને તેવાં હથ્યાર ફેરવવાની ગતીબી નથી. હમારી પાસે 'આજ્જૂતોઇશ માંથ્ર' કે ગવોઈ ક્વીદૃ કરવાનું સાધન કે ઉરૂષએઇબ્યો કે મરેતએઇબ્યો માટે જોઇતી દીની 'સાસ્ન્યા' નથી, કેમકે તે બધાંને કામે લગાડવાની ગતી હમારી નથી. તે તો જરથુસ્ત્રનેજ મળશે એટલેજ હા ૨૯-૬ માં કહે છે કે 'અત જી થ્વા ફ્શુયન્તએઇબ્યો વાસ્તરયાઈચ્યા થ્વોરેશ્તા તતષા'=ભાત્રીએ તેનેજ તેને માટે હમેશને માટે ધડી રાખ્યો છે, જેનો પડઘો પછીના ફકરા ૨૯-૭ માં આમ પાડે છે કે 'કસ્તે વૉહૂ મનંઘહા યે ઇ દાયાત એએઆવા મૅરૅતએઇબ્યો': બહમનને પોતામાં વસાવેલો એવો કોણ હોય કે જે ગુનાહગારો કે જેઓ ગેતીના દમને આજે ગુંગળાવે છે તેઓની શુધ્ધ ઠેકાણે લાવવા અવરતા ઝંદ અને તેને માટેનું મોઢું આપે-ખરેજ તે જરથુશ્ત્ર છે. આમ ત્યારે આ પઓઇર્યો-ત્કએષોનું મનન છે.

**હવે દીનકર્દનાં સુદકર નસ્કને આ ફકરાની તાવીલ માટે લઇએ.**

વાંચો સુદકર નસ્ક પાને ૧ લે.

અહિંયાં કહે છે કે ગેતીમાં કેથેબી ભલો મામલો નથી. બાપ-દીકરા, ભાઇ-ભાઇ, ભાઇ-બહેન, વર-બઇરી કોઇબી એક એક તરફની ફરજ અદા કરતું નથી-ભલાંઓને પેટે કપુતો જન્મે છે માટે કપુતો

---

* પેગામ્બર સાહેબનું રૂવાન-બઓદ અને કેહર્પ ચઝતી પ્રગતીકરણનાં હતાં. તેવણે જેમ ગેતીમાં અવતરીને જગતની નવરચના કીધી હતી તેમ તેવણે ગેતીમાં ઉતરયા અગાઉથી ગેતીનાં તે કામને માટેની સામગ્રીઓ તઇયાર કીધી હતી. મીનો ગાસનું બંધારણ તેવણે જન્મ અગાઉ કીધું હતું. આનો ઇશારો દીનકર્દમાંબી છે જ્યાં કહે છે કે જરથુશ્ત્રને અગાઉથીજ તૈયાર કરવામાં આવેલા હતા.

માવતરેની કીંચેલી ભલાઇઓને ભુસાડી નાંખે છે–માટે ગાથાના મીનોની એટલે ગેતીને ચલાવવા માટે થયલી પાંચ વર્ણોની ઉપર નેમાયલી યઝતી ગતી નામે **ગાથાઓ** મોટી ફરયાદ કરે છે, વીગેરે વીગેરે. આ ફરયાદનું નીરાકરણ થતું આપણે **હા ૨૯–૭** ની છેલ્લી લીટીમાં જોઇએ છીએ. ઉપર કહી ગયા કે ગેતી કે જેમાં બદી પુર જોશમાં છે, જેનો પડઘો **સુદકર** નસ્કમાં ટુંકમાં આપે છે, તેવી ગેતીનું તારણ કરનાર તરીકે હમો પઓઇર્યો–ત્કએષો સરજાયલા ઠેલા નથી. જરથુસ્ત્રનેજ તેવો ઉભો કીધો માટે તેને દાદારે તેવી સામગ્રીઓ–તેવાં હથ્યારો નામે માંથ્ર વીગેરે આપ્યાં છે, જેનો ભેદ વંદીદાદની ૧૮ મી પરગદ માંબી છે–કે જે સામગ્રીથી જરથુશ્ત્ર સુદકર નસ્કમાં જણાવેલી ગેતી ઉપરની અવધી દુર કરશે. ત્યારે **હા ૨૯–૭** ની છેલ્લી લીટીનો ભેદ સુદકર નસ્કનાં બ્યાનનું નીરાકરણ કરી આપે છે. આમ **હા ૨૯–૭** ની છેલ્લી લીટીમાં 'મૅરતેઇબ્યો'ને સુધારવાની વાત છે તે 'મૅરતેઇબ્યો' કેવા બુરા હતા તેનું બ્યાન આ સુદકર નસ્કમાં છે. આમ સુદકર નસ્ક આ આખા ૨૯ મા હા અને તે માંહેલા દરેક ફકરાને એક યા બીજી રીતે સમજાવી રહે તેમ લખાયો છે, જે લખાણ ત્યારે ખરેજ ઘણુંજ અર્થસુચકનુ અને પ્રસંશા પાત્રનું અને પોતાની સમજાવવાની નેમને બજા લાવનારૂં છે, જેની કદર આજના વીદવાનો હકીકતી ક્ષ્નૂમીક જ્ઞાન વગર કરી શકતા નથી.

## હવે વરશ્ત માન્સર નસ્કની વીગત આ હા ૨૯–૭ ની સમજ સાટે જોઇએ.

(વાંચો આ નસ્ક પાને ૨ થી ૧૩ મે).

અહિંયાં **ગેઉશ** ઉરવા દાદારની મીજલસની આગળ પોતાને સોંપાયલા ગેતી–નીસ્તીને ચલાવવાનાં કામને બજા લાવવાની ફરમાન–બરદારીનો પેમાન આપે છે, અને ગેતી–નીસ્તી કેવી થશે તેની બધી બુરાઇઓનો ખ્યાલ આપે છે. ગેઉશોને જયારે એવી આફતરૂપની નીસ્તી–ગેતીને ચલાવવાની છે માટે ગેઉશો સંસારનાં બંધન રહીતનીજ થશે–લાગણીઓ વગરની યઝતી ગતીના દબદબાવાળી જો કે નીસ્તી–ગેતીમાં સંડોવાયલીજ રહેશે, પણ તેઓને મદદ કરવાની શુભ લાગણી પઓઇર્યો–ત્કએષો અને ભલા નરોને આપવી જોઇએ. આવી રીતે ત્યારે ગેઉશો નીસ્તી–ગેતીને ચલાવી રહે છે અને ભલા નરો તેણીને મદદ કરે છે, જયારે આશમોઘો કીકો–કરપો તેણીનો ભાર વધાર્યાજ કરે છે. ત્યારે **માનવ માત્રનો ધર્મ એ રહેવો જોઇએ કે તેઓએ ભલી કારદાનીથી ગેઉશનો**

ભાર ઓછો કરવો, કેમકે જાનવરી વસ્તી તેમ કરી શકે નહિ. માનવ જાતને એવા ભલા સબકો આપવા અને માનવ જાતની મારફતે જાનવરોનેબી તેરવવા જરથુશ્ત્રને નેમેલા છે, જેવણુ ભલા સબકો ગેતીને તે માટે આપી રહેશે. એમ જરથુશ્ત્ર માનવ તેમ જાનવરોના સરદાર તરીકે ઠેહેલા છે આવું કંઇક બ્યાન વરશ્ત માન્સર નસ્કના ૧ થી ૬ ફકરામાં છે તે બધાં બ્યાનને ઉકેલનારો આ હા ૨૯–૭ નો ફકરો છે, કેમકે ત્યાં કહે છે કે અહુરમજદે ભણુવાના માંથ્રો એવા બનાવ્યા છે કે જેથી ફાયદોજ થશે એટલે ઉપરના દીનકર્દના વરશ્ત માન્સર નસ્કના ૧ થી ૬ ફકરાની વીગત બર આવશે. ગવોઇને એટલે જાનવરી વર્ગની દુન્યાને તેમ 'મૅરતેઇબ્યો'=ગુનાહગારોને તેમ 'ઉરૂપએઇબ્યો'=ભલાં નર નારીઓને બધાંનેજ ફાયદો થશે. દીનકર્દના વરશ્ત માન્સર નસ્કમાં કહે છે કે ગેતીમાં જે કંઇ આફત છે, જે કંઈ બધું ગેરઇનસાફ જેવું છે, તે બધુંજ દાદારની હિકમતમાંજ છે; દાદારે બધું ઇનસાફની રૂયેજ ચલાવેલું છે અને ગેતીમાં ધનાની દખલગી હદ–ઇનસાફથીજ છે. ઘના પોતે તો દખલ કરવા માંગતોજ હતો નહી, કેમકે ઘના તો સ્પેનાની અંદર મર્જ હતો માટે અનંત સુખમાંથી વૃદ્ધિના દરયાવમાંથી ઘટતી થવા માટે તેને તેવો અધુરો ઉભો કીધો છે તે ત્યારે એક મોટી હીકમતજ છે. એમ ગેતી–નીસ્તીમાં 'ગેઉશ' ભલી ખેતી કરાવીને સત્ય કમાવી રહે છે. આવી ખેતી કરવા માટે ગેઉશ ઉરવાએ માંગણી કીધી છે. તેણી માનવને તેવો ઉદયોગ કરવા સુચવે છે–માનવને 'પસુશહુરૂન' થવા સુચવે છે–આ બધું જરથુશ્ત્ર માંથ્રો લાવીને લોકોને આપીને કરાવશે–જરથુશ્ત્ર એકલાજ એવા છે કે જેવણુ ગેઉશની ઇચ્છાને બર લાવશે–આવું બધું બ્યાન વરશ્ત માન્સર નસ્કના સાતમા ફકરાથી તેરમા ફકરા લગીમાં આપેલું છે તે આ હા ૨૯–૭ની છેલ્લી લીટીનો ઉકેલ રજુ કરે છે. જરથુશ્ત્ર વગર અને તેવણુના આપેલા ૨૧ નસ્કો અને તેઓ માંહેલી રહેલી ઝન્દ અવસ્તાની ભલી અસર વગર એટલે માંથ્રોના આશીશોને લીધાં વગર, તે બધું જે વરશ્ત માન્સર નસ્કમાં જણુાવેલું છે તે થઇ શકેજ નહિ–માટે જરથુશ્ત્ર ઉતરીને તે બધું બજાવશે. એમ ગેઉશને ફાયદો આપવા જરથુશ્ત્ર નેમાયા છે, તે બધું જે આ વરશ્ત માન્સર નસ્કમાં છે તે હા ૨૯–૭ ના ફકરાનો તાત્પર્યજ છે.

## દીનકર્દના બગ નસ્કની ચાવી હા ૨૯-૭ ને લગાડએ.

### (વાંચો બગ નસ્ક પાને ૧૩ થી ૩૨ મે).

અહિંયાં ગેઉશ ઉરવાને 'લા ચેહેવન્ત'=ગેરહાજરી વિષે ફરયાદ કરતી ચિતારી છે એટલે ગેતીમાં લોકો ગવની પરોપકાર ગતી રાખતા નથી માટે તેઓ જો ગવની ગતીવાળા થાય તો ગેઉશનો ભાર ઘણો આસાન થાય. પછી 'ગવ'નાં પરદુખભંજની થવાનાં દીની સિદ્ધાંતોને એક પછી એક બતાવી રહે છે.

હા ૨૯-૭ માં કહે છે કે દાદારે વૃદ્ધિ માટે 'સાસ્ન્યા'=દીની સિધ્ધાંતો મુકરર કીધા છે, જે બધાંને 'અવસ્તા ઝંદ' તરીકે ઓળખેલા છે. તે બધાંને લાવનાર શીખવનાર જરથુસ્ત્ર વગર બીજો કોઇજ નથી. આ બધા 'સાસ્ન્યા'નો કંઇક ભેદ ત્યારે બગ નસ્કના આ બધા ૧ થી ૧૬ ફકરાઓમાં છે; પણ બગ નસ્કના આ બધા સોળ ફકરાઓ જેઓ ગવની ગતીને વધારીને દુન્યાની ભવને મદદ કરવાના સિદ્ધાંતો બતાવે છે એટલે હા ૨૯-૭ ના ફકરામાં 'સાસ્ન્યા' અને 'ઇ' 'હાયાત' શબ્દોમાં જે ભેદો છે તે બધા ભેદો બતાવે છે તેવા બધા ૧૬ ફકરામાંના બતાવેલા સિધ્ધાંતોમાંના નવ અને દસ ફકરાના સિધ્ધાંતને ખાસ રીતે જોઇશું કેમકે તેની નોંધ છેલ્લી બે લીટીમાં આવે છે. દીનકર્દના વરશ્ત માન્સરના નવમા ફકરામાં કહે છે કે દરેક માણસે 'ખેશકારીહ઼ ઇ કદારૂચાઇ'=કોઇપણી જાતની ખીશ્કારી કરવા માટે ઉદયોગ કરવા માટે 'પાહ઼લુમ'=પહેલી 'મનદાવમ'=શરત ચીજ આ છે કે તેને માટે તેણે 'ચેકાવીસુનીનત'= ઉસ્તવાર રીતે ઉભા રહેવું 'ચેહેવુનેદ'=એમ કરવું જોઇએ. એટલે દરેક કામ શરૂ કરતી વખતે ખંત રહેવી જોઇએ-એમ ગવની ખીલવણી કરવા માટેના ઉદયોગ-પ્રયોગ-તરીકત કરવા માટે ખંત જોઇએ, કે જેથી કુદરત તેને ફાયદો આપશેજ-આવી વીગત તે નવમા ફકરામાં છે. પછી આગળના દસમા ફકરામાં ઉદયોગ કઇ રીતનો-કેવો હોવો જોઇએ તે વિષે કહે છે કે જે કોઇ 'યોન્ગ' =મોઢું ઝબાન અને 'અવઝારૂ'=હથ્યારો આલાતો એટલે તે મોઢાને પવિત્ર રાખી મુકવાની સામગ્રી રાખીને મોઢું વાપરે તેનામાં 'વોહુમન દાશ્તન'= બહુમનનું રહેઠાણ થાય છે. અહિંયાં તરીકતની પુર્ણ રીતી શું છે અને તેથી સ્વાર્થ દુર થઇને પરદુખભંજની થવાય છે તે બધાં દીની સિધ્ધાંતોની યાદ છે. પછી આગળ તે વિષે વધુ સમજાવી રહે છે. આ બધું બ્યાન જે ઉપરના નવ અને દસમા ફકરામાં કહે છે તે બ્યાન ગાથા હા ૨૯-૭ માંની બીજી અને છેલ્લી ત્રીજી લીટીઓનો ભેદ ખોલી રહે છે. બીજી લીટીમાં

કહે છે કે 'મજદાઇ હુવો'=મઝદા પોતે પોતાની ગીરેથી માનવના પુન્યની ઉપર મદાર રાખીને નહિ પણ પોતાની તરફથી 'ઉરૂષએઇબ્યો' =આગળ વધેલા માટે કે 'મરૅતએઇબ્યો'=ગુનાહોગારો માટે 'ગવોઇ'= ગતની દુન્યાને એટલે તેઓને લગતા અંશોને 'ફ્વીહૅમ્ચા'=ગોરપંદી ગતીના નાદમાં ચલાવે છે-વૃદ્ધિમાં ચલાવે છે, એટલે કહે છે કે ગમે તેવો ગુનાહગાર હોય કે સવાબકાર હોય તે બેઉ જો જરથુસ્ત્રની રીતી ઉપર ઉસ્તવાર રહેવાની મહેનત કરે, તો તેની મહેનતનું ફળ આવે તેની અગાઉથી મઝદા પોતે તેને લગતી ગવોઇને આગળ વધારે છે, કે જેથી તે ગવોઇ તેને ઓળખીને તેને દુઆ દે છે, જેથી તેનું આગળ વધવું ઘણું જલદી થશે. અહિંયાં ત્યારે તરીકત ઉપર ઉસ્તવાર રહેવે કેટલો બધો કુદરતી ફાયદો થશે તે બતાવે છે. એકગણો આગળ જો તે તરીકતવાળો જાય તો કુદરત તેને દસગણી આગળ ખેંચી લઇ જશે-એ સિધ્ધાંત અહિંયાં છે, આવો ભેદ જે ગાથાની આ બીજી લીટીમાં છે તેજ ભેદનું ચોક્ખું બયાન આ નવમા ફકરામાં છે. પછી હા ૨૯–૭ ની છેલ્લી ત્રીજી લીટીમાં કહે છે કે 'વોહૂ મનંઘહા'=બહમનના મનવાળો બહમનને પોતામાં વસાવેલો 'કસ્તે'=કયો નર છે કે જે 'ઇ'=આ ઝંદ અવસ્તા-આ બધા સિધ્ધાંતોને માટે મોઢું કરી આપે. હા ૨૯–૭ ની છેલ્લી લીટીમાંના 'એએઆવા'=મોઢું અને 'વોહૂ મનંઘહા'='વહમન સાથનો' આ બે શબ્દોની ઉપર દસમા ફકરામાં નોંધો છે.

ત્યાં મોઢાંનો 'અવઝારૂ' બનાવવા કહે છે, જે માંથ્રો ભણવાથી થાય છે, એટલે માંથ્રોની અસરથી ઝબાનની ખાક એટલે જુડાઇ ધીમે ધીમે જશે અને જે કોઇ ખરી રીતનો સાચ્ચો હશે તે તો માંથ્રોની તરફ માંથ્રોમાંના આશીશોની તરફ લોહચુંબકની માફક ખેંચાશેજ. એટલે કહે છે કે મોઢાંથી સાચ્ચું બોલી તેમ માંથ્રો ભણવે તે મોઢું અવઝાર આલા-તરૂપ થાય છે એટલે બહમન વસેલું થશે. જરથુસ્ત્ર પોતે એવા હતા માટે માંથ્રનો ભણનાર મોઢાંનો અવઝાર ઉભો કરી પોતામાં બહમનને વસાવનાર તેવણનો નાનો નમુનો થશે. એમ ત્યારે બગાન નસ્કમાં ગવની ગતી કઇ રીતે મેળવવી તે સિધ્ધાંત છે, જેઓનો લાવનાર જરથુસ્ત્ર વગર કોઇજ નથી એમ હા ૨૯–૭ કહે છે. આવી રીતે બગ નસ્ક હા ૨૯–૭ ની તાવીલ બોલી રહે છે.

હા ૨૯—૮

અએમ[૫૮] મોઈ[૫૯] ઈદા[૬૦] વિસ્તો[૬૧] યે[૬૨]-ન[૬૩] અએવો[૬૪] સાસ્નાઓ[૬૫] ગૂષતા[૬૬]

જરથુશ્ત્રો[૬૭] સ્પિતામો;[૬૮] હ્વો[૬૯] ને[૭૦] મજ્દા[૭૧] વશ્તી[૭૨] અષાઇચા,[૭૩]

ચર્કરેથ્રા[૭૪] સ્રાવયેંઘહે,[૭૫] હ્યત્[૭૬] હોઇ[૭૭] હુદ્મેમ્[૭૮] દ્યાઇ[૭૯] વખ્દ્રહ્યા.[૮૦]

આ[૫૮] (ખાસ નર) ‖ મને[૫૯] ‖ અહિંયાં[૬૦] (આખી સૃષ્ટી માટે દહિશ્ન માટે) ‖ જણાયલો,[૬૧] ‖ કે જેણે[૬૨] ‖ એકલાએ[૬૪] ‖ મારી[૬૩] ‖ શીખામણો–પાઠો[૬૫] ‖ સાંભળેલા છે[૬૬] ‖ તે[૫૮] ‖ સ્પિતમ[૬૮] ‖ જરથુશ્ત્ર[૬૭] ‖ (છે). ‖ તે પોતે[૬૯] ‖ હમારે માટે[૭૦] (એટલે) ‖ મઝદા માટે[૭૧] (એટલે કુલ સૃષ્ટી રચના અને તે માંહેલી પાંચે પાંચ વર્ણોની રચના જેઓ મઝદદાતથી ભોગવટાઓ કરી રહી છે તેઓની રચના થવા માટે એટલે ગ્નાન માટે અને) ‖ અષની શકિત માટે[૭૩] (એટલે તે બધી વર્ણો–તે બધી પેદાયશ ભોગવટાઓ કરીને અહુરદાતથી પાર પડવા માટે અષની શકિત મેળવી રહે તેવા પ્રચાર થવા માટે એટલે ગ્નાનના અમલને માટે) ‖ ઇચ્છે છે[૭૨] (હમારી મરજી ચલાવવા માંગે છે; એટલા માટે) ‖ ઘડી કાઢેલી[૭૪] (બનાવેલી ઉભી કીધેલી, મુરાદે પુગાડે તેવી હીકમતો) દુજ પરહેઝની બાજે વીગેરેની ભલી સલાહોને ‖ સાંભળીને સંભળાવવામાં માટે[૭૫] (એટલે જેમ કુદરત તરફથી તોરીક મળી છે તેમ તોરીક સાંભળીને તે બધી હીકમતો ઉભી કીધેલી છે તેઓને સંભળાવવા માટે–ચલાવવા માટે–લોકો તે બધાનો ઉપયોગ કરે માટે તેઓને જાહેર કરવા ઇચ્છે છે), ‖ કે જેથી[૭૬] ‖ તેને[૭૭] (તે હીકમત પ્રમાણે ચાલનારને) માટે, ‖ વચ=સાચ્ચી યઝતી ગોઠી જે અમર ગતી તરફ લઇ જાય છે તેવી સચ્ચાઇ ઉભી કીધેલા સાધનોવાળાઓને મળતો[૮૦] ‖ (ભલો બદલો–પેલી) ગીનોઇ દુન્યાનું રોશન મુકામ[૭૮] ‖ મળે એમ મુકરર કરૂં છું–અપાવવા માંગું છું.[૭૯] ‖

અહિંયાં 'વખ્દ્રહ્યા' શબ્દનો અર્થ સાચ્ચી ઝબાન રાખનારા તરીકેનો

છે. કોઈભી નર જે કોઇ ઝબાનથી જુઠ્ઠું બોલેજ નહિ એટલે જેમાં સ્વાર્થ હોયજ નહિ તેને 'વર્ખ્દ્દ' એટલે વચ=સાચ્ચા સખુનો રાખવાનાં સાધન-ઝબાનવાળો કહયો છે. એ શબ્દ ત્યારે જરથુસ્ત્રને માટે નથી પણ જે કોઇ નર સાચ્ચો હોય તેને માટે છે.

'ચર્ર્કર્રથા'=દુજને-હવસોને મારીને ગવમાં બદલવા માટેની હીકમતો-અવસ્તાના માંથ્રો, બાજો-ક્નૂમનો વીગેરેનો અર્થ રાખે છે. જે કોઇ જુઠ્ઠો હોય તે પોતાની તેવી હવસી ગતી-દુજી ગતીને આ 'ચર્ર્કર્રથા'થી સાચ્ચી કરી શકે. હુયત્ હોઈ=ત્યારે તો એવાને માટે એટલે દુજી ગતીવાળો જે કોઇ ચર્ર્કર્રથા વાપરીને સાચ્ચો થાય તેને માટે પેલા 'વર્ખ્દ્દ'ને મળતું 'હુદેમુ''=બહેસ્ત હું અપાવીશ. 'દૂયાઇ' શબ્દમાં હું અપાવું એમ અર્થ છે. અહિંયાં જરથુસ્ત્રનું મીશન શું છે તેની ટુંક વિગત આપી છે. વધુ સમજ નીચે છે. તરીકતોની મહત્વતા બતાવી છે.

## બીલ્સના પોથામાંની પહેલવી સમજ :

### હા ૨૯-૮ ની પહેલી લીટી માટે સમજ આપે છે કે :

'હુના લિ દહિશ્નો વિન્દીદો'=મને (જરથુસ્ત્ર) તોફ્ફા ચીજ તરીકે માલમ પડેલો છે-મળેલો છે (અથવા એમબી તરજુમો થઇ શકે કે મને પેદાએશમાં જગતમાં (અમુલ્ય) માલમ પડેલો છે. પછી કાઉંસમાં વધુ સમજ આપે છે કે 'અઇઘમ્ જક્ અઇતૂનો અઇખહૂક્ વિન્-દીદો'=મને એવી રીતનો એ માલમ પડેલો છે. (અવસ્તા 'ઇદા વિસ્તો અએવો'=અહિંયાં એવો એકલોજ માલમ પડેલો છે તેને માટે ઉપરની સમજ આપે છે. અહીં જરથુસ્ત્રને તોફ્ફામાં તોફ્ફો-ઉત્તમમાં ઉત્તમ કહયો છે એટલે અપવાદનો કહયો છે). પછી કહે છે કે 'અવો જક્ ઈ લન્મન્ આમૂખ્તિશ્નો હુના ખદૂક્ મૂન્ ન્યોખ્શાક્'=જે કંઇ હમારૂં શીક્ષણ છે તેને એવણ સાંભળતા હતા-સમજી શકતા હતા-એટલે દાદારની વસીઅતને પામનાર એવણ એકલાજ હતા.

### પછી હા ૨૯-૮ ની વચલી બીજી લીટી માટે સમજ આપે છે કે:

જરતૂશ્ત ઈ સ્પિતામાન્=જરથુસ્ત્ર સ્પીતમ (એવો છે ઉપર કહેલો તેવો છે). 'વલ્મન્ જક્ ઇ લન્મન્ અઉહરૂમજદ્દ કામક્ અહ્લાયીહિક્-હમારી એટલે અહુરમજદ અને અશોઇની ખુદ ઇચ્છાજ એવણ છે એટલે હમારી ઇચ્છા તે જરથુસ્ત્રની ઇચ્છા છે. પછી સમજાવે

છે કે 'અઇઘ્ આવાયસ્ત્ ચલ્ કારૂ વકિરૅફ્ક્ જૂનવક્'=એટલે કે કામ જે દુન્યવી છે તે અને નેકી બેઉ સંપુર્ણું રીતે થઇ રહે છે (અહિંયાં મઝ્દાઇ અષાઇચ્યા=મઝ્દા માટેનું અને અષ માટેનું કામ કરવા જરથુ-સ્ત્ર માંગે છે એટલે જગતમાંનું માંગતું લેહણું અપાવી ઇનસાફથી 'હદ' દોરાવીને પાર પાડવાનું તેવણુ કરી રહે છે, તેમાં તેવણુનાં મીશનના થયાની સમજ આપે છે.)

**પછીની હા ૨૯-૮ ની છેલ્લી ત્રીજી લીટી માટે સમજ આપે છે કે:**

'**આરૅફ્રા કરૂદારીહિક્ સાર્યૅદ્રા** = ઉપાયોને બનાવવાનું એટલે બદી સામેના ઇલાજોની ઉભી કીધેલી બનાવટ (અવરતા બાજો-ક્ષ્નુમનો વીગેરેને) ભણીને લલકારે છે. પછી વધુ સમજ આપે છે કે '**અઇઘ્ ચારક્ ઇ દૂજ્ ઈ હેનગેહાન્ બરા યમ્લેલૂનેદ્**'-એટલે કે દુન્યામાંની દુજી ગતી-હવસી ગતીઓ માટેનો આરો-હિકમત-દુજને તોડવાનાં સાધનો ઉભા કરે છે-જાહેર કરે છે-બતાવે છે. '**મૂન્ અવો વલ્મન્ હૂદેમૂનીહ્ યેહ્બૂનેદ્ પવન્ ગોબિશ્નો**'=કે જેથી બોલીની મારફતે બોલીના જોર ઉપર એટલે તે હિકમતના પાઠો ભણવે ભલી જગા બહેસ્ત તેઓ આપશે. પછી સમજાવે છે કે '**અઇઘ્ ગોબિશ્નો ઇ ફ્રારૂનીહ્ રાઇ ઈ ધલ્ યમ્લેલૂનેદ્**'=એટલે કે જેમ સાચ્ચી ઝબાનવાલાને જે કંઇ મળે છે-ભલી જગા મળે છે તેમ '**અશ તમન્ પવન્ મીનવદ્ ગાસ્ ઇ નદૂક્ યેહ્બૂન્દ્**'=તેમ તે (પાઠો ભણુનાર)ને પેલી દુન્યામાં ભલી જગા તેઓ થઝતો આપશે. એમ ત્યારે પહેલવી સમજ ઉપરના તરજુમામાં કહી છે તેવીજ છે, જેમાં **હા ૨૯-૮** ના બધા શબ્દ અર્થો બરાબર રીતે સમજા-વેલા છે, જેઓને નીચે કહેલા શબ્દ અર્થના ભાગમાં બતાવેલા છે.

**શબ્દ અર્થો:**

**અએમ્**=તે (નર એટલે જરથુસ્ત્ર)

**ઇદા**=અહિંયાં એટલે જગતમાં. પહેલવીમાં '**દહિશ્નો**' શબ્દ આપે છે, જેમાં 'કુલ જગતમાં' એમ અર્થ આવે તેમ વળી 'તોફામાં તોફો ઇનામ આપવા જેવો' એમ અર્થ બી આવે.

**વિસ્તો**=જાણીતો થયલો (પહેલવીમાં કહે છે કે '**દહિશ્નો વીનદીદ**'=ઇનામ મેળવેલો-ઇનામ મેળવીને જાહેર થયલો. નર્યોસંઘના સંસ્કૃત તરજુમામાં કહે છે કે તેં ઇનામ મારૂં ઇનામ મેળવ્યું એટલે

પેગામ્બર થવાને માટે લાયક પ્રસંશા મારી તરફથી મેળવી છે એમ જાહેર થયલો એટલે મારી પસંદગીથી ઇનામ પામ્યો એટલે પેગામ્બર થવાનો મોટો દરજ્જો પામેલા).

'યે'=તે; જેણે;

હુવો=તેણે પોતે (જરથુસ્ત્રે)

ને=હમારે માટે એટલે 'મજદાઇ, અષાઇચ્યા'=મઝદા અને અષને માટે.

'મજ્દા'=આ શબ્દને બદલે 'મજ્દાઇ' શબ્દબી લેવાય છે એટલે મઝદા માટે એટલે સૃષ્ટી રચના મઝદદાતથી થઇ રહે છે અને ભોગવટાઓ ભોગવાઇ રહીને સજા-ઝઝા પામી રહે છે તે થવા માટે

અષાઇ=અષ માટે એટલે સૃષ્ટી ભોગવટાઓ ભોગવી અદા કરી રહી અહુરદાતથી ફ્રેરોષ્ત-ખરીદનો પાંચમો ગાહામ્બાર કરીને અષ મેળવીને છઠ્ઠા હમસ્પથમએદેમ ગાહામ્બારે એટલે હસ્તીના પથ ઉપર ચઢવાના મોકાએ પુગે તેમ થવા માટે એટલે દાદાર તરફ પાછા ફરવા માટે એટલે જગતને ઉભુ કરાવીને ફ્રશો-કેરેતી તરફ લઇ જવા માટે

વશ્તી=ઇચ્છે છે-દાદારનું મઝદદાત-અહુરદાતનું કામ પુર્ણ કરવા માંગે છે (પહેલવીમાં કહે છે કે 'વલ્મન્ જક્ ઇ લમન્ અઉહુર્-મજ્દ્, કામક્ અહુલાઇક્'=હમારી એટલે અહુરમજદ અને અષની મરજી તે જરથુસ્ત્ર છે એટલે 'કાર્ વ કેર્ફે બુન્દક્'=કામો એટલે સાધારણ ગતીનાં અને પુર્ણ રીતની નેકીનાં કામો ચાલવાં જોઇએ-કામો થઇ બદલો પામીને ભલી કેરફેની ગતીએ પુગવા જોઇએ તેવી હમારી મરજી જરથુસ્ત્ર પરીપુર્ણ કરવા માંગે છે).

ચર્કૅર્થ્રા : એનો મુળ 'કર્', 'કૅર્'=કરવું-ખેડવું છે, જેનો reduplicated form 'ચર્કૅર્' છે, જેની ઉપર 'થ્ર' મારેફતનો પ્રત્યય મુકાયો છે એટલે ડબલ રીતે પુર્ણ રીતે કામ કરવાની ખેતી કરીને ભલો નતીજો લાવવાનાં સાધનો એટલે દુજને ગવમાં બદલવાનાં સાધનો sacred counsel પાકીઝગી લાવવાની મોતેબર સલાહો એટલે દુજ પરહેઝની બાજો વિગેરે માંથ્રીક સુત્રો, જે હવસોને દુજી ગતીને મારીને ભલાઇ તરફ ફેરવી શકે તે:

પહેલવીમાં એને માટે 'ચારક્ કરૂદારીહ્'=ચારો ઇલાજ

કીધેલો-ઇલાજ થયલો એટલે 'આરક્ ઇ દુજ્ ઇ દેન્ ગેહાન્ બરા યમ્લેલુનેહ્'=આ દુન્યામાં રહેલા દુજને માટે હીકમત આરો તેવણુ જાહેર કરશે એટલે અહિંયાંબી કહે છે કે 'માંથ્રો'ની હીકમત એવી બતાવશે કે જેથી દુજી ગતી તુટી જઇને ગવની ગતી ઉભી થશે. 'કુઁરૅ'-'કર' કરવું ખેડવુંના ડબલ આકારની મારેફતોમાં-સાધનોમાં દુજ પરહેઝના અવસ્તાનો અર્થ છે એટલે 'નીરંગો-બાજો-ક્ષ્નુમનો' ઉભા કરવાનો ભેદ તેમાં છે. Sacred counsel એવા શબ્દો પ્રો. મીલ્સ વાપરે છે તેમાંબી એવોજ અર્થ આવી શકે. નર્યોસંઘના સંસ્કૃતમાંબી એવોજ અર્થ છે.

**સ્રાવયેંઘ્હે**=સાંભળીને બીજાને સંભળાવવાને માટે; એ શબ્દ 'સ્રુ' સાંભળવું ઉપરથી થયલો Causal infinitive પ્રયોજ્ય સામાન્યરૂપ છે. ધાતુ 'સ્રુ' ઉપર 'અયઅ' લાગવે 'સ્રાવય' થયો, જેની ઉપર સામાન્યરૂપની નીશાની હે લાગીને સ્રાવયેંઘ્હે રૂપ થયું. causal verb પ્રયોજ્ય ક્રીયાપદ ધાતુને 'અયઅ' લાગવે થાય છે, જેની ઉપર 'હે' પ્રયોજ્ય સામાન્યરૂપની causal infinitive ની નીશાણી લાગીને આવું સામાન્યરૂપ **infinitive** રૂપ થાય છે. ત્યારે મુળ ધાતુનો જે અર્થ હોય તે સામાને બીજાને લગાડવામાં આવે છે. અહિંયાં 'સ્રુ' એટલે સાંભળવું-અહુરમજદ તરફથી સાંભળવું એમ અર્થ છે, તે અર્થ એટલે અહુરમજદે જે કહ્યું છે તેવણુ તરફથી જે સાંભળ્યું છે તે લોકોને સંભળાવવું-જાહેર કરવું. 'ચરૅકૅરૅથ્રા'=sacred counsel-ખેતી કરવાની દુજની ગતીને ભલાઇમાં બદલવાની સલાહ વિષે જે કંઇ અહુરમજદ તરફથી સાંભળ્યું છે તેવું બનાવીને આપવું-જાહેર કરવું-એટલે કુદરત અનુસાર બનેલા માંથ્રોને જાહેર કરવા એમ અર્થ છે. અહિંયાં ત્યારે સીરફ કહે છે કે દુજ પરહેઝની બાજો-બીજા માંથ્રો જે કંઇ ભણવાના છે તે કુદરત અનુસારનાજ છે.

પહેલવી તરજુમામાં એને માટે 'સ્રાયેદો'=ગાય છે-ભણે છે એમ અર્થ આપેલો છે. એટલે દુજ પરહીઝના માંથ્રો જે કંઇ કુદરત અનુસાર કીધેલા છે તેઓને ગાઇને જરથુસ્ત્ર દુન્યાને આપે છે-દુન્યાને સંભળાવે છે એમ અર્થ થયો.

'હ્યત્'=તે પ્રમાણે એટલે જે કંઇ 'ચરૅકૅરૅથ્રા' આપેલા છે તેઓને પાળવે.

'હોઇ'=તેને માટે એટલે તે પાળનારને માટે-તરીકત કરનારને માટ

હુદૅમૅમ=ભલી જગ્યા-પેલી દુન્યામાંની નેકાનો-પાકાનોને લગતી જગા.

'હુ' અને 'દેમ': 'હુ'=ભલી અને 'દેમ'=દેમાન-જગ્યા.

'વર્ખેદ્રહુયા': 'વચ' એટલે સત્યનું અમર શાદી શાંતીવાળું બોલવુ કે જે બોલવે સદ ગતીજ થાય; 'વચ' શબ્દની ઉપર 'શ્ર'=મારેફતી પ્રત્યય ઉમેરેલો છે જેની ઉપર છઠ્ઠી વિભકિતનો પ્રત્યય લગાડેલો છે; એટલે સાચ્ચી બોલી બોલનારી ઝબાન એટલે-ખાકી ગતી જુદ્દાઇ દુર કાપેલી ઝબાન એટલે ખાકને ઝબાનમાંથી પખોડીને ઝબાનને સાચ્ચી કાપેલી હોય છે તે ઝબાન-અને તેની ઝબાનથી જે વેણો નીકલે જે બોલેલું ફળીભુદ કરે તેની શકિત. **તેવી ઝબાન માંથ્રો ભણે તો તે માંથ્રોના ભણતરની ભલી કેરદાર થાય, જે તેને બહેશ્ત તરફ દોરવે**-એમ 'વચ'=બોલી અને તેની 'શ્ર' મારેફતમાં **ઝબાન** અને બોલવાનો શુભ નતીજો બેઉ આવે છે. ટુંકમાં સાચ્ચી યઝતી બોલી અને તેની બોલી કાઢનારી ઝબાન અને તેની ઝબાનથી બોલાયલા શબ્દ રચનાનો ભલો નતીજો. એમ ત્યાં 'વર્ખેદ્રહુયા'માં 'વચ'ની ઝબાનના અને તેથી ઉભા થતા ભલા નતીજાના રાખનારાઓ, તેવા અશવનો જેઓ પાક ઝબાન અને ઝબાનનો ભલો નતીજો રાખે છે તેઓને મળતો-એમ અર્થ છે. એટલે ટુંકમાં સચ્ચાઇની ગોબીવાળાઓને મળતો.

પહેલવીમાં એને માટે '**ગોબીશ્નો ઇ ફ્રારૂનીહ્ રાઇ ઇ ઘલ્ યમલેલુનેદ્**'=સચ્ચાઇની જબાન જે તે બોલી રહે છે તેને લીધે જે કંઇ મલે છે-ભલી જગા બહેશ્ત મળે છે તેમ-એવો અર્થ સમજાવે છે-એટલે ભલાને મળતો ભલો બદલો એવો બદલો મેળવનાર માફક.

દૂયાઇ: 'દા'=આપવું ઉપરથી.-એ શબ્દના ગ્રામર ઉપર એકમત નથી. 'દૂયા' આશીરવાદીક પરસમૈ ૧/૧ એમ મરહુમ કાંગાજી ડીક્ષનરી પાને ૨૫૪ ઉપર ગેલ્ડનરે આપેલા અર્થ તરીકે કહે છે; અને ફુટનોટમાં પોતે 'દૂયાઇ'ને માટે હું આપવા માંગું છું એમ અર્થ બતાવે છે.

મી૦ પુનેગર એ શબ્દને 'દૂયાઇ'ને બદલે 'દાહુયાઇ' વાંચીને 'દા' ની ઉપર 'હ્યઅ' ભવિષ્યની નીશાની લગાડીને 'એ' પ્રત્યય વર્તમાન આત્માને ૧/૧ નો લગાડીને હું આપીશ એમ અર્થ કરે છે.

પણ 'દૂયાઇ' શબ્દને causal verb પ્રયોજ્ય ક્રીયાપદ તરીકે લઇ શકાય. 'દા' ધાતુની ઉપર પ્રયોજ્ય થવા માટેનો 'અયઅ' પ્રત્યય લગાડવે એમ થાયઃ—

'દા'+'અયઅ'=દાયઅ' થાય અને 'દાયઅ' ઉપરથી દૂયાનું

રૂપ આમ થાય. 'દ'ની આગળનો 'અ' interpose કરવે એટલે 'ય'ની પછીના 'અ'ને લગાડવે 'અ'નો 'આ' થયો; એમ 'દ્યા'રૂપ થયું, જે ત્યારે 'દા'નું પ્રયોજ્ય રૂપ causal form થયો; જેની ઉપર 'અ' subjunctive ની નીશાની લાગી અને તેની ઉપર 'એ' pres. આત્માને 1/1 નો પ્રત્યય લાગ્યો એટલે 'હું અપાવું છું'–અપાવવા માંગુ છું–મળે એમ મુકરર કરૂં છું. એમ પ્રયોજ્ય રૂપનો અર્થ છે.

પહેલવી સમજમાંથી એવો પ્રયોજ્ય રૂપનો causal રૂપનો મેળવી અપાવવાનો અર્થ છે.

**'અથ્ તમન્ પવન્ મીનવદ્ ગાસ્ ઇ નદુક્ ચેહ્રુણુન્દ્'**=એવી રીતે તેને માટે (એટલે 'ચરઁકુરઁથ્રા'=દુજ પરહેઝ કરનારને માટે પોતાની જુઠઠાઇને બાજથી તોડનારને માટે–ઉપર કહેલા 'વર્ષદ્'ની માફક) નેકાનો વસેલી જગા તેઓ આપે છે; એમ તે 'વર્ષદ્'ની સાચ્ચી ઝબાનવાળાની માફક તેને માટે, તે 'ચરઁકુરઁથ્રા'ને માનનાર અને પાલનારને માટે નેકોની જગા તેઓ (યઝતો) કરી આપે છે, એટલે ચરઁકુરઁથ્રા તે નીરંગ–બાજે–અવરતાના મંથ્રોને માટે તેઓ યઝતો દાદારના નેમેલા ન્યાયાધીશો તે બહેસ્ત આપે છે; એમ માંથ્રોને જોરે બહેસ્ત અપાવવાનો અર્થ અહિંયાં છે. નર્યોસંઘના સંસ્કૃત તરજુમામાંથી એવોજ પ્રયોજ્ય આકારનો અર્થ છે.

## શરેહ :

ત્યારે અહિંયાં ખુલ્લી રીતે જાહેર થાય છે કે ગેતીની નવરચના કરવાનાં મહાન કામમાં ગેઉશોની કુદરતની મદદમાં જરથુસ્ત્ર આવશે; એ વગરનો બીજો કોઇબી તેવું મહાન કામ કરી શકે નહિ.

અશો જરથુસ્ત્ર કંઇ સુધારક તરીકે આવતા નથી, પણ તેવણ તો ગેતીને ભલો ઘાટ આપનાર તરીકે આવે છે. એવણના જમાનાની અંદર આગલા દરેઘો ખદાતની મઝદયસ્નની જરથોસ્તી દએન પઓઇર્યો–ત્કએષોની આઇનો તરીકે ચાલુ હતી. તેઓમાં જો કદી કંઇ ખામી લાગતી તો તેને તેવણે દુર કીધેલી. એમ એવણ જે દીનને લાવેલા તેજ દીન જે આગળથી ચાલતી હતી તેમાં સુધારો વધારો કીધેલો તે વાત જુદી છે. ત્યારે એવણ નવા યુગ દરેઘો ખદાતમાં દએવીક ગતીને તોડીને અષને ચાલુ કરવાની નેમથી આવેલા. એવણે 'નાઇસીમી દએવો'ની એટલે દેવો તુટતા રહે એવી તલેસમ કીધી છે જે ચાલુ છે અને છેક આ દરેઘો ખદાતની આખર લગી ચાલુ રહેશેજ. એમ એવણ

**અષાઇચા**=અષને માટે કામ કરનારા એટલે દેવબંદી કરનારા, દેવને-કસરને-હવસોને બાંધીને મારીને સુધારનાર, **'વી-દએવોદાત'** રાખનાર= દેવથી દુરીના કાયદા એટલે અષના કાયદા રાખનાર એટલે અષને માટે કામ કરનાર હતા. અહિંયાં જરથુશ્ત્રને **'અએવો'**=એકલા એકજ એટલે અપવાદરૂપના exceptional રૂપના કહયા છે, જે તેવણુના યઝતી કેહપની મોટાઇની ગવાહી પુરે છે, એટલે જરથુશ્ત્ર ઇનસાનના લેબાસમાં યઝત છે માટે **'અએવો'** એકલા એકજ exceptional છે એમ અહિંયાં કહેવા માંગે છે. પહેલવીમાં શરેહ કહે છે કે **'લિ દહીશનો વીનદીદો'** : **'દહીશનો'** એટલે તોફામાં તોફો ઇનામ આપવા જેવો મને જડી આવેલો છે. અથવા **'દહીશનો'**નો અર્થ આ પેદાયશ જગત તરીકે લઇએ તો એમ કહેવાય કે 'કુલ જગતમાં એકલો લાયક મને માલમ પડેલો છે.' એવણ એકલાજ **'સાસ્ના'**=અહુરમજદનું કહેણુ સમજી શકે છે તે તેવણુનાં તન અને કેહપની ગાથાની ઉંચી નેજાદ-યઝતી નેઝાદ બતાવે છે-માનવ વર્ગથી એવણુ જુદા છે ઉંચા છે એમ બતાવે છે. કુદરતના ભેદમાં માનવની દખલ હોય નહિ; માનવનું ભેજું ભલેને તે અશવનના તબકકાનું હોય તોબી કુદરતનું સમાર કામ તે કરી શકે નહિ-બહુ બહુ તે કુદરતનો નોકર અથવા મદદગાર તરીકે થાય. પણ અહિંયાં તો જરથુશ્ત્રને કુદરતના સમારકામ માટેની **'સાસ્ના'** આપીને મોકલેલો છે, જે ત્યારે માનવ વર્ગથી ઉંચા યઝતી વર્ગની અથાક શકિતની વાત છે. એમ ત્યારે આ ફકરો જરથુશ્ત્રની યઝતી જાતની ગવાહી આપે છે. વળી જરથુશ્ત્રનું કામ **'મજદાઇ'**=મઝદા માટેનું છે તેમ **'અષાઇચા'** =અશોઇ માટેનું છે;-આ બે શબ્દોજ કહે છે કે જરથુશ્ત્રને નીસ્તીની કુદરતના સમારકામ માટે મોકલેલો છે, કેમકે કુદરતમાં ઘડવાનું-ભોગવટો કરાવવાનું અને પાર પાડવાનું એમ કામો હોય છે. **મજદાઇ**=મઝદા માટેનું કામ તે મઝદદાતનું એટલે સૃષ્ટીને રચીને ભલાં બુરાંનો ભોગવટો કરાવવાનું છે. આ કામને જરથુશ્ત્ર જોર આપશે. **'અષાઇ'**માં અષોઇની ગતી ચલાવવાનું એટલે અહુરદાતનું એટલે જેઓ ભોગવટાઓ ભોગવીને પાંચ ગાહામ્બાર કરી રહે છે તેઓને છઠ્ઠા ગાહામ્બારે-કુદરતના ભેદે પુગાડવાના રસ્તા તરફ ચલાવવાનું કામ રહે છે. વળી જરથુશ્ત્ર **'અષાઇચા'**=અષોઇને ચલાવવા માંગે છે, માટે કહે છે કે **'ચરેકેરેથ્રા'**= ખેડવાનાં-કામ પુર્ણ કરવાનાં એટલે હવસોને મારીને પતમાન ઉપર લાવવાનાં સાધનોને **'સ્રાવયેંઘહે'**=કુદરત તરફથી સમજીને ઉભા કરીને લોકોને સંભળાવવા માંગે છે કે આમ સાધારણ ગુનાહગાર લોકો હવસોને

મારીને જલદી પાંચમે ગાહામ્બાર કરીને છઠ્ઠે ગાહામ્બારે અષોઇએ પુગે. કહે છે કે **'વખ્શ્દ્રહુયા'** એટલે સાચ્ચી ઝબાનની મારેફતે રાખનારાઓ તો મુકિતએ જશેજ. પણ 'વખ્શ્દ્રહુયા'વાળાઓની માફક જરથુશ્ત્ર ઉપર કહેલા **'ચર્કર્થ્રા'**વાળાને એટલે હવસોવાળાં પણ દુજ-પરહેઝ કરતાં માણસને મુકિત આપશે; '**હુદ્દમ્**'=પેલી ગેહાનમાં ભલી જગા આપશે એટલે તનાસકમાંથી છોડવશે. અહિંયાં ત્યારે '**ચર્કર્થ્રા**'=તરીકતની ખુબીની ગવાહી આપેલી છે. '**વખ્શ્દ્ર**'=સાચ્ચી ઝબાનના સાધનવાળો તો મુકિતએ **હુદ્દમ્**'=પેલી દુન્યામાંની ભલી જગાએ પુગશેજ-તનાસકમાંથી છુટશે. પણ કહે છે જરથુશ્ત્ર '**અષાઇ**'ને ચલાવવા એટલે અશોઇ વગરનાને ('**વખ્શ્દ્ર**'ના ભેદ વગરનાને)ગી અષોઇ અપાવશે, કેમકે તેવણ અશોઇનો **અટકાવ** જે દુજ છે તે દુજને શરીરમાંથી તોડવાની હિકમત=**ચર્કર્થ્રા** કુદરત તરફથી મેળવીને લોકોને આપશે, જેથી લોકો દુજ પરહેઝ કરીને ખુદ પોતે '**વખ્શ્દ્ર**' જેવા થઇને પાર પડશે. એમ અહિયાં જરથુશ્ત્રનાં મીશનનો ઉંડો ભેદ કહયો છે.

ત્યારે આ ફકરામાં તરીકતો-દુજ પરહેઝની બાજે-માંથ્રો ભણવાની ખુબીની ગવાહીએ આપી છે-જરથુશ્ત્રનું મીશન ગુનાહગારોને દ્રવન્દોને અષોઇવાળા કરવાનું છે, જેને માટે એવણ '**ચર્કર્થ્રા સાવયંઘહે**' કરવા માંગે છે એટલે કે દુજને ખેડીને ગવમાં ફેરવવાની સ્તુતીએ ગાઇ સંભળાવે છે એટલે તરીકતોનો curriculum 'કરીકુલમ' આપે છે. જેએ ગાથામાં તરીકત વીષેનું કંઇબી છે એમ નહિ જોઇ શકતા હોય તેઓને માટે આ હા ૨૯-૮ નો ફકરો મનન કરવા જેવો છે. આ ફકરાના અર્થોજ બરાબર તેઓ કરી શકતા નથી, તોપછી તેમાંથી ખરો ભેદ તો તેઓ કેમજ પામી શકે? **'ચર્કર્થ્ર'નો અર્થ દુજ પરહેઝની હિકમત-બાજ-માંથ્રો એમ ખુલ્લો પહેલવીમાં છે અને એ શબ્દના રૂટ=મુળમાંબી એજ ભેદ છે. 'સાવયંઘહે'**નો અર્થ પ્રયોજય causation સાંભળીને સંભળાવવાનો એટલે કુદરત તરફથી મેળવીને દુન્યાને જાહેર કરવાનો છે, અને તેથી '**વખ્શ્દ્રહુયા**' એટલે સાચ્ચી બોલીનાં સાધન રાખનારનો એટલે સાચ્ચી ઝબાનવાલાનો '**હુદ્દમ્**'= ભલો બદલો-પેલી દુન્યાનું બહેશ્ત પેલા ગુનાહગારો જેએ '**ચર્કર્થ્રા**' પ્રમાણે ચાલી દુજને બાંધે છે તેઓનેબી મળશેજ, આમ અર્થ ખુલ્લો છે. પણ આજે તો '**વખ્શ્દ્રહુયા**'નો ઉપર કહેલો અર્થ, '**હુયત્ હોઇ**'નો અર્થ, '**ચર્કર્થ્રા**'નો ઉપર કહેલો અર્થ અને '**દ્યાઇ**'=હું અપાવીશ, એવા અર્થો કરી શકતા નથી;-જેએ '**ચર્કર્થ્રા**' પાળશે

તેઓને બહેસ્ત અપાવીશ-એમ અર્થો કરવાના ફાંફાં છે, તોપછી ખરો ભેદ તો કયાંથીજ ખુલે? હવે નીચે પહેલવી તરજુમો જોઇએ, કે જેમાંજ ખરો અર્થ છે, જે ઉપરના અર્થ જેવોજ છે અને નઇર્યોસંઘહનો સંસ્કૃત તરજુમો તદન દીટો દીટો પહેલવીજ છે તે જોઇએ.

## હવે દીનકર્દમાં બતાવેલા સુદકર નસ્કની સમજ હા ૨૯-૮ ના ફકરા માટે જોઇએ.

(સુદકર નસ્ક વાચો પાને ૧ લે).

અહિંયાં કહે છે કે જગતમાં આજે બધેબધ બેપરવાહીઓ છે; કોઇ કોઇની તરફની ફરજ સમજી શકતું નથી. વળી ભલાઓને પેટે એવાં બુરાં ફરઝંદો જન્મે છે કે ભલાં માવતરની ભલાઇ ભુસાઇ જાય છે. એમ દીનદસ્તુરોને પેટે આશ્મોઘો જન્મે છે-ગાથાના મીનોની ફરયાદ ચાલુ છે. પણ ગાથાનો મીનો તો જે કોઇ ભલાઇ તરફ જવા માંગે છે તેઓની વાહરે જશેજ.

આવી રીતનો ચીતાર તે વખતની ગેતીનો છે, માટેજ ગાથા હા ૨૯-૮ માં કહે છે કે આવી બુરી ગેતીને સમારવા માટેની 'સાસ્ના' =હમારી તોફીક સાંભળનાર અને તે પ્રમાણે ગેતીને સમારનાર જરથુસ્ત્ર વગરનો કોઇબી નથી. માટે પહેલવીમાં જરથુસ્ત્રને 'હહિશ્નો'=તોફીમાં તોફી-નાદર રત્ન તરીકેનો અહુરમજદને મળેલો કહયો છે. એવો બુરો ગેતીનો ચિતાર છે માટેજ કહે છે કે '**હુવો ને મજદાઈ વશતી અષાઈચા**'=હમો બેઉ મઝદા અને અષનું કામ તેવણ કરવા માંગે છે એટલે ઉપરની વજેની બુરી ગતીનું માંગતું લેહણું અપાવીને મુકિત તરપ ફરજનાં બંધન તરફ દોરવવા માંગે છે અને તેટલા માટેજ જરથુસ્ત્ર '**ચર્કર્થ્રા**'=sacred counsel બુરાઇ તોડનારી ભલી તદબીરો-બાજો ક્ષ્નુમનો કરી આપે છે, કે જેથી તે બુરાઇઓ ભલાઇએ પુગશે. ઉપરનાં **સુદકર નસ્ક**માં કહે છે કે ભલા દીનદસ્તુરોને પેટે દીનદુશ્મનો જન્મે છે. એમ છે માટેજ જરથુસ્ત્ર '**ચર્કર્થ્રા**'ને જાહેર કરે છે કે જેથી અષ બધેબધ વ્યાપે, તેઓમાંની દીનદુશ્મની જાય. વળી ત્યાં કહે છે કે ગાથાનો મીનો જે કોઇ તેવણની મદદ માંગે તેને આપવા ઉસ્તવાર છે. એવાબી તે વખતની ગેહાનમાં હતા. આવાઓને માટે **હા ૨૯-૮** માં '**વખેદ્રહુયા**' શબ્દ છે એટલે સાચ્ચી ઝબાનના રાખનારાઓ એમ શબ્દ છે. જરથુસ્ત્ર ત્યારે બુરાઓને '**ચર્કર્થ્રા**'થી દુજ-પરહેઝની હીકમતથી સુધારીને ગાથાના

મીનોના કહયાસરના કરશે એટલે વર્ખ્દહુયા માટેનો ભલો બદલો 'હુર્દમુ =બહેશ્ત અપાવશે. આમ ત્યારે સુદકર નસ્કનો ચીતાર હા ૨૯-૮ ના ફકરાના ભેદની હકીકતને વિસ્તારે છે.

## હવે દીનકર્દના વરશ્ત માન્સર નસ્કની સમજ હા ૨૯-૮ ને કેમ લાગુ પડે છે તે જોઇએ.

### (વાંચો વરશ્ત માન્સર નસ્ક પાને ૨ થી ૧૩ મે).

અહિંયાં ગેઉશ ઉરવા જગતનો ભાર પરદુખભંજનની ગતીથી ખમી રહીને દાદારની વસીઅતને બનાવે છે અને તે વસીઅત બજાવવા દાદાર ગેઉશોને શક્તિ આપે છે-જગતનો ભાર કઇ રીતનો છે-તેને ગેઉશો કઇ રીતે ખમીને ટેકવીને સરંજામે પુગાડે છે, તે બધાંનો ચિતાર આપેલો છે. તેણીને મદદ કરનાર જરથુશ્ત્ર આવે તેની અગાઉમાં પઓઇર્યો-ત્કએષ પાદશાહ પહેલવાનો કામ કરી રહે છે; પછીથી જરથુશ્ત્ર છે,-તે બધાંની સમજ ત્યાં છે. અને સાધારણ લોકોએ તેણીને મદદ કરવા શું કરવું તેબી ત્યાં છે. આ બધો ગેઉશોનો ભાર જે કંઇ દાદારે હદ+ઇનસાફથી રજુ કીધો-તેને માટે ઘનાને ઉભો કીધો, તેમાં દાદારની મોટી મકસુદ છે; દરેક બુરાઇનાં થવામાં ભલો નતીજો છુપાયલો છે; આ બધી ભેદી બાબદો ત્યાં આપેલી છે. ત્યારે હા ૨૯-૮ માંની પહેલી બે લીટીઓમાં કહે છે કે ગેતીને માટે જરથુશ્ત્ર વગરનો બીજો કોઇબી નથી કે જે હમારી મરજી મુજબ વર્તે; હમારી મરજી ગેતીમાં હદ+ઇનસાફ પ્રમાણેનો મામલો ચલાવવાની છે; બુરાઇ જે કંઇ થાય છે તે ઇનસાફથીજ છે. એમ 'મજ્દાઇ'=મઝદાનો ખેલ-જાતજાતના ભોગવટાઓ ગેતીમાં ચાલી રહે છે જેઓને 'અષાઇ'=અષ માટેની નેમ તરફ લઇ જવાના છે. આમ કરનાર જરથુશ્ત્રજ છે, આમ જે કહે છે તે વરશ્ત માન્સર નસ્કનાં ઉપલાં બ્યાનને અનુસરતું છે. ગેઉશ જે ભાર ખમે છે તે ભાર 'મજ્દાઇ'=મઝદાની હીકમતમાં છે, પણ તે ભારની હદ ઇનસાફ પ્રમાણેની હદ જ્યારે ઓળંગવામાં આવે છે એટલેજ 'અષાઇ'= અષની ગતી-ઇનસાફ પ્રમાણેની વ્યવસ્થા ત્યાં લાવવી પડે છે કે જેને માટેજ જરથુશ્ત્ર લાયક ઠરેલા છે. એમ ત્યારે તે બધો ઉપલો સાર જે વરશ્ત માન્સર નસ્કમાં છે તેને બરની આ હા ૨૯-૮ ની પહેલી બે લીટીઓ છે. વરશ્ત માન્સર નસ્કના બારમા ફકરામાં અને તેરમા ફકરામાં જે કંઇ બ્યાન છે તેની વીગત હા ૨૯-૮ ની છેલ્લી ત્રીજી લીટી માટે છે. વરશ્ત માન્સર નસ્કના બારમા ફકરામાં કહે છે કે અહુરમજદે નીસ્તી

-ગેતીની વ્યકિતઓ માટે મઝદ-ભલી દુઆનો ખોરાક કીધો તે માંથ્રો છે, કેમકે તે માંથ્ર-સ્પેન્તમાં અહુરમજદની દુઆ છે આવા માંથ્રો કદીમી-આતથી ઉતરી આવેલા છે. **હસ્તીમાં કે નીસ્તીમાં કે ગેતીમાં બધે બધ માંથ્ર-સ્પેન્તના આશીશોથીજ મુકિત છે.** આ આશીશોને શબ્દોમાં **માંથ્ર** તરીકે આણેલા છે, જેઓથીજ મુકિત છે. અને ગેતીમાં જરથુશ્ત્ર પછી જે સઓષ્યંતો આવશે તેઓનેબી એજ માંથ્ર કામે લાગશે. દીન-દસ્તુરોની ખુબીબી આ માંથ્રોને લીધેજ છે. પછી ૧૩ મા ફકરામાં કહે છે કે આ '**માંથ્રો**'ને બનાવીને બજાવવાની ગતી અહુરમજદે આપેલી છે. '**પવન્ કામગ ઈ યશ્રાઈહ્**'=અશોઇનો રસ્તો ખોલવા માટે અને '**ચારગ શ્નાસીહ્-ઇ મદમ્ વાનીદન્ ઇ એબ્ગદ્**'=એબગદ અહીરીમનને મારી હઠાવવા માટેની હીકમતો બનાવીને બજાવવા માટે જરથુશ્ત્ર પોતે છે. તેવણ તેવી હીકમત માંથ્રો બનાવવામાં '**અઇવગીહ્**'=અપવાદની શ્રેષ્ટાઇ રાખે છે, એકકાપણું રાખે છે, જે કામમાં તેવણ '**અહ્મતાગીહ્**'=બાન હરીફપણું રાખે છે. માટે ગેતીનો મામલો તેવણ માંથ્રોથી સુધારશે.

આ ઉપલી સમજ ત્યારે **હા ૨૯-૮** ની છેલ્લી ત્રીજી લીટી માટે છે, કેમકે ત્યાં કહે છે કે '**ચર્કર્થ્રા સાવયેંઘહે**'=જરથુશ્ત્ર દ્રુજને બાંધવાના સાધનોને બનાવીને તેઓને બરાબર ગાઇ રહીને બીજાને (ગુનાહગારોને) સંભળાવે છે એટલે માંથ્રો-દ્રુજ-પરહેઝની બાજે-ક્ષ્નુમનો આપીને દ્રુજને હવસને બાંધવાનું અહુરમજદ તરફથી લઇને લોકોને આપે છે, અને કહે છે કે '**હ્યત્ હોઇ**'=જેથી કરીને જે કોઈ તે '**ચર્કર્થ્રા**' પ્રમાણે વર્ત્તશે તેને '**વર્ઝદ્રહ્યા**'=નેક મરદો માટે નકકી થયલું '**હુદૅમુ**'=બહેસ્ત '**દ્યાઇ**'= અપાવશે. અહિંયાં ત્યારે ઉપર **વરસ્ત માન્સર નસ્ક**માં કહેલા જરથુશ્ત્રનાં મીશનનો ભેદ આવે છે, જેની તુલોતવીલ સમજ **વરસ્ત માન્સર નસ્ક**ના ૧૩ મા અને ૧૪માં ફકરાઓમાં છે તે જણાઇ આવશે.

**હવે હા ૨૯-૮ ની સમજ માટે દીનકર્દના બગ નસ્કની સમજ આપે છે તે જોઇએ.**

(વાંચો **બગ નસ્ક** પાને ૧૩ થી ૩૨ મે.)

આ **નસ્ક**માં '**લા ચેહ્વન્ત્**'=ગેરહાજરી એટલે ગવની દરકાર લેવાની બેદરકારી ગેતીમાં છે એમ ગેઉશ ઉરવાને ફરયાદ કરતી ચિતારેલી છે; આ **નસ્ક**માં '**ગવ**' એટલે ભલી મનોવૃત્તી અને તેવી વૃત્તીના જીવ-જાનને માટે અને તેવા જીવના જોરાનો માટે એટલે મનશ્ની-ગવશ્ની-

કુનસ્ની, વીર, હોશ, ખેરદને માટે દરકાર લેવા કહયું છે—આવી ગવની દરકાર લેવાના ફાયદા અને દરકાર લેવાની જુદી જુદી રીતો ત્યાં વર્ણવી છે. હા ૨૯—૮ ની બીજી વચલી લીટીમાં કહે છે કે જરથુસ્ત્ર 'અષા-ઈચા'=અષોઇને માટે કામ કરી રહે છે—અદીબહેસ્ત હસ્તી–નીસ્તીમાં વ્યવસ્થા કરીને ફ્રશો-કેરેતી લાવવા માટે જગતનું તારણ કરવા જે વ્યવસ્થા કરી રહે છે, તેમાં જરથુસ્ત્ર મદદ આપે છે એટલુંજ નહિ, પણ ખુદ તે અદીબહેસ્તના હમકાર તરીકે તેવણ કામ કરી રહે છે. 'અષાઇચા' ના તે કામમાં ગવની પરવરશ આવી જાય છે. ત્યારે 'અષાઇચા'નાં તે કામનો ભાશ આ બગ નસ્ક ૧ થી ૬ ફકરામાં આપી રહે છે.

પછી સાતમા ફકરામાં કહે છે કે જે કોઇ 'હુઇતાન્'=રાસ્ત માણુસો રાસ્તી જાળવી રહે છે તેઓમાં અઓજની કુદરત સચેત રહે છે; તેઓમાં લોભ–હવસ–ગુસ્સો, શરમ અદેખાઇ અને બીજા હવસો કાઢી નાંખેલા રહે છે. આમ હવસોને દુર કીધેલા હોવે તેઓ 'કારીગ્ અઓજ્'= અસરકારક શકિતવાળા—અઓજની કુદરતવાળા હોય છે. હા ૨૯—૮ માંની છેલ્લી લીટીમાં 'વખ્ઁદ્રહ્યા' એટલે સાચ્ચા વેણોની ઝબાન રાખનારને માટે કહે છે કે તેને 'હુદઁમ'=પેલી ગેહાનમાં ભલી જગા મળશે. આવા સાચ્ચા નરની તેહકીક ઉપરના બગ નસ્કના સાતમા ફકરામાં છે. બગ નસ્કના પછીના આઠમા ફકરામાં સાધારણ ગુનાહગાર માણુસ કઇ રીતે ઉપરના સાતમા ફકરામાં કહેલા ભલા નરના જેવો થઇ શકે–તે માટેની તદબીર બતાવેલી છે. એક ગુનાહગારે શું શું કરવું કે જેથી તેબી ઉપરના સાતમા ફકરામાં કહેલા 'હુઅઇતાન્' જેવો થાય. હા ૨૯—૮ ની છેલ્લી ત્રીજી લીટીમાં કહે છે કે જરથુસ્ત્રે 'ચરઁકરઁથ્રા'=તરીકતો–ભલી સલાહો શું શું કરવું–ગુનાહોને કઈ રીતે ધોવા તેની હીકમત–બાજે-માંથ્રો વીગેરે આપ્યા છે—તેઓને કુદરત તરફથી મેળવીને જાહેર કીધા છે, અને જે કોઇ તે પ્રમાણે ચાલશે તે ગુનાહગાર ગુનાહોને ધોઇને પેલા સાચ્ચા નર 'વખ્ઁદ્ર'ની માફક 'હુદઁમ'=બીજી દુન્યામાં ભલો બદલો મેળવશે. આવી સમજ ત્યારે ઉપરના બગ નસ્કના આઠમા ફકરામાં છે. ત્યાં 'ચરઁકરઁથ્રા'=પાપો ધોવાની તદબીર કઇ–કેવી રહે છે તે બતાવેલું છે, કે જેથી તે શખ્સ ભલાઇએ પુગે. આ બગ નસ્કના ૧૦ થી છેલ્લા ૧૬ મા ફકરા લગીમાં અષની હાલતને કેટલી રીતે એક જણ હાંસલ કરીને દુન્યામાં ભલાઇ પાંથરી શકે છે તેનો ચિતાર આપેલો છે. દસમા ફકરામાં ચોંગ્=મોઢાંને અવ્ઝારૂ બનાવી, સાચ્ચું બનાવીને પછી બઝતોને મળીને દીલમાં બહમનને વસાવી શકાય છે તેનો ભેદ બતાવેલો છે

**અગ્યારમા ફકરામાં** જે કોઇ નેક મર્દ યઝતોની ચીજોને દીનમાં કહેલી આલાતોની સામગ્રીને તેઝ કરી તેને જોરે બીજાંઓ ઉપર ભલી અસર કરીને દુન્યામાં અષ પાંથરી શકે છે તેનો ભેદ કહેલો છે. **બારમા ફકરામાં** જે કોઇ દીની જ્ઞાન પાંથરી દીનના શીક્ષણોની લેહ લોકોમાં લગાડે છે તેથીબી ગેતીમાં ભલાઇ-અષ જામી રહે છે તેનો ભેદ કહયો છે. **તેરમા ફકરામાં** જેઓ નેક મરદો તરીકત ઉપર ચાલનારાઓને પોતાને ભોગે સગવડ આપે છે-દીની શીક્ષણો પાંથરનારાઓની સેવા કરે છે, તેઓબી એક મરતબે ગેતીમાં ભલાઇ-અષ પાંથરે છે તેનો ભેદ કહયો છે. ચૌદમા ફકરામાં જેઓ દીની સંસ્થાઓને ભલી ચાલુ હાલતમાં રાખે એટલે આજના અગ્યારી-આતશ બહેરામના ટ્રસ્ટી જેવાઓ તે પાક મકાનોને તે માંહેલા દીન-દસ્તુરો આલાતોને 'ખુપ' ગતીમાં રાખવા પોતાનો ફાળો આપે અને એમ દીનના આલાતોનો બહાર વધારે તેઓબી ગેતીમાં ભલાઇ પાંથરનારા ઠરેલા છે તેનો ભેદ બતાવેલો છે. **પંદરમા ફકરામાં** કીનારે-કશીમાં રહેલો અશવન બહાર આવીને ગેહાનના શાહને પોતાની સલાહ આપે અને દરેક રીતે તેને માટે શહેનશાહતને મદદ કરે, તેબી ગેતીમાં નેકી પાંથરે છે તેનો ભેદ આપેલો છે. **સોલમા ફકરામાં**=એક સાધારણ ઇનસાન ઉપર કહેલા અશવનની માફક પોતાનું સર્વસ્વ શાહેનશાહતને અર્પણ કરે અને પોતાની યથા શકિત પ્રમાણે શાહની-દેશની-ઉમ્મતની નોકરી બજાવે, તો તેબી એક રીતની ભલાઇ પાંથરી રહે છે-એમ અષની ગતી જાતજાતની રીતે ચાલુ કરી શકાય છે તે બધાનું બયાન આ બધા ફકરાઓમાં આવેલું છે. આવી બધી સમજ હા ૨૯-૮ ની વચલી બીજી લીટીમાંના ભેદને માટે છે-ત્યાં કહે છે કે જરથુસ્ત્ર '**મજદાઇ**' અને '**અષાઇચા**'=મઝદા અને અષની મરજી ગેતીમાં ચલાવે છે. ત્યારે મઝદાની અને અષની મરજી ગેતીમાં ચલાવવી, ભલાઇને ગેતીમાં પાંથરવી, તે શું છે-કેવી રીતે છે, તે બધું ત્યારે આ બધા અગ્યારથી સોળ ફકરામાં જણાવેલું છે. એમ આ **બગ નસ્ક હા ૨૯-૮** ફકરાને માટે પોતાની રીતે સમજ પુરી પાડે છે તેનો ખ્યાલ લીધો.

## હા ૨૯-૯.

અત્ચા[91] ગેઉશ[92] ઉર્વા[93] રઍાસ્તા,[94] યે[95] અનએષઁમ[96] ખ્ષાં-
નમેને[97] રાદેંમ.[98]

વાચૅમ[99] નૅરશ[90] અસૂરહ્યા[91] યેમ[92] આ વસૅમી[93] ઇષા-
ખ્ષથ્રૅમ.[94]

કદા યવા[95] હુવે[96] અંઘહત,[97] યે[98] હોઇ[99] દદત[100] જસ્ત-
વત[1] અવે.[2]

હવે પછીથી[91] ‖ ગવની કુદરતના[92] ‖ રૂવાન ગેઉશ ઉરવાએ[93] ‖ ફરયાદ ઉઠાવીને દાદ માંગી[94] (ધોધા કર્દ), કે ‖ તે[95] (જરથુસ્ત્ર) ‖ દુખો અને મુશ્કેલીઓ હાનીઓ ઉઠાવવા માટે[97] (જગતનાં બુરાંને પુરા પડવા માટે) ‖ જોર હામ વગરનો,–બુરા વીચારો કરણીઓના ગુનાહોના દેવ અએષમને પુરા નહિ પડી શકે તેવો,–નબળો જોર હામ વગરનો[98] (એવી નહિ પસંદ કરવા જેવી–નહિ ગમે તેવી) ‖ ખલેશરૂપનો[98] (અને) ‖ હીમ્મત વગરનો,–હામ વગરનો,–નહિ ડગે તેવી શુરવીર ગતી વગરના[91] ‖ નરની[90] ‖ વાચાવાળો[99] ‖ (એટલે કોઇબી તેના કહવાને માને નહિ–તેની સમજાવટ ચાલે નહી–દીનને આગળ વધારી શકે નહિ તેવો હાલે થઇ પડેલો છે), ‖ તે[92] (જરથુસ્ત્ર)ને ‖ અહુરમજદ તરફથી મળતાં ઇચ્છવા લાયક ધારણુ કરવા લાયકના અધીકાર[94] (મગુપતાનોના મગુપાન થવાની નેમણુક) ‖ મળે એમ ઇચ્છું છું–દુઆ કરૂં છું.[93] ‖ કયારે[95] ‖ કોઇ પોતે[96] ‖ ઉભો થશે,[97] ‖ કે જે[98] ‖ તેને[99] (જરથુસ્ત્રને) ‖ ભરેલા હાથનો મજબુત[1] ‖ મદદ ટેકો[2] ‖ આપે.[100]

**હવે મીલ્સના પોથામાં આપેલી પહેલવી સમજ જોઇએ.**

**હા ૨૯-૯ ની પહેલી લીટી માટે સમજાવે છે કે :—**

'અઇતૂનોક્ ગોશાઉરૂન્ ગરૂઝીદો અઇધ્'=આમ ત્યારે આ વખતે (જરથુસ્ત્રની ગેતીમાંની નેમણુક થઇ–જરથુસ્ત્ર ઉતર્યો ત્યારે) ગેઉશ ઉર-વાએ ફરયાદ કરીને દાદ માંગી કે, **'આનો ઇ અખ્વાસ્તારૂ રાઇ (અત્ણાનો જરથુશ્ત્ર) અમ યેહેવૂનેદ્ અશાયેદો મીનશ્નીહ્**

પવન્ જક્ ઈ અશાદ્ દહિશ્નીહુ'=તે નબળા અને પોતાની ખાહેશ નહિ ચલાવી શકે-પોતાની ધારણાને પાર નહિ પાડી શકે તેવા જરથુસ્ત્રને લીધે તેની 'અશાદ્'=સચ્ચાઇથી વેગળી બક્ષેશરૂપ હાજરીથી એટલે તેની સરદારીથી મારામાં (એટલે ગેતીમાં) નહિ ઇચ્છવા જેવી મનશકિત એટલે જગતનાં દુખને ખમવાને માટેની જોઇતી હીમ્મત ખુટી છે. પછી કાઉંસમાં સમજાવે છે કે ('અમતશ્ બૂન્દક્ મદમ્ બરા લા શદીનેન્દ્')=એટલે કે તે જરથુસ્ત્રને પઝતો જોઇએ તેવી સંપુર્ણ મદદ આપતા નથી) (એટલે જરથુસ્ત્રને અધીકાર મળ્યો નથી માટે તે નબળો છે અને ગેતી ઉપરનો ભાર ઓછો કરી શકતો નથી હુમો નાસીપાસ થયા છે. હમોને જે ભાર ખમવો જોઇએ તેમાં ભુલ પડે છે. ટુંકમાં ગેતી ઉપરના દુખો-ઝુલ્મને-ભારને ટાળવા માટે જરથુસ્ત્ર નબળો નાકુવ્વત માલમ પડયો છે, માટે તે જરથુસ્ત્ર પોતાની રાદ ગતીને પોતાની પેગામ્બરીની સત્યતાને જોબ આપનાર ઠડતો નથી.)

હા ૨૯-૯ ની વચલી બીજી લીટી માટે કહે છે કે: 'ગોબિશ્નોક્ ઇ અવો ગબરાન્ અનફ્ઝારી શાઇ'=નહિ અસર કરે તેવા તેના શબ્દો-બોલી-સમજાવટ લોકો આગળ થઈ પડયા છે. પછી કાઉંસમાં કહે છે કે 'અમત્ દીનો બુનદક્ લા રૂબાક્'=તેનાથી દીન પુરી રીતે વધી શકતી નથી એટલે જરથુસ્ત્રનાં કહેવાની અસર લોકો ઉપર થતી નથી. એમ છે માટે કહે છે કે 'મૂનમ વલ્મનશાન્ કામક્ ખ્વાહીશ્નો ઇ અવો ખૂદાચીહુ'=મારી જરથુસ્ત્ર માટેની એવી ખાહેશ-દુઆ છે કે તે જરથુસ્ત્રને ખોદાઇ=મીનોઇ સત્તા ઇલાકો (મળે, કે જે તેવણને ઘટે છે, માટે પછી આગળ, સમજાવે છે કે,) 'અઇઘમ્ વલ્મનશાન્ શાઇ મગોપતાન મગોપત્તી અવાયદ્'=તેવણને એટલે જરથુસ્ત્રને મગોપતાન મગોપતની સત્તા ઘટે છે તે માટે-એટલે જરથુસ્ત્રને તેવી સત્તા મેળવવાનો જન્મહક છે, માટે તે સત્તા તેવણને ઘટે છે તે જલદી મળો, કે લોકોની ઉપર તેવણનું ચલણ ચાલે અને તેથી તેવણની દીન ચાલી ગેતીમાં આબાદી થાય, દેવોનો દોર તુટે. અહિંયાં ત્યારે ઉપર કહેલી ગાસ જે બાંધેલી છે કે જેની રૂયે તેવણને અધીકાર ઘટે છે તે ગાસમાંથી ગેતીની અંદર પાવ મહેલ બાંધીને પછી તે બધાનો મગોપત થવાનો અર્થ રહયો છે કે જે પછી જરથુસ્ત્રની આણ કુદરતની મદદથી ચાલી રહે.

હા ૨૯-૯ ની છેલ્લી લીટી માટે સમજાવે છે કે: 'ચીગૂન્ અકરૂઓ જક્ દહિશ્નો અઇતો'=એવી બક્ષેશ તેવણ ઉપર, કોઇપી

વખત કઇ રીતે એટલે આવી રીતે થશે? 'અઈધ્'=એટલે કે 'જકુ દમાન્ **અકરઍો યામતૂનેદ્'**=એવો વખત કબી જરથુસ્ત્રને માટે આવશે કે? **'અમત્ અવો વલ્મન્ યહ્બૂની અઝત્ પવન્ તૂબાન્ ખ્વહીશનીહ્ અઇયારીહ્'**=જયારે ઘણી જબરી ઇચ્છા થયા કરશે ત્યારે મદદ આવી મળશે, (એટલે જરથુસ્ત્રને માટેનો તે ભલો વખત આવી પુગશે કે જયારે જરથુસ્ત્રને મગવપતાંન મગવપતની ભલી સત્તા મળશે એટલે જરથુસ્ત્રે પોતાના જન્મ અગાઉથી મીનોઇમાં બાંધેલી ગાસમાંથી ગેતીમાં પાવ મહેલો એટલે ગેતીની ગાસ બાંધી હશે). ત્યારે આ સમજ **હા ૨૯–૯** ના ફકરાનો ખરો ભેદ ખોલી રહે છે, જે વિષે ઉપર પુરતું કહી ગયા છીએ. હવે આપણે **હા ૨૯–૯** ના શબ્દ અર્થો વીગતવાર જોઇએ.

## હા ૨૯-૯ ના શબ્દો અર્થો:

**'રઑસ્તા'**=ફરયાદ ઉઠાવીને દાદ માંગી; ફારસી તરજુમામાં 'ઘોઘા કર્દ' એમ શબ્દ વાપરેલો છે જેનો ઉપર કહેલો અર્થ છે. એમાં કંઇ રડવાનો કે નાસીપાસીનો અર્થ નથી, પણ એમાં તો દુઆ માંગીને મુરાદ બર લાવવા માટેની એક જાતની ખંત અને આકળાંપણુંનો અર્થ છે.

**'અન્અએષૅમ'**: પહેલવીમાં એને માટે 'અખ્વાસ્તાર' અને **'અતૂબાનો'** એમ અર્થ આપેલો છે. 'અખ્વાસ્તાર' એટલે પોતાની મરજીને ચલાવી નહિ શકે માટે નબળો; **'અતૂબાનો'** એટલેબી નબળો–હામ વગરનો. પોતાની મરજી ગેતીમાંના બુરા વીચારોથી ઉભા થયલા અએષમ દેવને એટલે તુરેબ્યાદ વક્ષને પાછા હઠાવવાની છે, માટે **'અએષમ્'**ની બુરાઇને પુરો નહિ પડે તેવા–અએષમની બેદારી જે ગેતીમાં હઝારો જાતજાતની બુરાઇ તરીકે જાયજ તે વખતે હતી તેને ઘેરીને પુરો પડી નહી શકે તેવા; ટુંકમાં 'જોમ–હામ વગરના'

**'ક્ષાંન્મેને'** : **'ક્ષાંન્મેન્'**ની ઉપર ચોથા એકવચનનો પ્રત્યય લાગેલો છે.

**'ક્ષાન્મેન્'** શબ્દ **'ક્ષન'** એટલે દુખ દેવા ઉપરથી સંસ્કૃત–આફત એમ અર્થ રાખે છે. ત્યારે **'ક્ષાંન્મૅન્'**ને માટે એટલે દુખ–આફત ઉઠાવવા માટે–દુન્યાના બુરા તાળાને પુરા પડવા માટે. પહેલવીમાં એ શબ્દ માટે **'અશાયદો મીનીશનીહ્'** એમ સમજ આપી છે: નહી થવી જોઇએ તેવી મનશકિત એટલે હારેલી નાસીપાસીવાળી મનશકિત; હિમ્મત હારેલી–જખમાયલી મનશકિત. કોઇને આ અર્થ ઘણો વીચીત્ર લાગે,

પણ પહેલવી લખનાર અસલ અર્થની અંદરનો import તાત્પર્ય બતાવે છે. 'ક્ષાંન્‌મૅન'નો અર્થ તો દુખ ઉંચકવા માટે એમ છે એ તે જમાનામાં કે જ્યારે એ સમજ લખાઇ ત્યારે જાણીતું હતું. પણ 'દુખ ઉંચકવા' માટે કોઇની હીમ્મત હોય કે કોઇની હોય નહિ. અહિંયાં કહે છે દુખ ઉંચકવા માટે તેની હીમ્મત હારેલી છે તેની 'મીનીશ્નીહ'=મનશકિત 'અશાયદ્દો'=જોઇએ તેવી તસ્ય હીમ્મતવાન નથી. એટલે દુખ ઉંચકવા માટે તે હીમત પાછી પાની કરે તેવી છે. એમ ત્યારે આ 'અશાયદ્દો મીનીશ્નીહ'નો અર્થ દુખ ઉંચકવાની હીમ્મત હારેલો એમ બતાવે છે. દુખ ઉંચકવામાં સુરો નહિ પણ દુખ ઉંચકવામાં—ગેતીને તારવવામાં હીમ્મત હારેલો એમ અર્થ બતાવે છે, જે તદ્દનજ અર્થસુચક છે,

'રાદૅમ'=બક્ષેશરૂપનો. આગલા આઠમા ફકરામાં 'વિસ્તો' શબ્દ એટલે 'જણાયલો' શબ્દ આવેલો છે, જ્યાં કહે છે કે જરથુસ્ત્ર મને એકલો એવો જણાયલો છે કે જે એકલોજ હું અહુરમઝદનાં કહયાસરનું સાંભળીને ગેતીને સુધારશે. પહેલવી સમજમાં કહે છે કે 'દાહિશન' રૂપનો=અમુલ્ય તોફો બક્ષેશ જેવો જરથુસ્ત્ર મને માલમ પડેલો છે. એમ જરથુસ્ત્રની જાહેરાતને નસીબદેવીની તોફો બક્ષેશરૂપ ગણી છે. ત્યાર પછીના નવમા ફકરામાં કહે છે કે નસીબદેવીની તે બક્ષેશ 'અન્‌અએૅપૅમ' નબળી છે. ત્યારે 'રાદૅમ' એટલે બક્ષેશરૂપનો (જાહેર થયો તે જરથુસ્ત્ર)

પહેલવીમાં એની સમજ માટે કહે છે કે 'પવન્ જક્ ઇ અરાદ્દ દાહિશ્નીહ'=ઉતરતી બક્ષેશ સાથનો. પછી વધુ સમજ માટે લખે છે કે 'અમતશ બુનદક્ મદમ બરા લા રાદીનેન્દ'=તેઓ એટલે યઝતો સંપુર્ણ રીતની બક્ષેશો કરતા નથી. ટુંકમાં કહે છે કે જરથુસ્ત્રની બક્ષેશ સરદાર તરીકેની છે તે 'અન્‌અએૅપૅમ'=નબળી માટે 'અરાદ્દ'=ખરેખરી અમુલ્ય રહેતી નથી.

'અસૂરહ્યા'=હીમ્મત વગરના—હામ વગરના—સુરાં લક્ષણો વગરના 'વાચ'=સખુનોવાળી તે જરથુસ્ત્રની બક્ષેશ એટલે જરથુસ્ત્રના સખુનો 'અસૂરા'=સામામાં ઇમાન લાવે તેવા નથી. પહેલવીમાં એને માટે કહે છે કે 'દીનો બુન્દક્ લા રૂબાક્'=દીનને બરાબર ચલાવે તેવા નથી—તેનાથી દીન ચાલી વધી શકતી નથી.

'વસેમી'=હું દુઆ કરૂં છું—ઇચ્છું છું—દુઆ માંગું છું. પહેલવીમાં

'આવાયદ્' શબ્દ આપેલો છે એટલે 'તેને ઘટે'-એમ ત્યાંથી દુઆ કે જે વાજબી છે તે માંગવાનો અર્થ છે.

'ઇષો-ક્ષથ્ર'=ઇચ્છવા લાયકની સાહેબી સત્તા-ખોદાઇ જે પેદાયશ ઉપર ચલાવવા માટેની છે તે-તે કે જે અહુરમજદ તરફથી મળે છે, તે કે જેથી સમાજ અને દીન-દસ્તુરોના મુખી એટલે સમાજના ધર્મના વડા થવાય છે તે એટલે તેનો હોકમ કહયું ચાલે, જેથી તે રૂવાન દરૈસ્તી કરાવી શકે તેવા ઉંચ મુખી થવાની સત્તા, કે જે ઇનસાફી અને અહુરમજદનાં કહયા-સરની હોય તે; ક્ષથ્રવઇર્ય શહેરેવર અમશાસ્પંદના હમકાર તરીકે થવાની સત્તા -ખોદાઇ-સાહેબી. પહેલવીમાંની સમજ આ છે કે 'વલ્મનશાન્ કામક્ ખ્વાહિશ્નો ઈ અવો ખુદાઇ'=મરજી-ખાહેશ ખુદા જેવી એટલે દોરવનારી હોય તેવી એટલે ભલી સત્તા; પછી કહે છે કે તે સત્તા 'મગવપતાન મગવપત'ની રહે છે. ત્યારે એ શબ્દનો અર્થ પુર્ણ રીતના અહુરમજદ તરફથી મળતા, ગેતી માટેના કારોબાર ચલાવવા લાયકના અધીકાર તરીકેનો છે.

'કદા યવા'=કયારે-કયે વખતે

'હ્વો'=તે કોઇ પોતે

'અંઘહુત્'=ઉભો થશે

'હોઇ'=તેને એટલે જરથુસ્ત્રને

'જસ્તવત્'=ભરેલા હાથની-પુર દોરવાળી-મજબુત

'અવો'=મદદ-ટેકો

## હા ૨૯-૯ ની ફ્નૂમીક શરેહ :

અહિંયાં પેગામ્બર સાહેબનાં જાહેર થવાની શરૂઆતનો ચિતાર આપેલો છે. પેગામ્બર સાહેબ જ્યારે ગેતીમાં જાહેર થયા ત્યારે ગેતીના જડવાદીઓ જેઓથી મોટા ઇલ્મદારો ધુરંધર લોકો હતા અને કુદરતની કાળી બાજુપર જબર કાબુ રાખતા હતા તેઓએ તેવણુની સામે મજબુત હોમલો કીધો હતો અને ખુદ શાહ ગુસ્તાસ્પને તેવણુની સામેના કરી નાંખ્યા હતા તેની નોંધ છે. ચાલી આવતી દંત કથા મુજબ તે અધમાંથના જબર જડવાદી ઇલ્મદારો-જાદુગરો કે જેઓમાં શહેરનાં શાહેરોને ધરક કરાવવાની મેલી વિદયા હતી, કે જેના મુકાબલામાં આજની સાયન્સ માનાં પેટનાં બે દહાડાનાં બચ્ચાં જેવીબી નથી, તેવા શેહજોર લોકોએ

જરથુસ્ત્રનાં બીછાણામાં નસો નાખીને તેવણુને ગુસ્તાસ્પ આગળ બુરા જાદુગર તરીકે ગુનાહગાર ઠેડવેલા હતા, જેથી કહે છે કે તેવણુને કેદ કીધા હતા. આ 'દંત કથા'ની ખરી ઉકેલ આ ફકરો આપે છે. શરૂઆત વખતે જરથુસ્ત્ર દીનને ચલાવી શકેલા નહિ, કેમકે દીનને ચલાવવા માટેની જબરી ચોકી જે ઉભી થવી જોઇએ તે ચોકી–મીનોઇમાં કીધેલી ગાસમાંથી ઉભો થતો પાવ મહેલ તેવણુ ઉભા કરી શકેબી નહિ,–પણુ ગેતીમાંની તે ગાસ તે મીનોઇ ગાસમાંથી ઉભી કરવામાં રોકાયા હતા જેમાં દેવો અટકાવ કરતા હતા, જેથી પઓઇર્યો–તકએષો અને નેક મરદો જેઓ જરથુસ્ત્રના આવવાની મુનાદી ફેરવી રહેલા forerunner પેશરવો હતા તેઓનું તે કામ ઘણું મુશ્કેલ થયલું હતું. આમ ત્યારે અહિંયાં 'ક્ષાંન્મૅન્'=સંકટો–દુખોને ઉંચકવા માટે જરથુસ્ત્ર 'અનઓૅષમ્'=નબળો છે,–અઓષમ હેવ એટલે તુરેઆદ વક્ષ અને પેલા બુરા જાદુગરોને પુરો પડે તેવો નથી, 'શદેમ્' તેની તોફો બક્ષેશ તરીકેની હાજરી પોતાની તેવી જાત પુરવાર કરી શકતી નથી એટલે પોતાની સત્ય ગતી જાહેર નહિ કરી શકવે તેવણુ અરાદ દડતા હતા. એમ ગવની કુદરતનું રૂવાન–કુદરતનો તે સાહેબ આ ફકરામાં કહેતો ચીતારેલો છે તેની સમજ ઉપર આપેલાં બ્યાન ઉપરથી પડશે. 'વાચૅમ્ નૅરૅશ અસુરહુયા': 'અસુરા' એટલે બીહ જાય–ડગી જાય તેવા નરની વાચા જેવી વાચા જરથુસ્ત્રની થઇ પડી છે, જેથી દીન ચાલી શકતી નથી. માટે અએ દાદાર! તેને 'જસ્તવત્ અવો'=મોટી મદદ આપે તેવો 'હેદાઇ'=કોઈ 'ક્ષથ્રપત' એટલે શાહ ગુસ્તાસ્પ મળવો જોઇએ, કે જેવણુ જરથુસ્ત્રને મગવોપતાન મગોપત બનાવે. પણુ આમ કયારે થાય કે જ્યારે ખુદ દાદાર તે જરથુસ્ત્રને પોતાને અમશાસ્પંદોને છાજતી સત્તા 'ઇષો–ક્ષથ્ર' આપે એટલે રાદી અધીકાર એવો આપે, કે જેથા તે જાદુગરોની 'કુન–કોટક' તુટે અને ગુસ્તાસ્પ શાહનું મન ફરી જાય, આમ તે ફકરો કહી રહે છે. આપણે જાણીએ છીએ કે દંત કથા કહે છે કે આ વખતે મોટી લડાઇ જાગી અને શાહ ગુસ્તાસ્પનો 'અસ્પે–શીહા' કે જેની ઉપર બેસીને શાહ ફતેહ મેળવતા હતા તે ઘોડાના પગ પેટમાં ધુસી ગયા, જેથી તે ઘોડો ઉઠી શકયો નહિ. પેલા જાદુગરો પણુ તે ઘોડાને ઉઠાડી શકયા નહિ. પછી જરથુસ્ત્રે તે મહાન કામ બજાવવા માથે લેવા કહેવડાવ્યું. આથી શાહે જરથુસ્ત્રને બંદીખાનેથી બોલાવીને તે ઘોડાને ટટાર કરવા કહયું એટલે તુરતજ જરથુસ્ત્રે તે ઘોડાના પગોને તેનાં પેટમાંથી બહાર કાઢીને તે ઘોડાને ટટાર કીધો. આમ જરથુસ્ત્રે શાહને જીતી લીધા.

ઉપર કહી ગયા છીએ, કે જરથુસ્ત્ર પોતાની દીનને ચલાવવા માટેની

ચોકી 'ગાસ' પાવ મહેલ કરવામાં રોકાયલા પણ તેમાં દેવો ખતરો મુકતા હતા. આ સત્ય ભેદને જરથુસ્ત્ર બંદીખાને પડયા હતા એમ ભેદમાં અલંકારમાં કહયો છે. પછી જ્યારે જરથુસ્ત્ર તે 'ગાસ'ને બાંધી રહયા અને અએષમ દેવને અને તે ગુબારોને તોડવા લાગ્યા કે તે દેવે પોતાના પુજારી શાહોને ઉશ્કેરીને લડાઇ કરાવી. શાહ ગુશ્તાસ્પ આ લડાઇથી ગભરાયા. પણ શાહ ગુશ્તાસ્પમાં જે એબ હતી જેને 'અસ્પે–શીહા' કહે છે તેને પેગામ્બર સાહેબે દુર કરીને ગુશ્તાસ્પને દાદારની મુલાકાત કરાવીને દીન–દસ્તુરી અપાવીને પોતાની પેગામ્બરી સ્થાપીત કીધી. આ પછીથી શાહમાં હીમ્મત આવી. પોતે પાવ મહેલ ઉભો કરીને તે પાવ મહેલમાં ગુશ્તાસ્પને દહયુપત અને દસ્તુરાન દસ્તુર તરીકે નેમી તેવણુને યઝતી ચોકીમાં મુકીને પછી ગુશ્તાસ્પને લડાઇમાં મોકલ્યા. ત્યારે આ 'દંત કથા'માં ભેદ એ છે કે ગેઉશ ઉરવા જે 'ઇષો–ક્ષથ્ર' પેગામ્બરીને અપાવવા માંગે છે તે તેવણુને મળી અને તેથી તેવણે ગેતીમાંના પાવ મહેલમાં 'ઇષો'=ઇચ્છવા લાયક અરૂદીઓ ઉભી કીધી એટલે 'ગાસ' મીનોઇમાં બાંધેલી છે તેમાંથી કુદરતની મદદને ગેતીમાંના ઉભા કીધેલા પાવ મહેલમાં ઉતારીને દીનને ચલાવા. ત્યારે અહિંયાં કહે છે કે 'યે અનએષૅમ્ ક્ષાંન્-મેને રાદૅમ્ વાચૅમ્ નૅરૅશ અસૂરહ્યા'=જરથુસ્ત્ર અએષમ દેવને પુરો પડે તેવો નથી, તે નબળો છે, સંકટ–દુખ ખમી ગેતીને દેવોના હાથમાંથી છોડવે તેવો નથી માટે 'રાદૂ'=સત્યવાન દીસતો નથી અને તેના 'વચ'=વચનો–દીની શીક્ષણોના ફેલાવવામાં તે ફાવતો નથી. માટે 'વસેમી ઇષો–ક્ષથ્રૅમ્'=(ગેઉશ કહે છે કે) હું દુઆ કરૂં છું કે 'ઇષો–ક્ષથ્ર' કે જે મેળવવાનો જરથુસ્ત્રનો હક છે, કેમકે તેવણુ 'હુમ કેહર્પી એ અમશાસ્પંદ' છે–અમશાસ્પંદમાંના એક છે અને તેને લીધેજ જરથુસ્ત્રના કેહર્પને ગેતીના અહૂ તરીકે થવાની નેમણુક કદીમીઆતથી નેમાઇ ગયલી છે. ગેતીમાં તેવણુની અહૂગીરી ફતેહમંદ થાય માટે તેવણુ ગેતીમાં ઉતરવાની અગાઉ પોતાના હમકારો અમશાસ્પંદોની સાથે રહીને મીનોઇમાં એટલે ગેતીને લગતી કુદરતમાં મીનો ગાસને એવી બાંધી શકે છે કે જે કાળી કુદરતના અગાઉથી બંધાઇ ગયલા તુરે બ્રાદવક્ષના કીલ્લાને તોડી શકે. તુરે બ્રાદવક્ષના ભેદને ગાથામાં દ્રૅગ્વોદૅબીશ અએષમ તરીકે ઓળખેલો છે, એવા તે જરથુસ્ત્રને ગેતીમાં–તે અમશાસ્પંદોની ક્ષથ્ર અખીકાર–ખોદાઇ આપવી જોઇએ, કે જેથી તેવણુ મગવપતાને મગવપત થઇને 'ઇષો'=ઇચ્છવાજોગ નતીજો લાવી શકે એટલે ગેઉશોના હમકાર થઇને જગતની નવરચના કરે એટલે તુરે બ્રાદવક્ષ કે

જે અએષમના ભેદનો છે તેને પાછો હઠાવે. આવું મહાન કામ કરવા તેવણુને પછી તે ક્ષથ્રની રૂએ મીનોઇમાં બાંધેલા પોતાના મીનો ગાસમાંથી ગેતીની ઉપર તેવો ગાસ=પાવ મહેલ બાંધવા સત્તા આપવી જોઇએ, કે જે પછીથીજ તેવણુનું ગેતીને સમારવાનું કામ સરગ થઇ શકે, કેમકે તેના જોરથીજ તે અએષમને તોડી શકાય. ત્યારે અશો જરથુસ્ત્રને ક્ષથ્ર અપાવવા ગેઉશો દાદાર પાસે દુઆ માંગે છે તેમાં એ અર્થ છે કે અશો જરથુસ્ત્ર જેવણુ ગેતી ઉપર ઉતરેલા છે તેવણુને હવે મીનો ગાસમાંથી ગેતી ઉપર પાવ મહેલ બાંધવાનો પરવાનો મળે અને તે કામમાં યઝતી શકિતઓ તેવણુને મદદ કરી તેવણુને ફતેહમંદ બનાવે. આમ ગેતી ઉપરના પાવ મહેલ બાંધવાની રજા અને ફતેહને માટે ગેઉશો દુઆ કરે છે. જરથુસ્ત્ર ગેતીમાં પાવમહેલ **'ગાસ'** બાંધે તેની અગાઉ ગેતીમાં કંઇબી કરી શકેલા નહી, એટલેજ **'ગાસ'** બંધાઇ તેની અગાઉ તેવણુ **'અએષમ'**ની સામે ટકી શકેલા નહી, માટે **'અરાદ્દ'** હડેલા એટલે સત્યનો જવાબ દેખાડી શકેલા નહી. પછી જેવા તેવણુ મીનોમાં બાંધેલી ગાસની વિસ્પરદની રચના અને સરેદ યઝતની સરદારીમાંથી અને યઝતોની તનાસુલ સીલસીલામાંથી એટલે યઝત વસેલી તે મીનો ગાસમાંથી ગેતીની ઉપર તેવી ગાસ પાવ મહેલ બાંધી રહવા–ગેતીમાં તેવી યઝતી રચનાનો પાયો મુકીને તેના પાવ–મહેલને પરીપુર્ણ કીધો–ગેતીમાં અદ્રષ્ય 'ગાસ'ની યઝતી કુદરતને વસાવી અજીત પાવ–મહેલ, શાહનામામાં જણાવેલું પેલું ભેદી **'ચહેલ્ રસ્ સરવ્'** ઉભુ કીધું કે પછીથી તેવણુની રાદી ગતી પ્રગટવા લાગી. એ વિષેનું ભેદી બ્યાન **દીનકર્દ**માંબી છે, જેની સમજ **નીકીઝના પહેલાં** વોલ્યુમમાં આપી છે. તેવણુની કુદરતી ક્ષથ્ર એટલે ખોદા તરીકે થવાનો–ચલાવનાર તરીકે થવાનો દોરવનાર તરીકે રહેવાનો હક જે અમશાસ્પંદો તરીકેનો હતો તે જેવો મલ્યો કે પછીથીજ તે અધીકારે પોતાનું જોર દેખાડયું. આમ ત્યારે આ ફકરો જરથુસ્ત્રની શરૂઆતી ચલવલો, કે જેમાં તેવણુ 'ગાસ'ને–પાવ મહેલને–સરવને બાંધવામાં રોકાયા હતા, જેમાં દેવો અડચણુ કરતા હતા, તેનો ચીતાર રજુ કરે છે. આ વિષે વાચો **નીકીઝ પહેલી** પાને ૬૩૪–૬૪૨. આ ઉપરથી માલમ પડશે કે **જરથુસ્ત્ર સાહેબ વીષેની દંત કથાઓ છે તેમાં હકીકતી સચ્ચાઇ પડી છે જે ખુદ ગાથામાંથી જડી આવે છે,** પણુ તે બધાંને બરાબર ઉકેલવી જોઇએ, જેને માટે **ક્ષ્નૂમ** કહેતાં પેગામ્બર સાહેબે સમજાવેલી હકીકતી સમજ જોઇએ.

## હવે સુદકર નસ્કની સમજ હા ૨૯-૯ના કરદા માટે જોઇએ.

(વાંચો સુદકર નસ્ક પાને ૧ લે.)

આ નસ્કમાં કહેલો જગતનો તાળો ઘણો બુરો છે-લોકો એટલા બધા અધર્મી થયાં છે કે બાપ દીકરા વતીક એક બીજા તરફ લાગણી રાખતા નથી, અને જે કોઇ ભલાઓ છે તેઓને ત્યાં એવા કપુતો પેદા પડે છે કે બાપની ભલાઇ સાફ ધોવાઇ જાય છે-ગાથાનો ગીનો એટલે ઇનસાનોની પાંચ મુળ વર્ણો ઉપરની વઝતી તકેદારી આ બાબદને સુધારવા માટે દુઆ કરે છે. કોઇગી આવીને તેઓના મદદ માંગે તેને તે ગાથાનો ગીનો મદદ આપવા તૈયાર છે. જરથુસ્ત્રની અગાઉના જમાનમાં જગત આવું હતું એમ કહે છે. હા ૨૯-૯ ના ફકરાની પહેલી લીટીમાં કહે છે કે જગત ઉપરના દુખોને ટાળવા જરથુસ્ત્ર હાલ તુરત તો નકામો જેવો થઇ પડયો છે તેનું કહેવું-સલાહ ચાલતી નથી એમ ગેઉશ ઉરવા દાદારની દરગાહમાં ફરયાદ કરીને દુઆ કરે છે કે જરથુસ્ત્ર પોતાનાં કામમાં ફાવે. ત્યારે ગેઉશ ઉરવાની દુઆ કેવી જાતની દુન્યાને માટે હા ૨૯-૯ ની પહેલી લીટીમાં ચીતારી છે, તેનો ખ્યાલ ઉપરના સુદકર નસ્કમાં આપેલા તે વખતની દુન્યાનાં બયાન ઉપરથી આવશે. હા ૨૯-૯ ની વચલી બીજી લીટીમાં ગેઉશ ઉરવા દાદારની પાસે દુઆ ગુઝારે છે કે જરથુસ્ત્રને તેને birth right જન્મહક જે 'ક્ષેપ-ક્ષથ્ર' છે તે મળો, કે જેથી જરથુસ્ત્ર 'ગાસ' બાંધી મગવોને ઉભા કરી તે બધાનો અપ્સર થઇ પાવ મહેલને જોરે ગેતીનો તાળો જે બુરો છે તે સુધારે, એટલે સુદકર નસ્કમાં ગાથાના ગીનોની ફરયાદ થઇ છે તેની દાદ લેવાઇ રહે. આમ ત્યારે સુદકર નસ્કની વીગત હા ૨૯-૯ ના ફકરાને પોતાની રીતે સમજાવી રહે છે.

## વરશ્ત માન્સર નસ્કની સમજ હા ૨૯-૯ ના કરદા માટે.

(વાંચો વરશ્ત માન્સર નસ્ક પાને ૨ થી ૧૨ મે).

આ નસ્કમાં ગેઉશ ઉરવા અહુરમજદની દરગાહ આગળ પોતાને સોંપેલાં કામ બજાવવાની ખાત્રી આપે છે અને તે કામ કેટલું બધું ભારી છે તે બધાંનો ખ્યાલ આપે છે અને તેને માટે ચોકસ જાતની મદદ માંગે છે તે બધાંનો ચીતાર છે. હા ૨૯-૯ માં 'ગેઉશ ઉરૂવા રઑસ્તા'=ગેઉશે એદારી સામેની દાદ માંગી અને કહયું કે 'ક્ષાંનમેંને'= જગત ઉપરના સંકટોનો ભાર ઉઠાવીને પાર પાડવા માટે જરથુસ્ત્ર નબળો

છે. અહિંયાં **'ગેઉશ ઉરૂવા રઍાસ્તા'**=ગેઉશની દુઆરૂપની અરજી-માંગણી અને **'ક્ષાંનમૅને'**=જગત ઉપરના ભાર ઉંચકવાની નોંધ છે તે બધાંનું વર્ણન એટલે ગેઉશની તે અરજીની બીના અને **'ક્ષાંનમૅને'**=ગેતી ઉપરના ભાર—દુખોનો ચીતાર આ **વરશ્ત માન્સર નસ્કમાં** એકથી ચાર ફકરામાં આપેલો છે. આ **નસ્કના પાંચમા ફકરામાં** કહે છે કે ગેઉશ ઉરવાને જગતનાં કામમાં મદદ કરનાર માનવ છે, જાનવરો હોય નહિ. **છઠ્ઠા ફકરામાં** જગત ઉપરનો ભાર—દુખ જેને **હા ૨૯—૯** માં **'ક્ષાંનમૅન'** કહે છે તે થવામાં તે દાદારની હીકમત છે તેનો ચીતાર આપેલો છે—**સાતમા ફકરામાં 'ક્ષાંનમૅન'**=જગત ઉપરનાં દુખના લાવનાર **ઘના**નો ભેદ ઘણી સરળ પણ ભેદી ઝબાનમાં જણાવેલો છે જેનો ઉકેલ ક્ષનૂમનાં દ્રષ્ટીબીન્દુથી કીધો છે. **આઠમો ફકરો ઉદ્દયોગને** માટે ખેતી માટે છે એટલે જગત ઉપરનો **'ક્ષાંનમૅન'** દુખોની ખેતી માટે છે એટલે કહે છે કે જગત ઉપરનો ક્ષાનમેન એવો છે કે તેમાંથી ખેતી ઉભી થઇ અથવા તેની શુભ ખેતી થઇ તેમાંથીજ ભલી ગતી ઉભી થશેજ. **નવમા ફકરામાં** ગેઉશ ઉરવાની માંગણી—દુઆ વિષેની વીગત છે, જેમાં કહે છે કે માનવે **'પસુશ હરૂન'** થવું—ગવના હીફાઝતકાર થવું. **દસમા ફકરામાં** જેઓ ગવના પાસબાન થતા નથી—તેઓને શું—કેવું ખમવું પડશે તેનો ચીતાર આપેલો છે. આમ આ **વરશ્ત માન્સર નસ્કના** પાંચથી દસ ફકરાઓમાં તે બયાન છે કે જે બધાંને જરથુસ્ત્રે ગેતીમાં પોતા તરફથી સમજાવેલું હતું. પણ લોકોની ઉપર તેની તુરતા—તુરત અસર થયલી નહિ, આમ **હા ૨૯—૯** માં કહે છે. **હા ૨૯—૯** માં જરથુસ્ત્રની નેમણુક થઇ પણ જરથુસ્ત્રનું કામ જોશથી ચાલતું નથી દીન આગળ વધી શકતી નથી એમ કહે છે. ત્યારે તે કામ શું હશે તે બધાંનો ખ્યાલ ઉપરના પાંચથી દસ ફકરાઓમાં આપેલો છે. પાંચથી દસ ફકરામાં કહેલી વીગતને ચલાવવા જરથુસ્ત્ર તુરતને વેળા ફાવેલા નહિ માટે ગેઉશ અહુરમજદની દરગાહમાં જરથુસ્ત્રને મદદ આપવા દુઆ કરે છે. જરથુસ્ત્ર તુરતની વેળા ફાવતા નથી એમ ગેઉશ ઉરવાની ફરયાદ છે તેનું કારણ શું હશે તે વિષેનો ઇશારો પછીથી તે નસ્કના અગ્યારમા ફકરામાં જણાવેલો છે. **હા ૨૯—૯** માં ગેઉશ ઉરવા પેગામ્બર સાહેબનો જન્મહક જે અમશાસ્પન્દની ક્ષથ્ર મેળવીને જગતને ઇનસાફથી ચલાવવાનો છે જે જન્મ **હકને ઇષો—ક્ષથ્ર** કહે છે તેની માંગણી કરે છે. ગેઉશ ઉરવાને જરથુસ્ત્ર માટેની તે સીફારસ કરવાનો શો હક છે તેનો ચીતાર તે નસ્કના દસમા ફકરામાં છેલ્લે કીધેલો છે. **હા ૨૯—૯** માં ગેઉશ ઉરવા છેલ્લે દુઆ કરે છે કે, **'કદા યવા'**=કયારે

કયે વખતે 'હુવો અંઘહુત્'=કોઇ નર એવો ઉભો થશે-કંઇક એવું થશે, 'યે'=કે જે 'હોઇ'=તેને એટલે જરથુસ્ત્રને 'જસ્તવત્ અવો'=મજબુત મદદ આપશે. આવો વખત અને આવી મદદ જરથુસ્ત્રને તે મીનો 'ગાસ' એટલે માંથ્ર-સ્પેન્તથી બાંધેલી મીનોઇ કીલ્લેબંધી પોતામાંથી ગેતી ઉપર તેવી ગાસ એટલે પાવ મહેલ બંધાવવા લાવી આપશે અને એમ માંથ્રો યસ્નો વીગેરેનું કાર્યસાધકપણું ઉભુ થશે, તે બધા માંથ્રો યસ્નોમાં રહેલા દાદારના આશીશોને ગેતી ઉપર વરસાવી શકશે કે જેથી ગેઉશેની મુરાદ બર આવશે. ગેતીની ઉપર થવાના આવા પાવ મહેલ માટે ઇષો-ક્ષથ્ર જરથુસ્ત્રને મળે એમ ગેઉશો દુઆ કરે છે. એમ છેલ્લા બારમા અને તેરમા ફકરાઓ સમજ આપી રહે છે. ત્યારે હા ૨૯-૯ ની છેલ્લી ત્રીજી લીટીની ગુહ્ય સમજ માટે વશ્તત માન્સર નસ્કના છેલ્લા બે ફકરાઓ છે, જેમાં જરથુસ્ત્રથીજ ગેતી પાર પડશે અને જરથુસ્ત્રને ગેતીને પાર પાડવાનાં કામમાં મીનોમાંથી થયલી માંથ્ર-સ્પેન્તની ગાસ એટલે પાવ મહેલ અને તેમાંથી ઉભા થતા માંથ્ર-સ્પેન્ત મદદ લાગશે તે માંથ્ર સ્પેન્ત કેવા છે-તે બધાંની સમજ આપેલી છે. મીનોઇ ગાસમાંથી ઉભો થતો ગેતીનો માંથ્ર-સ્પેન્તનો પાવ મહેલ અને તેમાંથી ઉભા થતા માથ્ર-સ્પેન્ત એક મજબુત મદદ છે, જેને હા ૨૯-૯માં ખાસ 'જસ્તવત્ અવો'=ભરેલા હાથની મદદ કહી છે. માંથ્ર સ્પેન્તની આ મદદથી જરથુસ્ત્ર પહેલે શાહ ગુસ્તાસ્પના 'અસ્પે-શીહા'ને એટલે શાહની એબોને સુધારી શાહની મદદથી પાવ મહેલ બાંધીને તે માંહેલા તે 'માંથ્ર- સ્પેન્ત'ના અમાનતદાર-દસ્તોબર બનાવી તે શાહ ગુસ્તાસ્પ મારફતે કુલ ગેતીમાં અહુરમજદની આણ ફેરવશે. આમ વશ્તત માન્સર નસ્ક પોતાની રીતે આ હા ૨૯-૯ ને સમજાવી રહે છે.

## બગ નસ્કની સમજ હા ૨૯-૯ ના ફકરાને માટે.

(બગ નસ્કને માટે વાંચો પાને ૧૩ થી ૩૨ મે).

આ નસ્કમાં ગેઉશ ઉરવા ફરયાદ કરે છે અને દુઆ માગે છે કે ગવની દરોસ્તી જીવજાન અને શશ જોરાને-જાનની દરોસ્તી જે હાલે થઇ રહેતી નથી તે થઇ રહે. તે નસ્કના એકથી ચાર ફકરામાં ગવની દરોસ્તીની વ્યાખ્યા આપે છે, પછી પાચમા ફકરામાં દુન્યવી જાતજાતની હાજતોમાંની ચોકસ હાલત કે જેનો ભોગવટો કરતી વખતે ગવ જીવજાનને ખમવુ પડે છે જેથી જોરાને-જાન પોતાની જેત રાખી શકતા નથી-તે આ ભોગવટાએ અને તેમાંનો તે ખાસ ભોગવટા વખતે શું સાવચેતી લેવી-

તરીકત પાળવી કે જેથી ગવની ઉપર એબ પડે નહિ તે વિષેનો ચીતાર આપે છે. પછી છઠ્ઠામાં ગવની ગતીને પુખ્ત કરવી અને ગવની ગતી પુખ્ત થયા અગાઉ કપાઇ નહિ જાય એટલે જીવજાન પોતાના શશ જોરાને–જાનથી પુર્ણ રીતે કામ કરીને ખીલે તે અગાઉ મૃત્યુ થાય નહી તેની સાવચેતી લેવા કહે છે–ટુંકમાં તરીકતની બલીહારીની નોંધો અપાઇ છે. આમ ત્યારે ગવ=જીવજાન અને શરીરમાંની કુદરત અને તે ગવનાં શશ જોરાને–જાન નામે મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ ખેરદને ખીલવવાં, કે જેથી ગેઉશ ઉરવાનું કામ સરળ થાય; નહી તો ગેઉશ ઉપર ભાર પડે. હા ૨૯–૯ ની પહેલી લીટીમાં 'ગેઉશ ઉરવા રઍાસ્તા'=ગેઉશે ફરયાદ કીધી અને દાદ માંગી દુઆ ચાહી કે 'ક્ષાંનમૅન્'=દુખ–આફત જે કંઇ ગેતી ઉપર છે તેનો ભાર ખમીને સુખમાં –ચેનમાં–મોક્ષમાં તેઓને ફેરવવા જરથુસ્ત્ર નબળા માલમ પડે છે. ત્યારે આ 'ક્ષાંનમૅન્' શું છે–તેનો ભાર શું છે અને જરથુસ્ત્ર તે ભાર–તે દુખને સુખમાં ફેરવવા શું શું તદબીરો બતાવે છે તે બધાંનો ચીતાર આ બગ નસ્ક એકથી છ ફકરામાં આપી રહે છે. પછીના સાતમા ફકરામાં 'હુઅઇતાન્' એટલે 'વર્ખ્દ્ર'=સાચ્ચા માણસની ખુબી, તેની ગવની દરોસ્તીની વીગત, અને તેનું જોર અઓજહોમંદીનો ચીતાર આપેલો છે; અને તે પછીના આઠમા ફકરામાં એક ગુનાહગાર ઇનસાન ગવ–દરોસ્તી કરીને અને તેટલા માટે તરીકત પાળીને કઇ રીતે ઉપરના 'હુઅઇતાન' જેવો સાચ્ચા મર્દ જેવો થઇ શકે છે તેવી ગવ–દરોસ્તી નો ચિતાર આપેલો છે. પછીના નવમા ફકરામાં ગવ–દરોસ્તી માટેની ખંત હોવી જોઇએ તેનો ચીતાર આપેલો છે. પછીના દસમા ફકરામાં ગવ–દરોસ્તીની ખંતમાં ચોંગ=મોઢું અને 'અવઝાર'=હથ્યાર–દીનની યસ્ન તરીકત વિગેરેથી 'વોહૂમન્ દાશતારી'=બહમનને પોતામાં વસાવી શકાય છે એટલે પરગજુ ગતીના થવાય છે, તેવા ભાવો બતાવેલા છે. આમ ગવ–દરોસ્તીનો પ્રભાવ રાખતા નરોની વ્યાખ્યા કરે છે. હા ૨૯–૮ માં કહે છે કે જરથુસ્ત્રની 'વચ'=યસ્ન વિષેનું શીક્ષણ કારગર થતું નથી અને ગેતીમાંના 'ક્ષાંનમૅન્' દુર થતા નથી. ત્યારે જરથુસ્ત્રનાં શીક્ષણો-માનું તે કયું છે કે જે કારગર થતું નથી–તે શીક્ષણોને બગ નસ્કમાંના તે પોતાના સાતથી દસ ફકરામાં બતાવેલા છે.

પછીના અગ્યારમા ફકરામાં દીનની યસ્ન–આલાતોને ચાલુ રાખવા માટેની સલાહ છે–બારમા ફકરામાં તે બધા વિષેનાં શીક્ષણો આપવાનો ફાયદો બતાવેલો છે. તેરમા ફકરામાં જેઓ ઉપરના કામમાં મદદ કરે

છે અને દીનની તે તે સંસ્થાઓની ઉપર એતેકાદ રાખે છે તેનો શુભ છેડો બતાવેલો છે. **ચૌદમા ફકરામાં** દીનની બધી પાવ મહેલની સંસ્થાઓને આરાસ્તે કરનારાની નેકબખ્તીનો ખ્યાલ આપેલો છે.

ત્યારે **હા ૨૯-૯** ના ફકરામાંની વચલી લીટીમાં ગેઉશ ઉરવા દાદાર પાસે દુઆ કરે છે કે જરથુસ્ત્રને 'ક્ષ્પો-ક્ષથ્ર' મળવી જોઇએ-તે મેળવવાનો તેનો હક છે, એટલે કહે છે કે **જરથુશ્ત્રને યઝતી અધીકાર મળવો જોઇએ કે જેથી તેવણ યઝતનો બહાર ગેતીમાં વસાવે એટલે પાવ મહેલ બાંધે-આલાતો ઉભા કરે.** તેવણ પોતે '**અહુરદાત મજદદાત**'ની મદદથી અને માંથ્ર-સ્પેન્તના દાદારના આશીશોથી મીનોઇ ઝલ્વો કે જેને '**ગાસ**' કહે છે-માંથ્રોથી ઉભી થતી '**પઇરીદઝ**' કહે છે તે '**ગાસ**' કે જેમાં વિસ્પેરતુને તેમ યઝતોને વસાવેલો છે તે '**ગાસ**'ની મદદથી ગેતીમાં '**પાવ મહેલ**' કરે-ગેતીમાં મીનોઇના સંબંધ ની ગાસ પાવ મહેલ ઉભો કરવા '**ક્ષ્પો-ક્ષથ્ર**'નો અમશાસ્પંદી અધીકાર જોઇએ કે જે વગર ગેતીમાં તેવું કંઇ થઇ શકે નહિ. ત્યારે '**ક્ષ્પો-ક્ષથ્ર**' જે ત્યાં જરથુસ્ત્રને અપાવવા ગેઉશ દાદાર પાસેથી માંગણી કરે છે તેનો શું અને કેવો શુભ નતીજો આવશે, તેનો કંઇક ચીતાર ઉપરના અગ્યારથી ચઉદ ફકરાઓમાં આપેલો છે.

પછીના **પંદરમા ફકરામાં** એક અશો નર કે જે ગેતીનાં તારણને માટે ગેતીના શાહ આગળ આવીને પોતે પોતાનું બલીદાન આપે છે તેનો ચીતાર આપે છે, એટલે કહેવા માગે છે કે '**જસ્તવત્ અવો**'=**મજબુત હાથની મદદ વગર એટલે ભોગ આપ્યા વગર જગતમાં ભલાઇ કદી પંથરાય નહિ એટલે સ્વાર્થથી નહિ પણ પરદુખભંજનની ગતીથીજ જગત આગળ ફ્રશો-કેરેતી તરફ વધી રહે છે.** આમ અશો નર '**જસ્તવત્ અવો**'=ખરી મજબુત ભરેલા હાથની મદદ આપી શકે છે તેનો ચિતાર આપેલો છે. પછીના છેલ્લા **સોળમા ફકરામાં** એક ઇનસાન ગેતીની ઉન્નતી માટે પોતાની સેવા કઇ રીતે આપી શકે એટલે તે સાધારણ માનવ પોતે પોતાની મકદુર મુજબની '**જસ્તવત્ અવો**'=ભરેલે હાથની મદદ કઇ રીતે આપી શકે તેનો ખ્યાલ આપેલો છે.

ત્યારે **હા ૨૯-૯** માં ગેઉશ દાદાર આગળ દુઆ કરે છે કે ગેતીમાં '**ક્ષાંનમૅન**'=દુખો આફતો પુષ્કળ છે અને તેને માટે જરથુસ્ત્રને એક '**રાદ**' તરીકે એક તોફો બક્ષેશ તરીકે તમો દાદારે મોકલેલા છે, પણ તમો દાદારે જરથુસ્ત્રને '**ક્ષ્પો-ક્ષથ્ર**' આપી નથી-માંથ્ર સ્પેન્તના આશીશો

આપીને યઝતી અધીકાર આપ્યો નથી, જેથી તેવણ ગેતીમાં મીનોઇની ગાસમાંથી નવો પાવ મહેલ 'ગાસ' બાંધી શકયા નથી, એટલે પોતે યઝત જેવા હોઇને યઝતોનો સંગ રાદ પદવંદ કરીને ગેતીમાં તે રાદ પદવંદ પાવ મહેલ તરીકેનો ઉભો કીધો નથી. આ 'ઇષો-ક્ષથ્ર' મેળવવાનો અને તેને જોરે યઝતોની મદદ લઇ માથ્ર-સ્પેન્ત મેળવીને યઝતી રચના ગેતીમાં કરવાનો તેવણનો જન્મહક છે માટે, અએ દાદાર, તમો 'જસ્તવત્ અવો' ભરેલા હાથની મદદ આપો. તે ભરેલા હાથની મદદ આપનાર કય વિસ્તાસ્પ અને બીજા તેવા ઝઝ'દાઇતીવાળા ચેલાઓ-નરો આપો. આમ ત્યારે તે 'જસ્તવત્ અવો' કેવી હોય-ભરેલા હાથની મદદ કેવી હોય, તેનો કંઇક ચીતાર દીનકર્દના ઉપર કહેલા એ ફકરામાં છે. આમ ત્યારે બગ નસ્ક હા ૨૯-૯ના ફકરાને પોતાની રીતે સમજાવી રહે છે.



## હા ૨૯-૧૦

યૂજ઼ૅમ[3] અએઇબ્યો[4] અહુરા[5] અઓગો[6] દાતા[7] અષા[8] ખ્ષથ્રૅમચા,[9]

અવત્[10] વૉહૂ[11] મનંઘહા,[12] યા[13] હુષેઈતીશ[14] રામાંમચા[15] દાત્;[16]

અઝૅમચીત્[17] અહ્યા[18] મજ઼દા[19] થ્વાંમ[20] મેંગહી[21] પઓઉરૂ-વીમ[22] વએદૅમ.[23]

અએ અહુરા[5] || અએ અષવહિસ્ત[8] || તમો[3] || તેઓને[4] (અશો જરથુશ્ત્ર અને તેવણના હાવિશ્તો-ચેલાઓને) || અઓજની શકિત અઓજની કુદરતનું જોમ[6] (જે ભલી મદદ આપીને રામેશ્ની ઉભી કરાવે છે તે અને તે શકિતને કામ કરવાનો) || મીનોઇ[9] (યઝતોને છે તેવો) રાદી અધીકાર || આપો.[7] || તે[10] (અઓજની રાદી સત્તા) || બહમન મારફતે[11,12] (ગોરપંદી તેવાશી પરદુખભંજનની ગતી મેળવી આપો) || (કે) જેથા[13] || (શારીરમાં ગોરપંદી ગતી વસે તેવું ભલું મકાન, તેવો 'રથ્વ્ય ચખ્ર' થઇને) પેલી દુન્યાની ભલી જગા[14] || (અને) રામેશ્ની અત્યંત ખુશાળી કે જેમાં સુખ દુખ સમાન છે તે-દુખને ખાઇ જાય તેવી અત્યંત સબુરીવાળી મીનોઇ ખુશાળી[15] || (અશો જરથુશ્ત્ર અને તેના

ચેલાઓ) આપો-અપાવો[15] ॥ અએ મઝદા![16] ॥ તુંને[17] ॥ તે[18] (રામશ્ની) નો ॥ સપ્પર પહેલો[22] ॥ રાખનાર-રખાવનાર[23] ॥ મે[20] (ગેઉશ ઉરવાએ) ॥ ગણ્યો છે.[21] ॥

## હવે મીલ્સના પોથા માંહુલી પહેલવી સમજ જોઇએ.

### હા ૨૯-૧૦ ની પહેલી લીટી માટે કહે છે કે:—

'લકુમ્ અવો વલ્મનશાન્ અઉહુર્મજ્દ્ અઇયારીહ્ યહબૂનેદ્ અષવહિશ્તો વ શતવેરો'=તમો અહુરમજદ, અષવહિશ્ત અને શહેરેવર 'વલ્મનશાન્'=તેઓ તરફ યારી મદદ મોકલો. અઇધ્ જરતૂશ્ત વ હાવિશ્તાનો ઇ જરતૂશ્તો નહૂકીહ્ પદશ્ વાહૂનયેન્ એટલે કે જરથુશ્ત્ર અને તેના ચેલાઓની 'નહૂકીહ્'=નેકાને ભલાઇઓને 'પદશ્ વાહૂનયેન્' =તેઓ પુઠે રહીને મેળવી રહે. (અહીંયાં અષ અને શહેરેવરની યારીમાં અષોઇ અને રાદી સત્તા મેળવવાનો અર્થ છે કે જે એક વખતે મળી કે પછી જ્યાં લગી તે મળેલી રહે ત્યાં લગી વફાદાર નીવડે છે. પણ ધનાની મદદ વફાદાર નથી, કામ કરાવીને પાર પાડે તેવી છે).

### પછીની વચલી બીજી લીટી માટે કહે છે કે:-

'અઇતૂનોક્ વોહૂમન્ મૂન્ 'હુ-માનિશ્નીહ્' (ગાસ-ઇ તમન્) વરામીશ્નોક્ અષ યહબૂનેદ્'=એટલે પછી બહમન અમશાસ્પંદ તેઓને ભલું રહેઠાણ (પેલી દુન્યાની જગા) અને રામેશ્ની આપી રહેશે.

### હા ૨૯-૧૦ની છેલ્લી લીટી માટે કહે છે કે:-

'હોમનિક્ વલ્મન્ અઉહુર્મજ્દ્ (વલ્મન્ જરથુશ્તો) અશમિન્ લક્ મીનમ્ ક્રતુમ્ વિનદિશ્નો (અઇઘશ્ ક્રતુમ્ નહૂકીહ્ મિન્ લક્ યહબૂનેદ્)'=અએ અહુરમજદ! હું પોતેબા (એટલે જરથુશ્ત્રબા) માનું છું કે તે રામેશ્નીનો સપ્પર પહેલો ધરાવનાર 'લક્'=તું છે એટલે પહેલવહેલી નેકી-રાદી ગતી 'મીન્ લક્'=તારા તરફથી 'યહબુનેદ્'=થએ છે.

પહેલવીની આ ઉકેલામણથી ઉપરનો તરજુમો ગ્રામરના નીયમ અનુસારનો થયો છે, કે જેમાં ખરો ભાવાર્થ જે ઉપરનાં પહેલવી સમજમાં છે તે આવી રહે છે.

## હા ૨૯-૧૦ ના શબ્દ અર્થો અને શરેહ :—

**અએઇબ્યો**=તેઓને (પહેલવી સમજમાં 'તેઓ એટલે જરથુશ્ત્ર અને તેવણુના હાવીશ્તો એટલે ચેલાઓ જેઓ નેકી પાંથરવા માંગે છે તેઓ' એમ શરેહ કરે છે).

**યૂજ઼ેમ**=તમો. અહીંયાં અહુરા અને અષાને માટે તમો શબ્દ છે.

**અઑગો=અઓજની યઝતી શકિત.** પહેલવીમાં **'અઇયારીહ'** =મદદ એમ અર્થ આપેલો છે યારી શબ્દથી ત્યાં કહેવા માંગે છે કે આ શકિત યઝતને લગતી છે કે જે એક વખત આપે તે પછી વફાદાર રહીને મદદ આપ્યાજ કરે છે એમ મદદ આપીને ખુશાળી આપે છે. ધનામીન બી તેવી શકિતથી મદદ આપે છે. પણ તે મદદ યારબાઝ નથી. માટે અહિંયાં કહેવા માંગે છે કે ધનામીનથી મળતી તે શકિત નથી, કેમકે ધનામીનની શકિત યારબાઝ નથી. **ધના તો પારકાનો હાથ પોતે લઇને મારે અને માર ખવડાવે છે અને તેજ હાથને પછી મારે છે, એટલે તેની શકિત કોઇનોબી યારજ નથી** એમ ભલી યઝતી ગતીનો મર્મ સમજાવવા પહેલવીમાં **'યારી'** એમ અર્થ આપેલો છે.

**'ક્ષથ્રેમચા'**=મીનોઇ યઝતી અધીકાર જે કણીગી ગેરઇનસાફી થાયજ નહી તે; જે હમેશાંજ રાદી રાહે-રાસ્તીનો ઇનસાફીજ હોય તે

**'દાતા'**=તમો આપો.

**'અવત્'**='તે' (નાન્યતર જાતી છે). (એટલે પેલી અઓજની શકિતનો અધીકાર)

**'યા'**=જેથી (ભલી તેવીષીથી-બહમનના વસ્વાટની ગતીથી)

**'હુષેઇતીશ'**=(હુ=ભલી; **'ષીતી'**=બેઠક અથવા રાજગીરી) શરીરમાં દુજી ગતી જઇને **'હુ'**=ભલી બેઠક-ભલુંચ લણુ-ભલી રાજગીરીનું થવું એટલે રથવ્ય ચશ્ર=દાદારની મરજી મુજબનું વર્તન થાય તેવું થવું-જેથી અંતર ખુશાળીનું આવવું અને તેથી પેલી દુન્યામાં ભલી જગા મેલવવી એટલે ભલી જગા અને અંતરની ખુશાળી એમ અર્થ થાય છે. પહેલવીમાં **'હુમાનીશનીહ'** =ભલી રહેવાની જગા તરીકે સમજ આપે છે. પછી **'ગાસ-ઇ તમન્'**= 'પેલી દુન્યાની જગા' એમ બીજો અર્થ આવે છે, એટલે ઉપરના અર્થ જેવોજ અર્થ કરે છે, કેમકે જીવનમાં ભલાઇ કર્યા વગર પેલી જેહાનમાં ભલી જગા ઉપરની ઇનસાફી સત્તા આપેજ નહિ એમ કહેવા માંગે છે.

'દાત્'=તે આપે (એટલે જરથુશ્ત્ર અને તેવણુના હાવીશ્તો–ચેલાઓથી દીની સંસ્થા આપે)

**અર્જમચીત્**=હું એટલે ગેઉશ ઉરવા કે જેણીએ આગલા ફકરામાં જરથુશ્ત્ર માટે ઉમેદ કીધી છે તેણી

'**રામાંમચા**'=દુખ વગરની યા દુખને ખાઇ જાય તેવી ખુશાળી એટલે અમર ગતીની અનંત ખુશાળી–મીનોઇ આશાના ફળીભુત થવાથી થતી–રામ યઝત કંઇબી દુખદરદને યા કંઇબી ભંગાણુને સાંધનાર છે, માટે ખુશાળી આપે છે, માટે 'રામ્ કરૂદન્'માં જીતીને તાબે કરીને ખુશાળી પોતે લઇને સામા જીતાયલાને આપવી એવો અર્થ છે. સદરાની દામન જે નીચેથી આવે છે તેમાં 'રામ' યઝનની તેવી ખુશાળી હાસેલ કરવાની ઉમેદનાં બીયાં પડેલાં છે. (એમ છે માટેજ સલાહ આપે છે કે તે દામનને બહાર ખુલ્લી રાખવી કે જેથી તે દુઆ ફળીભુત થવાને કંઇક જોર મળે).

**અહ્યા**=તેને (ઉપર કહેલી રામેશ્નીને)

**વએદૅમ્**=મેળવનાર–મેળવી અપાવનાર (**'વીદ્'** મેળવવું–મેળવી અપાવવું ઉપરથી)

**પઓઉરૂવીમ્**=સપ્પર પહેલો. અહિંયાં મઝદાને રામેશ્નીનો સપ્પર પહેલો રાખનાર કહયો છે, જેમાં **'અનહુમા'** અને તેની દુઇ અને તે દુઇની જુફ્તીથી થતાં માંથ્ર–સ્પેન્તનાં રૂવાનની તેહેકીકાતનો અર્થ છે, જે શરેહમાં સમજાવેલો છે.

## હા ૨૯–૧૦ ની ક્ષ્નૂમીક શરેહ :

આગલા ફકરામાં **'ગેઉશ ઉરવા રઓસ્તા'**માં જે અર્થ હતો તે હવે ફળીભુત થયલો આ ફકરામાં જણાવે છે. જરથુશ્ત્ર સપ્પર પહેલાં ગેતીમાં કંઇ કરી શકેલા નહી, કેમકે 'ગાસ' એટલે પાવ મહેલ–હરવેસ્પ આગાહનો મહેલ–શાહે આલમનું મકાન બરાબર બંધાયલા નહિ એટલેજ તે ગાસમાંથી મીનો આશીશો ગેતી ઉપર ઉતરતા હતા નહિ; તેમ વળી અધીકાર જે અશો જરથુશ્ત્રનો birth right જન્મસિદ્ધ હક હતો તેણી મળેલો નહિ. હવે જરથુશ્ત્રને તે **'ક્ષથ્ર'** મલ્યો–જરથુશ્ત્રના ચેલાઓને ગતી મળી–ગાસ પાવ મહેલ ગેતી ઉપર બંધાયા અને તેનાથી દીન તેના પુર બહારમાં ચાલી જોર પકડીને સત્યસંગ ફેલાવવા લાગી જેથી શું ભલા કે બુરાએ બધાઓની અંદર ભલાઇ ઉગવા લાગી. આથી ગેઉશ

**ઉરવાને હવે તે શાંતી મળી રહે છે કે જે શાંતી ખુદ મઝદાને પહેલવહેલી મળી હતી.** મઝદાને શાંતી મળી તે શું છે તેની તેહકીક નીચે આપી છે.

અહૂ કે જેવણે સપ્પર પહેલી ત્રગડી નામે **આતરે ક્ષએતાન–નીરૂ ખદાત અને યવએચ યવએતાએતેને** ઉભા કરીને જેઓને **ખાઓ અરૂજયમ્ન** તરીકે ઓળખે છે તેઓને ઉભા કરી તેઓને પોતાના કેહપ તરીકે કરીને તે કેહપના તખ્તાની ઉપર જેને યઓન તરીકેથી ઓળખે છે તે યઓનની ઉપર એટલે અહૂના પ્રભાવ નામે રશ્નુ તરફ પુર્ણ ભકિતભાવ નામે આરમઇતિનો સ્વભાવ બતાવતા તે અનંત તખ્તાની ઉપર પોતાનો વઇર્ય કાઢીને તે મુજબ **બગાનો** ઉભા કીધેલા હતા. સપ્પર પહેલી થયલી બગાનોની જુફ્ત તે **'બગ અહુનવઇર્ય'** અને **'પઓઉર્વ ફ્રવષિ'** હતી. ઉપર કહેલો ખાઓ અરૂજયમ્નનો તખ્તો હુદાઓંઘહનો એટલે બેદારી સાથનો એટલે **'ઉક્ષ્યબામિક'**ની મનશકિત વાળો હતો. આવો તે ખાઓ **અરૂજયમ્નનો** તખ્તો જે ઉપર કહયું છે તેમ સપ્પર પહેલી ત્રગડી **'આથ્ર–નીરૂ અને યવએચ'**નો થયલો હતો તે અહૂના માંથ્ર સ્પેન્તના આશીશોથી **હુદાઓંઘહોની** બેદારીમાંથી **હુદાસ્તેમાનો**, પુર બેદારીનો થયો હતો, કે જેની ઉપર બગાનોની આ જોડ થઇ હતી. આ જોડ જુફ્તી કરી–સાથે રહીને અહૂના વઇર્યને બજાવવાનાં મનનમાં પડેલી હતી, અને મનનના નતીજાએ **સ્તોત યસ્ન** થયું હતું. આ **'સ્તોત યસ્ન'** ગોયા થવાની સૃષ્ટીનું ઇંડુ મુળ હતું. આ **સ્તોત યસ્ન** પોતાના માવતરો કરતાંથી વધુ રીતે અહૂ તરફ પુર્ણ ભકિતભાવ રાખે છે. આવા **સ્તઓત યસ્ન**ને દાદારના તે **વઇર્ય** હોકમનો તે બહાર બજાવવાનો પુર્ણ ઉમંગ હતો. દાદારના હોકમ પ્રમાણે દ્રવાઓની જાહેરાત ઇનસાફની રૂયે થવાની હતી. દ્રવાઓ કે જે ઉરવાનના નુરને લાગેલો છે તેને ઉજ્જુ કરવા સ્તોત યસ્નને અભડાવવું પડયું જેથી સ્તોત યસ્નની ગતી જરા ઉતરતી થઇ. આવા ઉતરતી ગતીના સ્તઓત યસ્નને **અનહુમા** કહે છે. એમ ત્યારે સ્તોત યસ્નમાંથી ગોયા અનહુમા થયો. માટે ટુંકમા કહે છે કે પેલા બગાનો નામે બગ અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષીના સેવનથી તે સ્તોત યસ્નમાંથી **'અનહુમા'**નો જન્મ થયો જેમાંથી પછી દ્રવાઓ સાથનાં રૂવાન અને બઓદનો જન્મ થયો. દ્રવાઓ સાથના રૂવાનને અહૂ ઉપર ભરોસો હતો નહિ જયારે પેલો બઓદ તો અહૂને માનનાર હતો. આમ જગતના મુળ પાયા તરીકે સામસામી ગતી જન્મી. **અનહૂમામાં** આવી સામસામી જોડ હતી. આ જોડમાંનું પેલું દ્રવાઓ સાથનું રૂવાન સપ્પર પહેલા બહાર પડયું તેણે બહાર પડીને કાળી કુદરત જેને **ફ્રરવરહીન**

ચશ્તમાં **'દ્રવાઓ દ્રુઍામન,' 'દ્રવાઓ ત્બએષ'** કહે છે તેને ચલાવીને **'અક્રૃષીમંત** ગાત્વ'=વૃદ્ધિ જેવું હોયજ નહિ તેવી 'કલ્પીત જેવી' જગત ઉભી કીધી કે જેમાં નાશજ હતો—આવું જગત તેનું પોતાનું એક ફરઝંદ ઉભુ કરે તે જોઇ અનહુમાને પશ્ચાતાપ થયો અને તેમ થવાનું કારણ અનહુમા સમજ્યા નહિ અને તે જગત દરોસ્ત થાય-વૃદ્ધિના પથ ઉપર ચઢે એવી દુઆ કીધી. એમ અનહુમામાં દુખ થયું. પછી અનહુમાની પ્રાર્થનાને અંગે **હુદ+ઇનસાફ** પ્રમાણે પેલી અસલ જોડ ***બગ અહુનવઇર્ય+પઓઉર્વ ફ્રવષિએ** માંથ્ર–સ્પેન્તના આશીશો ઉતારીને તે કાળી કુદરતનો નાશ કરી તે દ્રવાઓની અક્રૃષીમંત ગતીને–સ્તંભ ગતીને ઝરવાનમાં ચલીત પ્રમાણુમાં–ઇશ્કમાં–બઓદ તરફના ખેંચાણુમાં આણી. આ આશીશોમાંથી અનહુમાને ખરૂં જ્ઞાન **'મઝદ'** આવ્યું અને સૃષ્ટીના ભેદની સમજ પડી ગઇ. આ હકીકતની વધુ વિગતવાર સમજ માટે જુઓ **નીકીઝ પુસ્તક બીજું**. આ ભેદ ખુદ અવસ્તાનો છે એમ નહિ સમજાવે અને તે ભેદ ખોલનાર ક્ષ્નુમીક જ્ઞાન નહિ હોવે, આજના પશ્ચિમના વિદ્વાનોને ખતરો પડેલો હતો કે ગાથા અને અવસ્તાનો spirit અકં ભાગ્યેજ એક હોય! પણ ક્ષ્નુમીક હકીકતથી કોઇબી જોઇ શકશે કે તે બધું એકનું એકજ છે. ત્યારે અહિંયાં **'મઝદા'**ને એટલે માંથ્ર-સ્પેન્તના આશીશોથી પુર્ણ જ્ઞાનવાળા થતા અનહુમાને **'અહુયા પઑઉરૂવીમ્ વઅંહૅમ'** એટલે તે રામશ્નાંનો એટલે અ અ્ર=દુખ વગરની હાલતનો સપ્પર પહેલો રાખનાર કહ્યો છે. એમ અહિંયાં મઝદાને અનહુમાની હાલતને વધારનાર ઉધ્ધાર કરનાર બતાવ્યો છે, કે જે અનહુમાની અંઅ્રવાળી દુખવાળી હાલતમાંથી સપ્પર પહેલી સામસામી જોડ **'હુમત'** (બઓદ) અને **'હુવીઅત'** (દ્રવાઓ સાથનું રૂવાન) ઝાહેર થઇ હતી, કે જેમાંની આ હુવીઅતે અક્રૃષીમંત ગાત્વ સ્તંભ જગત ઉભી કીધેલી જેથી

---

* જાણવું કે સ્તઓત યસ્ન પોતે આ બગ અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષિમાંથી થયલી અને તેઓની સાથેજ હામોમાં હતી. પણ જ્યારે અહુનવઇર્ય અને પઓઉર્વ ફ્રવષીએ અહૂના મન્તામાં દ્રવાઓને જાહેર કરવાનું છે એમ વઇર્ય પરીપુર્ણ થવાનું મનન કરીને તે સ્તોત યસ્નને સેવન આપ્યું ત્યારે તે સ્તોત યસ્નને ઉપર કહ્યું તેમ અભડાવું પડયું એટલે તે માવતરો તેથી દુર થયા જો કે તેને સેવન તો આપતાજ રહયા. પોતાના માવતરો અહુનવઇર્ય અને ફ્રવષિથી દુર થયલા આવા સ્તોત યસ્નને **અનહુમા** કહે છે. તેઓ દુર થવે સ્તોત યસ્નમાં અજ્ઞાનતા કંઇક જામી જેમાંથીજ દ્રવાઓ જનમ્યો. હવે તેઓ તે અનહુમામાં આવ્યા–તેની સાથે હામો થયા, જેથી તે અનહુમા અસલ સ્તોત યસ્નની હાલતે પુગ્યો જેને **મઝદા** કહે છે.

તે અનહુમાને અંગ્ર=દુખ થયલું હતું, જેથી અનહુમા કે જેવણ અહુ-પરસ્ત હતા પણ કંઇક ભેદ સમજતા નહિ હતા તેવણે ફરયાદ કીધી અને ઉપર કહેલી જગતનો દરમાન થવાની દુઆ ચાહીને જરથોસ્તી દાત અહુરદાતની ખાસ્તારી કરી હતી, કે જેથી અનહુમાની અંદરની ઝેમોમાંની જુઝંજાઝ તરોમઇતીને આરમઇતીમાં ફેરવી હતી અને એમ પોતામાંથી અમેરેતાત અને અહુરદાતની અમગીઓને જાગૃત કીધી હતી, કે જે પછીથી ફ્રવષી તેવા તે અનહુમામાં ઉતરેલી હતી એટલે બગ અહુનવઇર્ય અને સ્તોત યસ્નને તેવા તે અનહુમામાં આણ્યા હતા, જેથી 'અહૂ અફ્રજયન્ત'નું રહેઠાણ તેવા તે અનહુમામાં થયું છે, જેથી ત્યાં ઉસ્તા જામી છે, ત્યાં 'હુષીતી' ='હુ'નું રહેઠાણ થયું છે. આવી હાલતને 'મઝદા'=કહે છે, જેમાં ત્યારે સપ્પર પહેલી 'હુષીતી'=રામેશ્ની આવી હતી.

આ ફકરો ગેઉશ ઉરવાનાં મનનનો છે અને અશો જરથુસ્ત્ર અને તેના ચેલાઓને ફતેહ ઇચ્છવાનો છે, અને તેઓથી દુન્યામાં આબાદી શાંતી રામેશ્ની જામે-જેમકે અનહુમામાં પહેલવહેલાં અહુરદાતની જરથોસ્તી ગતી જાગી હતી તેમ,-એવી અહીં દુઆ છે.

હુષ્ઇતીશ=હુષિતી=ભલાઇ જામે તેવું મકાન એટલે ઇનસાનનાં અનુએ અનુમાં વોહુન છે તેથી ત્યાં હવસોનું જોર છે, ત્યાં અહૂનો હોકમ મનાતો નથી, ત્યાં રથવ્ય ચખ્ર નથી, ત્યાં જરથોશ્તીપણું નથી, અરથ્વ્ય ચખ્ર છે, હવસોનાં ઝોલાનો છે, માટે ત્યાં ભલું મકાન નથી, બહુમનની તેનાષીનું મકાન નથી. પણ જ્યારે અનુએ અનુનો વોહુન ગવને તાબે થાય છે અને અનાસરનાં હુઇરમાં એટલે નાશ પામતી ગતી-કોહી જતી ગતીમાં ગવની ગતી એટલે લાંબો કાળ લગી કોહવાત-નાશની સામે થવાની ગતી જામે છે, ત્યારે 'તનુ-માંથ્ર'ની હાલત થાય છે એટલે દદ-માંથ્ર યસ્નના જરથોસ્તી માંથ્રનું એજમતી તન થાય છે, કેમકે તનના જાહેર ભાગમાં જડ અને દરદથી જીતાય તે ભાગમાં તનનો બાતેન ભાગ=દરદથી નહિ જીતાય તે ભાગ નામે આબે-રવાએ-સુક્ષ્મ મલી જઇ તનને દરદની સામે ટકી શકે તેવું કરે છે જ્યારે અનુએ અનુમાં રથ્વ્ય ચખ્ર જામી રહે છે અને ત્યાં ભલું મકાન 'હુષિતી' થાય છે, જેથી ત્યાં શાદી=ખરી ખુશાળી ઉભી થાય છે.

જ્યાંથી અંગ્રની ગતી, સુખ દુખ ઉભું કરે તેવી ગતી, બુઢ્ઢું થઇને મરે તેવી ગતી, ફીકર-દુખ કરાવે તેવી ગતી, "ગમેચ"-"નથી ગમતું" "ચાહું છું-નથી ચાહતો" એવા દોરોમાં ઘુમાવતી ગતી હોય ત્યાં દદ-

માંથ્ર યસ્નની જરથોશ્તી ગતી–રામેશ્ની–હુષીતી–હોવજ નહી. જ્યારે અંગ્ર જાય અને સ્પેન્તી આવે, હમેશ્ગી આવવે, સુખ દુખ સમાન જોવા લાગે તેવી ગતી આવે, ફીકરના ખોરાક ઉપર તનદરોસ્તી મેળવવાની ગતી આવે, બધું જ ગમે–બધાંનેજ ચાહે એમ સામાન્ય ગતી આવે, ત્યારે ત્યાં દદ–માંથ્ર યસ્નની ગતીના રથવ્ય દોરો થાય છે, જેમાંથી 'ઉશ્તા'=આખર ખુશાળીનો જન્મ થાય છે, જે વખતે રામશ્ની અને હુષીતીની ખુશાલી હોય છે, અને મરણ પછીથી બહેસ્ત ભુગવાની ખુરરમી મલ્યા કરે છે. 'અના માંથ્વાઓ'માંથી પહેલવહેલું કુલ્યતી 'ચીથ્ર' નામે અનહુમા નીકલ્યું તેમાં 'હુમત'=સ્પેન્તી અને 'હુવીઅત'=અંગ્રની ગતી જામી હતી, તેથી ત્યાં રામેશ્ની='હુષીતી' હતી નહિ. પણ જ્યારે અંગ્ર સ્પેન્તીમાં મળી ગઇ ત્યારે ત્યાં રામેશ્ની=હુષિતી આવી, જેથી ત્યાં મઝદાનું આવી પહોંચવું થયું, એટલે અહુરદાતની ગતીનું–જરતોશ્તી ગતીનું આવવું થયું, જેથી પછી 'અહૂ અક્રૂજયન્ત'ની ગતીનું આવવું થયું, હોશીઆમ થઇ પુણ્ જ્ઞાન જામ્યું. એવીજ રીતે હવે જરથુશ્ત્રે બાંધેલી 'ગાસ'માંથી આશીશો પડીને શાંતી ફેલાવશે. આવી 'ગાસ'માંથી મદદ મળો એવી દુઆ હવે શરૂ થાય છે. કહે છે કે 'યુજેમ્ અએઇબ્યો અહુરા અર્ઓગો દાતા અષા ક્ષથ્રેમચા'=અએ દાદાર, અએ અષ વહિશ્ત, તમો હવે તેઓને એટલે હમો બધા જરથુશ્ત્રનાઓને અને ખુદ જરથુશ્ત્રને તે નેઆમતો–તે આશીશો આપો કે જે બધું 'ગાસ'માં તું અહુરાના હોકમથી આણી રાખેલું છે. હવે તો સીરફ તે આશીશોને લેવા માટે અષોઇ અને ક્ષથ્ર એટલે અષથી આવતો અખીકાર ઉભા કરવા જોઇએ, કે જેઓની મદદથી 'ગાસ'માંનો તે ઉત્તમ ખજાનો લઇ શકાય. આવું બધું લેવા માટે ઉપર સાતમા ફકરામાં કહયું છે કે દાદારે અષથી ભરપુર માંથ્રો કીધા છે, તેમ 'ઉરૂ'ને માટે–વૃદ્ધિને માટે જોઇતો સામાન ક્ષ્વીદ=અહુનવરના સ્તોત કીધા છે, તેમ 'સાસ્ન્યા'=દીની તરીકનો–જ્ઞાન–પાઠો વાગેરે કીધાં છે. જરથુશ્ત્રને તે બધું મળેલું છે. હવે તે 'સાસ્ન્યા' અને 'ક્ષ્વીદ્' અને માંથ્રોની મારફતે ઉપરની 'ગાસ'માંનો લાહવો કઇ રીતે લઇ શકાય તેટલુંજ જાણવાનું રહેલું છે. આ રીતો આ સાસ્ન્યા–માંથ્ર અને ક્ષ્વીદ જરથુશ્ત્રના ચેલાઓ શીખશે કે જેથી રજેરજેમાં વોહુમન ઉભું થાય, શાંતી ઉભી થાય, અષ પેદા પડે, ક્ષથ્ર પેદા પડે, અને પછી તેઓને જોરે 'ગાસ'માંનો ખજાનો હમુને મળે કે જેથી જેમ મઝદાને શાંતી થયલી તેવા પ્રકારની હમુનેબી મળે! એમ ત્યારે અશાંત ગેતીમાં જરથુશ્ત્રથી શાંતી આવશે. આ શાંતીનો ચિતાર અને તે પછી આવતી શાંતીનો ચિતાર જોવા આ આખા હાનો ટુંક સાર જોઇએ જે આ છેઃ—

## આખા હા ૨૯ નો ટુંક સાર:

ગાથા હા ૨૯ના પહેલા ફકરામાં ગવ કહેતાં નીસ્તી-ગેતીને ચલાવનાર કુદરત, કે જે હસ્તીનાં ફરતાં આસ્માનમાંથીજ છે જેને 'ગાવે અઝ' કહે છે, તે ગેતીમાંની કુદરત અને તે કુદરતને ચલાવનાર ગેઉશાની હકીકત છે. ગેઉશ ઉરવા અને ગેઉશ તષન જગત ઉપરની બદી જે વધી ગઈ છે-તેનો ફડચો કરવા માંગે છે-જગતનું નવું બંધારણ કરવા માગે છે.

હા ૨૯ના બીજા ફકરામાં ગેઉશ તષન કે જે ગેઉશ ઉરવાનો જોડીદાર છે અને દાદારનો નાયબ પેદા કરનાર છે તે અષને તે વિષે પુછે છે અને એવો એક સરદાર માગે છે કે જે નવરચના કરી શકે.

ત્રીજા ફકરામાં અષ કહે છે કે હાલે જેઓ ગેતીમાં છે તેઓ હાતાંમ્‌ને લગતા અષવનોજ છે, પણ તેઓ ગેતીની નવરચના કરે તેવા નથી, માટે તેવો પુરૂષ તો હજુર ઉતરવાનો છે માટે થોભવું.

ચોથા ફકરામાં અષ ગેઉશને કહે છે કે જગતમાં જે કંઈ થાય છે તે બધું હદ-ઈનસાફથીજ છે. બદી જે ગેતીમાં ઉતરી છે તેની હદબી ઈનસાફની રૂયેજ લાવવામાં આવશે. દાદારની હીકમતમાંજ તે બધું છે,-ના, દાદારનીજ તે બલીહારી છે, કેમકે તેવી બુરી ગતી જ્યાં લગી બહાર આવીને જાત બતાવે નહિ-હદની બહાર જાય નહિ ત્યાં લગી ઈનસાફ વચમાં પડે નહિ, માટે જે કંઈ થાય છે તે બરાબર છે, જે કંઈ થાય છે તે તેના વઈર્ય પ્રમાણેનાં ધોરણ ઉપરજ છે.

પાંચમા ફકરામાં પછી ગેઉશા અને ગવની કુદરત કે જેને 'ગાવે-અજ્' કહે છે તે બેઉ દાદારની તે હદ અને ઈનસાફની ખુબી માટે સ્તુતી કરે છે, અને જે કંઈ થાય છે તે તેની હીકમતમાંજ છે એમ પાઠને ફરીથી યાદ કરે છે અને કહે છે કે ઈનસાફી જે હોય તેને હદ એટલે દએવ મારી શકેજ નહિ, માટે 'નોઇત્ અૅરૅજેજ્યોઇશ ફ્જ્યાઇતિશ'=ઇન-સાફને-સાચને આંચ નથી; 'નોઇત ફ્શુયેન્તે દ્રૅગ્વસૂ પઇરી'=ઇનસાફ-સાચની ખેતી કરનારને અસત્ય ઘેરી શકે નહિ. માટે હદ+ઈનસાફને હમો નેમાઝ કર્યે. અએ અષ, તું કે જે હમારા અંતરમાંબી છે તે અષ, તારી તે સલાહ માટે આભાર માનીએ છીએ.

પછી છઠ્ઠા ફકરામાં અષ કહે છે કે દાદાર સાતેસાત કાળની મીનીટે મીનીટમાં પ્રસરી રહેલા છે. તેવણને બધુંજ ખબર છે. તેવણે આવી હીકમત એ માટે કરી છે કે દેવ જે 'પરા'ના કાળમાં દેખાબલો

તે ભલાઇમાં વણાય. તે દાદારે જાહેર કીધું છે કે ગેતીની ખેતી કરવી તે જરથુશ્ત્રદાતની—અહુરદાતની ગતી લાવવી—મઝદયરની જરતોશ્તી દએન કે જે બધી વર્ણોની ચેરેનો=દીનોની માતા છે તેને પુર્ણ બહારમાં ચલાવીને ફ્રશો-ગર્દ કરવું તે છે. આજે જગતમાં તેવો કોઇ હયાત નથી. પણ તેવો પુરૂષ થવાનું અગાઉથી નેમાઇ ગયલું છે, માટે અએ ગેઉશો ! તમો થોભો—બરવકતને ઉગવા દેઓ.

પછી **સાતમા ફ્કરામાં** કહે છે કે જગતના આવા મામલાને સુધારવા દાદારે અષની ગતી કે જેથી દાદાર ખુદ દાદાર છે તે અષ મારફતે માંથ્રો બનાવ્યા છે—'**ક્ષ્વીદ્દૂ**'નો સામાન એટલે અહુનવરના અમર સ્તોતોનો તોશો અને '**સાસ્ન્યા**'=શીખામણો—તરીકતો પાળે તેવા ઉભા કીધા છે અને યઝતોને સોંપ્યાં છે. જે કોઇ નર જે જરથુશ્ત્રનું કામ કરવાને એટલે ગેતીની નવરચના કરવાને અગાઉથી નેમાયલો છે તે એવો છે કે યઝતો જે દાદારનું મોઢું છે—દાદારનું સત્ય જાહેર કરનાર છે, તે પોતે યઝતોની જબાન પોતાની જબાનમાં લાવીને યઝતો પાસથી તે બધું લઇને જગતને આપશે કે જેથી જગતમાં ફ્રશો-ગર્દ થશે.

**હા ૨૯ના આઠમા ફ્કરામાં** પછી **અષ** કહે છે કે એવો નર જે ઉતરવાનો છે તે વીર નર જરથુશ્ત્ર તરીકે ઓળખાશે, જેને સ્પિતમ જરથુશ્ત્ર કહેશે, જે મઝદાનું કામ કરશે એટલે જગતના કુલ માનવની મુળ પાંચ વર્ણોની વૃદ્ધિનું કામ કરશે અને તે **અષ**ની ફત્તેહ બોલાવશે એટલે તેજ અહિને—ધનાને મારશે. તે '**ચરેકેરેથ્રા**' એટલે કામ કરવાની હીકમતો—નીરંગો—બાજો—સત્ય વાણી બધી વર્ણોને માટે એમ કરીને તૈયાર કરશે. '**હ્યત્ હોઇ હુદેમેમ્ દ્યાઇ વખેદ્રહ્યા**': '**હ્યત્**'=જેથી '**હોઇ**'=તેને માટે—જે કોઇ વધવા માગે તેને માટે '**વખેદ્રહ્યા**'=યઝતોની સચ્ચાઇ જેવી સાચ્ચી મારેફતો કહેતાં ઉપર કહેલા '**ચરેકેરેથ્રા**'થી મળતો ભલો બદલો હું મેળવી અપાવીશ.

પછી **નવમા ફ્કરામાં** કહે છે કે એવો નર હજુર કંઇ કરી શકતો નથી. તે '**ગાસ**' બાંધી રહે છે કે જેમાંથી મદદ મળે, માટે અએ દાદાર તેને તે '**ઇષો-ક્ષથ્ર**' આપો અને ભલો મદદગાર શાહ ગુશ્તાસ્પની મદદ આપો.

પછી **હા ૨૯ના દસમા ફ્કરામાં કહે છે** કે હવે તો '**ગાસ**' બંધાઇ રહી છે, માટે હવે તે ભલાઇ લેવા જે કંઇ **વરજેશી**=તરીકત પાળવી જોઇએ તે જરથુશ્ત્રના ચેલાઓ લોકોને બતાવે કે જેથી મુસદે

પુગાય, એટલે જેમ અનહુમાની અંગ્રની ગતી નાબુદ થઇ હતી. તેમ જગતની બધી તેવી અંગ્રની ગતી નાબુદ થાય.

આમ ત્યારે આખા હા ૨૯ માં જગતની નવરચના જરથુસ્ત્રથી થશે તેનો સુંદર ચિતાર છે, જેમાં ગેઉશો-ગાવે અજ્, તરીકતો, માંથ્રો, વીગેરેના ઉત્તમ ભેદવાલા પાઠોનું રહસ્ય પડેલું છે તે કોઇબી જોઇ શકશે.

**હવે સુદકર નસ્કની સમજ હા ૨૯-૧૦ ને માટે આમ છે:**

(વાંચો **સુદકર નસ્ક**ની વીગત પાને ૧ લે).

ઉપર **હા ૨૯-૧૦** માટેના **સુદકર નસ્ક**નાં બ્યાનમાં કહયું છે તેમ આ **નસ્ક કહે** છે કે જગતનો તાળો તદનજ ખરાબ છે-બાપ દીકરા કે દીકરા માય વચ્ચેબી ફરજ ચુકાયલી માલમ પડે છે અને ભલા બાપની નેકીને તેનું બુરું ફરઝંદ ધોઇ નાંખે છે-ગાથાનો ગીનો એટલે ઇનસાનોની પાંચ મુળ વર્ણો ઉપરની ચઢતી તકેદારી આ બાબદને સુધારવાની દુઆ કરે છે એટલે કહે છે કે બધેબધજ બુરી ગતી વસેલી છે માટે ત્યાં દુખ છે માટે ભલી ગતી વસાવીને રામેશ્ની થાઓ. આ દુઆ ત્યારે હા ૨૯-૧૦ માં ફળીબુદ થયલી જણાવેલી છે. હા ૨૯-૧૦ માં ગેઉશ દુઆ કરે છે કે અએ દાદાર! જરથુસ્ત્રને અને તેના ચેલાઓને અષ અને ક્ષથ્ર આપ, કે જેથી લોકો ગેસ્પંદી ગતીનાં થાય, બુરાઇ તજે અને 'હુષીતી'= પોતામાં નેકી ઉભી કરીને પેલી ગેહાનની જગા અને તે માટેની રામેશ્ની મેળવે-જેમ મઝદા તેં રામેશ્ની મેળવી છે તેમ થઇ રહો. ત્યારે આ ફકરામાં ઉપરનાં **સુદકર નસ્ક**માં જણાવેલી વીગતનો દરમાન જરથુસ્ત્ર અને તેના ચેલાઓથી થતો આવે છે તેઓને ગેઉશ ઉરવા ફતેહ ઇચ્છે છે.

**વરશ્ત માન્સર નસ્કની સમજ આ હા ૨૯-૧૦ ને માટે આમ છે:**

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૨ થી ૧૩ મે).

આ **નસ્ક**માં ગેઉશ ઉરવા અહુરમજદની દરગાહ આગળ પોતાને સોંપેલાં કામ બજાવવા માટેની ખાત્રી આપે છે, અને તે કામ કેટલું ભારી છે-કેટલું બધું દુખનું ભરેલું છે તેનો ખ્યાલ આપે છે, અને તે કામ પાર પડે તે માટેની દુઆ ઇચ્છે છે. આ દુખનો છેડો આણવાનું કામ જે જરથુસ્ત્ર અને તેના ચેલાઓએ આરંભેલું છે તેને ફત્તેહ મળે, એમ હા ૨૯-૧૦ ના ફકરામાં કહે છે-ત્યારે હા ૨૯-૧૦ નો ફકરો ગેઉશની મુરાદનાં ફળીબુદ થવાનું દેખાડે છે જે દુઆ કયાં દુખ માટે હતી તેનો ચીતાર આ **નસ્ક**માં છે.

પછી આ નસ્કના પાંચમા ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવાને જગતનાં દુખનાં તારણુ કરવાના કામમાં મદદ કરનાર માનવજ છે; જાનવરો હોય નહિ. પછી છઠ્ઠા ફકરામાં કહે છે કે જગત ઉપરની ચાલતી તે એહાદી તેની હિકમતની અંદરજ છે, તે બધું હદ+ઇનસાફથીજ છે અને તેનું નીવારણુબી હદ+ઇનસાફથીજ થશે. હા ૨૯–૧૦ માં ગેઉશ ઉરવા કહે છે કે જરથુસ્ત્ર અને તેવણના ચેલાઓ જગતમાં 'હુષીતી'=ભલાઇનું રહેઠાણુ અને રામેશ્ની લાવવા કામ કરે છે તેને ફતેહ અએ દાદાર, તું આપ. ત્યારે ઉપર કહેલાં 'નસ્ક'ની વીગતનો જવાબ હા ૨૯–૧૦ માં છે, જેમાં ત્યારે ગેઉશની વગોવણીબી ઇનસાફની ઉપરજ છે અને જરથુસ્ત્ર અને તેના ચેલાઓને પહેલે અટકાવ મલ્યો–પછી તેઓ આગળ વધે છે–તે બધું તેની હિકમતમાંજ હદ+ઇનસાફનીજ રૂયેજ છે એમ સમજાવી રહે છે.

પછી તે નસ્ક ના સાતમા ફકરામાં કહે છે કે જગત ઉપર દુખ લાવનાર ઘના છે. આ વિષેના ઉંડા ભેદો ત્યાં વર્ણવેલા છે. આ ભેદને ત્યાં ઉકેલેલો છે. પછી હા ૨૯–૧૦ માંની છેલ્લી ત્રીજી લીટીની ઉકેલ જે ઉપર આપી છે તેનો ભાવાર્થ આ સાતમા ફકરામાંના ઘનાની વીગતની સાથે સંબંધ રાખે છે તે, તે સાતમા ફકરાના તરજુમા સાથની સમજની ઉપરથી સમજાઇ શકાશે. જેમ અનહુમાની 'અંગ્ર'ની દુખની ગતી ગઇ તેમ હવે જગતની અંગ્રની ગતી કે જે 'ઘના' લાવે છે તેબી જરથુસ્ત્ર અને તેના ચેલાથીજ જશે એમ ટુંક સાર જે હા ૨૯–૧૦ માં છે તેનો ભેદ આ નસ્કના સાતમા ફકરામાં છે. પછી આ નસ્કના આઠમા ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવાને ઉદયોગને માટે અને ઉદયોગથી થતાં તારણુને માટે ઉભી કીધી છે. હા ૨૯–૧૦ માં ગેઉશે શું ઉદયોગ કીધો અને તેથી ભલો નતીજો લાવવા ધાર્યો તેનું તાત્પર્ય બતાવે છે.

ગેઉશે જે કંઇ કીધું છે તેનું વર્ણન આ આખા હામાં છે, અને હા ૨૯–૧૦ માં ગેઉશના તે ઉદયોગનું શુભ ફળ જરથુસ્ત્ર અને તેના ચેલાઓથી જામતી 'હુષીતી' અને રામેશ્નીમાં બતાવેલું છે.

આ નસ્કના નવમા ફકરામાં માનવે પસુના પાસબાન થવું–'પસુશ હૂરૂન' થવું–ગવના પાસબાન થવું તે બતાવ્યું છે, જે ત્યારે હા ૨૯–૧૦ માં ફળીભુદ થતું આવે છે. ત્યારે હા ૨૯–૧૦ માં જરથુસ્ત્ર અને તેના ચેલાઓને ગેઉશ ફતેહ કાંય ઇચ્છે છે તેનો ભેદ નસ્કના આ ફકરામાં છે.

આ નસ્કના દસમા ફકરામાં ગવના પાસબાનોને શું ખમવું પડશે

તે આપેલું છે. ત્યારે આ **નસ્કના** પાંચથી દસ ફકરાઓમાં જે બ્યાન છે તે બધું જરથુસ્ત્ર અને તેના ચેલાઓ ગેતીમાં જે નેકી પાથરી રહે છે તેનો ખ્યાલ આપે છે. આ કામ હવે ફ્લીબુદ થતું જાય છે તે બધું ફ્લીબુદ થાય, એમ ગેઉશ **હા ૨૯–૧૦** માં ઇચ્છે છે. ત્યારે **હા ૨૯–૧૦** માં આ **નસ્કના** બધા પાંચથી દસ ફકરામાંની વીગતનું ફ્લીબુદ થવું જરથુસ્ત્ર અને તેવણના ચેલાઓથી થઇ રહે છે તેનો ચીતાર છે. આમ ત્યારે આ **નસ્કની** સમજ ગાથાના આ ફકરાને કઇ રીતે લાગુ પડી શકે તેનો ઉડતો ખ્યાલબી જોયો. આ **નસ્કના** છેલ્લા બે ફકરામાં કહે છે કે જરથુસ્ત્રથીજ ગેતીનો ઉધ્ધાર થશે તેનું ખરાપણું આ **હા ૨૯–૧૦** નો ફકરો સીધ્ધ કરી આપે છે.

---

## હવે બગ નસ્કની સમજ હા ૨૯–૧૦ માટે જોઇશું :

(વાંચો **બગ નસ્ક** પાને ૧૩ થી ૩૧ મે).

આ **નસ્કમાં** ગવની દરોસ્તી એટલે જીવજાનની દરોસ્તી, જોરાને–જાન જેઓ છ છે–નામે મનશ્ની, ગવશ્ની, કુનશ્ની, વીર, હોશ, ખેરદ–તેઓની હિફાઝત થતી નથી તેઓની દરોસ્તી થવા માટેની ભલી દુઆ છે, અને દુન્યવી ભોગવટાઓથી જીવજાન અને તેના જોરાનો ખોરવાવાજ જોઇએ તેઓની દરોસ્તી કરવાની ભલામણ છે–ગવની ગતી જે કમોતે જઇ રહી છે તેની હિફાઝત કરવાની દુઆ છે–આવું બધું તે **નસ્કના એકથી છ ફકરાઓમાં** છે. **સાતમા ફકરામાં 'હઅઇતાન'** એટલે સાચ્ચાઓની વર્તણુકનો ચીતાર છે. **આઠમા ફકરામાં** ગુનાહગાર પોતે ઉપર કહેલા **'હઇઅતાન'** જેવો કઇ રીતે થઇ શકે તેનો ચિતાર છે. **નવમો ફકરો** તેવી ઉંચ ગતીએ પુગવા માટેની ખંતનો ભેદ બતાવેલો છે. **દસમા ફકરામાં** જીવજાન–ગવની દરોસ્તીમાં મોઢું અને **અવ્ઝારૂ** એટલે યસ્ન–તરીકતની જરૂર છે તે માટે છે. **અગ્યારમા ફકરામાં** દીનની યસ્ન–આલાતોને ચાલુ રાખવાની સલાહ છે, કેમકે જેથી જલદીથી ગુનાહગારો છુટી શકે છે. **બારમા ફકરામાં** તે વિષેનું શીક્ષણ છે. **તેરમા ફકરામાં** દીનની સંસ્થા ઉપર એતેકાદ રાખવાનો શુભ નતીજો બતાવેલો છે. **ચૌદમા ફકરામાં** દીનની બધી પાવ મહેલની સંસ્થાઓને આરાસ્તે કરનારની નેકબખ્તીનો ખ્યાલ આપેલો છે. **પંદરમા ફકરામાં** એક અશો નર ગેતીના શાહ આગળ રજુ થઇ ગેતીનાં ભલાં માટે પોતાનો હીસ્સો બળીદાન આપે છે તેનો ખ્યાલ આપેલો છે. છેલ્લા **સોળમા ફકરામાં** એક સાધારણ ઇનસાન ગેતીની ઉન્નતી માટે પોતાની સેવા અર્પણ કરે

છે—ગોયા પોતાનું બળીદાન આપે છે તેનો ખ્યાલ આપેલો છે, આ નસ્કના આ બધા ફકરાઓમાં કહેલી આ બધી તેહકીકાતો ગેતીમાં પુર્ણ જોશથી થાય માટે ગેઉશ હા ૨૯—૧૦ માં દાદાર પાસે દુઆ કરે છે કે અશો જરથુસ્ત્ર અને તેવણના હાવીસ્તો જેઓ ઉપર કહેલા આ બગ નસ્કના બધા ફકરાઓનું શીક્ષણ ગેતીમાં જારી કરી રહયા છે, જેઓને પહેલે ફ્રશોહ મળેલી નહિ, પણ હવે મળતી જાય છે, તેઓને અષ અને શાહેરેવરની શકિત વધુ અને વધુ મલ્યા કરે, કે જેથી તેઓ ગેતીમાં બહમનની વૃત્તી પરદુખભંજનપણું જમાવે, અને મઝદાને જેવું અનંત સુખ મળેલું છે તેવું સુખ ગેતીમાં તેઓ સ્થાપે. આમ ત્યારે 'બગ નસ્ક'માં જે કંઇ સમજાવ્યું છે તે બધુંજ હા ૨૯—૧૦ માં જરથુસ્ત્ર અને તેના ચેલાઓથી પાર પડતું જણાવેલું છે, જેને માટે ગેઉશ દુઆ ઇચ્છે છે. ત્યારે હા ૨૯—૧૦ માં જરથુસ્ત્ર અને તેના ચેલાઓને માટે અષ, ક્ષથ્ર અને બહમનની શકિતઓને શા માટે માગેલી છે તેનો ભેદ આ બગ નસ્ક ખોલે છે. છેલ્લે કહે છે કે જેમ મઝદાને સપ્પર પહેલી રામોષીતી—હુષીતી મળી તેમ જરથુસ્ત્ર અને તેના હાવીસ્તોનેબી ગેતીને અપાવે. આમ ત્યારે દીનકર્દના આ નસ્કોની વીગત કેવી ઉમદા છે અને આખા ૨૯ મા હાના બધાજ ફકરાઓ એક સંબંધમાંજ છે તેનો ભેદ ખોલે છે.




કુદા[२४] અષૅમ[२५] વૅાહુચા[२६] મનો[२७] ખ્ષથ્રૅમચા[२८] અત્ મા[२९] મષા ;[३०]

યૂઝૅમ[३१] મજ્દા[३२] ફ્રાખ્ષ્નેને[३३] મજોઇ[३४] મગાઇ[३५] આ[३६] પઇતી—જાનતા[३६]

અહુરા[३७] નૂ[३८]—નાઓ[३९] અવરે ;[४०] એહ્મા[४१] રાતોઇશ[४२] યૂષ્માવતાંમ્.[४३]

કયારે[२४] ‖ મારી તરફ[२९] ‖ અષ વહિસ્ત[२५] ‖ વોહૂમન[२६-२७] ‖ અને શાહેરેવર[२८] ‖ (ફાયદા માટે) આવનાર[३०] ‖ (છે. તેઓ આવશેજ કેમકે પેગામ્બરનો તે માટેનો કોલ આપેલો છે તે જલદીથી ફળો) ‖ તમો[३१] ‖ મઝદા ![३२] ‖ મસમોટા[३४] ‖ મગવનોથી થઇ શકે તેવાં કામ માટે,[३५]

(મગવપત મેળવવાના સહાસ માટે) ‖ પુર્ણતામાં મેળવી શકાય તેવી રીતે[33] (હમારે માટે) ‖ પુગી વળવાની મહેરબાની કરશોજ, કરવીજ પડશે.[34] ‖ ત્યારે હવે,[38] (એટલા માટે હવે એમ છે માટે હવે) ‖ અએ અહુરા![37] ‖ હમુને[39] ‖ હમારે માટે[41] ‖ રાદી રીતની–બક્ષેશ તરીકે આપવા માટેની[42] ‖ તમારા જેવાની[43] (તમારી સાથે પેવંદ રાખે તેવાની એટલે યઝતી શકિતઓની) ‖ મદદ[40] ‖ (આપશોજ તેની ખાત્રી છે, કેમકે જરથુસ્ત્રનો તે કોલ છે માટે તે મદદ મળશેજ). ‖

## હવે મીલ્સના ગાથાના પોથામાં આપેલી પહેલવી સમજ જોઇએ:

### ગાથા હા ૨૯–૧૧ ની પહેલી લીટી માટે લખે છે કે:

'અઈધ્ દહિશ્નો ઈ અષવહિશ્ત્ વ વોહૂમન્ વ ક્ષત્રવર્ મૂન્ અઇતૂનો અવો લિ યામતૂનીનેદ્'=અદીંબહેશ્ત, બહમન અને શાહેરેવરની ભલી બક્ષેશો–સત્યસંગ કયાં છે, (જે કરમ બક્ષેશ) મારી તરફ મોકલવાની છે. (કાઉંસમાં કહે છે કે 'ગોબિશ્નો ઈ જરતૂશ્તો' =જરથુશ્ત્રનો કોલ છે કે 'અઇધ્ જક્ ઇ મોજદ્'=(તે કોલ પ્રમાણેનો) બદલો કયારે (મળશે)? અઈધ્=એટલે 'જીનાક્ યેકાવીમૂનેદ્'=કઇ જગાએ તે છે કે જયાંથી તે મળી શકશે.

### હા ૨૯–૧૧ ની પછીની વચલી બીજી લીટી માટે સમજ આપે છે કે:—

'લકૂમ્ અમ્ અઉહરમજદ્ કબદ્ પવન્ હના મસ્મગીહ્ પાદ્ દહિશ્નેદ્': 'પવન્ હના મસ્ મગીહ્'=આ મોટી મગવપતીની (હાંસેલીઅત)માં 'કબદ્'=પુરી રીતે મોટો બદલો મને અએ દાદાર મળવોજ જોઇએ. (પછી કાઉંસમાં કહે છે કે 'અઇઘમ્ પવન હના અવે જક્ શપીરીહ્ પાદ્ દહિશ્નો ચાહૂન્યેન્'=એટલે ખરેખરજ તે ઉત્તમમાં ઉત્તમ, પવીત્રમાં પવીત્ર સચ્ચાઇમાં જાહેર થતો બદલો–સત્યસંગવાળો જવાબ આપવામાં આવશે).

### ગાથા હા ૨૯–૧૧ ની ત્રીજી લીટીની સમજ આમ આપે છે કે:

'અઉહરમજદ્ કવન્ લનમન્ કામક્ જક્ ઇ અવો લનમન્ રાદ્દીહ્ ઇ મિન્ લકૂમ્'=અહુરમજદ્ હવે મને તે મુરાદ (બક્ષ) કે

જે શદી બક્ષેશ તરીકેની તારી તરફની છે. (પછી કાઉંસમાં સમજાવે છે કે ('કવન્ અમત્ અકૂદીહુ ઇ લકૂમ વેશ ખવીતુનમ'=હમણાં-હવે કે જ્યારે તારા તે 'અકૂદીહુ'=અજાયબ ભેદો જેઓ માનવની આગળ મોજેજા રૂપ છે તેઓને સારી રીતે સમજી શકું છું, ત્યારે 'અમ નહૂકીહુ-ઇ મિન્ લકૂમ કામકૂતરૂ'=તારી તરફની તે ભલાઇ-તે સત્યસંગનો જવાબ મને ઘણોજ કામનો ઉપયોગી ઇચ્છવા લાયકનો થઇ પડે છે). (પછી કાઉંસમાં કહે છે કે, 'યહુવુન્દૂ મૂન્ યમલૂલેલૂનેદૂ આઇ' =કેટલાકો એમ સમજાવે છે કે તે બદલો આમ મલવોજ જોઇએ 'કવન્ અમત્ દીનો રૂઆકૂ બરા યહુબૂન્દૂ'=દીન જ્યારે હવે આગળ વધતી રહે છે ત્યારે તે બદલો મળવાનો; 'લિ'=મને અને 'હાવીશતાનો લિ'=મારા ચેલાઓને 'મોજદૂ-ઇ મીન્ લક્ કામક્'=તારી મરજીથી માંગેલી મુરાદ પ્રમાણેનો તે બદલો મળવો જોઇતો (મળશેજ).

## હા ૨૯–૧૧ ના શબ્દ અર્થો :

મષા=આવનાર; ધાતુ 'મષ' આવવું (સંસ્કૃત 'મષ્ક'ની માફક) ઉપરથી બીજી અથવા પહેલી બહુવચન. (કાંગાજી); પહેલવીમાં 'યામતુમીનેદૂ' એટલે મોકલી રહયા છે (તેનું મળવું); પહેલવીમાંથી એજ અર્થ છે. ત્યાં કહે છે કે, જરથુસ્ત્રે કોલ આપેલો છે કે તે બધું તારી પાસે આવવું જ જોઇએ તેવું તે આવનાર કયારે થશે?

ફ્રાક્ષ્નેને=(ધાતુ 'ફ્રક્ષ' વધવું ઉપરથી) પુષ્કળતામાં, પુર્ણતામાં; પહેલવીમાં 'ફ્રબદૂ'=આખુંને આખું બધું એટલે પુર્ણ રીતનું; એમ એમાંથી ઉપરનોજ અર્થ છે. કેટલાકો એને ક્રીયાપદ તરીકે લે છે, પણ પહેલવી પ્રમાણેનો અર્થ કાંગાજીનો છે તે લેવાનું દરૂસ્ત ધારેલું છે.

'મજોઇ'=મોટામાં મોટા મગવ લોકોની ગતીને લગતો

'મગાઇ'=મગવ લોકોજ કરી શકે-સાધારણ માનવથી થાય નહિ તેવાં મહાભારત કામને માટે એટલે 'મગવપત'ના દરજ્જાએ પુગવા માટે; પહેલવીમાં એને માટે 'મસ મગીહુ' Chief Magianship મોટી મગવપતી, મોટામાં મોટા મગવ સાહેબનો દરજ્જો એમ અર્થ આપે છે. પછી તે દરજ્જો કેવો છે તે બતાવવા 'અવીજક્ શપીરીહુ' શબ્દો વાપરે છે એટલે નીખાલેસ ઉત્તમતાવાળી તે મોટી મગવપતીનો દરજ્જો છે એમ સમજાવે છે.

'પઇતી જાન્તા'; 'પઇતી-ઝન' કબુલ રાખવું (એટલે પુગી

વળવાની મહેરબાની કરવી, મદદ જે આપવા કહી છે તે કબુલ કરવી) એ ધાતુ ઉપરથી આજ્ઞાર્થ પરસ્મૈપદ બીજી બહુવચન; 'કબુલ રાખશોજ, કબુલ રાખવુંજ પડશે એમ મેળવવાનો મારો હક છે.' પહેલવીમાં એને માટે 'પાદ દહીશનીનેદ્-પાદ્ દહીશનીનો વાદૂનયેન્'= બદલો આપશેજ એમ અર્થ છે, જે ઉપરના જેવોજ છે.

'નૂ'=એમ છે માટે તો ત્યારે

'નાઓ'=હમુને (અઝેમ='હું' સર્વનામનું બીજી બહુવચન)

'અહ્માઇ'=હમારે માટે (અઝેમ='હું' સર્વનામનું ચોથી વિભક્તી બહુવચન)

'રાતોઇશ'=રાદી ગતીની બક્ષેશવાળી.

'અવઈ'=મદદ

'યૂષ્માવતાંમ્'=તમારા જેવા માટેની એટલે અહુરાનો પેવંદ રાખે છે તેઓની એટલે યઝતોની

## ગાથા હા ૨૯-૧૧ ની ક્ષ્નૂમીક શરેહ:

ઉપર જોયું છે કે ગેતીમાં જ્યારે જરથુસ્ત્રે દીન શરૂ કીધી ત્યારે તે એકદમ ફેલાઇ શકી નહિ, માટે ગેઉશ ઉરવાએ એટલે કુદરતે દાદારની પાસે માંગી લીધું કે અશો જરથુસ્ત્રને તેવણુનો જન્મસિદ્ધ હકક birth right જે 'ઇષો-ક્ષથ્ર'નો છે તે આપે. હવે તો અશો જરથુશ્ત્રને તે 'ઇષો-ક્ષથ્ર' મલી છે, તેવણે ગેતીમાં પાવ મહેલ 'ગાસ'ને બાંધી છે અને દીન હવે ગેતીમાં ખુબ જોશથી ચાલી રહે છે. જરથુસ્ત્રે દાદારના અકવાલો ગેતીમાં જાહેર કીધા હતા તે કયા છે તેનો સંક્ષેપ ખ્યાલ આ છેલ્લા ફકરામાં છે. ત્યાં કહે છે તરીકત મુજબ ચાલવે અષા-વોહૂમન અને ક્ષથ્ર વઇર્ય ત્રણે અમર શક્તિઓ 'મા મષા'=હમારી તરફ એટલે તરીકતના પાળનાર તરફ આવનાર થશે. પછી કહે છે કે જે કોઇ નર પાસે તેઓ આવશે તેઓ યઝતથી થઇ શકે તેવું કામ જેને 'મઝોઇ મગાઇ' તરીકે કહયું છે તે થઇ શકશે. આવા 'મઝોઇ મગાઇ'નાં કામ કરનારને 'મસ્ મગીહ્'= મગવ સાહેબોના દરજાવાળા કહયા છે.

'મગવ' શબ્દમાં ખએતવોદથીએ પુગવાની નીસ્તી માટેની છેલ્લી મુરાદનો સમાવેશ થયો છે. જેઓ ત્યારે તરીકત પાળે છે-પેગામ્બર

સાહેબની વસીઅત પ્રમાણે ચાલે છે, તેઓને 'ચુષ્માવતાંમ્'=દાદાર
જેવાઓ એટલે યઝતોની રાદી મદદ મળે છે. જેઓ તરીકત પાળે છે તે
હમેશા પોતાને નાકસ ગણાવે છે જેથી તેઓમાં આરમઇતીનો સ્વભાવ આ
ચઢે છે. આરમઇતીનો પેવંદ જ્યારે તેઓને મળે છે કે પછીથી તેઓ
રાદી ગતી—સત્યની ગતી મળે છે, જેથી 'રશ્નુ'ની ગતી તેઓમાં જામે
રશ્નુની ગતી જામવે તેઓમાં 'યઓન'ની ગતી પ્રાપ્ત થાય છે, એટ
તેઓને યઝતો કે જેઓમાં તે બધી ત્રણે ગતીઓ છેજ તેઓનો સંબ
થઇને દાદારનો સંબંધ થાય છે. ત્યારે એવા યઝતની સાથે પેવંદ
આવેલાઓમાં 'સત્ય'—અૅરૅઝવાનની ગતી જામી રહેવે તેઓનું ચીત્ત દાદ
તરફ રહે છે, જેથી તેઓને અતી આનંદ થઇ રહે છે એટલે અ
બહમન અને ક્ષથ્ર વઇર્ય મળી રહે છે. અષથી તેઓ પોતાની અષોઈ
શક્તિ રાખીને પાપોનો નાશ કરે છે; બહમનથી તેઓ પરમાર્થી બ
છે, અને ક્ષથ્ર વઇર્યથી તેઓ રાદી સત્તા પામીને કુદરતના અનુયાયી થઇ
રોશનફેલ કરીને ગુનાહગારોને દોરવી શકે છે. તરીકતોથી આમ થશેજ એ
પેગામ્બરનો કોલ છે, જેનો શુભ ફાયદો ત્યારે દીન પ્રમાણે ચાલનાર
મળવોજ જોઇએ અને મળશેજ, માટે ત્યાં મળવાના ક્રીયાપદને માટે આજ્ઞાર્
રૂપ વાપરેલું છે. ત્યારે જરથુસ્ત્રે આરમઇતીનો સ્વભાવ રાખવા કહ્યું 
**આરમઈતી (સ્પેન્દારમદ)ને દાદારની બઇરી તેમ દીકરી બે
ગણેલી છે.** દીકરી જેમ ફરમાન—બરદાર છે તેમ આરમઇતી જમીન
આવીને સૃષ્ટીનો ભાર ખમી રહે છે, અને બઇરી જેમ ધણી સાથ
ભોગવટો ભોગવે છે તેમ જમીનમાં રહીને દાદાર સાથનો ભોગવટો કરી
ફળદ્રુપપણું—પુશ્કળપણું જગતને આપી રહે છે. પેગામ્બરે આરમઇતી
જેવો ભાવ ભજવવા જે વસીઅત કીધી છે તેને '**તરીકત**' કહે
જેને '**પથ**'=રસ્તો કહે છે. આ '**પથ**' ઉપર ગયા વગર કદીબી સ
પુગાય નહિ. 'પથ' તે રેલરોડ છે કે જે દાદારની તરફ સીધો 
જાય. આપણુ ગુનાહગારોમાં ભુલાવો હોવે તેઓનાં મનમાં ભુલાવોજ
માટે આપણા ભુલાવાના મનની માની લીધેલી પ્રાર્થના કંઇ રેલ
નથી. તે તો સ્વાર્થના આવેશના ખાડામાં નાંખીને મારી નાંખે છે અ
પછી જરથુસ્ત્રના પથ ઉપર ચાલતા નરો જેઓ અષને પુગ્યા છે તે
બહમનની ગતીથી પરમાર્થથી ત્યાં આવી તેઓને ખાડામાંથી બહાર કાઢ
એમ ત્યારે તરીકતનેજ રસ્તે જવાથી ભલો શુભ છેડો આવશે, એમ
જરથુસ્ત્રની વસીઅત છે તે અહિંયાં જણાવેલી છે. આ આખા રૂદ મા હા

ગેઉશ ઉર્વા કે જે કુદરતનું રૂવાન છે અને ગેઉશ તષન જે તેણીનું ભાન છે કે જેઓ આખી કુદરતને પોતામાં રાખી તે કુદરતમાં પોતે લપેટાઇને રહયા છે, તેઓ ગેતીને માટે જે મનન કરી રહે છે તેનો ચિતાર છે. ગેતીને સુધારવા જરથુસ્ત્રજ જોઇએ માટે જરથુસ્ત્ર જલદીથી આવે તેનો ચિતાર આપેલો છે. પહેલવી સુદકર–વરશ્ત માન્સર અને બગ નસ્કમાં તેનો ખુલ્લો ખ્યાલ આપેલો છે.

છેલ્લે આ ફકરામાં જરથુસ્ત્ર કઇ રીતે પાર પડી શકે તેનો ખ્યાલ આપેલો છે, જેમાં 'મજોઇ મગાઇ' એટલે મગવપતનો દરજ્જો ઉત્તમમાં ઉત્તમ છે એમ બતાવેલું છે. જરથુસ્ત્રી દએનમાં ખએત્વોદથ છેલ્લી નેમ છે અને તે નેમે પુગેલાઓ 'મજોઈ મગાઇ'=મોટા સાહસો કરી શકે તેઓને 'મગવ' કહે છે અને તેઓના દરજ્જાને 'મગવપત' કહે છે. આમ 'મગવપત' જરતોસ્તી દએનની ઉંચામાં ઉંચી ટોચ છે એમ અહિંયાં કહે છે આજે જેઓ 'મગવ'ને બહારના લેખે છે તેઓ કેવી મોટી ભુલ કરે છે તે આ 'હા' ઉપરથી સાફ માલમ પડી આવે છે. જેઓ 'મગવ'ને ગાળ ભાંડે તેઓ ખુદ દએનને અને અશો જરથુશ્ત્રને અને ગેઉશ ઉર્વા એટલે કુદરતનાં મુળને અને દાદાર અહુરમજદને ગાળ ભાંડે છે એ સમજવું સહેલ છે.

છેલ્લે આ આખા ૨૯ મા 'હા'ને 'ક્ષમાબ્ય-ગેઉશ-ઉર્વાંમ'ને નામે ઓળખીને તેની સાથે એકતાન થાય છે માટે 'યજમઇદે' શબ્દ વાપરે છે. જ્યાંબી યજમઇદે શબ્દ અવસ્તામાં વપરાય છે ત્યાં વ્યકતીનો ખ્યાલ આવે છે, બેઉ યજમઇદે થનારાઓના કેહર્પો રહે છે એમ ખુલ્લો અર્થ થાય છે. આપણી વ્યકતી કે કોઇનીબી જાહેર વ્યકતીના પાયામાં કેહર્પ છેજ. કેહર્પ શબ્દ જયાં આવે ત્યાં અણુદીઠ શરીર કે જે ઝરવાને અકરનેને પુગી શકે એમ અર્થ થાય. દરેકે દરેકની જડ વ્યકતીમાં દાદારે કેહર્પ મુકેલુંજ છે અને તે કેહર્પ મારફતે દાદારે તે વ્યકતીમાં ગેઉશની કુદરત મુકીજ છે અને એમ રજેરજની ઉપર દાદારની કુદરતનો કાબુ છે એમ સમજવું સહેલ છે. અહિંયાં ૨૯ મા હાના જે બધાં માંથ્રો છે તેઓને 'માંથ્ર-સ્પેન્ત' કહે છે. માંથ્ર સ્પેન્ત તો અહૂના આશીશોને કહે છે કે જે આશીશોમાં અહૂના આતશ આતરે ક્ષએતાન અને અહૂની કુદરત 'નીરૂ ખદાત' વસેલાં છે માટે તે આશીશોમાં તે અહૂની મરજી ચાલી રહી છે. આવા માંથ્ર સ્પેન્તના આશીશોને શબ્દમાં વણે છે ત્યારે તેવા શબ્દોને માંથ્ર સ્પેન્ત

કહે છે. આવા મંથ્ર સ્પેન્તને જ્યારે કાયદાસર ભણે છે ત્યારે બોલાતાં શબ્દોની ધ્વનીથી સ્તોતનું કેહર્પ થઇ રહે છે. આ સીરફ ભણવાની વાત નથી પણ એવા માંથ્રોને જ્યારે કાગજ ઉપર લખીને ભણવાની ચોપડી ઉભી કરે છે ત્યારે તે કાગજ ઉપર લખાયલા શબ્દમાંથી કેહર્પની ગતી થઇ રહે છે. એમ ભણવાની ચોપડી કેહર્પવાળી માટે પાક વજેની થઇ રહે છે. અને એમ છેજ માટે આ આખા ૨૯ મા હાને 'ક્ષ્માવ્ય-ગેઉશ-ઉરવાંમ હાઇતીમ' તરીકે ઓળખીને તેની સાથે 'યજમઇદે' હમો એકતાન થઇએ એટલે તેઓ માંહેલા આશીશોને મેળવીને ભલી આકેબતે પુગીને તે આશીશોને રાખ્યે એમ કહયું છે જેમાં 'કેહર્પ'નો ખ્યાલ આવે છે. તે ખ્યાલ કઇ રીતે આવે છે તે વીષે ઉપર સમજ આપી છે. ત્યારે આ 'હા'નું જે કેહર્પ છે કે જે 'માંથ્ર-સ્પેન્ત'=અહૂના આશીશોનાં કેહર્પનો એક ભાગ છે, તેને 'ક્ષ્માવ્ય-ગેઉશ-ઉર્વાં' કહે છે, જેને છેલ્લે નમીને તેના આશીશો મેળવીને તે ભણનાર જગતને અર્પણ કરે છે, કે જેથી તે આશીશોમાં વણને ઉંચકવાની જે ગતી છે તેમ ગુજરનાર રૂવાનને પાર પાડવાની જે ગતી છે તે ફળીભુદ થાય.

'માંથ્ર-સ્પેન્ત' શું છે? કુલ જગતનો સાહેબ દાદાર અહુરમજદ છે. દાદાર અહુરમજદનો ખ્યાલ અવસ્તામાં 'તૂં' તરીકે અને 'હમો' તરીકે એમ બે રીતે આપેલો છે. દાદારને માટે જયાં 'તું' અથવા 'તે' તરીકે શબ્દ વપરાયા હોય ત્યાં 'અહૂ' જે એકનો એક સાહેબ છે તેનો ખ્યાલ આવે છે અને દાદારનો ખ્યાલ 'હમો' તરીકે જયારે આવે ત્યારે ત્યાં એકલો અહૂ રહેતો નથી, પણ અહૂ અને તેની સાથનાઓ એમ અર્થ આવે છે. જયારે તે અહૂ પોતે પોતાના આશીશો જેને 'માંથ્ર-સ્પેન્ત' કહે છે તે આશીશોથી અમુક રૂવાનોને મુકિત આપે છે તે રૂવાનો તે અહૂની આસપાસ તેનાં વસ્ત્ર તરીકે વીતલઇ રહે છે. રૂવાનો જયારે સચેત થઇ ખુદ બ ખુદ તે આશીશોને લેવા માગે છે અથવા ખુદ બ ખુદ તે આશીશોને લઇ શકે છે, ત્યારે તેઓને તે આશીશો આપી તે રૂવાનોને પોતાનાં વસ્ત્રરૂપ કરે છે. એમ પોતે અહૂ અને તેવણુની સાથનાં તેવણુને અંગે લાગેલા 'વસ્ત્રવત્'રૂપ રૂવાનો મળીને 'હમો' શબ્દ થઇ રહે છે. આમ ત્યારે અવસ્તામાં અહુરમજદનો ખ્યાલ ઘણી ઉંડી રીતે આપેલો છે જેને સમજવા માટે 'ક્નૂમ' જે તે બધું સમજાવનાર જ્ઞાન છે તે જોઇએ. આજે ક્નૂમ જાહેરમાં રહયું નથી, માટેજ વીદવાનો અહુરાના આવા ખ્યાલો અવસ્તામાં જોઇને કહેવા લલચાય છે

કે અવસ્તામાંના લખાણો એક અકં spirit નાં નથી, જુદા જુદા સ્પીરીતનાં માટે જુદા જુદા નરોનાં છે. આમ માની લેવા માટે તેઓને કંઇ સંગીન કારણો મળતાં નથી અને તેવી રીતે માની લેવામાં દુરઅંદેશી હોય એમ હમો સમજી શકતા નથી. જરતોસ્તી યોનીની બહારના વીદવાનોને અવસ્તા ગાથામાં જણાવેલી જરથુસ્ત્રની ગેતી ઉપરની આગેવાની માન્ય રાખવાની ભારી પડે તે સમજાઇ શકાય તેવું છે. તેઓ આવા આવા ખ્યાલોની ઉપર ચુથણા કરવા લલચાય છે. મીશનરી ઇંગ્રેજ વીદવાનો પછી પોતાની ધર્માંધ ગતીને જોરે પોતાનાં શાસ્ત્રોને ઉંચ ગણી અવસ્તાને ઉતરતું ગણવા મંડી જાય છે, અને છુટા વીચારના ઇંગ્રેજ વીદવાનો અવસ્તાને આગળનું પાછળનું એમ કહેવા લલચાય છે. યહુદી ધર્મને લગતા વીદવાનો પોતાના ધર્મથી અવસ્તાને ઉતરતા ગણવા કમી મત આપે છે. ભલે તે ગમે તે હોય, પણ ઇલ્મે-ક્ષ્નૂમ જે આજે જાહેર છે તે પોતાની ગતી મુજબ ખરો પરદો ખોલે છે એમ કોઇગી જોઇ શકશે.

અહૂ તે એક સાહેબ છે. તેવણ તો લા-કમાલના લા-કમાલ છે. તેઓનો શબ્દ કે વીચાર જે કંઇ બહાર પડે તે તેવણના જેવોજ હોય. આ સીદ્ધાન્ત ખુબ ગોખવાનો છે. માનવ કંઇ કમાલ નથી. તે તો મોતને પાત્ર છે. તે તો અપુર્ણ છે તેઓ પીઠ પાછળ શું થાય છે તે કંઇજ જાણતો નથી. પણ કહેતી છે કે પીઠ પાદશાહની; એટલે પાદશાહ હોય તે પીઠનું જોઇ શકે. પાદશાહ શબ્દમાં 'ક્ષથ્ર'નો ભેદ છે એટલે જે કોઇ શહેરેવરને મળેલું છે અને તેના નાયબ થઇને સત્તા રાખે છે તે પોતાની પીઠ જોઇ શકે એટલે યઝતી ગની જેવો નાદ રાખી શકે. ત્યારે માનવ પોતે અપુર્ણ છે એટલે તેનો વીચાર અપુર્ણ રહેવે તે વીચારને ભાવવાચક abstract તરીકે લે એટલે દેખીતું ઘાટવાળું નહી લેતાં ગુણ રૂપ લે. ભાવવાચકમાં ગુણનો અર્થ છે, જે કંઇ દેખી શકાય નહી. પણ જ્યારે માનવ પાદશાહ થાય ત્યારે તેમાંથી નીકલતું બધું 'ક્ષથ્ર'થી રંગાયલું હોવે તે બધું તેના જેવું હોય એટલે જેમ તેનામાં કેહપ છે તેવું કેહપવાળું હોવે તે તેને જોઇ શકે. એમ ત્યારે ગુણોનો ભેદ એટલે ભાવવાચકનો ભેદ એટલે પોતાની ગતીને જીવતી જાગતી કરવા તરીકે નહી ઉભી કરી શકવાનો ભેદ માનવને માટે હોય-દાદારને માટે હોય નહી-યઝતો માટે હોય નહી અથવા કમાલની ગતીએ પુગેલા જેઓને 'ક્ષથ્રયાંન દંઘહુપત' કહે છે તેઓને માટે હોય નહી. કહેવાની મતલબ એ છે કે અહૂ કે જે કમાલનોબી કમાલ છે એટલે સમજી નહી શકાય

તેવી રીતનો અપુર્વ છે,—ના, સલીમનોથી સલીમ છે એટલે સમજી નહી શકાય તેવી રીતનો અપુર્વ છે તેના વીચારોથી 'અહૂ'જ છે. ત્યારે અહૂના આશીશોને ભાવવાચક ગુણરૂપ ગતીના નહી પણ અહૂ તરીકેના એટલે અંગરૂપના લેવા, કે જે આશીશોમાં અહૂની શકિત નામે નીરૂ ખદાત, અને તે નીરૂ ખદાતની કાર્યવાહક ગતી આથ્રવેઉજ એટલે આખો **creative force** હોય. ત્યારે 'અહૂ' જ્યારે જાહેર થાય છે ત્યારે આવા માંથ્ર-સ્પેન્તના આશીશો સાથે જાહેર થાય છે. અહૂ માંથ્ર-સ્પેન્તને જાહેર કરે તે કંઇ અમથા કરે નહી; કોઇને માટે કાર્યસાધક થવા તે આશીશો કાઢે છે.

ત્યારે એમ થયું કે સૃષ્ટીની ઉસુલ થયલી હતી, કે જેમાંથી અપુર્ણ ગતી નીકલેલી કે જેને 'ઉરવાન' કહે છે. ત્યારે આ ઉરવાનમાં અપુર્ણ ગતી હતી, જેને 'દ્રવાઓ' કહે છે, તેમ તેમાં બીજી પુર્ણ ગતી હતી, જેને 'આથ્ર' કહે છે. આ 'આથ્ર' એટલે તે અહૂ તરફ જતી ખેંચાતી ગતી, અને આ 'દ્રવાઓ' એટલે અહૂને નહી માનતી ગતી એઉ ઉરવનમાં હતી; કેમ આવી તે ભેદ છોડી દઇશું. આવાં ઉરવાનોના બહોળાં પણાંનો જે ભાગ કે જેમાં 'આથ્ર' વધુ હતી-દ્રવાઓ થોડો હતો, (કાંય હતો તે ભેદ છોડી દઇશું) તેણે આ આશીશો લેવા પ્રયત્ન કીધો, કે જેથી માંથ્ર-સ્પેન્ત તે રૂવાનને મલ્યો અને તે રૂવાન માંથ્ર-સ્પેન્તને નામે ઓળખાયું અને તેથી તે 'અહૂ'ને અંગે લાગ્યું તેનું 'વસ્ત્ર' થયું. એમ 'તે અને તુનો અહૂ'—'હમો અહુરા'વાળો થયો. પછી આવા અહુરા કે જેના અંગે પેલું માંથ્ર-સ્પેન્તનું રૂવાન છે તે અહુરા ('હમો'ના ભેદના અહુરા) રૂવાનનો બીજો ભાગ કે જેમાં દ્રવાઓ ઘણો છે તેને તારવા જગતને રચે છે. આવી જગત રચનાને 'બુનદહેશન' કહે છે. આ 'બુન દહેશન' એ મતલબે થાય છે કે માંથ્ર-સ્પેન્તના આશીશો તે ખામીવાળા બહાર રહેલા રૂવાનની અંદર મર્જ થાય. ત્યારે અહુરા કુદરતને રચે છે, કે જે કુદરતની રચનામાં અને કામ કરવાની સત્તાધારી શકિતવાળી થવામાંથી તે 'માંથ્ર-સ્પેન્ત'જ આવેલા છે. એવી રીતે કુદરતની ભલી બાજુમાં જે આ વીસ્તીર્ણ પ્રભાવની ચીજો છે તે બધામાં 'માંથ્ર-સ્પેન્ત'જ છે. શબ્દ રચનામાં આવી કુદરતની ગતીના માંથ્ર-સ્પેન્તને જરથુશ્ત્રે આણેલા છે માટે શબ્દ રચના માંથ્ર-સ્પેન્તથી કુદરતની બહોળી ગતીના જેટલા વીસ્તારના ઉભા થાય છે, જેઓને 'અવસ્તા'

કહે છે: 'અ' એટલે જે કંઇ છેડા વગરનું છે તેને 'વસ્તા' ('વીદ' જાણવા ઉપરથી) જાણવાનું ગ્નાન એમ અર્થ અવસ્તા માટે નીકળે છે. ત્યારે કુદરતમાં જે જે બનાવો બને છે તે તે બનાવોનો બનાવનાર કુદરત છે. આવી કુદરતને શકિત છે. આવી કુદરત માંથ્ર-સ્પેન્તના અધીકારથીજ તે બધું બનાવીને કરી શકે છે. કુદરતના બધા બનાવો ત્યારે માંથ્ર-સ્પેન્તના અધીકારથીજ થતા રહે છે. **આવા બધા માંથ્ર-સ્પેન્તના અધીકારથી થતા બનાવોની બરાબરના અવસ્તાના ભાગોબી છે.** આમ ત્યારે 'યજશ્ને' 'વીસ્પદ,' 'વંદીદાદ' વીગેરે અવસ્તાનાં નામો કુદરતી બનાવોની બરાબરીની ખીશ્કારીનાં છે. માનવને તેના બાપના પુસ્ત અને માતાનાં ઓદ્દાનથી તે તેના આખરના છુટકારા લગી કુદરત ચલાવે છે તેમાં અનેક બનાવો બને છે, જેમાંનો એક મરણનો છે. મરણ વખતે ત્યારે માનવ ઉપર કુદરત જે બનાવ બનાવે છે તેને મરણનો બનાવ કહે છે. જીવ જવું એમ સાધારણ રીતે બોલતાં એકસરખી કુદરતની ગતી દેખાડે છે. પણ જીવ જવાના ભેદમાં ફરક હોય છે. માનવની જુદી જુદી વર્ણ પ્રમાણે મરણ વખતના બનાવોની details વીગતોમાં તે કુદરત જુદી જુદી રીતે કામ કરે છે એની નોંધ લેવી ઘટારત છે. મરણનો બનાવ અને ત્યાર પછી શું થાય છે તેને કુદરતે એક મોટા પરદામાં રાખેલું છે જેનો ભેદ આત્મગ્નાન બતાવે છે. એક બસ્તે-કુશ્તીઆન રૂવાન જ્યારે ગુજરે છે, ત્યારે કુદરત જે તે માનવનાં કેહર્પમાં રહીને બહારની કુદરત સાથે મળીને તે માનવને જીવડાવતી હતી અને તેનો ભોગવટો કરાવતી હતી, તે કુદરત મરણ વખતનું ખાસ કામ કરી રહે છે, જેથી મરણ વખતના જુદા જુદા બનાવો બની રહે છે. માનવનાં જડ શરીરમાં કુદરત કહેતાં કેહર્પીક શરીરો છે જેઓ માનવના જડ શરીરના અનુએ અનુની અંદર પોતાની ગતી મોકલીને તે જડ શરીરને જીવડાવે છે. જયારે તે કેહર્પીક શરીરો માનવનાં જડ શરીરનાં અનુએ અનુમાંથી પોતાનો સંબંધ છુટો કરે છે ત્યારે મૃત્યુ નીપજે છે. આવાં કેહર્પીક શરીરો અને તેઓની અંદરનાં રૂવાન અને બઓદ ચૈતન્યરૂપ અંશો અને તેઓ સાથનું ફ્રોહર આ બધું મરણ વખતે તે જડ શરીરના અનુએ અનુમાંથી સંબંધ છોડીને દુર જાય છે. આ બધાનાં થવા માટે મોટા બનાવો જોઇએ એતો સાધારણ અક્કલની વાત છે. ખાવાની અને હજમ કરવાનાં ક્રીયામાં જેમ કુદરત જાતજાતના બનાવો બનાવે છે, જેમ જાતજાતના ભોગવટાઓની ક્રીયાઓમાં કુદરત જાત જાતના બનાવો રજુ કરે છે, તેમ મરણ વખતે કુદરત જાતજાતના બનાવો

ઉભા કરે છે. જેમ ખાવામાં–પીવામાં કે જાનજાતના ભોગવટાઓમાં કુદરતની બે બાજુ એક ભલી અને બીજી બુરી કામ કરે છે, તેમ મરણુ વખતના કુદરતના બનાવમાંથી તે બેઉ બાજુઓ કામ કરે છે. બેઉ બાજુઓ સામસામેની રહે છે અને એક એક ઉપર ગાલેબ આવવા માંગે છે તેમ મરણુ વખતે બનતા કુદરતી બનાવો જે સામસામેના હોય છે તેઓથી એક એક ઉપર ગાલેબ આવવા માંગે છે. આવા કુદરતી બનાવો જે થઇ રહે છે તેઓની બરાબરીના સફેદ બાજુના કુદરતના બનાવો બની રહે છે કે જેમાં 'માંથ્ર–સ્પેન્ત'નો અધીકાર રહે છેજ. એવાજ બનાવોનો સ્તોતીક આકાર ઉભો થાય અને તે સફેદ કુદરતને જય મળે તેવી શબ્દ રચના 'અવસ્તા'ના માંથ્રોમાં થયલી હોય છે. કુદરતની સફેદ બાજુના શુભ કામને બજાવી રહેવામાં મદદ કરતા 'માંથ્ર-સ્પેન્ત'ના ભેદને જરથુસ્ત્રે શબ્દમાં ઉતાર્યો છે. એમ જરથુસ્ત્રે તે બની રહેતા કુદરતી બનાવોની બરાબરીની નકલ કીધી છે. અમુક વીધીઓ એવી બતાવી છે કે જેથી મરણુ વખતે કામ કરતી કુદરતની સફેદ બાજુને તે વખતે કામ કરતી કુદરતની કાળી બાજુ ઉપર ફત્તેહ મેળવવામાં મદદ મળે. કુદરતની સફેદ બાજુને તે કુદરતની કાળી બાજુ ઉપર એકલે હાથે ફત્તેહ મળવાના જો દશ વર્ષ થવાનાં હોય, તો આ માંથ્ર-સ્પેન્તની શબ્દ રચનાથી થતા તેની બરાબરીના બનાવો પ્રમાણેની ઉભી કીધેલી વીધીઓ પ્રમાણેની મદદ આપવે તેજ કામ તે કુદરત ફકત દસ મહિનામાં કરી શકે. આમ ત્યારે મરણ વખતેના પહેલા ચાર દહાડાના બનાવોમાંના એક બનાવને મદદ કરવા 'ગાહેસારણું' થયું છે, જેમાં આ અહુનવદ ગાથાના સ્તોતોની તલેસમ કુદરતના તે વખતના બનાવને મદદગાર થઇ રહે છે.

ત્યારે મરણુ વખતના થતા બનાવોમાંનો ચોકસ બનાવ કે જે જડ શરીર કે જેમાં કાળી કુદરતને જોરે દુજે નસુ ઉભો થયો છે, એટલે સફેદ બાજુની કુદરતની ધારણાની સામે થતો force ઉભો થયો છે, તે દુજે–નસુની ચુંગાલમાંથી એક વખતનાં જીવતાં શરીરને જીવડાવતી કુદરત જે તે કેહર્પીક શરીરોમાં હતી તે જીવને તે મુવેલા શરીરની ગુચમાંથી છોડ-વીને (તે દુજે–નસુની ચુંગાલમાંથી) દુર કરવાનો છે–તેને ટુંકમાં 'શબનું કોટલુ તોડવુ' એમ કહે છે અને બાતેન અનાસરને છોડવવા–છુટા કરવા એમ કહે છે. કુદરતની સફેદ બાજુને આ મહાન કામમાં મદદ કરવાની મકદુર આ અહુનવદ ગાથામાં છે. અહુનવદ ગાથાની શકિતનું પ્રદરશન આવા

'હા'ઓથી થઇ રહે છે. આવી શક્તિ કેહપ'રૂપની હોય છે. દરેક 'હા'નું કેહપ' હોય છે, જેને જુદાં જુદાં નામો આપેલાં છે, અને જ્યારે તે 'હા'ના ફકરાઓ ભણાઇ રહે છે ત્યારે ભણાતા સ્તોતોની હકીકતથી જે કેહપ' થઇ રહે છે તેને 'હા' ફલાના ફલાના કહે છે, જેની સાથે તે ભણનારા યજમઇદે થાય છે, જે 'હા'નું કેહપ' કુદરતની સફેદ બાજુને મળીને કાળી કુદરતથી થમલા તે કોટલાં તોડવાનાં કામમાં તેમ કાળી કુદરતથી બાતેન અનાસરો એટલે જીવની ગતીનો ભાગ જે તે મુરદાર તનમાં કાળી કુદરતથી કેદ પકડાયો છે તેને છોડવવાનાં કામમાં મદદ આપી શકે છે. મરણ વખતે કુદરતની સફેદ બાજુ અને કાળી બાજુ પહેલા ચાર દહાડાઓમાં શું શું બનાવો બનાવે છે તે અન્ય ઠેકાણે જણાવેલું છે. આ બધામાંનો એક બનાવ જે 'શબના મિશ્ર'થી થતાં કોટલાંને તોડવાનો છે તેને માટે સફેદ કુદરતને મદદ કરવાને માટે ગાહેસારણું છે, જેમાં આ અહુનવદ ગાથા ભણાય છે, જેનાં ભણતરમાં 'હા'ની માંથ્રીક ગતીનો જોશ કામે લાગે છે. ત્યારે 'હા'ની સાથે 'યજમઇદે' થઇએ છીએ એમ દરેક 'હા'ને છેડે આવે છે તે કંઈ અમસ્થુ લખ્યું નથી, અથવા 'હા' પુરો થયો એમ જણાવવા લખ્યુ નથી પણ તેમાં 'હા'નાં કેહપ'ની ગતી જે કામ કરે છે તેને અરજ કરવાનો ભેદ રહયો છે.

## હવે દીનકર્દના 'સુદકર નસ્ક' આ હા ૨૯-૧૧ ને કઇ રીતે સમજાવે છે તે જોઇએ.

વાંચો સુદકર નસ્ક પાને પહેલે.

ત્યાં કહયું છે કે જગતનો તાળો તદનજ ખરાબ થયલો છે. બાપ દીકરા વચ્ચે, મા દીકરા વચ્ચેણી સારો સંબંધ રહેતો નથી-ભલાંને પેટે બુરાં ફરઝંદ જન્મે છે, જેઓ દીનને થોકરે મારે છે. ગાથાના મીનોની ફરયાદ એવા મામલા સામે થઇ રહે છે, વીગેરે.

અહિંયાં ગાથા હા ૨૯-૧૧ માં કહે છે કે જરથુશ્ત્ર આવેલા છે જેવણે અને જેવણના ચેલાઓએ દીનને ચલાવેલી છે. હવે બહમન-અષ-શહેરેવર તેઓને મળીને ઉપર 'સુદકર નસ્ક'માં જે મામલો કહયો છે,-ગાથાના મીનોની ફરયાદ જે કહી છે તેને સુધારશેજ. તે ચેલાઓને હવે 'અસ્ મગીહ'=મોટી મગવશીપ મલશે અને તેઓ ફરીથી દુન્યાને આરાસ્તે કરશે. 'સુદકર નસ્ક'માં જે ફરયાદ ઉભી થઇ છે તેની દાદ લેવાઇ છે એમ ગાથા હા ૨૯-૧૧ માં કહે છે.

## વરશ્ત માન્સર નસ્ક ગાથા હા ૨૯–૧૧ ની શું સમજ આપે છે તે જોઇએ.

(વાંચો વરશ્ત માન્સર નસ્ક પાને ૨ થી ૧૩ મે).

આ 'નસ્કમાં ગેઉશ ઉરવા પોતાનું કામ જે સોંપાયું છે, તે ખા–ખુબીથી બજાવવાની મુનાદી દાદારની દરગાહમાં કરે છે. પોતાને નીસ્તી–ગેતીને ઉભી કરીને ચલાવવાની છે તે કામ કેટલું ભારી છે તેનો કંઇક ખ્યાલ આપે છે–જરથુસ્ત્રનાં ઉતરવાની ઇન્તેઝારી કરી રહે છે, અને માનવ જાત જરથુસ્ત્રનાં કહયાસર ચાલીને તેણીને જગતનાં તારણ માટે મદદ કરે તેની દુઆ કરે છે–જરથુસ્ત્ર અને તેના ચેલાઓનાં કામને ફત્તેહ ઇચ્છે છે–ધનાની ફન કે જેથી ગેતીમાં દુખ છે તે રદ જાય એમ ઇચ્છે છે–ગેઉશાને જે ઉદયોગ કરવાનો છે ગેતીને સમારવાની છે તે કામમાં સરળતા માંગે છે. ગેઉશાની મુરાદ જે કંઇ આ ઉપરનાં નસ્કમાં કહી છે તે હવે જરથુસ્ત્ર અને તેના ચેલાથી ફળતી આ હા ૨૯–૧૧ માં દેખાડી છે અને ધનાની ફન જે કંઇ હતી તે હવે દીનના ચાલવાથી રદ થતી હા ૨૯–૧૧ માં બતાવી છે. આ 'નસ્ક'માં કહે છે કે માનવે પસુના પાસબાન થવું જોઇએ; આ શુભ મુરાદ ફળતી આવે છે એમ આ હા ૨૯–૧૧ માં જાહેર છે–ટુંકમાં 'વરશ્ત માન્સર નસ્ક'માં જેબી કંઇ ગેઉશે મુરાદ ચાહી છે તે હા ૨૯–૧૧ માં ફળીભુદ થતી જણાવેલી છે.

## હા ૨૯–૧૧ માટે હવે બગ નસ્કની કેફીઅત જોઇએ.

(વાંચો બગ નસ્ક પાને ૧૩ થી ૩૨ મે.)

આ 'નસ્ક'માં ગવની દરેસ્તી એટલે જીવ–જાનની દરેસ્તી થાય એમ ઇચ્છેલું છે દુન્યવી ભોગવટાઓથી 'ગવ'ને ખમવું નહી પડે તેની મુરાદ માંગે છે. જે બધું હા ૨૯–૧૧ ના ફકરામાં ફળીભુદ થતું દેખાડેલું છે, કેમકે જરથુસ્ત્ર અને તેના ચેલાઓને અષ–બહમન–શ્હેરેવરની મદદ મળશે, જેથી ગેતીમાં તેઓનાં શીક્ષણો ચાલશે,–દીન આગળ વધશે. એ 'નસ્ક'ના સાતમા ફકરામાં એક અશાવનની શુભ ગતીનો ચીતાર છે. આઠમા ફકરામાં ગુનાહગારબી અષવન જેવો થઇ શકે તેનો ચીતાર છે. નવમા ફકરામાં તેવી ઉંચ ગતીએ ચઢવા માટેની ખંત દેખાડી છે. હા ૨૯–૧૧ ના ફકરામાં તે બધો પ્રભાવ ગેતીમાં જામી રહયો છે અને વધુ જામશે એમ દેખાડેલું છે. દસમા ફકરામાં 'અવઝાર'–'યશ્ન'નો ભાવ વીહમાં શું છે તે દેખાડેલું છે, જે ભાવ હા ૨૯–૧૧ માં પુર્ણ

રીતે જામતો દેખાડેલો છે. **નસ્કના અગીઆર-બાર-તેરમાં ફકરાઓમા** યસ્ન-આલાતો વીષે જે કાંઇ કહયું છે તે, તે તે રીતે બધું ફળીભુદ થતું અને થતું આવતું **હા ૨૯-૧૧** માં દેખાડે છે.

**ચૌદમા ફકરામાં** દીન પ્રમાણે પાવ મહેલને આરાસ્તે કરવાની ખુશનસીબી દેખાડેલી છે. આવી ખુશનસીબી મગવાનો પડઘો **હા ૨૯-૧૧** માં જાહેર કીધો છે. આ પાવ મહેલને ગેતીમાં આરાસ્તે કરવાની દુઆ ગેઉશ ઉરવાએ **હા ૨૯-૯** માં કીધેલી છે જેનો ભેદ તે ફકરાના **ઇષો-ક્ષથ્ર** શબ્દમાં આવેલો ઉપર જોયો છે.

**પંદરમા અને સોળમા ફકરામાં** અશવન તેમ સાધારણ માનવો શાહની આગળ જઇ તેના હોકમ જે ગેતીનાં ભલાં માટેનો છે તે બજાવવા પોતપોતાને અર્પણ કરે છે તેનો શુભ નતીજો બતાવેલો છે. આવો શુભ નતીજો ગેતીમાં આવનો જનો માલમ પડે છે આમ **હા ૨૯-૧૧** ના ફકરામાં ગોયા એક જાતની મુનાદી અપાઇ રહે છે. ત્યાં અષ-બહુમન-શાહેરેવરને તેમ મોટી મગવશીપને તેમ યજતોની મદદને મેળવવાની વાત છે, ના-મેળવી રહે છે, તેની સવળતા અને ભલી આકેબત બતાવેલી છે.

☞ **અહ્યા યાસા નેમંઘ્રહ્યા ઉસ્તાનજસ્તો રફેદ્રહ્યા**
**મન્યેઉશ મજદાઓ પઓઉરૂવીમ સ્પેન્તહ્યા અષા વીસ્પેંગ શ્યઓથ્ના**

**વંઘ્રહેઉશ ખ્રતુમ્ મનંઘ્રહો, યા ખ્શ્નેવીષા ગેઉશચા ઉર્વાનેમ.**

(☞ ઉપલો ફકરો બે વાર ભણવો).

**યથા અહૂ વઇર્યો ૪, અષેમ વોહૂ ૩. ખ્શ્માબ્ય-ગેઉશ-ઉર્વાંમ્ હાઇતીમ્ યજમઇદે.**

**યેંગહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,**
**મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,**
**યાઓંઘ્રહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.**



## ગાથા હા ૨૯ ના ૧૧ ફકરાઓની અંદરનો તાત્પર્ય:



## મરણ વખતે ગાહેસારણામાં આ હાનું ભણુતર કેવી રીતે કામે લાગે છે તેનો ખ્યાલ:—



મરણ વખતે ગુજરતા બસ્તે-કુશ્તીઆનની શી હાલત થાય છે તેનો ઉંડનો ચીતાર **ગાથા સીરીઝના પહેલા ભાગ**ના ૧૬૮ થી ૧૭૨ પાનાઓની ઉપર આપેલો છે. ગાહેસારણું **શબના મિથ્રને તોડે છે, અઇપિમાંની નાશ-કારક મગનાટીસને નરત કરે છે, ઉભા થયલા દ્રુજે-નસુને રોકે છે** અને મુરદાર તનમાં ફસી પડેલી **ગવની પાસબાની કરનાર કેહર્પ-ઉશ્તાન-તેવીષી** જેઓને બાતેન અનાસર તરીકે ઓળખે છે તેઓને મદદ કરે છે-રૂવાનના **હોશને સચેત** કરે છે તે બધો ચિતાર ત્યાં આપેલો છે. ગાથા હા ૨૮ ના ફકરાઓમાંનો ગાહેસારણા વખતનો ચિતાર જોયો. હવે આ હા ૨૯ ના અગીઆર ફકરાઓ શું નવો ચિતાર ચીતારે છે તે જોઇએ.

અહુનવદ ગાથાના માંથ્રોથી થતા સ્તોતો વ્યવસ્થા પાંથરવા માટે ખાસ છે કેમકે તેઓ વ્યવસ્થા કરનાર આસ્માન સાથે સંબંધ રાખે છે. બીજા ગાથાઓમાં બીજી શકિતઓ છે-વ્યવસ્થીક શકિત નથી માટે તે બીજા ગાથાઓ અહિંયાં ભણાતા નથી. ત્યારે મરણ વખતે શરીરમાં ગેરબંદોબસ્ત થઇ રહે છે તે બધા ગેરબંદોબસ્તને બંદોબસ્તીમાં લાવવાની ગતી આ અહુનવદ ગાથાના માંથ્રોના સ્તોતોમાં છે એમ ટુંકમાં કહી શકાય. સ્તોતો અણુદીઠ રીતે કામ કરે છે તેનું વર્ણન કંઇ આપી શકાય નહી. પણ સ્તોતોના તે વ્યવસ્થીક કામનો કંઇક ચિતાર અહુનવદ ગાથાના હાઓના ફકરાઓના અંદરના તાત્પર્યમાંથી ભાખી શકાય-તેટલુંજ કહી શકાય તે જોઇએ.

### ગાથા હા ૨૯-૧.

ગાથા હા ૨૯ ના પહેલા ફકરામાં ગેઉશ ઉરવા જે ગેતીની કુદરતને ચલાવનાર મુળ શકિત છે-તેણીની હકીકત આવેલી છે. જગત ઉપર બુરાઇઓ ઘણી વધેલી છે. તે બધી બુરાઇઓને કાબુમાં લઇને જગતનું નવું બંધારણ કરવાના વિચારમાં તેણી છે તેનો ચિતાર ત્યાં છે.

## આહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ગુજરેલા રૂવાનથી પોતાના નાશ પામેલા જડતાવાલા શરીરની નવરચનાના વીચારમાંજ રહે છે. આવા નાશ પામેલા જડતાવાલા ગુજરેલા શરીરમાંથી દુજે-નસુ ઉભો થઇને અસલ એક વખતના જીવતા શરીરમાંના સુક્ષ્મ અમર ભાગો નામે કેહપ-તેવીશી-ઉસ્તાન અને ગવ જેઓ તે જડ શરીરને ટેકવવાનું પરમાર્થ કરતા હતા જેઓ હવે છુટા થઈ ગયા છે-તેઓને હેરાન કરી રહે છે, માટે તે ઉભા થયલા દુજી-નસુને અને તેને મદદ કરતી કાળી કુદરતને તોડીને નવરચના કરવાનાજ વીચારમાં તે ગુજરેલું રૂવાન રહે છે. પણ આ સમારકામ કઇ રીતે કરવું તેનો વીચાર તેને સ્પષ્ટ રીતે આવતો નથી જેને માટે આ ફકરાના માંથ્રો તેને પુરી સ્પષ્ટતા આપી રહે છે. આ ફકરાના માંથ્રો જે ભણાઇ રહે છે તેની સ્તોતીક તલેસ્માતીક ગતીથી તે રૂવાનને ખાત્રી મળે છે કે આ દુજે-નસુનો નાશ થઇ શકશે અને ગુજરેલાં જડ તનની તેમ તેમાં રહેલા પેલાં અમર રીતના તનની નવી વ્યવસ્થા થઇ શકશે.

## ગાથા હા ૨૯-૨.

આ બીજા ફકરામાં ગેઉશ ઉરવાનો વીચાર જે જગતની નવરચના માટે ચાલે છે તેની શકિત અને તેને જે મહાન કામ કરવાનું છે તેની ખાહેશ દોરેલી છે. ગેઉશ ઉરવા જે કુદરતને ચલાવનાર જીવજાન છે-કુદરતનો મુળ ચેરાઘ છે તેને ઉરવાન તરીકે લીધેલું છે. આ ઉરવાનની બઓદીક શકિત એટલે વીચારને દાદારના હોકમ પ્રમાણે ફળીભુદ કરાવનાર શકિત તરીકે ગેઉશ તષનને લીધો છે. આ ગેઉશ તષન કુદરતના સામાનમાંથી દાદારના નાયબ તરીકે રહીને જગતને રચવાનો અધીકાર રાખે છે-દાદારનો નાયબ પેદા કરનાર તેજ છે તેમ ગેઉશ ઉરવાની બુદ્ધિરૂપ બગબી તેજ છે. ગેઉશ ઉરવાનનો વીચાર ચાલે એટલે ગેઉશ ઉરવાની બુદ્ધિ કામ કરે ત્યારે તે બુદ્ધિનો બગ ગેઉશ તષનજ કામ કરે એમ થયું. વળી વ્યવસ્થાને ચલાવવાનો અધીકાર આપનાર બગને અષવહિસ્ત કહે છે. એમ છે માટેજ અહિંયાં ગેઉશ તષન પોતે અષને પુછતા ચિતારાયા છે. વ્યવસ્થાની હીકમત દેખાડનાર તે બગ અષવહિસ્ત પોતા તરફની સુચવેલી વ્યવસ્થા માટે કોઇ એક કામેલ નરને મોકલશેજ એમ ગેઉશ તષન દુઆ કરે છે-મદદ માગે છે. ગેઉશ તષન કહે છે કે દ્રેગવોદેબીશ=બુરા-આસ્મોધોમાંથી અએષમ=બુરો દેવ તુરેથ્થાદ વક્ષ ઉભો થયલો છે. આ દેવ જયારે જશે ત્યારેજ નવરચના થશે, માટે આ અએષમને તોડનાર નરને, અએ અષવહિસ્ત, તમો

મોકલો. એમ આ બીજા ફકરામાં ગેઉશ તષન જે ગેઉશ ઉરવાનો જોડીદાર અને દાદારનો નાયબ પેદા કરનાર બઓદાંગરૂપનો છે, તે ગેઉશ તષન પોતાને લગતો બગ ગેઉશ ઉરવાના વીચાર ઉપર સીલ મારી એકમત થઇને અષને એટલે વ્યવસ્થાના રાખનાર બગને તે વીષે પુછે છે અને ગેતીની નવરચના કરવા માટેનો લાયક સરદાર માંગે છે કે જે ઉતરી ગેતીની નવરચના કરી શકે.

## હવે ગાહસારણામાં એ ભેદ કઈ રીતે લાગુ પડે છે તે જોઇએ.

માનવનું તન તે તેના રૂવાનનું જગત છે. તે રૂવાન તેના તનનું ગેઉશ ઉરવા છે. તે તન ઉપર પાપોની બદીની અવધી થવે તે તન ગુજર્યું છે કે જેની નવરચના કરવા હવે તે રૂવાન પોતાની સાથના બઓદની સલાહ પુછે છે. તે બઓદ તે રૂવાનની તરફથી અષવહિસ્તને પુછે છે એટલે તે બઓદ પોતામાંની અષની ગતી ઉપર વીચાર ચલાવીને પછી એક સરદાર માંગે છે કે તે ગુજરેલા તનની વ્યવસ્થા કરે. ભણાઇ રહેતા મથ્રિો તેને ગેહસારણાની તેમ બીજી યસ્ન જે જરથુસ્ત્રની છે તેની યાદ આપીને ખાત્રી અપાવે છે કે આ બધી યસ્નથી તેઓની મુરાદ બર આવશેજ. એમ તે રૂવાન અને બઓદ બેઉ ક્રીયા જે જરથુસ્ત્રની છે તે પુર્ણ થાય તે વાસ્તે અષની તલબ કરે છે એટલે મુએદોની પરહેઝગારી અને દીલોજાનની બજાવણી માંગે છે.

## ગાથા હા ૨૯—૩.

દાદારની વ્યવસ્થા અને તે વ્યવસ્થાને કયે પ્રસંગે ચલાવવી તેનો અધીકારી અષવહિસ્ત છે. કુદરતની રચના આ અષવહિસ્તની બહાલી વગર થાયજ નહિ. એમ છે માટેજ આગલા ફકરામાં ગેઉશ ઉરવાએ અષને જગતની નવરચના માટે પુછેલું હતું. ગેઉશોને જગતની નવરચના કરવા માટે અધીકાર આપવો જોઇએ એમ અષ કહે છે. પણ તે અધીકારને જગતમાં લઇ જનાર એક **માનવ** જોઇએ કે જે **સર્જા** હોય એટલે માનવ હોય છતાંબી જગતની આધી વ્યાધીથી નીરાળો હોય એટલે માનવ અવતારમાં અવતરેલો યઝત હોય. અષ કહે છે કે અત્યાર અગાઉ પઓઇર્યો-ત્કએષ નરો જગતમાં ઉતરેલા છે પણ તેઓ **સર્જાના** ભેદના એટલે યઝતી પ્રગતીકરણના નથી માટેજ તેઓ ગેઉશોને જગતની નવરચનાના કામમાં મદદ આપી શકતા નથી. કેમકે **સર્જા** નર એવો હોવો જોઇએ કે જેની દસ્તુરી દાદાર તરફની હોય અને તે દસ્તુરીથી તે **'અઓજિસ્તા'**=અઓજની કુદરત વાપરી શકીને **જવેંગ**=આલાતો ઝઓથ્રને **કેરેદુષા**=એવા કરે કે જે આલાતોમાં હું અષ મારા યઝતો

વસીને તેની મુરાદ મુજબ કામ કરી શકીએ. આવો અએોજિશત અને સઈજાના ભેદનો નર હજુર ઉતરવાનો છે. માટે અષ ગેઉશોને કહે છે કે તમો થોભો. હું એવા નરને કે જે જરથુસ્ત્રનું કદીમયાતવાળું અમશાસ્પંદોની સાથે કામ કરી રહેલું કેહપ ધારણુ કરીને વીર જરથુસ્ત્ર તરીકે થવાનો છે તેને તેના બરવકતે મોકલીશજ.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડી શકે તે જોઇએ.

ગુજરનાર રૂવાન અને તેની સાથની બઓદ કે જેઓ ગુજરેલાં જડ તનની વ્યવસ્થા કરવા માગે છે તેઓને અષની એટલે તેઓની અંદર રહેલી વ્યવસ્થીક ખેરદ યાદ આપે છે કે જડ તનને ટેકવનાર કેહપ–ઉશ્તાન–તેવીષી–ગવ વીગેરે વીગેરે અમર છે છતાંબી તેઓ એકલા જરથુસ્ત્રની હીકમત વગર એટલે ચાર દહાડાની ક્રીયા અને તેઓમાંના ગાહેસારણા વગર નવરચના કરી શકશે નહી. તેઓ સાથે રહેલી કુદરત એકલી કામ કરી શકશે નહિ પણ જરથુસ્ત્રની આપેલી યત્ન તેઓને મદદ આપીને કામ ફતેહ કરશેજ એમ આ ફકરાના ભણાતા માંથ્રો તેઓને તસલ્લિ આપે છે.

## ગાથા હા ૨૯–૪.

આ ફકરામાં કહે છે કે મઝદા સાતેસાત કાળની રજેરજનો જાણનાર છે. અહિંયાં ત્યારે ગેઉશો તેમ પઓઇર્યો–ત્કએષો કે જેઓ ગેઉશોની જડ જગતની ઉપરની બદી રોકવા મદદ કરી રહે છે તેઓ બેઉ મનન કરે છે કે દાદાર કુલમુખ્તાર છે. તેના હોકમ વગર કંઇ થઇ શકેજ નહિ. આજે જમીન ઉપર જે કંઇ ચાલી રહેલું છે તેમાં તેની કંઇ હીકમતજ હશે, કેમકે દાદાર પોતે પેદા કરનાર તેમ ભોગવાવનારજ છે. તેની મરજી હોય તેમજ થશે અને થાઓ. ભલેને આજે જગતમાં દુખ છે અને તે દુખોનો ભાર હમુને ખમવાનો છે. પણુ તે બધું તે ચાલવા દે છે–માટે તેમાં તેની કંઇ હીકમતજ હશે માટે હમો ખુશીથી તે બધાનો અંગીકાર કરીએ છીએ. તેમાંથીજ ભલુ નીવડશેજ.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

અહિંયાં તે ગુજરેલા રૂવાનને તેની સાથની બઓદ નીમ હોશમાં લાવીને તે ઉપર કહેલી અકકલ આપે છે અને રૂવાન જે ગુજરતાં તનમાં ચાલી રહેતી ગેરબંદોબસ્તી જોઇને રડન કરે છે તેને ખેરદ આપીને કહે છે કે બધુંજ તે દાદારના હોકમથીજ અને આપણાં ભલાં માટેજ છે માટે

આપણે હીમ્મત પકડવી. આપણુને જરથુસ્ત્રની હીકમત તુરતજ મદદ કરશે. આ ફકરાના ભણુાઇ રહેતા માંથ્રોના સ્તોતોને પછી તે બઓાદ તે રૂવાનને સંભળાવીને તે સ્તોતોની તલેસમાતીક હીમ્મત તે રૂવાનને આપી તે રૂવાનને તે મોટા સાહસ માટે ઉસ્તવાર કરે છે.

## ગાથા હા ૨૯–૫.

આવા મનન પછી ગેઉશ ઉરવા તે દાદારની શુક્ર ગુજારી કરે છે. જગતની ઉપર ગેતીની ઉપર જે કંઇ બુરૂં વરસી રહે છે તે હસ્તીનાં સાત આસ્માનોની ધીમી રીતે દળતી મીલોમાંથીજ એટલે દાદારના હોકમથીજ અને તે વળી હદ+ઇનસાફથીજ નીકળે છે–તે બેઉ શકિતઓ ગેઉશ ઉરવા જે ભાર ખમે છે તે અને ગાવે–અઝ જે ભાર પાડે છે તે એટલે ઉપર કહેલી સાત આસ્માનોની ઘંટીમાંથી પાપ–પુન્યના નતીજાઓને દગી આપનાર ૩૩ રતુઓની શકિત–તે બેઉ તે દાદારના ખાદમ તરીકે ઉભા રહીને દાદારની શુક્ર બજા લાવીને કહે છે કે હમો તો તારા બંદા ફરમાન બરદાર છીએ. તારો જેમ હોકમ ચાલે છે તેમ બંદાવાર ખમ્યા જઇએ છીએ, કામ કર્યાજ જઇએ છીએ, કયિ અને શું કામ કરવા ખમવું કે કરવું એમ પુછવાનો હમારો ધર્મ હમો સમજતા નથી કેમકે હમો તારા ઇનસાફ ઉપર બીગુમાન છીએ. હમો જાણીએ છીએ કે આ બધું દોરંગીપણું જે કંઇ ચાલી રહે છે તો સમજ ભલેને પડે નહિ. પણ તારો ઇનસાફ છેજ–તું બુરાઇની હદ લાવવા ઇનસાફ વાપરે છેજ એટલું તો હમો જાણીએ છીએ અને હમો જાણીને જાહેર કરીએ છીએ કે જે કોઇ સત્યવાન હશે તેને આંચ પુગવાની નથી; સાચને આંચ નથી અને જે કોઇ તરીકત ઉપર પાબંદ હશે તેને કોઇ હઠાવનાર નથી–તે બેઉ તુંને પુગશેજ.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

તે ગુજરેલું રૂવાન કે જે આગળના ચોથા ફકરાના માંથ્રીક સ્તોતોથી ઉસ્તવાર થઇને જે કંઇ વીતે તેની કસોટીમાંથી પસાર થવા ઉભું છે તે રૂવાન પોતાના બઓાદ સહીત હવે તે દાદારની શુક્ર ગુજારી કરીને કહે છે કે આ બધું જે થઇ રહે છે–દુજે–નસુનું થવું–તેનો ચારેમેર થતો હલ્લો, અસ્પિમાં અહિનું ઘુસવું–બાતેન અનાસરો ઉપરનો આજાબ જેવું થઇ રહેતા હું રૂવાન જોઉં છું તેને માટે હું તારી શુક્ર ગુજારી કરૂં છું, કેમકે તે બધી બુરાઇઓ થઇ છે તેમાં હમારોજ હાથ છે. પણ તે બધી બુરાઇને ઇનસાફથી તું મારશેજ–ઠેકાણે લાવી ભલાઇમાં વણુશેજ એમ

હવે હું યાદ કરી શકું છું. તે બધું ગમે તે થતું હોય પણ હવે જરથોસ્તી દએેનની યસ્ન અને ગાહેસારણું જે કંઇ થઇ રહે છે તે ફાવશેજ–તેઓની તે સલને કંઇ આંચ પુગવાની નથી એમ હમો નચીંત છીએ અને હું રૂવાન બઓદની સાથે રહીને તરીકતની ઉપર છું એટલે કાયદેસરના આવા મિથ્રો કરી કાયદા પ્રમાણે વરતી ચાલીને દુજની સામે થવા ઉસ્તવાર છું માટે હમારી સામે દુજ ફાવશેજ નહી. આમ બીગુમાન હમો છીએ અને ઉસ્તવારીથી યસ્નની દુઆ ચાહતા જઇને દુજને રોકી શકીને હમારા ગુજરેલા તનની નવ વ્યવસ્થા કરીને હમારે મરકજે પુગી શકશુંજ. આવી રીતે મનનમાં રહેનાર રૂવાનને આ ફકરાના ભણાતા સ્તોતો ઓર ઉસ્તવાર કરી રહે છે એમ રૂવાનની રય પુર્ણ નીમ–હોશપણું મેળવી રહે છે.

## ગાથા હા ૨૯–૬.

જ્યારે ગેઉશોને ઉપર કહી છે તેવી શાંતી આવી–દાદાર જે કંઇ કહે છે તેમાં ભેદભરમ છે એમ તેઓનું મનન ચાલ્યું–ચાલવા લાગ્યું અને જે ફરતી ગાવના અલંકારની હસ્તીની કુદરત નામે 'ગાવે–અઝ' કે જે હસ્નીના સાત આસ્માનની ઘંટીમાંથી ભલા બુરાનો નતીજો હદ+ઇન-સાફથી દળી આપે છે તે ગાવે–અઝને પુગી તેણીની ઉપર દુઆ કરીને તેણીને પોતાના હમકાર તરીકે લઇને તે ગેઉશો દાદારની શુક્ર ગુજારી કરવા લાગ્યા અને પુર્ણ મનનમાં હતા ત્યારે તે દાદારે જાહેર કીધું કે તમારી જગતની દરોબસ્તી કરનાર અશો જરથુસ્ત્ર થશે, એવું આ ફકરો કહે છે. ત્યાં કહે છે કે તે દાદાર કે જે **વ્યાનયા** સાતેસાત કાળની રજેરજમાં પસરેલો કુલ આગાહ છે, જે **વઉરુશ** છે વણુકર છે એટલે દરેકને ભલાઇમાં વણીને દરેકને આખરે ભલાઇએ લઇ જશેજ, તે દાદાર કહે છે કે 'જરથુશ્ત્ર'ને જગતની નવરચના કરવા માટે કદીમીઆતથી નેમેલો છે. જરથુસ્ત્રનું કેહપ જે સાત અમશાસ્પંદો સાથેજ જાહેર થયલું અને તેઓનું હમકાર છે તે કેહપને જે નર ધારણ કરી શકશે તેથીજ ગેઉશોની જગતની નવરચના કરવાની દુઆ ફળીશે. તેવા કેહપવાલા કે જેને જરથુસ્ત્ર કહે છે તે જરથુસ્ત્ર વગર ગેતીનો વરઘી કરનાર ખેડુત બીજો કોઇજ નથી. બગો-બખ્તે એટલે ભાવીએ ગેતીની નવરચના દરેક દરેઘો ખદાતમાં કરવા ધારી છે તેને માટે જરથુસ્ત્રનાજ કેહપને ઘડી રાખ્યું છે એટલે અહૂએ પોતાના હોકમ નામે અહુનવઇર્યમાં જગતની નવરચના કરવા માટે જરથુસ્ત્રનું કેહપ થવાનોજ હોકમ આપેલો છે અને તે પ્રમાણે તે અહુનવઇર્યમાંથી **બગ** કહેતાં મીનોઇ શકિતવાળો ભાગ **બઝ** થયલો છે એટલે જાહેર થયો છે એમ બગોબખ્ત=ભાવી ઉભી થયલી છે. આવું કેહપ કયા નરને

હાસલ થશે તે હવે પછીથી હુ તમુને જણાવીશ; આવા જરથુસ્ત્રના કેહ-ર્પવાળાને હું હવે પછીથી તમુને બતાવીશ.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

તે ગુજરેલાનું રૂવાન કે જે હવે ઉપર કહયું છે તેમ નીમહોશમાં જાગેલું છે તે હવે બઓદ કે જે પુર હોશમાં છે તેની પુરી હીદાયત મેળવે છે. બઓદાંબમાં પુરૂં ગ્નાન છે જેથી પેગામ્બર સાહેબે કીધેલી યસ્નની પુર્ણ ખુબીઓ વીષે આગાહ હોઇને રૂવાનને તે બધું સમજાવે છે. ગુજરનારનું બઓદ ગેઉશ તષનનો ભાવ ભજવે છે જેવણ અહુરમજદનો નાયબ દાદાર છે—દાદારનો અવાઝ છે. રૂવાન પોતે ગેઉશ ઉરવાનો ભાવ ભજવે છે જે પોતાનાં શરીરનું ગેઉશ ઉરવા છે. બઓદ જે તષન છે તે હોશ મેળવીને રૂવાન જે ગેઉશ ઉરવા છે તેને હોશ કરાવે છે કે તેની નાની જગત જે ગુજરી છે તેની નવ-રચના કરાવવા માટે જરથુસ્ત્ર છે એટલે જરથુસ્ત્રની યસ્ન છે. ત્યારે રૂવાન કે જેની ઉપર જીવતા જીવત બંદ હતો તેની 'રચ' સંકોચીત થયલી હતી તે રૂવાન તે બઓદને જોરે નીમ હોશમાં આવેલું હોવે તે રૂવાનને બઓદના જેવું ભાન તુરતા તુરતજ આવી શકતું નથી, માટે બઓદ તે રૂવાનને પેગામ્બર સાહેબથી તેની ભાંગેલી નાની દુન્યાની વ્યવસ્થા થશે એમ યાદ આપે છે અને આ ભણાતા ફકરાના માંથ્રો ભણાવે છે. રૂવાન એમ પેગામ્બર સાહેબની યસ્નનું સમજીને પોતે વધુ ઉસ્તવાર બની તે યસ્નની ઇન્તેજારી કરી રહે છે. તે યસ્ન મેળવવા દુઆ કરી રહે છે. આ ભણાતા માંથ્રની તલેસમાતીક ગતીથી તે રૂવાનને નચીંતાઇ મળે છે કે આખરે જરથુસ્ત્રજ મદદ કરશેજ એટલે જરથુસ્ત્રની હીકમત તેને તેનાં કામમાં સવળાતા આપશેજ.

## ગાથા હા ૨૯—૭.

ગાવે—અઝ સાથે રહીને ગેઉશોએ કીધેલા દાદારના મનનથી તેઓને દાદારનો જવાબ મલ્યો કે ગેઉશોની જગતની નવરચના કરવા માટેની અરજી પ્રમાણે જરથુસ્ત્રનું કેહર્પ ઉતરશે. પણ જરથુસ્ત્ર કયા અવઝારથી કયા સાધનોથી—હથીઆરોથી—માલમસાલાથી જગતની નવરચના કરશે તે વીષે હવે ગેઉશો જાણીતા થયલા હોય એમ આ ફકરામાં જણાવે છે. કહે છે કે **'માંથ્રો'**ને અહુરાએ અષની સાથે રહીને ઉભા કીધા કે જેઓ (માંથ્રો) વૃદ્ધિ કરાવનારા છે. એટલે કહે છે કે માંથ્રોમાં **'અષ'**=વ્યવસ્થા કરવાનો ગુણ છે જે આશીશરૂપ છે માટે વૃદ્ધિ કરાવી શકે—નવરચના કરી શકે. પછી કહે છે કે મઝદા અહુરાની આ **'માંથ્રીક'** બક્ષેશ ઉરૂશએઇબ્યો=

સત્યવાનોને માટે તેમ મેરેતેએઈબ્યો=ગુનહગારોને માટે એઉને માટે છે. ઉરૂષ-એઇબ્યો=સત્યવાનોને 'માંથ્ર' કઈ રીતે મદદ કરશે? કહે છે કે તેઓને આ માંથ્રો 'ગવોઈ ક્વીદ'=ગવની ગતી વધવા માટેની મીઠાશ ચરબી પુરી પાડશે એટલે ગવની ગતી મેળવવા માટેની energy ગતી-ઝરવાન પેદા કરાવી આપશે, જેના ભેદને **સીનાક મસીહ-બાઝાએ મસીહની** ગુહ્યતામાં સમજાવેલો છે (જુઓ પાને ૧૯૧). ગુનાહગારોનેબી આ માંથ્રો તેવી ગતી આપશે જે બધું **'સાસન્યા'**માંથી દીની ઇલ્મથી તેઓ જાણી શકશે. એટલે તરીકત પાળી બહમનને દીલમાં મહેર પતેતથી વસાવીને થઇ શકશે. એમ જરથુસ્ત્રજ એકલો એવો છે કે જે જગતનું તારણ કરી શકે.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ગુજરનાર રૂવાનબી આ માંથ્રો-પરનોનો લાહવો પોતાનાં જડ તનના તેમ સુક્ષ્મ ગતીના અનાસરો માટે માંગી રહે છે. આ માંથ્રો જે જરથુસ્ત્રે પોતાનાઓની ઉપર કહી છે તેવી વૃદ્ધિ માટે આપ્યા છે તેઓને મેળવવાનો જન્મસીદ્ધ હક તેનો છે માટે તે મેળવવાની દુઆ કરી રહે છે. તે રૂવાન હવે બઓહની મારફતે બંદ-દરોશ ઉકેલીને નીમ હોશમાં આવીને આટલો ભેદ તો જાણતું થયું છે કે ભલેને તેનું મન શરીર ગુનાહવાળું હોય કે સવાબવાળું હોય-તેઓના અનાસરોને તે કીધેલાનો બદલો તો મળશેજ-પણ તે બદલો જલદીથી મળી સઝા જઝા જલદીથી ભોગવીને તે ફ્રશો-ગર્દને રસ્તે તેઓ જલદીથી પડે માટે સેશાબમાંથી-જગતના અંધકારની ભુલભુલામણીમાંથી-જગતના વનરૂપના ખેંચાણમાંથી તેઓએ બહાર નીકલવું જોઇએ. કેમકે તે પછીથીજ તેઓ પોતાને દામે જઇ શકે કે જયાં આગળ તેઓને તે બધાને બદલો મળી શકે કે જે બદલાના ભોગવટા વગર તે ફ્રશો-ગર્દ તરફ તેઓ જઇ શકેજ નહી. જગતની આવી જડતાની ગુચમાંથી છોડવનાર અશો જરથુશ્ત્ર અને તેની કીધેલી આ બધી યસ્નજ છે. માટે હવે તે રૂવાન દુઆ કરે છે કે તે યસ્નનો લાહવો તેને જલદી મળે. ગાહેસારણામાંના આ ફકરાના ભણાતા માંથ્રોથી તે રૂવાન હવે દુજને જીતીને પેલાં શબનાં કોટલાંને તોડી શકવાની ભર ઉમેદમાં આવે છે અને ભણનાર માંથ્રોનો અંગીકાર કરી રહે છે.

## ગાથા હા ૨૯-૮.

ઉપર ગેઉશો અને ગાવે-અઝનું મનન થયલું જોયું જે વખતે દાદારે તેઓને કહયું હતું કે રોજે અવ્વલથી સ્રષ્ટીની શરૂઆતથી જગતની નવરચના દરેક દરેવો ખદાતમાં થવા માટે જરથુશ્ત્રનું કેહપ અમશા-

સ્પંદોના કેહર્પો સાથે થયલું છે. જે નર આ કેહર્પને ધારણ કરશે તે નર જગતના હાતોબર તરીકે ઉતરશે. આ નર કોણ થશે તે વિષે હું અહુરા તમુને તે નરના ઉતરવાના બખ્તવકતે જણાવીશ.

હવે જગતની ઉપરનો ભાર ખુબ વધીને અએષમનું જોર તુરે બ્રાદ વક્ષનું જોમ અત્યંત વધેલું અને સ્થેસ્તારો પએઇર્યો-ત્કએષો પાછા હઠતા ગએલા અને જગતનો અંત આવે એવું શીહા વાદળ જામેલું એટલે હવે બખ્તવકત ઉગ્યો કે જેમાં જરથુસ્ત્રના કેહર્પને ધારણ કરનાર નર કે જેને આસ્ને વીરના અશો જરથુસ્ત્ર કહે છે તેવણ ઉતરવા જોઈએ. માટે હવે દાદાર તે ગેઉશોને તે આસ્નેવીર જરથુસ્ત્રને તેઓનાં કામ માટે મોકલવામાં આવશે તેની વધાઇ આપે છે-કહે છે કે આ નરજ એકલો છે કે જે જરથુસ્ત્રનું અમર કેહર્પ જે અમશાસ્પંદનું જોડીદાર છે તે લઇને તેને જોરે મારી સાસ્નાઓ સમજી શકે. એટલે જગતની નવ-રચનાનો ભેદ જાણીને અમલમાં લાવી શકે-તુરેબ્રાદ વક્ષને હઠાવી શકે. આ નરને જરથુશ્ત્ર સ્પીતમ તરીકે ઓળખશે. આ નર હું મઝદા માટે એટલે મારી જગતની નવરચના માટે-જગતની પાંચ વર્ણોની ઉન્નતી માટે અને અષાઇ=કુલ નીસ્તીની ભલી વ્યવસ્થા માટે હું મોકલું છું; તે વગર બીજો કોઇ તે કામ કરી શકે નહી. આ નર 'ચરૅકરૅથ્રા'= દુજને હવસોને મારીને ગવમાં બદલવાની હીકમતો 'સ્રાવયેંઘહે'=મારી તરફથી સમજીને જગતને આપશે, દરેક વર્ણને તે વર્ણના મરતબા પ્રમાણે આપશે કે જેથી દરેકની નવરચના થશે-ગેતી જે દુજો-દેસ્રાનની છે તે ગરોદેમાનની થશે.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

રૂવાન હવે નીમ હોશમાં છે એટલે હવે આ ભણાતા માંથ્રોના આવા ભેદોને બરાબર સમજીને તે માંથ્રોને પોતે ભણીને પોતાના જડ શરીરમાંના દુજે-નસુને તેની સાથની જંગોજડાલમાં મારી હઠાવવાની આશામાં રહે છે. જરથુસ્ત્રનું સ્મરણ કરીને ગુજરેલાં તનનાં શબનાં કોટલાંને તોડવા મથી રહે છે. માંથ્રો વગર 'ચરૅકરૅથ્રા'=વગર 'વખેદ્રહ્રયા'=સચ્ચાઇ વાળાઓને મલે તેવો બદલો ગુનાહગારોને મલી શકેજ નહી એટલે માંથ્રોથી જડ જગતનો સંબંધ તોડીને ઉપર નેમેલી જગાએ જવાય કે જ્યાં કીધેલાની શીક્ષા પામીને ભલી ખેરદ પ્રાપ્ત થશે. એમ મનન કરી ભણાતા માંથ્રોના સ્તોતોને પકડીને પોતાના તનનો આજાબ જે ક્ષફ્નનો છે-જમીનની જડતામાં બંધાઇ રહેવાનો છે તેને તેમ પોતાના જડતા તરફ બંધાયલા ભાનને તે જડતાની ગુંચમાંથી કાઢતો રહે છે. આમ ગાહેસારણાનું આ ભણતર રૂવાનને કામગાર થઇ પડે છે તેની સમજ આવી શકશે.

## ગાથા હા ૨૯—૯.

ઉપર જોયું કે દાદારે અશો જરથુસ્ત્રને ગેતીની નીસ્તીની ઉન્નતી માટે મોકલેલા છે અને તેવણ ગેતીમાં જાહેર થયલા છે. પણ સપ્પર પહેલાં તેવણ ગેતીની બદીને તોડી શકતા નથી એટલુંજ નહી પણ બદીની સામે ટકી શકતાબી નથી, માટે આ ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવા **'રઓસ્તા'**=ગેઉશ ઉરવાએ ફરયાદ ઉઠાવી કે **'યે'** એટલે તે કે જે મોકલાયલો જરથુસ્ત્ર છે તે **'રાદેમ'**=અક્ષેશરૂપનો, તારી તરફની ભલી દુઆ સાથનો તે દાદારે મોકલેલો છે ખરો, પણ **'અનએષેમ'** છે એટલે તેવો પસંદગીને પાત્રનો હાલ તુરત ઠડતો નથી, કેમકે તેની **'વાચેમ'**= વાચા—માંથ્રો **'અસૂરહ્યા'**=સુરા તન વગરના એટલે કારગર-અસરકારક ઠડતા નથી—દેવોને તોડી શકતા નથી માટે અએ દાદાર તે માંથ્રો કારગર થાય તેવું જેમ સત્તા તે માંથ્રોને મળે એમ કરો. **આ વસેમી ઇષો-ક્ષથ્ર** =હું ગેઉશ **'ઇષો-ક્ષથ્ર'**=ઇચ્છવા લાયક સત્તા જેમ તે માંથ્રોને મળે એમ દુઆ કરૂં છું એટલે તેઓને દસ્તુરી મળે એમ દુઆ કરૂં છું, એટલે એ અર્થ થાય છે કે જગતમાં **પાવ મહેલ** કે જેમાંથી માંથ્રોને જોર મળે તે થયો નથી. પાવ મહેલ હોય તો ત્યાં ૩૩ અહૂ અને તેઓમાંથી થયલી ત્રેવીશ વીસ્પેરદની શકિત હોય, ત્યાં દાદારની દસ્તુરી હોય જેથી માંથ્રોને જોર મળે. માટે કહે છે કે તેવી **'ઇષો-ક્ષથ્ર'**=ઇચ્છવા લાયક સત્તાનું ઠામ **પાવ મહેલ** અને તે માંહેલી દસ્તુરી—તારી તરફનો અધીકાર જલદીથી ગેતીમાં ઉભુ કરવા **જરથુસ્ત્રને** મદદ કરો. જરથુસ્ત્રને તારી દસ્તુરી તારો હોકમ ચલાવવાના અધીકારનું જોમ આપો, કે જેથી યઝતોની મદદ મળે—તારો હોકમ તારી ઇચ્છા ચાલે અને તેવું કરવા મોટા ચેલાઓ થાય અને જરથુસ્ત્રને જગતની નવરચનામાં મદદ કરે માટે કહે છે કે **કદા યવા**=કયારે **હવો**=કોઇ પોતે **અંઘહુત્**=થશે એટલે પાવ મહેલ-તે માંહેલાના યઝતોની મદદ-તારી દસ્તુરી અને તે દસ્તુરી મેળવેલા ચેલાઓ **જરથુશ્ત્રોતેમો**† કયારે થશે એટલે જલદીથી થાય કે જેથી **દદત**

---

† **જરથુશ્ત્રોતેમો** શબ્દમાં જરથુસ્ત્ર શબ્દની ઉપર **'તેમ'** પ્રત્યય લગાડેલો છે. આ **તેમ** અને **ઇશ્ત** બે પ્રત્યયો અતીશયારથીક આકાર તરીકેના લેખાય છે. **'તેમ'**નો પ્રત્યય કહેવા ધારેલા શબ્દના base બેઝ ઉપર અને **ઇશ્તનો** પ્રત્યય કહેવા ધારેલા શબ્દના રૂટ ઉપર લગાડવાની રૂઢી જાયજ છે. **જરથુશ્ત્ર અને જરથુશ્ત્રોતેમો, સ્પેનામીન અને સ્પેન્તોતેમોમીનો, અને વોહુ-મન અને વહીશ્તેમ મીનો** વીગેરે વીગેરે એ પ્રત્યયોના દાખલાઓ છે. **તેમ**

( ફુટનોટ માટે જુઓ પાને ૨૬૮ મે ).

**જસ્તવત અવો=જરથુશ્ત્રને ભરેલા હાથની મદદ મળે-જગતની નવરચના** કરવા માટેનું કામ પાર પડે એટલે અહીઆ તુટે-ભલાઇ ઉભી થાય-અએષમ તુરેથ્રાદ વક્ષ પાછો હઠે.

**ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.**

ગાહેસારણા વખતે ગુઝશ્તે રૂવાન ઉપર જોયું તેમ **જરથુશ્ત્રની** યશ્ન મેળવવા ઇન્તેજારી કરે છે પણ તે યશ્ન જલદીથી મલતી નથી યા મળતી **હોય** તો તે જોર બતાવતી નથી યા તેવી કંઇ નડતર યશ્નમાં **થઇ રહે છે,** માટે તે ગુઝશ્તે રૂવાન પોતા સાથના બઓદથી નસીહત પામીને આ ફકરાના માંથ્રો સાથેસાથ **ભણીને** તે યશ્ન મળે અને ફતેહમંદ ઉતરે એમ

---

( પાને ૨૯૭ મે ની ફુટનોટ ચાલુ ).

શબ્દ **'ત'** સર્વનામનું બીજી એક વચન છે જે **તે** જે કોઇ **હોય છે** તેવા **તેને** એટલે તે જેવાને એમ મલતા વીષયપણું-જેવાપણું બતાવે છે. અને **ઇશ્ત** પ્રત્યય **'ઈશ'**=ઈચ્છવું-શકવું-તપાસવું ઉપરથી ઇચ્છવા પામેલો **એમ** અર્થ દેખાડે છે. એમ આ બેઉ પ્રત્યયો અસલ આકારના જેવું-અસલ આકાર જે કંઈ છે તેના જેવું અને તે અસલ આકારની ઇચ્છા પામેલું ઇચ્છા રાખતું એમ અર્થો બતાવે છે. એટલે આ **તેમ** અને **ઈશ્ત** અસલ આકાર જે કોઇ હોય તે અસલ આકારોને લગતું કામ તે અસલ આકાર જેવુંજ કરી શકે એમ બતાવવા વપરાય છે. અવસ્તામાં અતીશયારથીક પ્રત્યયો દરેક વખતે મોટે ભાગે અસલ આકાર કરતાં વધુ ચઢીઆતુપણું બતાવવા વપરાતા નથી, જેમ અંગ્રેજીમાં good ભલો અને best ઉત્તમ જેવા શબ્દો છે તેવી રીતે વપરાતા નથી. માટે તો અતીશયારથીકપણુ બતાવવા **તેમ** એટલે **તેને** એટલે તેના જેવો અને **ઈશ્ત** એટલે **ધારણા પ્રમાણે કામ કરતો** એવા પ્રત્યયો વાપરેલા છે. જેમકે **જરથુશ્ત્ર** એક છે અને **જરથુશ્ત્રતેમ** બીજો કોઈ જે જરથુશ્ત્રના જેવો એટલે જરથુશ્ત્રનું કામ બજાવનારો એટલે જરથુશ્ત્રનો નાયબ છે એમ કહેવા માગે છે. જરથુશ્ત્રનું કામ અતીશયારથીક રીતે ઉત્તમ રીતે કરનાર તરીકે ઓળખાવવા તે અતીશયારથીક પ્રત્યય આવે છે. તેમ **સ્પેનામીન** એક મુળ શકિત છે, સાત અમશાસ્પંદોની મુળ છે (જે સાતનો બાપ અહુરા છે), અને **સ્પેન્તોતેમો મીનો** તે બીજી શકિત છે જે સ્પેનામીનનો નાયબ છે એટલે સ્પેનામીનનું કામ ઉત્તમ રીતે કરનાર છે એટલે સ્પેનામીન જેવીજ તે છે જે **હવરે ક્ષએત** છે. એમ **વોહુમન** અને **વહિશ્તેમ મનો** શબ્દ છે. **વોહુમન** તે અમશાસ્પંદ છે જેમાં પરગજુપણું-નીશ સ્વાર્થ છે જે દાદારનું હેમ= અંતકરણ છે. અને આ દાદારના હેમવાળા અંતકરણવાળા બહમન અમશાસ્પંદની મરજી જે ધારેલી છે તે ઉત્તમ રીતે બજાવનાર-**ઇશ્ત**પણું બજાવનાર-ધારેલું બજાવનાર તે **વહિશ્તેમ મન** છે એટલે વોહુમનનો નાયબ બહમનના જેવું મન રાખીને બહમનની ઇચ્છા પામીને બહમનની ઇચ્છા બતાવતો નર યા શકિત છે.

દુઆ કરે છે. હજુર લગી જો કે ગાહેસારણું ચાલુ થયું છે છતાંબી શબના મીથ્રનું કોટલું તુટયું નથી તે જલદીથી તુટે એમ ગુઝસ્તે રૂવાન દુઆ કરે છે. હજુર લગી દુજનો હલ્લો તુટયો નથી-હજુર લગી બાતેન અનાસર શબના દુજના ઘેરામાં ઘેરાયા છે-હજુર લગી શબની અછપિમાં અહીની ગતી છે-હજુર લગી શબમાં થયલી ફ્રાદોની રીંગ દુજને તાબે કરી શકતા નથી. એમ જો કે ક્રીયાઓ ચાલુ છે-ગાહેસારણું ચાલુ છે છતાં શાંતી થતી નથી એમ રૂવાનને લાગે છે. પણ આ ભણાતા માંથ્રોને તે રૂવાન ખુદ ભણીને તે ગુઝસ્તે રૂવાન દુઆ કરે છે કે પોતાના શબની વ્યવસ્થા જલદીથી થાઓ અને શબના મીથ્ર તુટો અને તેનું કેહર્પ અને બાતેન અનાસરો આઝાદ થાય-તેઓ થશેજ એમ તે રૂવાનને તેની સાથની બઓદ ખાત્રી આપે છે. વળી આ ભણાતા માંથ્રોથી આવી દુઆ જયારે જયારે બહાર પડે છે ત્યારે ત્યારે કે જે કોઇ જરથોસ્તીઓના રૂવાનો અધોટ ગતીએ પુગીને પોતાના બાતેન અનાસરો સહીત પુરી શકિતથી પકડાયા હોય અને તે અધોટ રૂવાનનું કેહર્પ અને બઓદ અને ફ્રેરોહર તે પકડાયલા રૂવાનથી છુટા થઇને તે અધોટ થયલા રૂવાનની ખાલેસી માટે મથન કરી રહેતા હોય તો તેવા તે કેહર્પ-બઓદ ફ્રેરોહરને આ દુઆ જલદીથી ફળીભુદ થતી આવી શકે છે. આવા ઉમદા મિથ્રો અને તે મીથ્રોને લગતા સ્તોતો આ ફકરાના ભણાતા માંથ્રોમાંથી બહાર પડી રહે છે જેથી તે ગુઝસ્તે રૂવાનને તેમ બીજા અધોટ ગતીએ પુગેલા રૂવાનોને ભલી દુઆ પુગી રહે છે.

## ગાથા હા ૨૯-૧૦.

ઉપર આપણે વાંચ્યું કે દાદારે જગતની નવરચના કરવા જગતમાંના અએષેમ-તુરેબ્રાદ વક્ષને પાછો હઠાવી જગતને સમારવા જરથુસ્ત્રા નેમેલા કેહર્પવાળો નર અશો જરથુસ્ત્રને **અસ્તો** તરીકે મોકલ્યો ખરો, પણ **મીનો ગાસ**માંની સીધ્ધી મદદ તુરતા તુરત સ્થાપીત નહી થવે-તે મદદ સીધ્ધી નહી ઉતારવે તેવણ જગતમાંના દેવોની સામે તુરેબ્રાદ વક્ષની સામે ઉભા રહી શકયા નહી-એમ મામલો થયો. એટલે તે ગેઉશ ઉરવાએ જરથુસ્ત્ર **ઇષો-ક્ષથ્ર** જલદી મળે એટલે યઝતો જેવો અધીકાર-દસ્તુરી જલદી મળે એમ દુઆ કીધી એટલે **મીનો ગાસ** જેવી **ગાસ** ગેતીમાં જલદીથી બંધાય એટલે પાવ મહેલ થાય અને તે માંહેલી યઝતી ગતીના જેવો અધીકાર-દસ્તુરી જરથુસ્ત્રના જેવાઓને એટલે જરથુસ્ત્રના ચેલાઓને મળે એમ દુઆ કીધી હતી. હવે અહિંયાં આ દસમા ફકરામાં કહે છે કે અએ દાદાર-અએ અષ, તેઓને અને જરથુસ્ત્રના જેવાઓને

એટલે જરથુસ્ત્રના હાવીશ્તો=ચેલાઓને અઓજની શક્તિ કુદરતનું જોમ આપે કે જેથી તે મહાન દસ્તુરી—એટલે તારા **મીનો હોકમ** રાખતા યઝતોના જેવું કામ યઝતો સાથે રહીને તેઓ કરી શકે. કહે છે કે **યુજેમ**=તમો અહુરા અને અષવહિશ્ત (બંદોબસ્તના સાહેબ) **અઓઇબ્યો**=તેઓને—અશો જરથુશ્ત્રના નાયબોને **અઓગો**=અઓજની કુદરત અને જોમ શક્તિ જે જગતની નવરચના કરીને જગતમાં રામેશ્ની ઉભી કરાવી શકે છે તે કે જે શક્તિમાં **ખષથ્રેમ્ચા** મીનોઇ અધીકાર છે યઝતોનો અધીકાર છે—તે કે જે રાદી હદ+ઇનસાફી છે તે ક્ષથ્ર—અધીકાર—દસ્તુરી આપો, કેમકે **અવત**=તે રાદી સત્તા—દસ્તુરી બહમન જેવી છે, રાદી પરદુખભંજની છે માટે **અવત્ વોહુ મનંઘહા**=તે દસ્તુરી બહમનની મારફતે આવીને બહમનનું કામ કરી અપાવનારી છે, આ કામ શું હોય માટે કહે છે કે **યા**=જેથી **હુષેઇતીમ્**=પેલી બહેસ્તની દુન્યા એટલે જગતની નવરચનાનું થવું—દુજે—દેમાનનું ગરોથમાની થવું—અને **રામાંચા**=અનંત રામેશ્નીનું સુખ મળશે એટલે દેવોનો ઝુલ્મ કે જેને માટે ગેઉશોએ દુઆ કીધેલી તે જઇને ભલાઇ જામશે. જેમ **મઝદાને** પરમ સુખ સૃષ્ટીની શરૂઆતમાં મળેલું તેમ મને હું ગેઉશ ઉરવાને તે **હાવીશ્તો**=જરથુશ્ત્રના તે બાયનશીનો તે દસ્તુરીથી ક્ષથ્રથી અપાવશે. અહિંયાં ત્યારે પાવ મહેલ બંધાઇ રહયો છે—દીન ગેતીમાં ચાલી રહી છે—જરથુશ્ત્રના હાવીશ્તો ઉભા થઇને દેવોની બદીની સામે ફતેહમંદ રીતે ચોકકસ ફતેહ મેળવી રહયા છે તેઓને માટે ગેઉશ દુઆ કરી રહે છે. આવો ચીતાર અહીંયાં છે.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

રૂવાનને કઇ રીતે આનંદ થાય છે તે જોઇએ. ગેહસારણાના આ ફકરાના ભણતર વખતે ગુજરનારનું રૂવાન આગળા ફકરામાં જોયું તેમ દુજથી હેરાન હતું તેનાથી છુટકારો પામે છે. ગુજરતી વખતે શું થાય છે અને ખાસ કરીને ફ્રાદોના રીંગ કશ થઇને દુજને તેમાં ઘેરે છે તે બધું બયાન **ગાથા સીરીઝ ભાગ પહેલો** ૧૬૮–૧૭૧ પાને મે આપેલું છે. ફ્રાદોના કશમાં આ વખતે દુજે—નસુ ઘેરાઇને આજેજ થતો આવે છે માટે તે દુજની મદદે ગુજરનારની અઇપિમાં સ્થાપીત થયલી અહિની બુરી તીરેહ-ગીની શક્તિ કે જેણે તે અઇપિમાં રૂવાન—બઓદને ઘેરેલા છે તે શક્તિ ઘેરો છોડીને ત્યાંથી તે કશ તરફ જઇને તે દુજને છોડવવા માગે છે. આ વખતે અઇપિમાંની તે તીરેહગીની વચમાં સપડાયલું રૂવાન ખલાસી મેળવીને પોતાનાં કેહર્પમાં સવાર થઇ શકે છે. કેહર્પના હરઅરેઝમાં તે રૂવાન જવે તે રૂવાનને હવે તે દુજ ઉપર મકકમ રીતે હલ્લો કરવાનો દાવ મળે છે

એટલે પેલા ઘેરાયલા દુજને મહાત કરવાનો મોકો મળે છે. આમ જે થઇ રહે છે તેની શરૂઆત આ ફકરાના ભણતરથી થવે તે ગુઝસ્તે રૂવાનને હીમ્મત આવે છે. આ ફકરાના આ ભણતરથી રૂવાનને પુશકળ જોમ આવે છે અને હવેથી શબના મીથ્રની રીંગને તે તોડી શકે છે. રૂવાન આ ફકરો ભણાતા મનન કરે છે કે અએ દાદાર અઓજ શકિતવાળા પાવ મહેલની યસ્નવાળા યઓઝદાથેગરોથી ભણાતા આ ગાહેસારણામાં તમારી મદદ મળો અને મળશેજ અને મને તે આનંદ થશેજ. આનંદ મને થાય એટલે દુજે-નસુ જે મને હલાક કરે છે તે મહાત થવોજ જોઇએ અને તે થયા કરો એમ રૂવાનનાં સચેત મીથ્ર આ ફકરાના ભણતર વખતે ચાલી રહે છે.

## ગાથા હા ૨૯—૧૧.

ઉપરના નવમા ફકરામાં જોયું કે જરથુસ્ત્રે દીનને શરૂ કીધી ત્યારે તે એકદમ ફેલાઇ શકી નહી એટલે દેવોની બુરાઇ તુટી શકી નહી, પણ જરથુસ્ત્ર ખુદ દેવોથી ઘેરાવા લાગ્યા, પછી ગેઉશ ઉરવાને દાદાર ની પાસે દાદ ચાહી અને જરથુસ્ત્રનો તે જન્મસીધ હક જે દસ્તુરી મેળવવાનો-દાદારનો હોકમ બજાવવાનો છે તે હકના પ્રફુલ્લીત થવા માટેના પાવ મહેલની રચના પુર્ણ થવાની દુઆ ચાહી. પછી દસમા ફકરામાં જોયું કે જરથુસ્ત્રને યઝતોની મદદ મલી-પાવ મહેલ બંધાઇ રહયો, કેમકે તે ફકરામાં કહે છે કે પેગામ્બરના મોટા ચેલાઓને તેઓનું કામ જે બદીને તોડવાનું માટે માનવને રાહે રાસ્ત બનાવવાનું છે તે કામમાં ફતેહ મળો એટલે પેગામ્બરના ચેલાઓ તરીકતનો રસ્તો ગેતીને બતાવી રહે છે એમ ત્યાં સીદ્ધ થાય છે. આ ફકરામાં શું કહે છે? જરથુસ્ત્રે દાદારના અકવાલોને ગેતીમાં જાહેર કીધા છે, જરથુસ્ત્રના ચેલાઓ તે અકવાલોને ગેતીના ખુણે ખુણે પાંથરી રહયા છે તે અકવાલોનો શું ફાયદો છે તે બતાવેલો છે.

ત્યારે કહે છે કે કુદા=કયારે મા=મારી તરફ **અષેમ વોહુચા મનો ક્ષથ્રેમચા** એટલે અષ, બહમન અને શહેરેવર **મષા** આવશે એટલે જયાં જયાંથી જરથુસ્ત્રના શીક્ષણો ચાલશે-તરીકતનો રસ્તો લેવાશે ત્યાં ત્યાં **અષ**ની બંદોબસ્તી,-સચ્ચાઇ **બહુમન**ની નીશકામ વૃત્તી અને **શહેરેવર**ની રાદી સત્તા ઇનસાફ ચાલશેજ. દએનનો આવો ફાયદો મળશેજ. ગેતીમાંની બદીઓ જઇને ગેતી અષ અને બહમન અને શહેરેવરના વસવાટની ગરોદેમાની થશેજ અને આ થઇ રહેલીજ છે. પછી કહે છે કે જયારે અષ-બહમન અને ક્ષથ્ર તરીકતના પાળનાર પાસે-દીનના શીક્ષણ પ્રમાણે

ચાલનાર પાસે આવશે ત્યારે યુજેમ મઝદા=તમો અએ દાદાર ફ્રાખ્શનેને =પુર્ણ રીતે વૃદ્ધિ થાય તે રીતે મદદે આવશોજ. મજોઈ મગાઈ એટલે મસ મઝીહ–મોટા મગવનો જે મોટા સાહસ કરી શકે તેવા મોટા સાહસો પઇતી જાનતા=બજાવવાની તે સાહસોને પુગી વળવાની મહેરબાની કરશોજ. એટલે અહીંયા કહે છે કે હવે મગવન લોકોના થવાની શરૂઆત થઇ છે જેઓ જગતની બદીને તોડી રહયા છે. પણ એવા મોટા મગવનો મારફતે બીજા ઉતરતા નરોનેબી મદદ મળશેજ માટે કહે છે કે 'નૂ'=હવે કે જયારે પેગામ્બરની આણુ બધેબધ પંથરાઇ છે, મગવનો સાહેબ–દીલાનો થઇ રહીને મોટા સાહસો કરી રહે છે, તરીકતનો પથ ખુલ્લો છે, ત્યારે નાઓ=હમુને હમારા જેવાઓનેબી યુષ્માવતાંમ=તમારા જેવાની–તમારી સાથે પેવંદ રાખે તેવાની એટલે યઝતી શકિતઓની અવરૅ= મદદ મળશેજ. એમ અહિંયાં છેલ્લે જરથુસ્ત્ર ગેતીમાં ફાવે છે અને ગેઉશોની ખુશાળી થઇ રહે છે તેનો ચીતાર આપેલો છે.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ગેહસારણામાં જયારે આ ફકરો ભણાય છે ત્યારે ગુજરેલાં રૂવાનને તેના જીવતા સગાઓની યસ્નરૂપ મદદ મલીને તે ગુજરેલાંનાં તનુમાંથી ઉભા થયલા દ્રુજે–નસુને મજબુત રીતે પકડમાં જકડે તેવી હાલત ઉભી થયલી રહે છે અને તે ગુજરેલાંની અઇપિની આસપાસનું જડ કોટલું=શબના મીથ્ર ત્રુટતા રહે છે. કુદા મષા વોહુચા મનો ક્ષથ્રેમચા અત્ મા મષા=મારી તરફ અષ–વોહુમન અને શહેરેવર ફ્રાયદા માટે આવનાર છે તે કયારે આવશે? એના જવાબમાં ગુજરેલાનું રૂવાન દાદારની આગળ દુઆ કરે છે–શુક્ર ગુઝારી કરે છે કે અએ સાહેબ શુક્ર તારા કે મને જોઇતી યસ્ન પુરી અષની અને વોહુમનની નીશ્કામ વૃત્તીની અને શહેરેવરની એટલે દ્રુજને તોડવાની સત્તાવાલી મલી છે. પછી 'યૂઝ્ૅમ મઝદા ફ્રાખ્ષનેને મજોઇ મગાઇ આ પઇતી જાનતા'=તમો મઝદા તે મસમોટાં કામો જે મગવનોજ કરી શકે તેવાં છે તે કામો માટે પુર્ણ રીતે કામયાબ થવાની મહેરબાની કરી રહો છો અને વધુ કરશોજ. આ માંથ્રો વખતે તે ગુઝસ્તે રૂવાન દાદારના શુક્ર કરીને દુઆ કરે છે કે મારા તનના મરણુના ભેદથી દ્રુજ નસુ કાતીલ રીતનો થયલો જેને વળી કુદરતની કાળી બાજુનું જોર મલેલુ અને મારી અઇપી કે જેમાં જીવતી જીંદગીમાં પવીત્રાઇ હતી– ફ્રેરોહરનું ઠામ હતું તેમ કેહપનો જલવો હતો–જીવનું આકર્ષણ હતું તેવી તે અઇપીનો કબજો કુદરતની કાળી બાજુએ લઇને તે અઇપીને અભડાવેલી છે–આવા આ દ્રુજને મારીને તાબે કરવાનું અને આ અઇપીનો કબજો તે

કાળી બાજુની કુદરત પાસેથી લેવાનું કામ ઘણુંજ મોટું-મગવનોથીજ થાય તેવું છે.-પણ તે કામ આ યસ્ન જે થઇ રહે છે તેથી હું મારા બઓદ અને ફરોહરની મદદથી કરી રહું છું. આ યસ્નમાં તારા યઝતની મદદ મળી રહી છે માટે હું તારા હજારો હજાર શુક્રાના કરી રહું છું એમ મઝોઇ મગાઇના આ મહાન કામની ફતેહ માટે પઈતી જાનતા=મહેરબાની કરવાનું જે વચન આપેલું છે તે ખરેજ પ્રફુલ્લીત થતું આવે છે.

અહુરાનું નાઓ અવરે એહયા રાતોઇશ ચુઁમાવતાંમ: અએ અહુરા 'નુ'=હમણા એટલે રૂવાનના ગુજરવાના મોકાની ઉપર ચુઁમાવતાંમ=તમારા જેવાની અવરૅ મદદ એટલે આ ગાહેસારણું અને બીજી બધી યસ્ન જે થઇ રહી છે કે જેથી તારો પેવંદ હું રૂવાનને મળશેજ-તે મદદ કે જે રાતોઇશ=રાદી રીતની તારી પુરી મહેરબાનીવાળી છે તે મળી રહી છે અને મલ્યા કરશેજ. એમ ગાહસારણાના ભણાતા આ ફકરા વખતે તે રૂવાન ગાહેસારણાના આ માંથ્રોની બરકકતથી પોતાનાં શબના કોટલાંને તુટતું જોઇને અને દુજે-નસુને ઘેરાતો જોઇને અને અઇપિમાંની તીરેહગીને મંદ થતી જોઇને દાદારની શુક ગુઝારી કરી ગાથામાં આપેલા દદારના તે વચનોને યાદ કરી રહે છે. આમ ગાહેસારણું ગુજરતી વખતો અમુલ્ય છે તે સમજી શકાશે.

પછી ચાર યથા પઢે છે. આ વખતે અનાસરોની વૃદ્ધિ થવાના મીથ્રો થઇ રહે છે.

પછી ત્રણ અષેમ પઢે છે. આ વખતે રૂવાન ત્રણ મોટા ફેરામાંથી પાર પડે એટલે હસ્તીમાંથી તે રૂવાન નીસ્તીમાં ઉતર્યું છે, નીસ્તીમાં ગેતીમાં આજે તે રૂવાન તનોમંદ હાલત ધારણ કરીને ચાલી રહે છે, અને તે તનોમંદ હાલતને પોતા જેવી કરીને પછી નીસ્તીમાંથી હસ્તીમાં જશે-ફ્રશો-ગર્દ કરશે એમ ત્રણ મુળ ચકરાવા થઇ રહે છે તેઓ થઇ રહીને તે રૂવાન જલદીથી પાર પડે એમ મિથ્ર કરે છે.

પછી ક્ષ્માવ્ય-એઉશ ઉર્વના કેહર્પને યાદ કરીને દુઆ કરે છે કે આ ગુઝસ્તે રૂવાન માટે જે કંઇ ખીશ્કારી તેણે કરવી હોય તે ખીશ્કારીને તે કેહર્પ પુર્ણ રીતે કરી રહે.

———:o:———

# એક ખુશ ખબર!

## તદન ખાત્રીનું સસ્તું ઉત્તમ મલબારી સુખડ મળવાની ગોઠવણ.



ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તથા **જરથોસ્તી** રાહ્નુમાઇ સોસાયટીના મેમ્બરોની ખાસ સગવડ માટે **સોન્જા**માનાં ઉંચાં મલબારી સુખડના ચઢ ઉતર સાઇઝનાં પેરીયાં **સોસાયટીની** ઑફીસમાંથી વેચાતાં મલી શકે એવી ગોઠવણ હાલ કરવામાં આવી છે, અને જો મેમ્બરો તેમજ તેઓનાં ઓળખીતાંઓ તરફથી પુરતું ઉત્તેજન મળશે તો એ ગોઠવણ હંમેશ માટે ચાલુ રાખવામાં આવશે.

આ કાર્ય કંઇ સોસાયટીએ નફો કરવા માટે ઉપાડયું નથી, પણ મેમ્બરોને તેમજ હમદીનોને ખરો ખાત્રીનો માલ બજાર કરતાં ઘણાં ઓછા ભાવે મલી શકે અને તેઓ એ રીતે પવીત્ર આતશ ઉપર ખરાં **ઉંચાં મલબારી સુખડનો** વધુ હદીયો અર્પણ કરી શકે તે નેમથીજ આ સગવડ કીધી છે. **હમો એકજ જાતનું ઉંચું સુખડ રાખ્યે છીએ.** ખુદ બંદર પરથી ખાત્રીનો માલ જથ્થાબંધ લાવી જાતી દેખરેખ હેઠળ ફોડાવવામાં આવે છે. માલ ફોડતાં નીકળેલો તાછો, વેહર, સલી, પણ ફાલતુ હશે ત્યાં સુધી વેચાતો આપવામાં આવશે

**સુખડનાં પેરીયાં એક મણના રૂ. ૧૫**

ના ભાવે મળશે.

**ઓછામાં ઓછું અઢી શેર સુખડ લેનારનેજ**

**આ ભાવે આપીશુ.**

સુખડ મળવાનું ઠેકાણું :—

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**

દાદીશેઠ હાઉસ, હૉંગકૉંગ બેંકની સામે,

૧૨૪, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

ફરીથી છપાવવી મુશ્કેલ છે!

અવસ્તાવાણી ભણનારને માટે બેમુલ કેતાબ!

**કીમત રૂ. ૧ાા પરથી ઘટાડીને રૂ. ૧ કરવામાં આવી છે.**

આવી કેતાબ પહેલવહેલીજ છે! તાકીદે મંગાવી લેશો!

**બસ્તે-કુસ્તીઆન હુમ-દીનોને ખુશ-ખબર!**

"હમો ભણ્યા પછી ખરેખરી શું દુવા ચાહીએ તે કોઈ કહેશો?"

એ સવાલના જવાબમાં

**અવસ્તા કલામની બંદગીને છેડે ભણવાની તથા મુરાદ ચાહવાની દાદાર અહુરમજદની બુલંદ સેતાયશો તેમજ ત્રીસે રોજની સેતાયશોની કેતાબ હાજર! દરરોજ શું શું કુદરતના ખરા "રાદી" સીથ યાને વિચારો (Every Day's Right Thoughts about Nature's working) બર-વક્તના ફેંકવા તે આ કેતાબ શીખવે છે.**

# પાજંદ સીરીઝ નં૦ ૨:

# પાજંદ સેતાયશ બા માએની

(અસલ શુદ્ધ ઉચ્ચારે)

પ્રગટ કરનાર તથા તરજુમો કરનાર—**એરવદ ફીરોઝ શાપુરજી મસાની,**

**એમ. એ., એલ. એલ. બી., સોલીસીટર,**

**(અવસ્તા પહેલવી સ્કોલર.)**

---

આપણી રોજની અવસ્તા બંદગીને છેડે અસલથી ભણાતી આવેલી જો કે ઝાઝી નહી વપરાતી સૌથી બુલંદ ઉત્તમ સેતાયશોનો તદ્દન શુદ્ધ ઉચ્ચાર તથા તેના બોલેબોલ આંકડાવાર તરજુમા સાથેનો નાદર સંગ્રહ આ કેતાબમાં સમાવવામાં આવ્યો છે.

એ કેતાબ ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવી છે:

**પહેલા ભાગમાં:**

**પાંચ બુલંદ સેતાયશો:**

**(૧) નમાજ-ઈ-દાદાર અહુરમજદ**

**(૨) બનામ-ઇ-યજદ**

**(૩) સેપાસ-ઈ-અકેનારેહ**

**(૪) નામ-ઈ-ખાવર**

**(૫) ચિશ્રૅમ બુયાત**

**બીજા ભાગમાં:**

**ત્રીસે રોજની છુટી છુટી સેતાયશો**

**ત્રીજા ભાગમાં:**

**(૧) દુઆ-ઈ-નામ સેતાયશને**

**(૨) આશીરવાદ-ઇ-પએમાન-ઈ પહેલવી યાને લગનના આશીરવાદ.** (સંસ્કૃત સાથે)

વળી, એ કેતાબમાં લગભગ ૯૦ પાનાં અંદર આવેલી બાબદોના જરથોસ્તી ઇલ્મે-ક્નૂમને આધારે કીધેલા ખુલાસા ઉપર રોકવામાં આવ્યાં છે. મજબુત શોભઈતી કપડાંની બાઇન્ડીંગમાં સરઅવસરે ભેટ આપવા લાયક આશરે **૩૦૦ પાનાની** દલદાર કેતાબ.

**કીમત: રૂ. ૧—પોસ્ટેજ અને વી. પી. જુદું.**

લખો: (૧) **ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**
**નં૦ ૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

(૨) **મેશર્સ સોરાબ ધનજીશાહની કું૦,**
કામા બાગની મેનગેટની સુખડની દુકાન, ખેતવાડી, મુંબઈ.

